દાદા ભગવાન પ્રરૂપિત

સ્વરૂપજ્ઞાન સાક્ષાત્કાર પામેલા
અક્રમ માર્ગના મહાત્માઓ માટે
કેવળજ્ઞાનની શ્રેણીઓ ચઢાવતો ગ્રંથ

# આપ્તવાણી

## શ્રેણી - ૧૨

## (ઉત્તરાર્ધ)

સંપાદક : ડૉ. નીરુબેન અમીન

# સમર્પણ

સ્થૂળમાંથી સૂક્ષ્મ તરફ, પેસાડે બારમીનાં આપ્તવચન;
નથી માત્ર પઠન કાજે, માંગે ઊંડું પરમ અર્થઘટન !

આજ્ઞાઓનું મહત્ત્વ, સ્વચ્છંદ નિર્મૂલન;
શીરે દાદા લઈ લે મોક્ષ સુધીનું સંરક્ષણ !

જ્ઞાતા-દ્રષ્ટા સહેજે સંપ્રાપ્ય, શુદ્ધ ઉપયોગનું નિરાવરણ;
બારમા ગુણસ્થાનધારીઓ ! પામો અનંત ભેદી આ સમજણ !

પ્રગતિના સોપાન ચઢાવે, શિખરે લક્ષ દ્રઢીકરણ
એક જ શબ્દ પચ્યે મંડાવે, મોક્ષના ગભારે પગરણ

અહો અહો દાદા ! તમારું વચનબળ, શબ્દેશબ્દ ભેદે આવરણ;
વામણી લાગે પ્રચંડ શક્તિ, અજમાવી જે 'પોખરણ' !

જ્ઞાનીની જાગૃતિની ઝલકો, ઝૂકાવે શીષ જ્ઞાની ચરણ;
અહો અહોની અશ્રુધારા, વાંચતા ન સુકાવા દે નયન !

બારમું ગુંઠાણું વ્યવહારથી પામવા, કરો નિત્ય આરાધન;
બારમી આપ્તવાણી કાજે, મહાત્માઓને વિનવણ !

જાગૃતિ યજ્ઞની અકલ્પ્ય સામગ્રીઓનું કલેક્શન;
સમર્પણ સમર્પણ, અક્રમ મહાત્માઓને સમર્પણ !

# ત્રિમંત્ર








**નમો અરિહંતાણં**
**નમો સિદ્ધાણં**
**નમો આયરિયાણં**
**નમો ઉવઝ્ઝાયાણં**
**નમો લોએ સવ્વસાહૂણં**
**એસો પંચ નમુક્કારો;**
**સવ્વ પાવપ્પણાસણો**
**મંગલાણં ચ સવ્વેસિં;**
**પઢમં હવઈ મંગલં ૧**
**ૐ નમો ભગવતે વાસુદેવાય ૨**
**ૐ નમઃ શિવાય ૩**
**જય સચ્ચિદાનંદ**



# દાદા ભગવાન કોણ ?

## પ્રગટ્યા 'દાદા ભગવાન' ૧૯૫૮માં !

જૂન ઓગણીસ્સો અઠ્ઠાવનની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતું સુરતનું સ્ટેશન, પ્લેટફોર્મ નં: ૩ પરનાં રેલ્વેનાં બાંકડા પર બેઠેલા અંબાલાલ મૂળજીભાઈ પટેલ રૂપી મંદિરમાં કુદરતી ક્રમે અક્રમ સ્વરૂપે કંઈક જન્મોથી વ્યક્ત થવા મથતા 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા! અને કુદરતે એ સમયે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું! જગત શું છે? કેવી રીતે ચાલે છે? આપણે કોણ? ભગવાન કોણ? જગત કોણ ચલાવે છે? કર્મ શું? મુક્તિ શું? વિ.વિ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા! આમ કુદરતે, જગતને ચરણે એક અજોડ પૂર્ણ દર્શન ધર્યું અને તેનું માધ્યમ બન્યા શ્રી અંબાલાલ મૂળજીભાઈ પટેલ, ચરોતરનાં ભાદરણ ગામનાં પાટીદાર, કંટ્રાક્ટનો ધંધો કરનાર, છતાં પૂર્ણ વીતરાગ પુરૂષ!

## અક્રમમાર્ગની અદ્ભૂત કુદરતની ભેટ !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

## દાદા ભગવાન કોણ ?

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ'નો ફોડ પાડતા કહેતાં, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય. દાદા ભગવાન તો ચૌદલોકના નાથ છે, એ તમારામાં ય છે, બધામાં ય છે. પણ તમારામાં પ્રગટ નથી થયેલા, તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું નમસ્કાર કરું છું.''

## હું કોણ છું ?

અનંત અવતારથી 'પોતે' પોતાથી જ ગુપ્ત રહેલો છે ! પોતે કોણ

છે એ જાણવા માટે આ અવતાર છે. એ જાણવાની શું મેથડ? હું કોણ? મારૂં શું ? I એ વસ્તુ સ્વરૂપ છે ને My સંયોગ સ્વરૂપ છે. I એ ભગવાન ને My એ માયા. નામને My name કહીએ. Body ને My body. My mind, My speech, My ego, My intellect, My wife, My children, My money, My house કહેવાય. પણ I am house કહેવાય ? જગતમાં જે જે છે એ બધું My માં જાય છે. I માં શું આવે છે ? બીજું કંઈ જ નહિ. I એકલો જ છે. Absolute છે. એ I આપણે પોતે જ છીએ, રીયલ છીએ, પરમેનન્ટ છીએ ને My બધું પારકુ છે, રીલેટીવ છે, ટેમ્પરરી છે. રીયલમાં આપણે જે છીએ તે જાણવાનું છે. I એ આત્મા છે, My એ સંસારની વળગણો છે.

## જ્ઞાનીનાં લક્ષણો પ્રકાશ્યાં બાળપણથી જ......

દાદાશ્રીનો જન્મ ૭ નવેમ્બર ૧૯૦૭, વડોદરા પાસેના તરસાળી ગામમાં. પિતાશ્રી મૂળજીભાઈ અને માતા ઝવેરબા, પત્ની હીરાબા. બાળપણથી જ દીવ્ય લક્ષણો. માતાએ કંઠી બાંધવાની કહી તો તેઓશ્રીએ ના પાડી! માતાએ કહ્યું કે 'કંઠી બંધાવીશ નહીં તો નુગરો (ગુરૂ વિનાનો) કહેવાઈશ.' દાદાશ્રીએ કહ્યું, 'મને જે જ્ઞાન આપે, તે મારા ગુરૂ. કંઠી બાંધવાથી થોડા ગુરૂ થઈ જાય?!' તે તેમણે વૈષ્ણવની કંઠી ના બંધાવી તે ના જ બંધાવી.

સ્કુલમાં લ.સા.અ. (L.C.M.) પ્રથમવાર શિક્ષકે શીખવ્યું કે આ બધી રકમોમાં નાનામાં નાની અવિભાજ્ય તથા બધામાં સમાયેલી હોય, તે રકમ ખોળી કાઢો. એ એનો લ.સા.અ. કહેવાશે. દાદાશ્રીએ તરત જ ઊભા થઈને બોલ્યા, 'માસ્તર, માસ્તર! આ વ્યાખ્યા પરથી તો મને ભગવાન જડી ગયા! બધામાં સમાયેલા, નાનામાં નાના ને અવિભાજ્ય તો ભગવાન જ છે ને!

તેરમે વરસે એક સંતે એમને આર્શિવાદ આપતાં કહ્યું, 'જા બચ્ચા, ભગવાન તુમકો મોક્ષમેં લે જાયેગા.' ત્યારે એમણે કહ્યું, 'ભગવાન મને મોક્ષે લઈ જાય એવો મોક્ષ મારે ના જોઈએ. ભગવાન મોક્ષે લઈ જાય એટલે માથે એ ઉપરી ઠર્યો. ઉપરી અને મોક્ષ બે વિરોધાભાસ છે!'

મેટ્રીકમાં જાણી-જોઈને નાપાસ થયાં! કેમ? પિતાશ્રી ને બંધુશ્રી ને વાત કરતા સાંભળી ગયા કે મેટ્રીક પાસ થાય એટલે અંબાલાલને વિલાયત મોકલી સૂબો બનાવીશું. એટલે પોતે નક્કી કર્યું કે મેટ્રીકમાં જાણી-જોઈને નાપાસ થવાનું. કારણ કે નોકરી તો જીંદગીમાં કરવી નથી! માથે બોસ ના જોઈએ.

પરણતી વખતે માથેથી સાફો ખસ્યો ને વિચાર આવ્યો, 'આ લગ્નનું એન્ડ રીઝલ્ટ શું? બેમાંથી એકને તો રાંડવાનું જ ને!' પૈણ ચઢ્યું હોય એવા મોહના પ્રસંગે ઉત્કૃષ્ટ વૈરાગ્યનો કેવો અદ્ભૂત વિચાર!

## બાબો-બેબી જન્મ્યા પછી .....

વીસમે વરસે બાબો જન્મ્યો. મિત્રોને હોટલમાં પાર્ટી આપી. બે વરસ પછી પાછી હોટલમાં પાર્ટી આપી. બધાએ પૂછ્યું, 'શેની પાર્ટી?' દાદાશ્રીએ કહ્યું, 'મહેમાન આવ્યા તે ગયા!' પાછી બેબી જન્મી તે વખતે પણ પાર્ટી આપી. છ મહિના પછી બીજી પાર્ટી આપી. શેની? 'મહેમાન આવ્યાં, તે ગયાં!'

## અધ્યાત્મ તરફ વળ્યું જીવન !

બાવીસમે વર્ષે શ્રીમદ્ રાજચંદ્રનું પુસ્તક વાંચવામાં આવ્યું. ત્યારથી આત્માની ખોજ ચાલુ થઈ, તે પૂરી થઈ ૧૯૫૮માં. હજારોને ત્યારબાદ જ્ઞાન આપી મોક્ષનાં દ્વારે પહોંચાડ્યા! જીવન સાદું, સરળ, કોઈપણ જાતનાં બાહ્ય આડંબર રહિત. કોઈના ગુરૂ થયા નહીં. લઘુત્તમ પદમાં જ સદા રહ્યા. કોઈ વાડો નહિ, સંપ્રદાય નહિ. કેવળ આત્મધર્મની જ પ્રાપ્તિ કરાવાનો અભૂતપૂર્વ સિધ્ધાંત!

૧૯૮૮માં સ્થૂળ દેહવિલય. સૂક્ષ્મદેહે વિશ્વમાં વ્યાપી જગત કલ્યાણનું અવિરત કાર્ય વધુ વેગે વધાવી રહ્યા છે!

## પૈસાના વ્યવહારનો દાદાશ્રીનો સિધ્ધાંત

'વેપારમાં ધર્મ ઘટે, ધર્મમાં વેપાર ન ઘટે' એ સિધ્ધાંતથી તેઓ આખું જીવન જીવી ગયાં. જીવનમાં ક્યારે ય એમણે કોઈની પાસેથી પૈસો લીધો નથી. ઉલ્ટું ધંધાની વધારાની કમાણીથી ભક્તોને જાત્રા કરાવતા!

**- જય સચ્ચિદાનંદ.**

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ? 'ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા !

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું ! અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે ! હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા. પૂજ્ય દીપકભાઈ દેસાઈને દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. નીરુમાની હાજરીમાં તેમના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશોમાં ઘણાં ગામો-શહેરોમાં જઈને આત્મજ્ઞાન કરાવી રહ્યા હતા. જે નીરુમાના દેહવિલય બાદ ચાલુ જ રહેશે. આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો

| | |
|---|---|
| ૧. ભોગવે તેની ભૂલ | ૨૪. સત્ય-અસત્યના રહસ્યો |
| ૨. બન્યું તે જ ન્યાય | ૨૫. અહિંસા |
| ૩. એડજસ્ટ એવરીવ્હેર | ૨૬. પ્રેમ |
| ૪. અથડામણ ટાળો | ૨૭. ચમત્કાર |
| ૫. ચિંતા | ૨૮. વાણી, વ્યવહારમાં.... |
| ૬. ક્રોધ | ૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ |
| ૭. માનવધર્મ | ૩૦. ગુરુ-શિષ્ય |
| ૮. સેવા-પરોપકાર | ૩૧. આપ્તવાણી-૧ |
| ૯. હું કોણ છું ? | ૩૨. આપ્તવાણી-૨ |
| ૧૦. દાદા ભગવાન ? | ૩૩. આપ્તવાણી-૩ |
| ૧૧. ત્રિમંત્ર | ૩૪. આપ્તવાણી-૪ |
| ૧૨. દાન | ૩૫. આપ્તવાણી-૫-૬ |
| ૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી | ૩૬. આપ્તવાણી-૭ |
| ૧૪. ભાવના સુધારે ભવોભવ | ૩૭. આપ્તવાણી-૮ |
| ૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી | ૩૮. આપ્તવાણી-૯ |
| ૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત) | ૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.) |
| ૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.) | ૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.) |
| ૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.) |
| ૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.) | ૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.) |
| ૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.) | ૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪) |
| ૨૧. વાણીનો સિદ્ધાંત | ૪૪. આપ્તસૂત્ર |
| ૨૨. કર્મનું વિજ્ઞાન | ૪૫. ક્લેશ વિનાનું જીવન |
| ૨૩. પાપ-પુણ્ય | ૪૬. સહજતા |

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

# સંપાદકીય

અક્રમ વિજ્ઞાની પરમ પૂજ્ય દાદાશ્રીના મહાત્માઓને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે. હવે કેવળજ્ઞાન સુધીની પ્રાપ્તિની ક્ષપક શ્રેણીઓ માંડવાની છે. સંસારની બાકીની જવાબદારીઓ પૂરી કરતાં કરતાં એટલે કે નિશ્ચયમાં રહીને શેષ વ્યવહાર પૂરો કરતાં કરતાં ઠેઠ કેવળજ્ઞાનને પામવાનું છે. દાદાશ્રીએ ઠેર ઠેર મહાત્માઓની વ્યવહારની મૂંઝવણો, આજ્ઞામાં રહેવાની મુશ્કેલીઓ તેમજ સૂક્ષ્મ જાગૃતિમાં કઈ રીતે રહેવું તેના ખુલાસાઓ કરેલા છે. વિધ વિધ ઠેકાણેથી વિધ વિધ નિમિત્તોના આધીન વાણી નીકળેલી તેને ટેપરેકર્ડમાં ઝીલેલી છે. પછી ઑડિયો કેસેટોમાંથી દાદાની વાણીને ઉતારી, વિખરાયેલા મણકાઓની માળા પરોવી છે ! મહાત્માઓને મોક્ષપંથ પર પ્રગતિ માટે ખૂબ જ ઉપયોગી નિવડશે. વાંચતા જ કેટલીય વસ્તુઓનો અંદરથી ઉઘાડ થઈ જાય છે. પરમ પૂજ્ય દાદાશ્રી જ આપણને પ્રત્યક્ષ કહેતા હોય તેમ લાગે છે. સુજ્ઞ વાચકોએ દાદાના પ્રિયપાત્ર 'ચંદુ'ની જગ્યાએ પોતાનું જ નામ મૂકી વાંચવું. ચંદુ એટલે નામધારી, આપણે પોતે જ. વાક્યે વાક્યે 'હું ચંદુ છું'ની માન્યતામાંથી 'હું શુદ્ધાત્મા જ છું', 'અકર્તા જ છું', 'કેવળ જ્ઞાતા-દ્રષ્ટા જ છું'. આત્મા સિવાયનું બીજું બધું જ 'ન્હોય મારું'. બીજું બધું પાછળ ચાર્જ કરેલું, તેનું ડિસ્ચાર્જ જ છે. ભરેલો માલ જ નીકળે છે, એમાં નવા કૉઝિઝ ઉત્પન્ન કોઈ સંજોગોમાં થતાં જ નથી, માત્ર ઈફેક્ટોને જ તમે 'જુઓ' છો. આ ઠોકી ઠોકીને કહેવાયું છે. વાંચતા વાંચતા મહીં આનું જબરજસ્ત દ્રઢીકરણ થઈ જાય છે.

જ્ઞાન મળ્યા પછી મહાત્માઓને નિરંતર પાંચ આજ્ઞામાં રહેવા સિવાય બીજું કંઈ જ કરવાનું રહેતું નથી. કારણ કે તીર્થંકરોએ શું કહ્યું છે ? આજ્ઞા એ જ ધર્મ અને આજ્ઞા એ જ તપ. પછી બીજાં કોઈ તપ કરવાનાં રહેતાં નથી. આ પાંચ આજ્ઞા જ્ઞાન લીધેલા મહાત્માઓ માટે જ છે, અન્યને ફાયદાકારક નથી. પાંચ આજ્ઞામાં એક્ઝેક્ટ રહે, તે ભગવાન મહાવીર જેવી દશાને પામે ! એકાવતારી પદને પામે ! હા, પાંચ આજ્ઞાઓ પ્રજ્ઞાથી પાળવાની છે, બુદ્ધિથી નહીં. બુદ્ધિથી આજ્ઞા પાળેલી કર્મોમાંથી છોડાવી નહીં શકે !

મહાત્માઓએ પ્રસ્તુત આપ્તવાણીના પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધનો તલસ્પર્શી 'સ્ટડી' કરવાનો છે. અંદરનો ઉઘાડ ના થાય ત્યાં સુધી મનન-ચિંતન તેમજ

સત્સંગમાં પ્રત્યક્ષ પ્રશ્નો પૂછીને પણ છોડવાનું નથી. ડીપ સ્ટડી(ઊંડો અભ્યાસ) કરવાનો છે. વાણી વાંચતાં અહો અહો અહો થઈ જાય છે ને 'જ્ઞાની પુરુષ' દરઅસલ કેવા હોય, તેની યથાર્થ સમજ ઊભી થઈ જાય છે. પોતાને કહેવડાવતા જ્ઞાનીઓ, શુષ્કજ્ઞાનીઓની વાણી સાથે દાદાની વાણી સરખાવતાં જ ખબર પડી જાય કે અસલી હીરા ને કાચમાં કેટલો ફરક ?!!! આવાં એક્ઝેક્ટ ફોડ આટલી સૂક્ષ્મતાની સચોટ સમજ ક્યાંય ખુલ્લી થયેલી જોવા મળતી નથી. ધન્ય છે આ અજોડ 'જ્ઞાની પુરુષ'ને ! 'ન ભૂતો ન ભવિષ્યતિ' એ સાર્થક કરે છે એમના અનુભવોને વાંચીને !

ઠેકઠેકાણે પોતે કઈ રીતે જાગૃતિમાં, શુદ્ધ ઉપયોગમાં, જુદાપણામાં તેમજ વીતરાગતામાં રહે છે, તેનાં અનુભવનું વર્ણન કર્યું છે. જે આપણને લક્ષ બંધાવામાં અને આપણે ક્યાં ભૂલ ખાઈએ છીએ, તે સમજવામાં દીવાદાંડી સમ બની રહે છે ! ત્યારે હૃદય 'અહો અહો'ના ભાવથી ભરાઈને પોકારી ઊઠે છે, 'દાદા, ધન્ય છે તમને ! આ કાળના સર્વસ્વ રીતે હતભાગી લોકોને આપે આ અદ્ભૂત આપ્તવાણી અર્પી મોક્ષની પ્રાપ્તિ અતિ અતિ અતિ સુલભ કરી દીધી છે !' આ કાળના અધ્યાત્મના શિખરે પહોંચેલાની સંપૂર્ણ અનુભવ વાણી વાંચતા, બીજી બધી કન્ફયૂઝ કરનારી વાણી વાંચવાના ભારમાંથી મુક્ત કરી દે છે ને 'દાદાવાણી' હાથમાં આવતાં જ હાથ-પગ ને હૈયું થન થન નાચવા મંડી જાય છે !!!

મહાત્માઓને એક ખાસ લાલબત્તી ધરવાનું રોકી શકાતું નથી. પરમ પૂજ્ય દાદાશ્રીની વાણી વ્યવહારલક્ષી તેમજ નિશ્ચયલક્ષી, બન્નેની છે. હવે વાણીની સીમા એવી છે કે એટ એ ટાઈમ બે વ્યુ પોઈન્ટને ક્લિયર ના કરી શકે ! જેમ બિલિયર્ડમાં એક સ્ટ્રોકથી અનેક બોલ ગબ્બીમાં નંખાય તેમ અહીં વાણીથી નથી થઈ શકતું. એટ એ ટાઈમ એક જ વાત નીકળે. તેથી જ્યારે નિશ્ચયની વાણી નીકળે છે ત્યારે 'કેવળ આત્મમાં જ સ્થિર રહેવાને અર્થે કહેવામાં આવે છે કે ચંદુભાઈનું ગમે તેવું આચરણ બને, તોયે તમે શુદ્ધ જ છો શુદ્ધાત્મા જ છે. અને તે સિવાયના એકેએક પરમાણુઓ 'ન્હોય મારાં', ડિસ્ચાર્જ જ છે, નવું ચાર્જ મહાત્માઓને થાય જ નહીં.' ઈ. ઈ. કહે છે. વાસ્તવિકતામાં એ કરેક્ટ જ છે, પણ વ્યવહારની વાત આવે ત્યારે ચંદુભાઈને 'કઈ જાગૃતિમાં રહેવું' તે પણ કહ્યું છે. આદર્શ વ્યવહાર કેવો હોય ? કોઈનેય ઘરમાં-બહાર ક્યાંય દુઃખરૂપ ના થાય તેવો ! કોઈને

દુઃખ થાય તો ચંદુભાઈએ પ્રતિક્રમણ કરવું પડે. ત્યાં સત્ય હકીકત છે કે એ ચંદુભાઈનું ડિસ્ચાર્જ જ છે પણ ચંદુભાઈના સામી વ્યક્તિ માટેના રોંગ અભિપ્રાયને તોડવા, તેના પડઘા પ્યૉર કરવા ચંદુભાઈ પાસે પ્રતિક્રમણ કરાવવું ને 'હું શુદ્ધાત્મા જ છું, મારે પ્રતિક્રમણ કરવાનું નથી પણ ચંદુએ તો કરવું જ પડે'. નહીં તો દુરુપયોગ થશે ને વ્યવહાર બગડશે ને જેનો વ્યવહાર બગડ્યો, તેનો નિશ્ચય બગડવાનો જ.

હવે મહાત્માઓ દાદાની નિશ્ચયવાણી એકાંતે લઈ લે અગર તો વ્યવહારવાણી એકાંતે લઈ લે તો ઘણો ગોટાળો થઈ જશે અને ગાડી કયે ગામ જતી રહે, તેની ખબર ના રહે.

અક્રમ વિજ્ઞાનનું તારણ ટૂંકમાં શું છે ? 'હું શુદ્ધાત્મા જ છું', કેવળ જ્ઞાતા-દ્રષ્ટા જ છું અને જે પોતાના જીવનમાં બની રહ્યું છે એ પાછલો ભરેલો માલ નીકળી રહ્યો છે, એને 'જોયા' કરવાનું છે. હવે ત્યાં ક્યાં ભૂલ થાય છે ? (૧) ભરેલો માલ છે તેની ખબર ના પડી તો પૂરી ખોટ. (૨) ખબર પડી એટલે જાણ્યું કે આ ભરેલો માલ છે પણ તેને જુદું જોયું નહીં તો પાર્શિયલ ખોટ. આમાં એ ભૂલને ચાલવા દે છે. વિરોધમાં પડતો નથી. એટલે એ જોવા-જાણવામાં ક્યારે ચૂકી જવાશે એ ખબર નહીં પડે. (૩) 'હું શુદ્ધાત્મા છું' એ સિવાયનું જે કંઈ પણ નીકળે છે, ભરેલો માલ નીકળે છે. તેને જુદો જાણવાનો ને જોવાનો એટલું જ નહીં પણ સાથે સાથે આપણો પ્રજ્ઞા તરફથી સ્ટ્રોંગ વિરોધ હરસમયે હોવો જ જોઈએ કે 'આ ખોટું છે, આ ના હોવું જોઈએ' તો આપણે જીત્યા ને ભરેલો માલ ઘર ખાલી કરીને જાય.

ઘણીવાર 'ભરેલો માલ છે' એમ જુદું જોયા કરે, જાણ્યા કરે પણ થોડીક જ વારમાં બુદ્ધિ અવળચંડી પાછી ક્યારે ભૂલથાપ ખવડાવી દેશે, તેની ખબર નહીં પડે. એટલે ખ્યાલમાં રહેશે કે આ 'ભરેલો માલ' છે, પણ બુદ્ધિ ચલણમાં આવીને ખ્યાલને ખ્યાલમાં રહેવા દેવાને બદલે પોતે જ સર્વેસર્વા બની જશે. પરિણામે સૂક્ષ્મથી માંડીને સ્થૂળ સુધીના ભોગવટામાં મૂકી દેશે ! છતાંય આનાથી નવું ચાર્જ તો નથી જ થતું, પણ જૂનું પૂરું ડિસ્ચાર્જ થતું નથી ને આત્મસુખ ખોઈએ છીએ એટલો સમય. આ બધામાંથી એક્ઝેક્ટનેસમાં રહેવા આટલી સાદી, સરળ ને સહેલામાં સહેલી ચાવી વાપર્યા કરશે તો અક્રમની લિફ્ટમાં સડસડાટ એકાવતારી પદ પામી મોક્ષે

પહોંચી જવાશે, ગેરન્ટીથી ! એ ચાવી કઈ ? ભરેલા માલનો વિરોધ કર્યો એટલે તન્મયાકાર થવાની શક્યતા ઊડી. પછી ચંદુ જે કંઈ કરે, સારું કરે, ખરાબ કરે, કોઈ રૂપાળી સ્ત્રી જોઈને મહીંલી ટાંકણીઓ હાલી ઊઠે જેમ લોહચુંબક આગળ બને તેમ, તોય પણ તે ડિસ્ચાર્જ છે, પરમાણુઓનું ગલન જ છે, 'મારું સ્વરૂપ ન્હોય' એ અને આપણે વિરોધ કર્યે જ રાખવાનો. આટલી જાગૃતિમાં સતત રહેવાથી ચોક્કસપણે બધો માલ ખાલી થઈ જ જાય છે. અક્રમની આટલી સમજણ જેને કાયમ માટે ફીટ થઈ ગઈ, તે જ્ઞાનીઓની જેમ નિરંતર નિરાકુળતામાં, જીવનમુક્ત દશામાં આવાં કાળમાં પણ જીવે શકે છે ને મોક્ષને એક જ અવતારમાં પામી શકે છે. જે હકીકત છે.

દાદાશ્રીએ એક જગ્યાએ કહ્યું છે કે ચંદુભાઈ ખરાબ કામ કરે કે સારું કામ કરે, બન્નેને 'જોયા' કરો. કારણ કે જોનારાને દોષ નથી, ખરાબ-સારું નથી. જોનારો જ્ઞાન પ્રકાશ સ્વરૂપે છે. જેમ લાઈટને ફૂલ સુગંધીત કરતું નથી કે કાદવ ખરડતું નથી, દુર્ગંધ પેસાડતું નથી, તેમ આત્મા સારા-ખરાબ કામમાં નિર્લેપ છે. એટલે હું એવો નિર્લેપ છું, પણ ચંદુભાઈથી ખરાબ થઈ જાય તો તેને જુદું રાખીને પ્રતિક્રમણ કરાવવું અથવા ઠપકો આપવો. ચંદુભાઈ નિર્લેપ રહે તે ગુનો છે. આત્મા એટલે કે પોતે નિર્લેપ છે. એટલે આમ નિશ્ચયાત્મક વાણી ને વ્યવહારાત્મક વાણીનું સુંદર બેલેન્સ કર્યું છે. આમ કોઈ વાત એકાંતે નથી. મોક્ષે જવું હોય તો વ્યવહાર અને નિશ્ચય, રિલેટિવ અને રિયલ બન્ને પાસાં સરખા રહે તો જ શક્ય બને. આમાં દુરુપયોગ થાય તો લાભ ના મળે ને ખોટ જાય. વળી વ્યવહારમાં બધાં કર્મોને ડિસ્ચાર્જ કહ્યાં પણ અણહક્કનાં વિષયો, માંસાહાર, દારૂ – આ ત્રણનો નિષેધ કહ્યો છે. એ હશે ત્યાં સુધી મોક્ષની કે ધર્મની વાત ના હોય ત્યાં. એટલે સમગ્ર રીતે સમજે ત્યારે પ્રગતિ મંડાય તેમ છે, એકાંતે નહીં.

ઘણી વાર વ્યવહાર પ્રથમ પછી નિશ્ચય એવું સમજીને મહાત્માઓ ફાઈલોનો નિકાલ કરવાનો તો કહ્યો જ છેને એમ કરીને સગવડીયું લઈને પોતાના એ ફાઈલ પ્રત્યેના મોહને છાવરે છે. આમ કરીને સત્સંગમાં આવવાનું ટાળે છે. દાદાએ ફાઈલ એટલે પોલીસવાળો દંડા મારીને માંસ ખવડાવે તો તેને ફાઈલ કહી.. આ તો 'ગમે છે ને કરીએ છીએ' ને ફાઈલનો નિકાલ કરીએ છીએ, એમ કહીએ, તેને જ્ઞાનનો દુરુપયોગ થયો ગણાય.

પરમ પૂજ્ય દાદાશ્રીની અપૂર્વ વાણી દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવ અને નિમિત્તને આધીન સહજપણે નીકળેલી છે. સુજ્ઞ વાચકને ક્યાંક તેમાં ત્રુટિ કે વિરોધાભાસ લાગે, પણ હકીકતમાં જ્ઞાનીનું એકેય વેણ વિરોધાભાસવાળું ના હોય. મોક્ષમાર્ગ એ વ્યક્તિગત સિંચનનો માર્ગ છે. વ્યક્તિ વ્યક્તિની પ્રકૃતિને ખપાવવા તેની પ્રકૃતિનું જેમ છે તેમ સ્ક્રીનીંગની જેમ જોઈને દાદાશ્રી તેને સમજણ ફીટ કરાવતા. એ એમની અજાયબ શક્તિ હતી ! પ્રસ્તુત ગ્રંથમાં જુદી જુદી પ્રકૃતિનું જુદું જુદું મારણ દેખાડ્યું છે ત્યાં કદાચ વિરોધાભાસ ભાસે ! જેમ સો દર્દીઓને તાવ એકસરખો જ ૧૦૪° નો હોય, પણ અનુભવી ડૉક્ટર દરેકને જુદી જુદી દવા આપે – કોઈને મેલેરિયાની, તો કોઈને ટાઈફોઈડની, તો કોઈને વાયરસની, તો કોઈને કિડની ઇન્ફેક્શનની ! સામાન્ય માણસને આમાં વિરોધાભાસ લાગે કે ના લાગે ?!

દાદાશ્રીએ ક્યારેક કોઈ વ્યક્તિએ ભારે ગુનો કર્યો હોય અને આમ સ્ટ્રોંગ માઈન્ડનો હોય તો તેને પોતે પોતાને જબરજસ્ત ઠપકો આપવાનો કહ્યો. તો વળી કોઈને કહ્યું, 'ઠપકો આપવાની જરૂર નથી, પ્રતિક્રમણ કરી લેજે.' તે બહુ સેન્સિટીવ કે ડિપ્રેસીવ નેચરનો હોય તેના માટે, નહીં તો બહુ ઠપકો આપે તો મેન્ટલ ડિપ્રેશનમાં જતો રહે ! વળી જ્ઞાનની ઉચ્ચ કક્ષાની વાતમાં કહ્યું છે કે જ્ઞાતા-દ્રષ્ટા રહે, તેને પ્રતિક્રમણેય કરવાની જરૂર નથી. હવે જ્ઞાતા-દ્રષ્ટા રહેવાતું ના હોય ને આ વાક્ય એકાંતે, સ્વચ્છંદે પકડીને 'પ્રતિક્રમણ કરવાની જરૂર નથી મારે' કરીને ચાલે તો ક્યાં જઈને પડે એ ?!

હજારો મહાત્માઓ સાથે વીસ વરસમાં ઠેકઠેકાણે નીકળેલી વાણીને ઝીલીને એક જ પ્રવાહમાં લાગે તેમ સંકલિત કરવાના પ્રયાસો થયા છે. સુજ્ઞ વાચકને ક્યાંય કંઈ ક્ષતિ લાગે તો તે સંકલનની ખામીને કારણે છે, નહીં કે જ્ઞાનીની વાણી ક્ષતિવાળી છે. જ્ઞાનીનું એક એક વાક્ય તો ત્રણે કાળે કોઈ છેકી ના શકે એવું હોય !

દાદાશ્રીની વાણી સહજપણે ચરોતરી તળપદી ભાષામાં નીકળેલી છે. તેને જેમ છે તેમ જ રાખવામાં આવી છે, જેથી શ્રીમુખે નીકળેલી વાણીની વાસ્તવિકતા વિકૃતિ વિના જળવાઈ રહે. અને તેની મીઠાશ, તેની હૃદયભેદી અસરોની તો વાત જ કંઈ ઓર છેને ! એ તો જે માણે તે જ જાણે !

**ડૉ. નીરુબેન અમીન**

# ઉપોદ્ઘાત

**– ડૉ. નીરુબેન અમીન**

## [૧] આજ્ઞાની મહત્વતા

સ્વરૂપ જ્ઞાનની પ્રાપ્તિ કરાવ્યા બાદ જ્ઞાની પુરુષ પરમ પૂજ્ય દાદાશ્રી વ્યવહારને સંપૂર્ણ શુદ્ધ કરી, એને પૂરો કરવા પાંચ આજ્ઞાઓ આપે છે. જેનો જીવનમાં હરપળે ઉપયોગ કરી સંસારના સર્વ બંધનોથી છૂટી જવાનું હોય છે. એ પાંચ આજ્ઞાનું મહત્ત્વ એટલું બધું છે કે દાદાશ્રી કહે છે કે, 'પાંચ આજ્ઞા પાળે તો મહાવીર ભગવાન જેવી દશા રહે, એ હું લખી આપું. પાંચને બદલે એક પાળોને, તોયે જવાબદારી અમારી છે.' આ પાંચ જ વાક્યોમાં આખા વર્લ્ડનું સાયન્સ આવી જાય છે.

સ્વરૂપ જાગૃતિમાં સતત રહેવા પાંચ આજ્ઞા જ મુખ્ય છે. પાંચ આજ્ઞા એ જ્ઞાનને રક્ષતી વાડ છે !

દાદાશ્રીએ જે અક્રમ વિજ્ઞાન જગતને આપ્યું છે તે એકદમ શોર્ટ છે, મહેનત વગરનું છે. સહેજાસહેજ આંતરિક જાગૃતિ રહ્યા કરે અને કર્મો ખપી જાય !

જ્ઞાનીનું વચનબળ જબરજસ્ત હોવાથી પાંચ આજ્ઞાઓ સ્વયં હાજર થઈ જાય અને તે પ્રત્યેક અવસ્થામાં સર્વ સમાધાની નીવડે ! આ વિજ્ઞાન છે - વિજ્ઞાન એટલે સ્વયં ક્રિયાકારી ! નિરંતર સ્વયં ભૂલો સામે ચેતવે !

અક્રમ વિજ્ઞાન, પાંચ આજ્ઞાના આધારે, પરણેલાઓને પણ, બૈરી-છોકરાં, ધંધા-નોકરી સાથે મોક્ષે જવાનો માર્ગ ખુલ્લો કરે છે. માત્ર પરણેલાઓ સામે વિષયની બાબતમાં એક લાલબત્તી ધરે છે કે 'પોતાના હક્કનું જ અને તેય તાવ ચઢે ત્યારે જ દવા પીજો !' અને પાંચ આજ્ઞા પાળજો.

દાદાશ્રી ગેરન્ટી આપે છે કે અમારી પાસેથી જ્ઞાનવિધિ કરાવ્યા બાદ જે પાંચ આજ્ઞા પાળશે, તેનો ગેરન્ટીથી મોક્ષ છે ! પાછી સો ટકા પાળો તેમેય નથી કહેતા, પણ સિત્તેર ટકા પાળે તો ય બહુ થઈ ગયું. બાકીની ના પળાય તેની માફી માંગી લેવાની.

દાદાશ્રી તો કહે છે કે અમારી પાંચ આજ્ઞા પાળે, તેને અમારું રક્ષણ હોય. અમારે ત્યાં હાજર થવું પડે. ડૉક્ટર ચરી પાળવાનું કહે છે તો ત્યાં પાળે જ છેને ? તેમ આ મોક્ષ માટે પાંચ આજ્ઞા પાળવાની ચરી છે. દાદાશ્રી

તો ત્યાં સુધી કહે છે કે અમારી પાંચ આજ્ઞા પાળેને, તેને જો એક ચિંતા થાય તો મારી પર બે લાખનો દાવો માંડજો !

આજ્ઞા ના પળાય તેનું શું ? સિન્સિયરલી જેને આજ્ઞા પાળવી છે છતાં પળાતી નથી, તેની જવાબદારી દાદા લે. દુરુપયોગ કરે, તેને માટે નથી. આજ્ઞા ના પળાય તેનો વાંધો નથી. માત્ર આજ્ઞા ના પાળે, તેની જવાબદારી જ્ઞાની ના લે.

આજ્ઞા આપનારની (જ્ઞાનીની) જોખમદારી ખરી ? ના. કારણ પરહેતુ માટે જ છે. તેથી તેમને કિંચિત્‌માત્ર ચોંટે નહીં. જપ-તપ-ત્યાગ વિગેરે કશું જ કર્યા વિના મોક્ષની ગેરન્ટી મળે તેવો આ અક્રમ માર્ગ મળ્યો, તેણે પૂરો કરી લેવો જ ! સંસારમાં રહ્યા છતાં અંદરનો આનંદ એક ક્ષણ પણ ચૂક્યા વિના જીવવું એ એક અજાયબ લબ્ધિ છે !

જ્ઞાનીની આજ્ઞામાં રહ્યો તેનો સ્વચ્છંદ સમૂળગો ગયો. અધ્યાત્મમાં નિજ મતે ચાલવું, એનું નામ સ્વચ્છંદ ! જ્ઞાનીની આજ્ઞામાં રહ્યા સિવાય સ્વચ્છંદ કોઈ કાળે જાય નહીં.

જ્ઞાનની જાગૃતિમાં રહેવા માત્ર નિશ્ચય જ કરવાનો છે, જ્ઞાનમાં ને આજ્ઞામાં રહેવાનો ! જાગૃતિ કેમ ના રહે ? આમાં અભ્યાસની કે ક્રિયાની ક્યાં જરૂર રહી ?

જેમ ગાડી ચલાવનારને ટ્રાફિકના કાયદાઓ લક્ષમાં હોય જ, તેમ મહાત્માને પાંચ આજ્ઞા નિરંતર લક્ષમાં જ હોવી ઘટે. આજ્ઞા ના પળાય તેનો વાંધો નથી, પણ નથી પાળવી એવું મનમાં ના હોવું જોઈએ. આજ્ઞા પાળવાનો નિશ્ચય તો સો ટકા જ જોઈએ.

પ્રત્યક્ષ જ્ઞાનીનું સાનિધ્ય ના હોય ત્યારે તેમની આજ્ઞા એ જ તેમની હાજરી બરાબર છે ! ભયંકર કર્મના ઉદયો આવે ત્યારે આજ્ઞામાં રહે તો બધું સારી રીતે ઉકલી જાય ! આજ્ઞા પાળે તેને બીજું કશું જ કરવાનું રહેતું નથી. કોઈ ક્રિયા કે શાસ્ત્ર પઠન કરવાનું રહેતું નથી.

જ્ઞાનીનાં આશીર્વાદ અને તેમની શક્તિ મેળવીએ પછી આજ્ઞા પાળવી અઘરી નથી. પુરુષ થયા પછી પુરુષાર્થ કેમ ના થાય ?

નિશ્ચય એ જ મુખ્ય વસ્તુ છે. દરરોજ નિશ્ચયથી પાંચ વખત બોલો કે 'મારે નિશ્ચયથી આજ્ઞા પાળવી જ છે, જે થાય તે !' ને પછી જો ના પળાય તો

તે અમે બોનસમાં આપીએ છીએ. આજ્ઞા બરાબર સમજી લે, એના જેવું એકુંય નહીં. પછી તે સ્વયં હાજર થાય જ ! આજ્ઞા સંપૂર્ણ પાળતો હોય તો તેને દાદાને ય મળવાની જરૂર નથી. પણ મળવાનું એટલા માટે કે સ્પીડિલી બધાંનો ઉકેલ આવી જાય ! માટે જ્ઞાનીનો પરિચય રાખવો. તેમના સાનિધ્યમાં રહેવું અતિ અતિ જરૂરી છે ! એ જ મોક્ષ છે !

સત્સંગે ય શેના માટે કરવાનો ? આજ્ઞામાં રહેવાય તેના માટે. આ કળિયુગના કુસંગથી બચવા આજ્ઞા એ વાડ છે.

દાદાનું નિદિધ્યાસન કરવાથી દાદા ગમે ત્યાં હાજર થાય. આજ્ઞારૂપી ફ્લાયવ્હીલ ૧૮૦° સુધી ફેરવતાં જરા કષ્ટ પડે પણ ૧૮૧° એ પહોંચ્યું કે એની મેળે સડસડાટ ૩૬૦° પૂરા કરી નાખે, એના પોતાના જ ફોર્સથી ! આવું જ્ઞાન ને આવાં જ્ઞાની ફરી કોઈ અવતારે મળે તેમ નથી, માટે એમની પાંચ આજ્ઞામાં રહી કામ કાઢી લેવા જેવું છે !

કામ કાઢી લેવું એટલે શું ? પાસ એવી રીતે થાવ કે કોઈને આજીજી ના કરવી પડે. માટે ખૂબ મહેનત કરો, સારી રીતે ભણો.

આજ્ઞા પળાતી કેમ નથી ? પાછલાં કર્મોને કારણે. કર્મો ખપાવ્યા સિવાય અક્રમની રીતે આ જ્ઞાન મળી ગયું છે.

આજ્ઞા આત્માની રક્ષા માટે છે. કર્મના ઉદયો આજ્ઞામાં રહે, તેને હલાવી ના શકે ! આજ્ઞા સો ટકા પાળે તે તો થઈ ગયો ભગવાન ! આજ્ઞા ચૂકાય તો તેનું તરત પ્રતિક્રમણ કરી લેવું, તોય પાસ થઈ જવાય !

આજ્ઞામાં રહે એટલે સંસારી કામો સહજભાવે ઉકલી જાય. ત્યારે ભાવિકો કહે, 'દાદા, તમારી કૃપાથી થયું !' અરે, કૃપાથી નહીં, આજ્ઞા પાળી તેથી થયું ! કૃપા તો કો'ક દહાડો બહુ ભારે અડચણ હોય ત્યારે હોય !

આજ્ઞામાં રહે તેને શુદ્ધ ઉપયોગ રહ્યો કહેવાય અને એનાથી શુદ્ધ વ્યવહારમાં રહેવાય.

દાદાશ્રી આજ્ઞા ચૂકનારાઓને લાલબત્તી ધરે છે કે 'અમારી આજ્ઞામાં ના રહેતો હોય, એને ધીમે ધીમે પ્રકૃતિ ચઢી બેસે પછી.' દાદાની કૃપાથી એને શાંતિ રહે, પણ તે બે-પાંચ વર્ષ સુધી રહે. પછી પ્રકૃતિ એ ખાઈ જાય. એટલે પ્રકૃતિ પોતાના સ્વરૂપ કરી નાખે.

આજ્ઞા ચૂક્યાની પારાશીશી કઈ ? મહીં તરત જ ગૂંગળામણ થવા માંડે.

અંદરની સમાધિ તૂટે. આજ્ઞામાં રહે તેને તો આધિ, વ્યાધિ ને ઉપાધિમાં ય રહે સમાધિ !

જ્ઞાનીની આજ્ઞામાં રહીએ છતાં કંઈ વર્તાય નહીં તો ? તો એમાં જ્ઞાનીની જ ખામી ! અને આજ્ઞામાં ના રહે તો ત્યાં પોતાની જ ભૂલ ! પાછલું જ્ઞાન ગૂંચવી મારે છે, તે આજ્ઞામાં રહેવા દેતું નથી.

જ્ઞાન મળ્યા પછી શુદ્ધાત્માનું 'લક્ષ' બેસી જાય છે, પણ આજ્ઞા ના પાળે તો તે 'લક્ષ' ઊડી જાય. એટલું જ નહીં પણ ઊંધી જગ્યાએ જાય. સ્ત્રીઓને દાદાની ભક્તિ રહે એટલે એમને ઊંધે જવાનું જોખમ નહીં. એમને આજ્ઞા ને જ્ઞાન બહુ ના સમજાય. આજ્ઞા એ જ મુખ્ય છે. છતાંય આજ્ઞાથી બહાર ધર્મધ્યાન ને અંદર શુદ્ધાત્માની જાગૃતિથી શુક્લધ્યાન વર્તે. બધાંનો ઉકેલ તો આવશે. આજ્ઞા પાળે એનો બે-પાંચ ભવે મોક્ષ થાય જ અને ના પાળે તો વધારે અવતાર થઈ જાય. સૌથી વધારે આજ્ઞાની કિંમત છે, જ્ઞાન કરતાંય.

મહાત્માઓ માટે ટોપમોસ્ટ જાગૃતિ એટલે પાંચ આજ્ઞા પાળે તે. નહીં તો દાદા નિરંતર યાદ રહે તે. એમાં આજ્ઞામાં રહે તે પુરુષાર્થ છે. દાદા નિરંતર યાદ રહે, તેમાં શો પુરુષાર્થ ? એટલે આજ્ઞા એ જ સર્વશ્રેષ્ઠ છે !

જ્ઞાન લીધા વગર પાંચ આજ્ઞા પળાય ? દાદાશ્રી કહે છે, 'ના, જ્ઞાન વિના તે શક્ય નથી.'

આજ્ઞા ના પાળે તેનો દોષ નથી લાગતો પણ મોક્ષફળ ગુમાવે. આજ્ઞામાં રહે તે સર્વ દુઃખોથી મુક્ત જ રહે !

દાદાની પાંચ આજ્ઞામાં આખા વર્લ્ડનું દોહન છે. તમામ ધર્મો, તમામ શાસ્ત્રો એમાં સમાઈ જાય છે ! કંઈ જ બાકી રહેતું નથી.

પાંચ આજ્ઞામાં પહેલી બે આજ્ઞા નિશ્ચયની છે ને બાકીની ત્રણ વ્યવહાર માટેની છે.

દાદાશ્રીના દેહવિલય પછી ફોલોઅર્સનું શું ? એના ઉત્તરમાં દાદાશ્રી કહે છે, 'આપણે તો કાયમના દાદા ખોળી કાઢવાના. આ દાદાનો તો દેહ છૂટીય જાય. પાંચ આજ્ઞા આપી દીધી છે, પછી આપણને શું ? આજ્ઞા એ દાદા પોતે જ છેને !'

પાંચ આજ્ઞાથી પ્રગતિ સ્પીડી અને ઐશ્વર્ય સહિત થાય ! જાતજાતની શક્તિઓ પ્રગટ થાય, આવરણો તૂટીને !

જ્ઞાનીની કૃપા હોય તો આજ્ઞા પળાય અને આજ્ઞા પાળે એટલે કૃપા મળે ! આમાં પહેલું રાજી કરવાનું આવે ! આજ્ઞાથી જ રાજીપો મળે. જ્ઞાનીને રાજી કરવા એનાથી ઉત્તમ ધર્મ વર્લ્ડમાં બીજો કોઈ નથી. જ્ઞાનીનો રાજીપો દરેક પર જુદો જુદો હોય. તેમને કોઈ જોડે ભેદ ના હોય છતાં આમ ભેદ કેમ ? સાધકના પરમ વિનયના આધારે હોય. નિરંતર પરમ વિનયી પર વિશેષ કૃપા હોય ! વિશેષ કૃપા એટલે શું ? સંપૂર્ણ કામ નીકળી જાય. અને કૃપા 'દાદા ભગવાન'ની જ્ઞાનીની નહીં.

દાદાશ્રીને દિલથી પ્રાર્થના કરવી, 'દાદા, અમારા સંસારનો ભાર તમારા માથે ને તમારી આજ્ઞા અમારા માથે !'

આજ્ઞા પાળીને પ્રતીતિમાં આવેલા આત્માનો પૂર્ણ અનુભવ કરી લેવાનો છે.

આજ્ઞા પાળે છે કોણ ? પ્રતિષ્ઠિત આત્મા ? ના. પ્રજ્ઞા જાગૃત થઈ છે તે. અજ્ઞા આજ્ઞા પાળવા ના દે.

આજ્ઞા પાળવાનો નિશ્ચય કોણ કરે છે ? એય પ્રજ્ઞાશક્તિનું જ કામ.

પાંચ આજ્ઞા એ પુદ્ગલ છે, પણ રિલેટિવ-રિયલ છે. આત્માના તમામ સોપાનો એ રિલેટિવ-રિયલ કહેવાય ને આત્મા પોતે રિયલ છે !

દાદાનું શરણું લે, તેના જેવું એકુંય નહીં. 'જે દાદાનું થાય તે મારું થજો.' દાદાના કહ્યા પ્રમાણે રહેવું.

જેને મોક્ષે જવું છે, તેને કોઈ ક્રિયાની જરૂર નથી. તેને તો જ્ઞાનીની આજ્ઞા અને સ્વરૂપજ્ઞાન બેની જ જરૂર છે. આજ્ઞા મનને શુદ્ધ રાખે ને જ્ઞાન સર્વ સંજોગોમાં સમાધાન આપે.

આ પાંચ આજ્ઞાઓ એ. એમ. પટેલની નથી, જ્ઞાનીની નથી પણ ખુદ દાદા ભગવાનની છે, જે ચૌદ લોકનો નાથ છે. પાંચ આજ્ઞા એ તો વીતરાગોના વખતથી ચાલી આવે છે. દાદાશ્રી તો નિમિત્ત છે. અક્રમ વિજ્ઞાન એ મોટો સિદ્ધાંત છે. આમાં ક્યાંય પુસ્તકનું વાક્ય નથી.

સ્વમાં સતત રહેવાય ક્યારે ? પાંચ આજ્ઞા પાળે ત્યારે. આજ્ઞાની કિંમત પૂરેપૂરી સમજાઈ નથી તેથી સરખી પળાતી નથી.

જ્ઞાનીની કોઈ વિશેષ આજ્ઞા મળે તો તેના માટે 'અહો અહો' થઈ જાય ! દાદાની સેવા કરવી એટલે આજ્ઞાની સેવા કરવી તે ! અને આજ્ઞાની સેવા કરવી અને દાદાની સેવા કરવી, એક જ. દેહની સ્થૂળ સેવા કરવાં કરતાંય આજ્ઞા પાળવી ચઢી જાય !

## [૨] રિયલ-રિલેટિવની ભેદરેખા

સ્વરૂપજ્ઞાન પામ્યા પછી રિયલ અને રિલેટિવ બે જુદાં પડ્યાં. રિયલ એ પુરુષ ને રિલેટિવ એ પ્રકૃતિ. પુરુષ થયા પછી પાંચ આજ્ઞારૂપી પુરુષાર્થ કરીને, પુરુષમાંથી પુરુષોત્તમ થવાનું છે !

'હું શુદ્ધાત્મા છું' એ ખ્યાલમાં, લક્ષમાં રહેવું જોઈએ. એને શુક્લધ્યાન કહ્યું. શુદ્ધાત્મા એ શબ્દ સ્વરૂપ નથી કે જપ સ્વરૂપે ય નથી.

દરેક જીવમાત્રમાં શુદ્ધાત્મા જોવા એવું અડતાલીસ મિનિટ સુધી એકધાર્યું જોવાય તો તેને પુણિયા શ્રાવકનું સામાયિક થયું કહેવાય. સંપૂર્ણ શુદ્ધ ઉપયોગ રહ્યો કહેવાય. આને જ દીવ્યચક્ષુ કહ્યાં.

'તું હી', 'તું હી', નહીં પણ 'હું હી', 'હું હી' કરવાનું છે. દરેકમાં 'હું જ છું, હું જ છું' એ જ જોવાનું, 'હું' 'તું'ના ભેદ નથી ત્યાં.

એક વાર દાબડીમાં હીરો મૂક્યો પછી વાસીને કબાટમાં મૂકી દીધો હોય તો તે ખ્યાલમાં જ રહેને કે આ દાબડીમાં હીરો છે ! એને વારેઘડીયે કંઈ ખોલીને જોવો પડે ? તેમ એક વાર જ્ઞાન મળે પછી બધાંની અંદર શુદ્ધાત્મા જ છે એ ખ્યાલમાં બેસી જ જાય.

'હું શુદ્ધાત્મા છું' એમ શા માટે બોલવું પડે ? 'હું ચંદુભાઈ છું, હું ચંદુભાઈ છું' કરીને જેટલું અવળું ચાલ્યા, તેટલું 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' કરીને પાછું ફરવાનું છે. પણ પછી તો એ લક્ષમાં સહેજે રહે જ. ચિત્ત શુદ્ધ થઈ જાય એટલે સહેજે વર્તે. આત્મા જાગૃત થયા પછી જ 'હું શુદ્ધાત્મા છું' બોલાય. ઊંઘમાં ના બોલાય ! આ ઉપયોગપૂર્વકનું છે, મિકેનિકલ નથી.

'હું શુદ્ધાત્મા છું' એ જાપ નથી. જ્ઞાતા-જ્ઞેય સંબંધ સાથે હોવું જોઈએ. જાપ જપે તો મન ટાઢું પડે પણ જ્ઞાતા-જ્ઞેય સંબંધ ના રહે !

સિંહનું બચ્ચું ભૂલથી જન્મતાં જ ઘેટાંના ટોળામાં ભળી ગયું તે ઘેટાં જેવું જ થઈ જાય. પણ કો'ક દા'ડો સિંહને જુએ ને ત્રાડ એની સાંભળે ને પોતેય એવી જ ત્રાડ પાડે કે સ્વભાવ તરત જાગી જાય. તેમ 'હું ચંદુભાઈ છું' આખી જિંદગી માનનારો, જ્ઞાનીની જ્ઞાનવિધિમાં એક જ ત્રાડે 'હું શુદ્ધાત્મા છું'નું ભાન, જ્ઞાન પામી જાય છે ને સદાકાળ જાગેલો જ રહે છે !

એક ક્ષણ પણ આત્મા થઈને 'હું આત્મા છું' એમ બોલે તે છૂટ્યો ! 'હું

ચંદુલાલ છું' રહ્યા કરે, તેનાથી વિષના ટપકાં દિન-રાત પડ્યા કરે ને 'હું શુદ્ધાત્મા છું' એમ લક્ષમાં રહ્યા કરે એટલે અમૃતનાં ટપકાં દિન-રાત પડ્યા કરે ! પછી વાણી, વર્તન ને વિચારો અમૃતમય એની મેળે જ થઈ જાય !

જોવા-જાણ્યા સિવાય બીજી કોઈ ક્રિયા નહીં, એનું નામ રિયલ. રિયલ-રિલેટિવ અવિનાભાવિ સંબંધે છે. એક હોય તો બીજું હોય જ !

રિયલ-રિલેટિવ જોનારી છે પ્રજ્ઞા ! એ અતીન્દ્રિય પ્રત્યક્ષ છે અને રિલેટિવ ઇન્દ્રિયગમ્ય છે ! રિયલ-રિલેટિવ જુદું પાડે છે એ પ્રજ્ઞા !

આપણે શું થવું છે ? કોઈ કહે, મારે દાદા જેવા થવું છે. કોઈ વળી બીજું કહે, ત્રીજું કહે ! ખરેખર આપણે શુદ્ધ થવાનું જ રાખોને ! મોક્ષ સિવાય કંઈ જ ના ખપે. એનાથી ઊંચું બીજું કોઈ પદ વર્લ્ડમાં છે જ નહીં. બીજે ક્યાંય અટવાવા જેવું નથી.

'હું માંદો છું' એમ ચીંતવે તો તેવો થઈ જાય. 'હું અનંત શક્તિવાળો છું' બોલે તો તેવો થઈ જાય !

નિકાચિત કર્મના ઉદય વખતે પોતાને 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષમાં રહે અગર છેવટે 'હું શુદ્ધાત્મા છું' બોલ બોલ કરે તોય તે કર્મ હળવું થઈ જાય ! ને આપણને અડે નહીં.

સુંવાળું તો બધાંયને ફાવે પણ કકરું આવે તે ફાવતું થાય તો કશું નડે જ નહીંને !

રિયલની સીટ પર બેસતાં જ નિરાકુળતા વર્તાય ને રિલેટિવની સીટ પર તો શૉક લાગે ! જ્ઞાન પછી બન્ને વચ્ચે ભેદરેખા પડી ગઈ એટલે રિયલની જ સીટ પર બેસી રહેવું.

આત્મા શુદ્ધ જ છે. ત્રિકાળ શુદ્ધ જ છે. એ પદ પામ્યા પછી ગમે તેવું ખરાબ કાર્ય થાય તો તે 'ચંદુભાઈ'થી થાય, શુદ્ધાત્માથી - મારાથી નહીં એ ચૂકવું ના જોઈએ. છતાંય મને કશો વાંધો નથી હવે એમ માન્યું તોય લટક્યો. માટે ડરતા રહેવું, પણ ભય ના રાખવો. આવેલું કર્મ તો જતું રહેશે ને આત્મા તેવો ને તેવો જ રહેશે, શુદ્ધ જ ! અવળું-સવળું કરે છે પુદ્ગલ, શુદ્ધાત્મા નહીં ! છતાંય કોઈને ચંદુભાઈથી દુઃખ થઈ જાય તો તેનું પ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન કરવું ઘટે.

પગ નીચે કોઈ જીવડું મરી જાય તોય બે જુદું જ રહેવું જોઈએ. મારનારો

ને મરનારો અને પોતે શુદ્ધ ને સામો ય શુદ્ધ એમ રહેવું જોઈએ. દાદાશ્રીએ બે ધાતુ જુદી પાડી આપી, લોખંડ ને સોનું. પછી લોખંડ કટાય, તેમાં આપણને શું લેવાદેવા ? છતાંય ગમે તે કરવાનો ચંદુભાઈને હક્ક નથી મળતો. જે કંઈ અવળું થઈ જાય તેમાં સો ટકા ઈચ્છા વિરુદ્ધ જ હોવું જોઈએ. તેમ છતાંય પ્રતિક્રમણ તો અચૂક કરવું પડે ચંદુભાઈને ! આ બહુ ગહન વાત છે. ઉપર ઉપરથી જ એટલે કે વ્યવહાર દ્રષ્ટિથી જુએ તો તદ્દન વિપરીત લાગે પણ તત્ત્વદ્રષ્ટિથી આ સો ટકા પરમ સત્ય છે !

આત્મામાં કઈ રીતે રહેવું ? પહેલાં ચંદુભાઈમાં કેવા રહેતા હતા ? ચંદુભાઈની બધી જ અસરો થતી હતીને ? તે હવે કોઈ અસર જ ના થાય, તે આત્મામાં રહ્યા ! માન-અપમાન, નફો-ખોટ કંઈ અડે નહીં.

'હું શુદ્ધાત્મા છું' એ નિશ્ચય છે. નિશ્ચય એનું નામ કે ફરી ક્યારેય ફરે નહીં.

સ્વરૂપ સ્થિતિ થયા પછી અંતરદાહ ન રહે. પણ પેલો નિર્જીવ અહંકાર રહ્યો છે તે પાડોશીનું માથે લઈ લે તો માથે આવે. આ ઘમસાણ બહારના વર્તુળમાં છે. એને 'જોયા' કરવાનું. બાકી ખરેખર અંતરદાહ તો અજ્ઞાનદશામાં જ હોય. મહીં ઈલેક્ટ્રિસિટીની જેમ સળગાવે. મહીં જીવ બળે છે એવું ભોગવે. સહન ના થાય. કેવળજ્ઞાન પ્રાપ્તિના પુરુષાર્થમાં આવે ત્યારે અંતરદાહ જાય.

ગમે તેવું વાવાઝોડું આવે તોય હવે મહાત્મા તો શુદ્ધાત્માની સ્ટ્રોંગ રૂમમાં પેસી જાય ! એટલે કંઈ જ અડે નહીં.

મોક્ષમાં ક્યારે જવાના એની ખબર પડે ? હા, પડે. આત્મા થર્મોમીટર જેવો છે. જેમ પેશાબ કે સંડાસ જવાની ખબર પડી જાય છે તેમ આ ય પડે તેમ છે. ખબર નથી પડતી, તેનું કારણ કે આપણે સંસારી પક્ષમાં પડી ગયા છીએ. એમાં ખોવાઈ ગયા છીએ, તેથી આત્મા બાજુનું કશું દેખાતું નથી.

જ્ઞાની પુરુષ જ્ઞાનવિધિ કરાવે પછી દેહ ને આત્મા જુદા અનુભવાય. પછી એ કોઈ કાળે પાછાં એક થઈ શકે જ નહીં ! દહીં વલોવી માખણ ને છાશ જુદા પડ્યા પછી કોઈ પણ રીતે એ બેઉ એકાકાર થાય જ નહીં એવું આ વિજ્ઞાન છે. અને દાદાશ્રીએ આ વિજ્ઞાન આપ્યું જગતને. મૂળ વિજ્ઞાન તીર્થંકરોનું પણ આપવાની એમની ઢબ અક્રમની !

પહેલાં આત્મા પુદ્ગલના આધારે ભટકતો હતો. હવે જ્ઞાન મળ્યા પછી આત્માના આધારી થયા. સનાથ થયા ! આત્માના આધારી થયા એટલે કષાયો નિરાધાર થયા !

'હું ચંદુભાઈ છું' એ પ્રતિષ્ઠા છૂટી ને 'હું શુદ્ધાત્મા છું' એ દ્રઢ થઈ ગયું. હવે માત્ર પાછલી ગુનેગારી ભોગવવાની રહી.

'હું શુદ્ધાત્મા છું' એ ભાન થયું એટલે જીવમાત્ર ખરેખર રિયલમાં શુદ્ધાત્મા જ છે એ દ્રષ્ટિ ખુલ્લી થાય છે. એટલે 'આત્મવત્ સર્વ ભૂતેષુ' થઈ જાય. સર્વાત્મા એ શુદ્ધાત્મા સમજે એ જ પરમાત્મા ! જ્ઞાન પછી પરમાત્મા થવાની શ્રેણી મંડાઈ કહેવાય !

## [૩] સમભાવે નિકાલ, ફાઈલોનો !

વિષમભાવે ખડું જગત, તે સમભાવે ઊડે !

ફાઈલોનો નિકાલ કરતાં મહીં 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાનમાં હોવું જોઈએને ? મુંબઈ જવાનું નક્કી કરીએ એટલે એ સહેજે ધ્યાનમાં રહે જ કે મુંબઈ જવાનું છે !

ફાઈલો કોને કહેવાય ? ઊંઘ, ભૂખ, ઠંડી, ગરમી લાગે એ બધુંય ફાઈલ. ભીડમાં ધક્કામુક્કી લાગે, ઘરમાં બૈરા-છોકરાં એ બધીય ફાઈલ કહેવાય.

મનમાં માત્ર નક્કી જ રાખવું કે ફાઈલોનો સમભાવે નિકાલ કરવો જ છે, બસ. આની વૈજ્ઞાનિક અસર સામા માણસ પર પડે છે અને વૈજ્ઞાનિક રીતે હેલ્પ થાય છે ને પરિણામ આવે છે ! એને બદલે 'સામો શું સમજે છે એના મનમાં ? એને સીધો કરી દઈશ !' તો વિષમભાવ ઊભો થાયને, તો તેની સામા પર અસરો પડે ને તેનાં પરિણામો એવાં જ આવે. ફાઈલો વધ્યા જ કરે.

કળિયુગની ફાઈલોના હિસાબે શસ્ત્રની સામે શસ્ત્ર ઊગામવું કે નહીં ? નહીં. સમભાવે નિકાલ જ કરવાનો.

આ શબ્દો જ એવાં વચનબળવાળા છે કે 'ફાઈલોનો સમભાવે નિકાલ કરવો છે' એટલું જ મનમાં રાખે તો એક દુઃખ અડે તેમ નથી ! 'મારું' કહ્યું તો વળગ્યું. રાગ થશે ને ફાઈલ કહેતાં જ જુદું ને જુદું. એનાથી સમાધિ રહેશે.

આપણે નક્કી કર્યું કે મારે સમભાવે નિકાલ કરવો છે, એનું નામ જ સમભાવે નિકાલ. પછી સામાને સમાધાન થયું કે ના થયું, તે જોવાનું નથી. આ આજ્ઞામાં જ રહેવું છે એ નિશ્ચયને વળગી જ રહેવાનું છે ! અને જરા એમાં મહીં આઘુંપાછું થાય તો 'દાદા' પાસે શક્તિઓ માંગ્યે રાખવાની. એ માંગીને પછી એની રાહ નહીં જોવાની. રાહ જોવી એ ગુનો છે પાછો ! પરિણામ જે આવે તે, પ્રતિકૂળ કે અનુકૂળ તેના આપણે જવાબદાર પછી નથી !

ખૂબ નક્કી કરે સમભાવે નિકાલ કરવાનું, છતાંય ક્યારેક મોટા મોટા બોમ્બ ધડાકા થઈ પણ જાય તેનો વાંધો નહીં. ગભરાવાનું નહીં, બોમ્બનેય જોવું ને ચંદુભાઈને ટોકવા કે 'કહેવું પડે, આય માલ નીકળે છે !'

સ્ટેશને જાવ તો પાછળ વળીને ના જોશો, એવી આજ્ઞા કરીને તમને મોકલવામાં આવ્યા હોય ને તમે તેવું નક્કી કરીને નીકળો તેમ છતાંય ભૂલથી એક-બે વખત પાછું વળીને જોવાઈ ગયું, તે કંઈ ગુનો નથી ગણાતો ! નક્કી તો રાખેલું જ છે ને કે નથી જોવું ? બસ !

સમભાવ એટલે શું ? વખાણનાર પર નથી રાગ ને વખોડનાર પર નથી દ્વેષ, એનું નામ સમભાવ !

કોર્ટે જઈને લડાય પણ રાગ-દ્વેષ ના હોવાં જોઈએ. ડિસ્ચાર્જમાં રાગ-દ્વેષ ના હોય, ચાર્જમાં રાગ-દ્વેષ હોય !

ગાળો કોણ કોને આપે છે ? આ તો બન્ને પુદ્ગલની કુસ્તી છે અને તેય કર્મના આધીન છે ! બહાર પૈસા ખર્ચીને કુસ્તી જોવાની ક્યાં રહી હવે ?!

'હું ચંદુલાલ છું' ત્યાં વિષમતા આવી જ જાય ને 'હું શુદ્ધાત્મા છું' થયું કે સમતા સહેજે વર્તાય !

સમતા ને સમભાવમાં શું ફેર ? કોઈ ધોલો મારે તોય મહીં પરિણામ સહેજે બદલાય નહીં ને ઉપરથી એને આશીર્વાદ આપે, એનું નામ સમતા. અને સમભાવમાં પરિણામ બદલાય, તેનો પણ નિકાલ કરી નાખે ને રાગ-દ્વેષ આગળ વધવા ના દે.

અને સહજભાવે નિકાલ એટલે વગર પ્રયત્ને, સહેજાસહેજ જ નિકાલ થઈ જાય તે ! એવું દાદાશ્રીને હોય ! સહજભાવ તો ગયા ભવમાં ભાવ કરેલો હોય, તેનું આજે સહજ ઉત્પન્ન થાય તે, પ્રગમેલું હોય તે. સહજભાવ એ આજની ક્રિયા નથી.

કૌશલ્ય જ્ઞાનીને હોય. જ્ઞાનીનું કૌશલ્ય કેવું હોય ? એવી જગ્યા હોય કે એક માણસ બોલે ને સાતને દુઃખ થાય ત્યાં જ્ઞાની એવું કૌશલ્ય વાપરીને એવો શબ્દ બોલે કે બોલનારને દુઃખ ના થાય ને પેલા સાત સાંભળનારાનુંય દુઃખ ઊડી જાય ! કૌશલ્ય એ બુદ્ધિકળામાં જાય. શરૂઆત સમભાવે નિકાલથી કરવાની, તે ધીમે ધીમે વીતરાગતા પરિણમે. વીતરાગોએ આમ જ કરેલું !

સમાધાન વૃત્તિ અને સમભાવે નિકાલમાં શું ફેર ? આપણી વૃત્તિ કેવી હોય

કે જ્યાં ને ત્યાં સમાધાન જ ખોળે, ન્યાય જ ખોળે. અને સમભાવે નિકાલ કરવામાં તો સમાધાન થાય કે ના થાય તોય સમભાવે નિકાલ જ કરવાનો. આપણે કોઈને પાંચસો રૂપિયા ઉછીના આપ્યા હોય ને તે પાછા માંગવા જઈએ તો સામો ઊલ્ટો ગળે વળગે કે 'તમે ક્યાં આપ્યા છે ? ઉલ્ટા મારા પાંચસો રૂપિયા તમારે મને પાછા આપવાના છે !' હવે આવું હોય ત્યાં જેને છૂટવું છે તેણે ન્યાય ના જોવો ને તરત જ આપી દેવા, તો છૂટાશે. કોઈ દહાડો સમાધાન થાય એમ નથી.

આત્મજ્ઞાન હોય તે જ સમભાવે નિકાલ કરી શકે અને દાદાશ્રીને તે સંપૂર્ણ જ્ઞાનથી નિકાલ થાય.

જ્ઞાની તો આખા બ્રહ્માંડના રાજા હોય એવા દેખાય !

કોઈ થપ્પડ મારે ત્યારે શું કરવું ? ત્યારે ખુશ થવું કે આજે ઈનામ મળ્યું ! અથવા તો એ કોણ છે ? આપણે કોણ છીએ ? કોણ કોને મારે છે ? અને આ બધાયને 'જોવાનું'. દાદાશ્રીએ તો એક ફેરો ઈનામ કાઢેલું કે 'કોઈ મને એક ધોલ મારશે, તેને પાંચસો રૂપિયા આપીશું' પણ કોઈ ધોલ મારવા આવ્યું નહીં.

આખા જગતના લોકોને લીધે નહીં પણ બસો-પાંચસો ફાઈલોને લીધે મોક્ષ અટક્યો છે. આટલાં જોડે જ સમભાવે નિકાલ કરો કે મોક્ષ મળી જાય !

અક્રમ માર્ગમાં જ્ઞાનવિધિ પછી શુદ્ધાત્મા ગ્રહણ થાય છે ને અહંકાર ને મમતાનો ત્યાગ થાય છે. એટલે પછી આખો સંસાર ત્યજાઈ ગયો. પછી ગ્રહણ-ત્યાગની કડાકૂટ ન રહે !

ક્રમિકમાં પદો-ભજનો ગાય તે ગ્રહણીય ને અક્રમમાં પદો ગાય તે નિકાલી. અક્રમમાં તો બધું જ નિકાલી હોય છે. એ કેવી રીતે ખબર પડે ? ક્રમિકમાં પદ ગાતો હોય તેને અટકાવે તો ગાનારો ગુસ્સે થઈ જાય, જ્યારે અક્રમમાં કંઈ જ ફેર ના પડે !

સંસારની બધી ક્રિયાઓ નિકાલી ને 'આ' સત્સંગ એ ગ્રહણીય બાબત. અક્રમમાં કર્તાભાવે કશું થતું નથી. સાડીઓ પહેરે, દાગીના પહેરે પણ ના મળે તો કશું નહીં. આત્મામાં જ રહે ને પેલામાં તો ના મળે તો રીસાય.

જગત વેરથી ખડું છે. સમભાવે નિકાલ કરવાથી પાછલું વેર છૂટે ને નવું ના બંધાય.

એક માણસને દુકાન ખાલી કરી છૂટી જવું હોય, તે કેવી રીતે કરે ? માંગતાવાળાને આપી દે ને લેવાનું છેવટે જતુંય કરીને છૂટી જાય ! વેર બંધાયું હોય, એની જોડે સમાધાન કરી નાખવું પ્રતિક્રમણ કરીને, માફી માંગીને.

પુદ્ગલના આનંદથી વેર વધે ને આત્માના આનંદથી વેર છૂટે.

ગમતી કે ના ગમતી વ્યક્તિઓ બધી ફાઈલો જ છે. સરખું જ છે. બન્નેથી છૂટવાનું છે. ના ગમતા જોડેય ડ્રામેટિક પ્રેમ રાખવો. માફી માંગીને વેરથી છૂટી જવું ! સામાનો અહંકાર પોષીનેય વેરમાંથી છૂટી જાવ !

કોઈ માણસ ખૂન કરવા આવ્યો હોય પણ આ ફાઈલનો સમભાવે નિકાલ કરવો છે એમ જ ભાવ મહીં જેના રહ્યા તો ખૂનીના પણ ભાવ ફરી જાય ને છરી, ગન(બંદૂક) મૂકીને જતો રહેશે. ફાઈલ પ્રત્યેનો પૂર્વગ્રહ છોડી દેવાય તો ફાઈલ આપણા કહ્યા પ્રમાણે ચાલશે.

ફાઈલોને છોડીને સાધુ થઈ જવાથી છૂટાતું નથી. અંદરવાળા દાવા માંડે. બહારના દાવા તો એક ભવમાં છૂટે, અંદરના તો ભવોભવ રખડાવે !

આ જગત વેરથી ખડું છે, પ્રેમથી નથી. સમભાવે નિકાલ કરવાથી છૂટી જવાય.

એક જણ દાદાશ્રીને કહે કે મારે બધી ફાઈલોથી જલ્દી છૂટી જવું છે. દાદાશ્રી તેને કહે કે, આ તો જ્યાં સુધી બાવડામાં તાકાત છે ત્યાં સુધી બધી ફાઈલોને કહો કે આવો ને વસૂલ કરી જાવ. ઘડપણમાં ક્યાંથી ચૂકવાય ? આપણો જ હિસાબ છે તે ચૂકતે કરી દોને !

સમભાવે નિકાલ કઈ રીતે કરાય ? સામો હસતો આવે કે ચિઢાયેલો આવે, બન્નેની જોડે આપણે સરખો જ ભાવ, સમભાવ.

ફાઈલોને ખુશ કરવા જવાનું નથી, એ આપણાથી નાખુશ ના થાય તો બહુ થઈ ગયું ! ત્યાં સમભાવે રહેશે. સામો ક્લેઈમ છોડીને ગયો તોય આપણે છૂટ્યા. પછી જેટલાથી કે જેનાથી એ માની ગયો તો છૂટ્યા. જગતના સત્યાસત્યમાં પડાય નહીં. સામાને સમાધાન થયું કે છૂટ્યા.

આપણી ફાઈલ નં. ૧ ખાય, તેને આપણે 'જોયા' કરવાનું. એની જોડે વાતોચીતો કરતાં કરતાં પતાવવાનું. ચા-નાસ્તો, જમવાનું જે માંગે તે આપી દઈને છૂટી જવાનું. ચામાં ખાંડ ના આવી તો પી લેવાનું.

અક્રમમાં ઉદાસીનતા નહીં પણ ડાયરેક્ટ વીતરાગતા જ પામવાનું છે. જેટલો ફાઈલોનો સમભાવે નિકાલ થયો એટલો વીતરાગ થઈ ગયો.

જ્યારે ક્રમિકમાર્ગમાં વૈરાગ પછી ઉદાસીનતા ને પછી વીતરાગતા આવે !

હોમ ડિપાર્ટમેન્ટની ફાઈલોને ફોરેનમાં કે બીજે ના લઈ જવાય ને ફોરેનની ફાઈલોને હોમમાં ના લઈ જવાય. ઘેર ધંધો યાદ ના કરો, ધંધા પર ઘર યાદ ના કરો ! પાછું કોઈનેય આની ખબર ના પડે ! આત્મામાં રહ્યા તે હોમમાં ને વ્યવહારમાં તે ફોરેનમાં ગયા. ફોરેનમાં સુપરફ્લ્યુઅસ રહેવાનું છે.

આવું જબરજસ્ત અક્રમ વિજ્ઞાન મળ્યું છે, છતાં મોક્ષે કેમ નથી જવાતું અત્યારે ? તો કહે કે પહેલાંના ગુનાઓ હતા, તેના કેસ ચાલવાના બાકી છે. આ બધી ગુનેગારીઓ પૂરી થાય પછી મોક્ષે જવાય ! પોતાના જ દોષો જોવાથી ગુનેગારીમાંથી છૂટાય છે !

તમામ ફાઈલોને એક જ શબ્દમાં મૂકાય અને તે છે સંયોગ ! સંયોગો પાછાં વિયોગી સ્વભાવનાં છે. માટે તેને ‘જોયા’ જ કરવાનું. એની મેળે જ છૂટી જશે. જગતમાં શુદ્ધાત્મા ને સંયોગ બે જ છે. શુદ્ધાત્માના જ્ઞાનમાં રહ્યા એટલે બધું સ્વયં ક્રિયાકારી બને છે !

ગમતું કે ના ગમતું - બન્નેનો સમભાવે નિકાલ કરવાનો ! રસ્તામાં ગટરો ગંધાય તો સરકારને ગાળો દેવાય ? નાકે રૂમાલ મૂકી નીકળી જવું, એનું નામ સમભાવે નિકાલ.

સળગતા કોલસા આપણા પર કોઈ નાખે તો તે શુદ્ધાત્મા છે ને કોલસા પડ્યા તે આપણા કર્મનો હિસાબ ! આજે એમાંથી એણે આપણને છોડાવ્યા ! ત્યારે આપણને એ વેરવી લાગે ને કોઈ પ્રેમી લાગે !

પ્રતિકૂળ વ્યવહાર આવે તે આપણી શક્તિઓ પ્રગટાવી જાય !

ડ્રામેટિક રહીએ તો ફાઈલોનો સમભાવે નિકાલ થાય. ડ્રામેટિક પાછું હાર્ટિલી હોવું જોઈએ. ફાઈલોનો નિકાલ કરવા આરોપિત ભાવે ‘હું છું’ એવો ડ્રામેટિક ભાવ રાખવો !

વ્યવહારમાં કોઈને ઠપકો આપવો પડે તો તેના શુદ્ધાત્માને વિધિ કરી બહાર બેસાડવા. પછી પુદ્‌ગલના ગુનાને ઠપકો આપવો કે શિક્ષા આપવી. એના માટે આપણને રાગ-દ્વેષ લગીરેય ન હોવા જોઈએ. પછી આપણને કંઈ જ અડે નહીં સામાનું !

કહોવાયેલાં પપૈયાનો ભાગ કાપીને કાઢી નાખવો, એનું નામ સમભાવે નિકાલ. આપણા ઘરમાં ભેંસ ઘૂસી ગઈ હોય તો તેને, ‘ભેંસબેન, જરા બહાર જતાં

રહોને, બહાર જાવને !' એવું કહેવાથી કશું વળે ? ત્યાં તો ભેંસની ભાષામાં વાત કરવી પડે. એને એક ડફણું દેખાડવું કે પછી પગમાં જરાક મારવું તો ભેંસ તરત સમજી જશે ને બહાર નાસી જાય, આનું નામ સમભાવે નિકાલ.

નાલાયક માણસ જોડે બહુ વ્યવહાર ના રાખવો. એ એને ઘેર આપણે આપણા ઘેર.

આપણા સમભાવે નિકાલનો કોઈ દુરુપયોગ કરે તો ? 'વ્યવસ્થિત'ની સત્તા કોઈ એકના હાથમાં છે ? કોઈની સ્વતંત્ર શક્તિ નથી. માટે ભડકવાની કોઈ જરૂર નથી.

ફાઈલનો સમભાવે નિકાલ કરવો જ છે, છતાં ના થાય તો ત્યાં શું કરવું ? પછી આપણે લેવા-દેવા રહી નહીં. આપણે આજ્ઞા પાળી એટલે આપણે જવાબદાર ના રહ્યા !

સામો ના છોડે તો ? એકતરફી નિકાલ થઈ શકે ? હા, થઈ શકે. કઈ રીતે થાય ? વીતરાગતાથી થાય.

ચીકણી ફાઈલ આવતાં પહેલાં જ ડગી જવાય કે આ આપણને નહીં છોડે, એવું ના હોવું જોઈએ. પરિણામ જોવાનું નથી આપણે, ફાઈલનો સમભાવે નિકાલ કરવો છે એમ નિશ્ચય પકડી રાખવાનો છે. પછી આપણી જવાબદારી રહેતી નથી એની ગેરન્ટી !

ચીકણી ફાઈલો હોય ત્યાં મૌન રહેવું ઉત્તમ. છતાંય ફાઈલ ખુશ ના થાય, તો આપણે છેતરાઈનેય ફાઈલમાંથી છૂટી જવું. પણ એક સત્સંગની બાબતમાં આપણે જવાની પકડ પકડી રાખવી. એની જે ખોટ આવશે, તે દેખ લેંગે !

રાગવાળી ફાઈલને કેવી રીતે ભેગી થાય આગળ ઉપર ? ના. એ ફાઈલ તો બીજાના ભાગે બીજા ભવે જતી રહેશે પણ મહીં રાગ રહ્યો તેનો નિવેડો લાવવાનો છે, તેનો નિકાલ કરવાનો હોય છે ! પછી ફાઈલને કંઈ લેવાદેવા ના રહે.

ગમે તેવી ચીકણી ફાઈલ હોય પણ આપણે તો ઠેઠ સુધી ભાવને પકડી રાખવો કે મારે એનો સમભાવે નિકાલ કરવો છે. એ ભાવને છોડવો નહીં. પછી જે બન્યું તે વ્યવસ્થિત. પછી ગુનેગાર 'વ્યવસ્થિત', આપણે નહીં.

મહીં આત્માની અનંત શક્તિઓ છે. માત્ર નક્કી રાખવાનું કે મારે ચીકણી

ફાઈલનો સમભાવે નિકાલ કરવો જ છે. તે થશે જ. ચીકણી ફાઈલ બહુ ત્યારે બે-ચાર જ હોય !

જેમ ડુંગળીના પડોના પડ હોય તેમ ચીકણી ફાઈલનું હોય. દરેક ફેર સમભાવે નિકાલ કરતાં કરતાં એક એક પડ ખસતાં જાય ને અંતે મુક્ત થવાય !

ચીકણી ફાઈલ તો આપણને મોક્ષના માર્ગે ચઢાવે ! દાદાશ્રી એમના ભાભીને કાયમ એમની ચીકણી ફાઈલ કહેતાં કે 'તમે છો તો આ હું પામ્યો છું'. જ્ઞાન પછી બધાંયને ચીકણી ફાઈલ ઉપકારી છે.

ગુંદર ચીકણો કે ચોપડનારા ચીકણા કે પટ્ટી ચીકણી ? જે શુદ્ધ છે, એને ચીકાશ કેમની અડે ?

ચીકણાં કર્મો કઈ રીતે ખપે ? શુદ્ધાત્મામાં રહીએ, જ્ઞાતા-દ્રષ્ટા રહીએ તો જલદી ખપી જાય ! ચીકણી ફાઈલ આવવાની હોય તો તેના આવ્યા પહેલાંથી શુદ્ધાત્મા જોવાના ચાલુ કરી દેવાના. પછી મનમાં નક્કી કરી રાખવું કે એનો સમભાવે નિકાલ કરવો જ છે. પ્રતિક્રમણ કર્યા કરવાના. એનાથી સમભાવે નિકાલ થઈ જ જાય.

આ ફાઈલોએ જ આંતર્યા છે. સમભાવે નિકાલ થાય કે છૂટી જવાય !

જ્ઞાન મળ્યા પછી નિશ્ચયથી રાગ-દ્વેષ છૂટે છે પણ વ્યવહારથી રહે છે. તો તેને જોયા કરવાનાં, રાગ-દ્વેષ થાય ત્યારે. એનાથી રાગ-દ્વેષ ખલાસ થઈ જશે. સમભાવે નિકાલમાં આપણને અસર ના થાય તે ખાસ જોવું. તેના માટે જ આજ્ઞા પાળવાની છે. આપણો સમભાવ રહ્યો કે એનો નિકાલ થઈ ગયો. ફાઈલ પાછી ભેગી થાય, તે બીજું પડ આવ્યું તેથી. પણ આગળનું તો ગયું જ !

કુટુંબમાં બધાં જ આપણા વિરુદ્ધ હોય ને ગમે તેમ બોલે તો ત્યાં મૌન રહેવું. કાળ ઠંડા પાડશે.

સમભાવે નિકાલ કરવા જતાં એકને સારું ને એકને ખરાબ લાગે તો ત્યાં શું કરવું ? આપણે સમભાવે નિકાલ કરવો છે એમ નક્કી રાખવું. પછી જે ડિલીંગ થાય તે સાચું. પછી જવાબદારી ના રહી.

જ્યાં અથડામણ થઈ હોય ત્યાં, છેવટે ગાંડા કાઢીનેય છૂટી જવું. અરે, છોકરાં આગળેય ભૂલ થઈ હોય તો સ્વીકારી છૂટી જવું, નહીં તો તે મનમાં ડંખ રાખે ! બાપ ભૂલ સ્વીકારે છોકરાં આગળ તો છોકરો કંઈ બાપ થઈ જવાનો છે ?!

સમભાવે નિકાલ કરતાં ભવિષ્યમાં નુકસાન થશે એવું અંદર ભય લાગે, તેનું શું કરવું ? આપણે નફો-નુકસાન કરવો છે કે મોક્ષે જવું છે ? આ દ્રષ્ટિ તો દુઃખી કર્યા વગર નહીં રહે. આપણે તો સમભાવે નિકાલની આજ્ઞા પાળવાની છે. પછી જે બન્યું તે કરેક્ટ !

કોર્ટમાં કેસ લઢવાનો વખત આવે તો ત્યાં પ્રકૃતિ પ્રકૃતિ જોડે લઢે છે, એમાં આપણે શું ? અને કશું બન્યું જ નથી એમ રહેવું. કોર્ટમાં રાગ-દ્વેષ ના થવા જોઈએ તો વાંધો નહીં. કોર્ટમાં વિવેકપૂર્વક વર્તન કરવું. વિવેકપૂર્વક એટલે સાચું-ખોટું કર્યા વગર વકીલ કહે તેમ કરવું, રાગ-દ્વેષ વગર.

પોતે મશીન બનાવ્યું હોય છતાં આંગળી એમાં આવી જાય તો તે છોડે ?!

મિલકત માટેય ભય રાખ્યા વગર સમભાવે નિકાલ કરો. પછી કોર્ટે જવું પડે તોય વાંધો નહીં. દ્વેષ ના થવો જોઈએ.

આપણે પૈસા માગતા હોઈએ પણ તેની પાસે પૈસા ના હોય તો છોડી દેવું. કોર્ટે જાવ, વકીલો કરો, તે ઊલ્ટો ખર્ચો માથે પડે !

સમભાવે નિકાલ કરતાં કરતાં ફાઈલો માટે આપણને અવળા વિચારો આવે તો તેનું તરત પ્રતિક્રમણ કરી નાખવું. એનો પડઘો એના પર પડશે. પ્રતિક્રમણથી આપણો અભિપ્રાય બદલાય છે એના માટેનો.

કુદરતનો એ અજાયબ નિયમ દાદાશ્રીએ આપ્યો કે, છતું કરવાનું ના હોય, 'કરવાથી' તો ઊંધું જ થાય હંમેશાં. અને છતું એની મેળે થાય એવો નિયમ છે !

પતિ-પત્ની વચ્ચે જોરદાર વૈમનસ્ય(વેર) હોય ત્યાં આ ફાઈલનો સમભાવે નિકાલ કઈ રીતે કરવો ? એકપક્ષી જ જ્ઞાનમાં રહેવું ? કોઈ રીતે સામી વ્યક્તિ સમજતી જ ના હોય તો ? છૂટા થઈ જવાનું ? છૂટા થઈનેય શું સુખી થવાનું ? નક્કી રાખવું કે સમભાવે નિકાલ કરવો જ છે. પછી વ્યવસ્થિત પર છોડી દેવાનું. અને આપણે છૂટવું છે, માટે સામાનું જોવાનું નહીં. એના માટેના અભિપ્રાયો તોડતા જઈએ તો ઉકેલ સરળ થઈ જશે.

સમભાવે નિકાલ કરવાની કળા જોઈએ ? કળા નહીં પણ નિશ્ચય જોઈએ. કળા તો ધણી થવાનીય કોઈને આવડતી નથી. લાખોમાં એકાદ-બે જણા ધણીની પરીક્ષામાં પાસ થાય !

છોકરાંઓની સાથે સમભાવે નિકાલ કરતાં ક્યારેય હિંસક ના થવું, મારવું નહીં.

છોકરાઓ કોઈ કીંમતી વસ્તુ માટે રીસાયા હોય તો ત્યાં નિરાંતે 'જોયા' કરવું. અને પૈસાનો કારભાર પત્નીને સોંપી દેવો. એમને એ ફાવે.

છોકરો ચોરી કરતો હોય તોય એની જોડે એવી રીતે ડીલીંગ કરવું કે એને પોતાને મહીં રિયલાઇઝ થાય કે આ ખોટું છે. તો એક દા'ડો એ પાછો ફરશે. સમભાવે નિકાલ કરવો જ છે એમ નક્કી હશે, તેનું કામ થઈ જશે.

આ છોકરાં એ આપણા નથી, એ ફાઈલ છે. આપણી ફરજો છે તે બજાવવાની એમના પ્રત્યેની. મહીં મોહની ચોંટ નથી રાખવાની.

પોતે પોતાની ફાઈલનો સમભાવે નિકાલ કઈ રીતે કરે ? ક્યારેય અકળાય નહીં. અકળાયાં તેનેય જોયા કરવું ને ફાઈલ નં. ૧ જોડે વાતો કરી ટાઢા પાડવું. જ્ઞાની ક્યારેય અકળાય નહીં. ફાઈલ નં. ૧ને ચેતવ ચેતવ કરવાનું. એ ઘડીકમાં એલિવેટ થાય તો ઘડીકમાં ડિપ્રેસ થઈ જાય. બન્ને વખતે એને સમતામાં રહેવા ચેતવવું.

અહંકાર શું કહે કે અમે આવાં ને તેવાં, ત્યારે પ્રજ્ઞા શું કહે ફાઈલને કે તમે આવા ને તમે તેવા !

કેટલાંક કહે છે કે અમારે ઘણી બધી ફાઈલો છે. અલ્યા, કારકૂન મોટો કે ફાઈલો મોટી ? અને પાછી પોતે જ વળગાડેલી છેને ? ફાઈલો જેટલી છે એટલી જ આવવાની. કંઈ નવી વધી નથી જતી. 'સમભાવે નિકાલ કરવો જ છે' રહે, તો તેમ થશે ને 'નહીં થાય' એવું થયું કે બગડશે.

જે જે ફાઈલો આપણને ભેગી થાય છે એ બધી જૂની જ છે, નવી નથી. નવી ફાઈલો જ્ઞાન પછી ના થાય. ભાવકર્મ એ જ નવી ફાઈલ છે.

ફાઈલનો જલ્દી જલ્દી નિકાલ થઈ જાય ? ના. '૮૦ની '૮૦માં જ થાય, '૮૧ની '૮૧માં જ થાય. ટ્રેન વડોદરા આવે ત્યારે વડોદરાનો ડબ્બો કપાય. સુરત આવે ત્યારે જ સુરતનો ડબ્બો કપાય. નિકાલ ક્યારે થાય, ક્યારે થાય એમાં બુદ્ધિ ઊંધા રસ્તે ગઈ કહેવાય.

જેમ જેમ ફાઈલો ઓછી થતી જાય, તેમ તેમ ઉપયોગ વધતો જાય. જ્યાં જ્યાં ઉપયોગ ચૂક્યા, ત્યાં ત્યાં ફરી ધોવું પડશે. નવું નથી બંધાતું હવે.

ફાઈલોને લીધે 'સ્વ'માં ઓછું રહેવાય. ફાઈલો આવે તેમાં જાગૃતિ વપરાઈ જાય. સંપૂર્ણ ફાઈલો ખતમ થઈ જાય એટલે અપાર આનંદ ઉભરાશે ! આત્મજ્ઞાનીના પરિચયમાં, સત્સંગમાં જેમ વધુ ને વધુ રહેવાય, તે બહુ લાભ થઈ જાય ! જેને નિવેડો લાવવો જ છે, તેને આવ્યા વગર રહે જ નહીં ! આત્મશક્તિનો લાભ લેતાં આવડવો જોઈએ !

ફાઈલોનો હિસાબ પત્યો ક્યારે કહેવાય ? આપણને રાગ-દ્વેષ ના થાય, એ આવે તો આપણને બોજો ના લાગે, ઈઝીનેસ રહે એટલે જાણવું કે હવે ફાઈલો છૂટી ગઈ !

ચીકણી ફાઈલનો પૂર્ણ વિલય થયો ક્યારે કહેવાય ? ફાઈલ આપણા માટે ગમે એવું અવળું બોલે તોય મનમાં દુઃખ ના થાય. એટલે દ્વેષ ગયો કહેવાય. મન ક્લિયર રહે હંમેશાં. વિચારોય બંધ થઈ જાય એના માટે.

મહાત્માઓ-મહાત્માઓ વચ્ચે વઢવાડ થાય તે શું કહેવાય ? દાદાશ્રી કહે છે મહાત્માઓ લઢે-કરે પણ અંદર પ્રતિક્રમણ કરે, પશ્ચાતાપ કરે એટલે ફાઈલમાંથી છૂટી જાય ! મહાત્માઓની ભૂલ જોવાય નહીં.

દાદાશ્રીને એક જણે પૂછ્યું, 'દાદા, અમેય બધાં તમારી ફાઈલો જ ને ?' ત્યારે દાદાશ્રીએ કહ્યું, 'હા, ફાઈલો જ ને ! પણ આ બધી ફાઈલો બોજારૂપ ના લાગે. આ બધી મરજિયાત ફાઈલો કહેવાય ને પેલી ફરજિયાત ફાઈલ. તે રાત્રે બે વાગેય ના છોડે ! ફાઈલ તો ડિપ્રેશન ને એલિવેશન કરાવે !

દાદાશ્રી કહે છે જગતના તમામ ધર્મોના તમામ સાધુ-આચાર્યો, સંતો-ભક્તોને ભેગાં કરે તોય આ મહાત્માઓને જે પદ મળ્યું છે એ પદ ના હોય ક્યાંય !

ક્રમિક માર્ગમાં બાવીસેય પરિષહને જીતવાનું કહ્યું છે અને અક્રમમાં સમભાવે નિકાલ કરી નાખવાનો છે !

ફાંસી આવી પડે તો શું પુરુષાર્થ કરવાનો ? સમભાવે નિકાલ.

આત્મજ્ઞાન પ્રાપ્તિ પછી મૂઢાત્મ દશામાંથી અંતરાત્મ દશા, ઈન્ટ્રિમ ગવર્મેન્ટની દશામાં અવાય. એ બધી ફાઈલોનો નિકાલ થઈ જાય એટલે ફુલ ગવર્મેન્ટ, એટલે કે પરમાત્મા દશાની પ્રાપ્તિ થઈ જાય !! જ્યાં સુધી ગુનેગારી છે ત્યાં સુધી ઈન્ટ્રિમ ગવર્મેન્ટ.

અજ્ઞાન દશામાં મારાથી ભૂલ થઈ, મારાથી જીવડું વટાઈ ગયું તેમ હતું.

હવે જ્ઞાનદશામાં ફાઈલ નં. ૧થી બધું થયું એમ રાખવાનું. એટલે 'આપણી' જવાબદારી નથી. પહેલાં કર્તા હતા, હવે 'આપણે' જ્ઞાયક છીએ. હવે જે સ્વરૂપ થયા, તે સ્વરૂપમાં રહેવામાં શો વાંધો ? ઊલટું પરમાનંદ રહે.

વ્યવહારમાં મોંઢેથી બોલીએ કે મારું છે પણ અંદરથી હૃદયથી કોઈ ચીજ મારી નથી. એટલે મમતા ગઈ. દેહાધ્યાસ ગયો એટલે દેહનું માલિકીપણું ગયું.

ફાઈલ નં. ૧ના ડખાને જોવાથી જ એ જતા રહે. સામે કોઈ ફાઈલ ક્લેઈમ માંડે તો તેનું પ્રતિક્રમણ કરવું પડે. પણ ફાઈલ નંબર ૧માં કોણ ક્લેઈમ માંડે ? એટલે જોવાથી જ જાય.

ફાઈલ નં. ૧ને જોયા જ કરવાનું. હોળીને જોવાથી કંઈ આંખ દાઝે ? ફાઈલ નં. ૧નો અવળો માલ નીકળતો હોય તો તેમાં આપણે સહમત ના થવું. તેનો સખત વિરોધ સતત કર્યે રાખવો.

ફાઈલ નં. ૧નો સમભાવે નિકાલ થયો ક્યારે કહેવાય ? ફાઈલ નં. ૧ જબરજસ્ત ઊકળે ત્યારે આપણને આ સંયોગ છે ને વિયોગી સ્વભાવનો છે એ જ્ઞાન હાજર રહે અને સમતા રહે ત્યારે થયો કહેવાય.

ફાઈલ નં. ૧નો સમભાવે નિકાલ કેવી રીતે કરાય ? આ તો કેટકેટલી રીતે ફાઈલ નં. ૧નો સમભાવે નિકાલ નથી કર્યો ! સભામાં બેઠાં હોય કે ભાષણ આપતા હોય ત્યારે થૂંક ગળી જાય કે નહીં ? પેશાબ કે સંડાસ કલાક-બે કલાક રોકી રાખેને ? પેટ ભરાઈ ગયું હોય છતાં હોટલમાં, પાર્ટીમાં કે આગ્રહવશ થઈ વધારે ખાઈ લે કે નહીં ? આવું બધું કરીને શરીરને સહજ નથી રહેવા દીધું. થાકી ગયો હોય તોય ચાલ ચાલ કરે. પરીક્ષા આવી હોય કે ગમતી ચોપડી હોય તો રાત જાગીને ચોટલી બાંધીને ય વાંચ્યા કરે. ભીડમાં ગાડીમાં થાક્યો હોય તોય ઊભો જ રહે, નીચે ના બેસે. આબરૂ જતી રહેને ! ખૂબ ભૂખ લાગી હોય તોય કામને લીધે કે વાતોમાં પડ્યા હોય તો તે ઘડીયે ના ખાય. ગરમ ગરમ ચા પી જાય, ગાડી ઊપડી જવાની થાય ત્યારે ! તે અસહજ થઈ જાય. આમ ફાઈલ નં. ૧નો સમભાવે નિકાલ નથી કર્યો. ખરેખર તો ફાઈલ નં. ૧નો જ સમભાવે નિકાલ કરવાનો છે !

આ ફાઈલો કોની ? આત્માની કે શરીરની ? બેમાંથી એકેયની નહીં, આ તો પ્રજ્ઞાશક્તિની છે. અને ફાઈલનો સમભાવે નિકાલેય પ્રજ્ઞાશક્તિ જ કરાવે છે.

ફાઈલ નં. ૧ કહ્યું કે તરત છૂટું જ વર્તે. એમાં એક સેન્ટ પણ ચેતન ના

રહ્યું. એ અજાયબી છે. ફાઈલ નં. ૧ કહેતાં જ અધ્યાત્મ વિજય થઈ ગયો ! કારણ પોતે આત્મા થઈને બાકીના સર્વ ભાગને ફાઈલ નં. ૧ કહી ! ફાઈલ નં. ૧ ના કહે ત્યાં સુધી છૂટ્ટાપણું વર્તાય નહીંને !

'ફાઈલ' શબ્દપ્રયોગ થતાં જ મમતા ઊડી જાય પછી એક કલાકની જ્ઞાનવિધિમાં જ આત્મા ને દેહનું છૂટાપણું વર્તાય છે ! કારણ કે આ તદ્દન વૈજ્ઞાનિક ઢબ છે !

'નિકાલ' શબ્દેય ભારે અસર ઊભી કરે છે. ગ્રહણ નહીં, ત્યાગ નહીં પણ 'નિકાલ' ! 'નિકાલ' શબ્દ બોલતાં જ પરિણામ સમજાઈ જાય કે આ બધું છૂટ્યું હવે. જ્યારે 'ત્યાગે ઉસકો આગે' એવો કુદરતી નિયમ. કારણ ગ્રહણ-ત્યાગમાં અહંકાર છે ને અક્રમમાં જ્ઞાનવિધિ પછી અહંકાર સંપૂર્ણ ફ્રેક્ચર થઈ જાય છે. એટલે નિકાલ કરવાનો રહે છે, ખાલી થવાનું રહે છે, નિર્અહંકાર પદમાં રહીને !

આ અક્રમ વિજ્ઞાન છે. એક એક શબ્દની પાછળ જબરજસ્ત વચનબળ છે. પરમ પૂજ્ય દાદાશ્રીના અનંત અવતારોની શોધખોળના પરિણામે આ વિજ્ઞાન પ્રાપ્ત થયું છે, જે અનુભવગમ્ય છે. તેથી જબરજસ્ત ક્રિયાકારી નીવડે છે. કાળને આધીન કેટલાંક અંગ્રેજી શબ્દો મૂકાયાં છે. જેમ કે રિયલ, રિલેટિવ, ફાઈલ, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ વિ. ખૂબ જ સચોટ છે. અને આજના યુવાનોને તરત જ સોંસરવું ઊતરી જાય છે. સંસ્કૃતના કે શાસ્ત્રોના પારિભાષિક શબ્દો સમજાતાં જ નથી, તો પછી તેનો ઉપયોગ શી રીતે થઈ શકે ?

મહાત્માની દશા ને મહાવીરની દશામાં શું ફેર ? મહાવીરને ફાઈલ જ નથી ને મહાત્માઓને ફાઈલો બાકી છે. બાકી ચિંતા વગરનાં તો બન્નેય છે !

મહીં બેઠા છે તે શુદ્ધાત્મા ભગવાન. ફાઈલ વગરના શુદ્ધાત્મા તે ભગવાન અને ફાઈલ છે ત્યાં સુધી શુદ્ધાત્મા. બધી જ ફાઈલોનો સમભાવે નિકાલ કરીને મુક્ત થયા કે થઈ ગયા સિદ્ધ ભગવાન !

## [૪.૧] ભરેલો માલ !

આત્મજાગૃતિમાં આવ્યા બાદ ઘણીવાર એવું બને છે કે ભૂલો થાય છે ત્યારે ખબર પડે છે કે આ ખોટું છે. આ ના કરવું જોઈએ, છતાં થાય છે એ શું ? દાદાશ્રી સમજાવે છે કે આ ભરેલો માલ નીકળે છે. તેને પ્રજ્ઞા જુએ છે અને પ્રતિક્રમણ કરાવે છે. આ 'ન્હોય મારું' કહે તોય ઘણું થયું.

અજ્ઞાનદશામાં તો આ ખોટું થાય છે એવુંય ક્યાં ભાન હોય છે ? પોતે બરાબર જ છે એમ રહે.

આ બધો ભરેલો માલ છે તે કોઈ જ્ઞાનીને પૂછ્યા વગર ભર ભર કરેલો. તે હવે જ્ઞાન પછી નીકળે છે ત્યારે સહન ના થાય. પણ હવે તો એનો સમભાવે નિકાલ કર્યે જ છૂટકો. હવે મહાત્માને નવું ચાર્જ ના રહ્યું. ભરેલી ટાંકી ખાલી જ થયા કરે છે. એને ખાલી થવા દેવાની ને આપણે જે નીકળે, તેને જોયા કરો.

આ મન-વચન-કાયાની ત્રણ બેટરીઓ ચાર્જ કરીને લાવેલા, તે હવે ડિસ્ચાર્જ થયા કરશે. નવી ચાર્જ નહીં થાય.

ટાંકીમાં જેવો માલ ભર્યો હશે તેવો નીકળશે. માનનો, વિષયનો, લોભનો, હિંસાનો - જે ભર્યો હશે તે નીકળશે.

ખરેખર ભરેલા માલનો નિકાલ કરવાનો નથી, થઈ રહ્યો છે ઓટોમેટિક. જ્યાં સુધી 'હું શુદ્ધાત્મા છું' એમ પ્રતીતિના પદ સુધી છે, ત્યાં સુધી ભરેલા માલનો નિકાલ કરવાનો છે. પછી આગળ જ્ઞાનમાં પરિણમ્યું તો પછી નિકાલ થઈ રહ્યો છે એમ રહે.

એટલે ભરેલો માલ નીકળવો જ જોઈએ તો જ મુક્ત થવાય. કોથળામાં જે ભર્યું તે નીકળે. જે છેલ્લું ભર્યું હોય, તે પહેલું નીકળે !

આ બધાં દેવાં કરેલાં, તે ચૂકવવા તો પડશેને ? ને દેવું ભરાય, તે પ્રોફિટમાં જ જાયને ! દેવું વળ્યા પછી કેવી મઝા ?! પોતે પરમાત્મા જ છે પણ પાછલા દેવાંને કારણે બધું ગૂંચાયેલું છે !

જેમ જેમ પ્રતિક્રમણો થતાં જશે તેમ તેમ ચોખ્ખું થશે. મેઈન વૉટર વર્કસમાંથી પાણીનો કૉક બંધ કર્યો તોય સો માઈલ દૂર સુધી પાણી તો આવ્યા જ કરશે. કેમ ? ત્યારે કહે, પાઈપોમાં ભરેલું છે તે તો ખાલી થાય જ ને ! માટે ગભરાવાનું કોઈ કારણ નથી. પાઈપમાં ભરેલું ખાલી થયે બંધ થઈ જશે. મન-ચિત્ત-બુદ્ધિ-અહંકાર બધુંય હવે ખાલી જ કરવાનું છે. નવું નહીં ભરાય તેની ગેરન્ટી. ભરેલો માલ પછી સારો હોય કે ખરાબ હોય પણ બેઉ નિકાલી છે ! બેઉને 'જોયા' કરવાનું છે !

સામો આજ્ઞામાં રહે છે કે નહીં તે આપણાથી ના જોવાય. સહુએ પોતાનું જોવું જોઈએ. પોતે આજ્ઞામાં રહેવાનું છે.

દાદાશ્રી કહે છે કે અમારી સૂક્ષ્મ હાજરીમાં એક પણ વૃત્તિ આઘીપાછી નહીં

થાય. પ્રત્યક્ષ હોય તો ઉત્તમ અને તે ના હોય તો દાદા દેખાયા કરે તે સૂક્ષ્મ હાજરી.

આપણે મોક્ષે જનારાંઓને તો પરોપકાર, પુણ્ય બધું નિકાલી માલ.

દાદાનાં ય દોષો દેખાડે, તે ય ભરેલો માલ. તેને 'જોયા' કરવાનું. તેનાં પ્રતિક્રમણ ચંદુભાઈ પાસે કરાવવાનાં.

ભરેલો માલ નીકળે ત્યારે ડખોડખલ ના કરે, એટલે એ એની મેળે ખરી પડે.

## [૪.૨] ચાર્જ - ડિસ્ચાર્જ

આત્મજ્ઞાન મળ્યા પછી શું કરવાનું ને શું નહીં કરવાનું ? જિંદગી કઈ રીતે જીવવાની ? આ પ્રશ્નનું સમાધાન દાદાશ્રી આપે છે કે જિંદગી શી રીતે જીવાય છે એ 'જોવાનું'. મહાત્માને વારંવાર આ પ્રશ્ન મૂંઝવે છે કે અંદર ઘણી ના હોવા છતાં બહાર ખોટું કામ થઈ જાય છે તો ત્યાં શું કરવું ? ત્યાં દાદાશ્રી કહે છે કે ચંદુભાઈ જે કંઈ કરે છે એ બધું ડિસ્ચાર્જ છે, એમાં ફેરફાર ના થઈ શકે. ચંદુભાઈ જે કંઈ કરે છે, એની જોડે આપણે કંઈ જ લેવાદેવા નથી. છતાંય મહાત્માને પ્રશ્ન થયા કરે છે કે એનાથી નવું કર્મ ચાર્જ તો નહીં થાયને ? ત્યાં દાદાશ્રી વૈજ્ઞાનિક સમજ આપે છે કે તમને 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ ઊડી જાય અને પાછાં નિશ્ચયથી, ખરા દિલથી 'હું ચંદુભાઈ છું' એ આવી જાય તો કર્મ ચાર્જ થાય, નહીં તો ના થાય. 'હું શુદ્ધાત્મા છું' ને 'આ ચંદુભાઈ કરે છે' તેય વ્યવસ્થિતની સત્તામાં રહીને એટલે તમે એના કર્તા ના રહ્યા. એટલે ચાર્જ ના થાય.

અને છતાંય આપણા ડિસ્ચાર્જથી કોઈને દુઃખ થાય અથવા આપણને અકળામણ થાય તોય તેનું પ્રતિક્રમણ કરી લેવું, તોય છૂટી જવાય. રાગ-દ્વેષ વિના ઉકેલ લાવવાનો છે.

ચાર્જ અને ડિસ્ચાર્જની ભેદરેખા શું ? ચાર્જ અહંકારથી થાય. છતાં મહાત્માને ઘણીવાર પ્રશ્ન થાય છે કે મને અહંકાર આવી ગયો, શુદ્ધાત્માની જાગૃતિ ના રહી, ભોગવટો ખૂબ આવી ગયો, તો ચાર્જ થઈ ગયું કહેવાયને ? ત્યાં દાદાશ્રી સમજાવે છે કે આમ થાય તોય તમને ચાર્જ થતું નથી. હા, જેટલાં કર્મોનો જાગૃતિપૂર્વક નિકાલ ના કર્યો એ સ્ટોકમાં રહ્યા, પણ નવું કર્મ ચાર્જ થતું નથી એ નક્કી. બધું કરવા છતાં અકર્તા, સર્વ પ્રવૃત્તિમાં નિવૃત્તિ તે આને કારણે જ ! બહારની પ્રવૃત્તિ બધી ડિસ્ચાર્જ છે ને મહીં નવું ચાર્જ થતું જ નથી માટે મહીં નિવૃત્ત.

મહાત્માઓને ના ગમતું થઈ જાય તેનો ખૂબ ખેદ રહે છે. આવું કેમ આવે છે, તેમ રહ્યા કરે છે. ત્યારે એમને દાદાશ્રી હિંમત આપે છે કે ના ગમતા કર્મોને તો બૂમ પાડીને કહો કે 'બધાં આવો ભેગાં થઈને'. નવું ચાર્જ થાય તો ગભરાવાનું. આ તો ડિસ્ચાર્જ થઈ જાય છે ત્યાં કંટાળવાનું શું ? ત્યાં તો વહેલામાં વહેલું આવીને પૂરું થઈ જાય છે એવી ખુશી મનાવવી.

'હું શુદ્ધાત્મા છું' એવું ઘણા લાંબા સમય સુધી ભૂલી જવાય તો શું ચાર્જ ના થાય ? દાદાશ્રી કહે છે, ના થાય. આપણું નામ થોડીવાર ભૂલી ગયા તેથી કંઈ નવું નામ ધારણ નથી થઈ જતું. એ તો પાછું ખ્યાલમાં આવી ગયું એટલે એ પાછું ચાલુ થઈ ગયું ગણાય !

ડિસ્ચાર્જ સ્વભાવથી જ થાય, એને કરવું ના પડે. જેમ પાણી સ્વભાવથી જ એની મેળે ઠંડું થઈ જાય, એને કરવું ના પડે.

મહાત્માઓનો પ્રશ્ન છે કે આ બધું ડિસ્ચાર્જ છે એમાં ક્યાંક અહંકાર તો ઊભો નથી થઈ જતોને ? દાદાશ્રી એમને સમજ આપે છે કે 'મહાત્માની અમે ઝીણવટથી બધી જ તપાસ રાખીએ છીએ. એમને ચાર્જ નથી થતું. એ અહંકાર કરે તેય ડિસ્ચાર્જ અહંકાર છે.'

મહાત્માઓ આજ્ઞા નિશ્ચયથી પાળે છે એટલે એ આજ્ઞાને નિકાલી નથી ગણાતી, માટે એટલા પૂરતું જ ચાર્જ થાય છે. કારણ કે હજી એક-બે અવતાર થવાનાને ! દાદાની સેવા કરવી, પગ દબાવવા આ તો ખરી રીતે ડિસ્ચાર્જ છે પણ કહેવા માટે એ પુણ્યનું ફળ છે. ડિસ્ચાર્જમાં જે કંઈ સેવા કરે, એનું ફળ આ ભવમાં જ મળે. અને આજ્ઞા પાળીને ચાર્જ કરો, તેનું ફળ આવતા ભવમાં મળે.

કોઈ અજ્ઞાની ગાળો દે, તેનું ફળ તેને આવતા ભવે મળે ને મહાત્મા કોઈને ગાળો દે, તેનું ફળ તેને આ ભવે જ મળે. કારણ અજ્ઞાનીનું ચાર્જ થાય છે ને મહાત્માનું ડિસ્ચાર્જ કમ્પ્લિટ છે. ડિસ્ચાર્જ એટલે ભોગવટો ને ચાર્જ એટલે નવું બી નાખવું તે !

મહાત્માનો પુરુષાર્થ ક્યાં ? મહાત્માએ તો હવે સ્વરૂપનો પુરુષાર્થ કરવાનો છે. પુરુષ થયા પછીનો પુરુષાર્થ, જ્ઞાતા-દ્રષ્ટા એ ખરો રિયલ પુરુષાર્થ ! કરવાનું એ બોલવું પડે પણ રિયલ પુરુષાર્થ એ સ્વાભાવિક પુરુષાર્થ છે, ત્યાં કરવાપણું હોતું જ નથી કંઈ !

મહાત્માને ભાવકર્મ ના થાય. ભાવકર્મ એટલે ક્રોધ-માન-માયા-લોભ. ક્રોધ-માન-માયા-લોભ મહાત્માને થાય ખરાં પણ તેમાં તેમનો શુદ્ધાત્મા જુદો રહે, ભળે નહીં એટલે એ ભાવકર્મ ના કહેવાય. ક્રોધ થાય પણ મહીં થાય કે 'આમ ના થવું જોઈએ', તો એ તરત જ ઊડી ગયું કહેવાય.

મહાત્માઓને ડિસ્ચાર્જનું ચાર્જ હોય. નવું ચાર્જ ના હોય. ડિસ્ચાર્જનું ચાર્જ એટલે શું ? ભૂખ લાગે એ ડિસ્ચાર્જ. પછી ખાઈએ એ ચાર્જ અને સંડાસ જાય એ પાછું ડિસ્ચાર્જ, એ ડિસ્ચાર્જનું ડિસ્ચાર્જ આમ થાય. આ રીતે મહાત્માઓ દાદા પાસે શક્તિઓ માંગે, નવ કલમો બોલે, તે બધું ડિસ્ચાર્જનું ચાર્જ ગણાય !

મહાત્માથી ડિસ્ચાર્જનો દુરુપયોગ કઈ રીતે થાય ? ભૂલ થાય તેનું દિલથી પશ્ચાતાપ કરી પ્રતિક્રમણ કરે તો તે ધોવાઈ જાય, તો ત્યાં દુરુપયોગ ના કહેવાય. પણ પશ્ચાતાપ કરવાને બદલે 'આ તો ડિસ્ચાર્જ છે, કશો વાંધો નહીં' એ થયું કે દુરુપયોગ થયો કહેવાય. ત્યાં આવું થાય તો પશ્ચાતાપે ય તરત ઊડી જાય.

અક્રમ માર્ગના મહાત્માને મન-વચન-કાયાથી જે કંઈ થાય છે તે બધુંય નિર્જરા જ છે. નવું ચાર્જ થતું નથી માટે સંવરપૂર્વકની નિર્જરા કહેવાય અને અજ્ઞાનદશામાં બંધપૂર્વકની નિર્જરા કહેવાય.

ઘણીવાર મહાત્માને પ્રશ્ન થાય છે કે મોટી માંદગી આવે તો દવા કરવી કે નહીં ? દાદાશ્રી કહે છે, દવા મળી તેય ડિસ્ચાર્જ ના મળી તેય ડિસ્ચાર્જ. માત્ર હાયવોય ના કરવી.

અક્રમ વિજ્ઞાને તો તમામ માન્યતાઓ પર બુલડોઝર ફેરવી સાફ કરી નાખ્યું છે ! નહીં તો ખરપડીથી ક્યારે પાર આવે ?!

## [૪.૩] કૉઝ-ઈફેક્ટ

શુદ્ધાત્મા પદની પ્રાપ્તિ પછી નવાં કૉઝ ઊભાં થતાં નથી. પાંચ ઈન્દ્રિયોથી, મનથી જે જે અનુભવાય છે તે બધું જ ઈફેક્ટ માત્ર છે. કૉઝીઝમાં શું આવે ? ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ એ બધાં કૉઝીઝ છે ! પણ તેના હાર્ટિલી પ્રતિક્રમણ કરે તો મહાત્માને માટે એ ઈફેક્ટ થઈ જાય છે, કૉઝ નથી પડતાં.

કૉઝની ખબર કેવી રીતે પડે ? મહીં પશ્ચાતાપ થાય, પ્રતિક્રમણ થાય એનાથી કૉઝ આખું ફરી જાય.

શુદ્ધાત્મા થયા પછી શુદ્ધાત્માને કૉઝેય ના રહ્યું ને ઈફેક્ટેય ના રહી. જે રહ્યું તે બધું ચંદુભાઈનું, તેને જોયા કરવાનું. અને અંતે તો પાછું છે બધું 'વ્યવસ્થિત' જ ને !

## [૫] 'ન્હોય મારું'

સમ્યક્ દર્શન શું કહે છે ? જે દહાડાથી જાણ્યું કે 'હું ચંદુલાલ ન્હોય', 'હું શુદ્ધાત્મા છું', ત્યારથી જે જે કચરો નીકળે છે તે 'ન્હોય મારું' !

ગમે તેવી ફાઈલો હોય પણ 'ન્હોય મારું' કહ્યું કે તરત છૂટી જાય. 'ન્હોય મારું' કહે છે ત્યાં રાગ-દ્વેષ ના હોય ને 'મારું' કહ્યું કે રાગ-દ્વેષ થઈ જ જાય.

ડિસ્ચાર્જમાં રાગ-દ્વેષ થાય, કષાયો થાય, પણ ત્યાં એને 'ન્હોય મારાં' કહેતાં જ એ અડે નહીં. પણ આમ એને કહેવું પડે કે, 'એય, ક્યાંથી પેઠો ? અહીં તારું શું કામ છે ?' જ્યાં કંઈ પણ ગૂંચવાડો આવે કે તરત 'ન્હોય મારું' કહી દેવું. બધું વિખરાઈ જશે. 'મારું ન્હોય' કહેતાં જ પોતે સ્વરૂપમાં જ સ્થિર થઈ જાય.

કોઈ પણ સંયોગ આવે તેને 'ન્હોય મારું' કહેતાં જ એ છૂટી જાય ! મન, ભટકતું ચિત્ત બધું સંયોગ સ્વરૂપે જ છે ! તન્મયાકાર થઈ ગયા પછી બીજી જ મિનિટે બોલે કે 'મારું ન્હોય' તોય છૂટું પડી જાય ! પછી બોલે તો થોડી જાગૃતિ ઓછી પણ તોય વાંધો નહીં.

ઉપાધિ આવે, કર્મો આવે તો 'ન્હોય મારાં' કહી દેવું. એટલે અસર ના કરે કંઈ. આત્મા ને કર્મો બેઉ જુદાં જ છે.

આ મહીં વાર્તાલાપ કરે છે તે કોણ ? પ્રજ્ઞા. પ્રજ્ઞા મહીંથી કહ્યા કરે ચંદુલાલને કે તમે જુદા ને અમે જુદા. અમારે ને તમારે કંઈ જ લેવાદેવા નથી.

મનની અવસ્થાઓમાં 'પોતે' તન્મયાકાર થાય છે, તેથી સંસાર ઊભો રહ્યો છે. એટલે મનના પર્યાયોને તોડ તોડ કરવાં પડે. એ કેવી રીતે તોડાય ? તેને તો 'ન્હોય મારાં, ન્હોય મારાં' કહેતાં જ છૂટે. અનાદિના અભ્યાસને કારણે છૂટાતું નથી, કારણ કે અહંકારને એમાં મીઠાશ વર્તે છે, તેથી 'ન્હોય મારું' કહેતાં જ છૂટે.

ડિપ્રેશન આવે ત્યારે 'ન્હોય મારું' કહેતાં જ આત્માનો અનુભવ થાય. બહાર ડિપ્રેશન ને મહીં આનંદ. 'મારો સ્વભાવ ન્હોય' કહેતાં જ આત્મામાં સ્થિર થવાય. સારો કે ખોટો, સંયોગ માત્ર પુદ્ગલનો છે. આત્માનો એકુંય નથી. સંયોગ માત્ર બાહ્યભાવો જ છે. આપણને જે જે સંયોગ ભેગા થાય છે, તે

આપણી પાછલી ગનેગારીનું પરિણામ છે.

'મારું ન્હોય' શબ્દની સાયન્ટિફિક ઈફેક્ટસ્ છે. પછી ત્યાં જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય કે ના રહેવાય પણ 'ન્હોય મારું' બોલતાં જ છૂટું પડી જાય છે !

જે કોઈ આપણને દુઃખ દે છે, તે આપણું કઈ રીતે હોઈ શકે ? જે આપણને દુઃખ દે છે એ ઓરમાયું છે, આપણું સગું નથી. સગો માની બેઠાં તેથી દુઃખ છે. પારકાં માને તો દુઃખ નથી.

કોઈ પણ વ્યસન 'મારી, મારી' કરવાથી બંધાય છે ને 'ન્હોય મારી, ન્હોય મારી' લાખ લાખ વખત બોલવાથી છૂટાય છે. 'સિગારેટનો વાંધો નહીં' કહેતાં જ સિગારેટને આયુષ્યનું એક્સટેન્શન મળે છે, એને જબરજસ્ત રક્ષણ મળી જાય છે !

શરીરમાં વીકનેસ હોય તોય 'મને કશું થતું નથી' કહે કે કંઈ અસર ના અડે. 'ન્હોય મારું' કહે ત્યાંથી જ અસરમુક્ત થવાય.

આપણું ઘર વેચાઈ ગયું, પૈસા પૂરા આવી ગયા પછી સમાચાર મળે કે એ બળી ગયું તો આપણને કંઈ દુઃખ થાય ? કેમ ના થાય ? ત્યાં 'ન્હોય મારું' એ થઈ ગયું તેથી.

ઘર બળતું હોય કે કોઈ વ્યક્તિ જોડે બહુ રાગ-દ્વેષ હોય તો ખૂણામાં બેસી પાંચ હજાર વાર બોલો કે 'ન્હોય મારું' તો છૂટું થઈ જાય.

દાદાશ્રી કહે છે કે અમે સંપૂર્ણ મમતા વગરના. સાઈઠ હજાર લોકો જોડે અમારે મારાપણું હોય, મમતા હોય, પણ તે ડ્રામેટિક. હું આખો દહાડો ડ્રામા જ કરું છું. ડ્રામા એટલે શું ? હું જોનારો રહું છું. ડ્રામા કરનારને પોતે કોણ છે એ ભૂલી જાય ? મમત્વ વગરની માલિકી ડ્રામામાં હોય. તેમ આપણે પણ ડ્રામેટિક વ્યવહાર કરી નાખવાનો. માલિકીભાવ કોનો ? અહંકારનો.

ગમે તેવાં કર્મો, શાતા-અશાતા વેદનીય આવે ત્યારે 'ન્હોય મારું' કહેવાથી અડે નહીં. એને ઉડાડાય નહીં પણ ભોગવટામાંથી મુક્ત રહી શકાય. 'મારું સ્વરૂપ અવ્યાબાધ સ્વરૂપ છે' એ હાજર રહેવું જોઈએ.

## [૬] ક્રોધ-ગુસ્સો

અક્રમ વિજ્ઞાને કરીને ક્રોધને નવી જ જ્ઞાનદ્રષ્ટિથી સમજી લેવાનો છે. જ્ઞાન મળ્યા પછીય જે ક્રોધ થાય છે તે નિર્જીવ છે. ભરેલો માલ ખાલી થાય છે.

તે ખાલી થઈ જાય તો જ મુક્ત થવાય. એ નીકળે ત્યારે એને જુદું જોયા કરવાનું અને પ્રજ્ઞા મહીં દેખાડ્યા કરે કે આ ખોટું છે, પ્રતિક્રમણ કરો ! એનાથી સંપૂર્ણ મુક્તિ થાય.

ક્રોધ-માન-માયા-લોભ એ પુદ્ગલના ગુણો છે, આત્માના નથી. એટલે એને આપણા માથે ના લેવાય. જેના છે તેના માથે રખાય. જે વધઘટ થાય, તે આત્મગુણ કઈ રીતે કહેવાય ?

ક્રોધ અને ગુસ્સામાં ફેર છે. ક્રોધ એ નવું ચાર્જ કરે છે ને ગુસ્સો એ ડિસ્ચાર્જ છે. ક્રોધમાં તાંતો હોય, હિંસકભાવ હોય. કારણ તેમાં તે સમયે આત્મા તન્મયાકાર હોય.

કષાય બંધ થાય એટલે પ્રગટે શીલ ! શીલવાનનો બહુ તાપ હોય ! કષાયો એ નબળાઈ છે.

તાંતો પહેલાં મિથ્યાત્વનો હતો, તે હવે સમ્યક્ત્વનો તાંતો બેસી ગયો. એટલે જ આત્માની નિરંતર પ્રતીતિ રહે છે અક્રમમાં !

'ચંદુભાઈ' ગમે તેટલો ક્રોધ કરતાં હોય પણ તે 'મને થાય છે' એવું જરીકેય ના થાય તો 'તમે' જોખમદાર નથી. આપણાથી કોઈને દુઃખ થાય ત્યાંય બહુ ચોક્કસ રહેવું, જુદું રાખવું અને ચંદુભાઈ પાસે જેને દુઃખ થયું હોય, તેનું હાર્ટિલી પ્રતિક્રમણ કરાવવું. ગુસ્સો એ પુદ્ગલ વિભાગ છે અને જાણે એ આત્મ વિભાગ છે.

એટલે જ્ઞાન પછી અક્રમ માર્ગમાં ક્રોધ જાય છે બધાનો. કારણ આત્મા ક્રોધમાં ભળતો નથી. આત્મા એટલે અહીં પ્રતિષ્ઠિત આત્મા માટે છે. મૂળ આત્મા તો ક્યારેય ક્યાંય તન્મયાકાર થતો જ નથી. એ દરઅસલ મૂળ આત્મા તે જ આપણે પોતે છીએ. બીજો બધો જ ભાગ અનાત્માનો છે !

પ્રતિષ્ઠિત આત્માય તન્મયાકાર ના થાય એટલી જાગૃતિ જ માત્ર રાખવાની છે !

## [૭] સંયમ

મહાત્મા કોને કહેવાય ? આંતરિક સંયમ રહે તેને. બહાર ચંદુ ક્રોધ કરે ને અંદરથી રહે 'આ ન થવું જોઈએ.' એ આંતરિક સંયમ.

સંયમી તો તેનું નામ કે સામો અસંયમી હોય, તેને ય કિંચિત્માત્ર દુઃખ ના થવા દે તે ! પોતે બળતો હોય, તે જ સામાને દઝાડે. પોતે ઠંડકમાં

હોય, તે કોઈને ના દઝાડે !

સંયમી અપમાન કરે, તેનેય નિર્દોષ જુએ.

દાદાશ્રીનું જ્ઞાન પામેલા કેટલાંય મહાત્માઓના જીવન પ્રસંગોમાં સાંભળવા-જોવા મળે છે કે કોઈ ગાડીવાળો કે રીક્ષાવાળો મહાત્માને પાડી દે ને તેને ફ્રેક્ચર થઈ જાય તોય મહાત્મા નુકસાન કરનારાને કહે કે, 'ભઈ, તું નાસ અહીંથી. નહીં તો લોકો તને ટીપી નાખશે. મારું તો હઉ થશે.' એમ કરીને પેલાને ભગાડી દે ! આને સંયમી કહેવાય !

પ્રકૃતિથી જુદો પડ્યો તે સંયમી. મહાત્માથી કંઈ ખરાબ થઈ જાય પણ મહીં એના માટે એનો અભિપ્રાય જુદો હોય તેથી તેને સંયમ કહ્યો. દેહાધ્યાસ ગયો તે સંયમી. આર્તધ્યાન-રૌદ્રધ્યાન અટકી જાય, એનું નામ સંયમ.

ક્રોધ-માન-માયા-લોભના સંયમને સંયમ કહ્યો. જ્ઞાન મળ્યા પછી પાંચ આજ્ઞાઓ પાળે તેનાથી સંયમ રહે. મહાત્માને નિરંતર સંયમ રહેવાનો. એમને આંતરિક સંયમ હોય, જે મોક્ષે લઈ જાય. સાધુ-આચાર્યોને બાહ્ય સંયમ હોય, જે ભૌતિક સુખો અપાવે. અહંકાર છે ત્યાં સુધી ખરો આંતરિક સંયમ ના આવે. જગતના લોકો સંયમનો અર્થ વૃત્તિઓનો, ઈન્દ્રિયોનો કંટ્રોલ કરવો એને માને છે. જ્યારે દાદાશ્રી એને હઠયોગ કહે છે. અહંકારે કરીને કરવા જાય એ તો.

અને અહંકાર ક્યારે જાય ? આત્મજ્ઞાન થાય ત્યારે. અને ત્યાર પછી જ ખરો સંયમ આવે, જે મોક્ષે લઈ જાય. પાંચ આજ્ઞામાં રહેવાનો પુરુષાર્થ કરે તો તેય સંયમ કહેવાય.

ભરેલો માલ નીકળે ત્યારે તેને વીતરાગતાથી જોવો.

એક ફેર અપમાનના પ્રસંગે સંયમ રહ્યો તો એને ખરો પ્યૉર સંયમ કહ્યો. જ્ઞાનીઓ એનાથી ખૂબ રાજી થાય અને કેટલાંય પગથિયાં ચઢાવી દે એ ! અને એનો અનુભવ પણ થાય પોતાને !

## [૮] મોક્ષનું તપ

તમામ શાસ્ત્રોએ તપ કરવાનું કહ્યું છે. ઉપવાસ કરો, પાણીમાં ઊભા રહીને જપ કરો, દેહને દમન કરો વિ. વિ. આની સામે દાદાશ્રીએ અક્રમ માર્ગમાં તપનો નવો જ અભિગમ આપ્યો છે. એમણે કહ્યું, 'પ્રાપ્ત તપને ભોગવ'. કળિયુગમાં તપ ઊભાં કરીને કરવાની જરૂર નથી. ઘેર બેઠાં જ ઢગલેબંધ

તપ આવવાના. ઘરમાં, ઑફિસમાં, બધે કકળાટ, આખો દહાડો તપ જ હોય છે. કોઈ અપમાન કરી ગયું કે ખીસ્સું કાપી ગયું ત્યાં હૃદય લાલ લાલ થઈ જાય, ભયંકર અકળામણ થઈ જાય, તેને પોતે શાંતભાવે નિકાલ કરી નાખે, કોઈને મનથી પણ સામો એટેક કર્યા વગર, એ ખરું તપ કહેવાય. અને કદાચ મનથી એટેક થઈ જાય તો તેનું હૃદયપૂર્વક પસ્તાવો કરી પ્રતિક્રમણ કરી નાખવાનું ! આર્તધ્યાન-રૌદ્રધ્યાન થવાના પ્રસંગોમાં પણ પોતે સમતામાં રહે ને તેને ના થવા દે, તે ખરું તપ. આને અંતરતપ કહ્યું. તપ બે પ્રકારના - એક બાહ્યતપ અને બીજું આંતરતપ. જ્યાં જુઓ ત્યાં બાહ્યતપ કરવાનું શીખવાડે ને તે જ કરે. આંતરતપનું મહત્ત્વ દાદાશ્રીએ જ ખૂબ આપ્યું છે. આંતરતપથી મોક્ષ મળે.

સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન, સમ્યક્ ચારિત્ર અને સમ્યક્ તપ - એ મોક્ષના ચાર પાયા છે. 'હું શુદ્ધાત્મા છું' એ સમ્યક્ દર્શન. એનો અનુભવ થાય એ સમ્યક્ જ્ઞાન કહેવાય. અને અનુભવ જેટલાં પ્રમાણમાં થાય એટલા પ્રમાણમાં વીતરાગતા રહે એટલું જ સમ્યક્ ચારિત્રમાં ગણાય. અને ચોથો તપનો પાયો. હૃદય લાલ લાલ તપે તેને જુદા રહીને 'જોયા' કરે, તે મોક્ષ અપાવનારું સમ્યક્ તપ કહ્યું. આખું અંતઃકરણ બળવો પોકારતું હોય તોય તેને જુદાં રહીને 'જોયા' કરવું, 'જાણ્યા' કરવું એ અંતરતપ, અદીઠ તપ. મોક્ષનું તપ દેખાય એવું ના હોય. આ તપથી કષાયની નિર્જરા થાય.

દાદાશ્રી પોતાના વિશે તપની જુદી જુદી વેળાએ જુદી જુદી વાત કરતાં જણાય છે. ક્યારેક અમને નિરંતર તપ હોય તો ક્યારેક અમને તપ જેવું હોય જ નહીં. ત્યાં સુજ્ઞ વાચકને વિરોધાભાસ ભાસિત થાય એમ છે. પણ જુદી જુદી જગ્યાએ, જુદા જુદા નિમિત્તાધીન નીકળેલી વાણી છે. તેથી તેને સમજીને અર્થ કરવો. 'અમને તપ જ ના હોય' ત્યાં કહેવાનો અંતરઆશય એ છે કે ગમે તે આવે પણ તેમને હવે માનસિક ભોગવટારૂપી તપ ક્યારેય ના હોય. એ પૂરું થઈ ગયું છે. અને 'અમને નિરંતર તપ હોય' ત્યાં કહેવાનો આશય એ છે કે જ્ઞાન અને અજ્ઞાનના સાંધાને ક્યારેય એક ના થવા દે, તન્મયાકાર ના થાય, એ સાંધા પર સદા જાગૃત જ રહે. એ અંતિમ સૂક્ષ્મતમ તપ છે, જે કેવળજ્ઞાનના નજીકના જ્ઞાનીઓને જ નિરંતર હોય એવું દાદાનું સૂક્ષ્મતમ તપ હતું !

તપ શૂરાતનથી કરવાનું છે. મોક્ષનો મારગ છે શૂરાનો. અને આ મોક્ષનું અદીઠ તપ થાય એટલે કે મહીં મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર કૂદાકૂદ કરે,

તેને સમતાભાવે 'જોયા' જ કરી તન્મયાકાર ન થાય. ત્યારે આત્મઐશ્વર્ય જબરજસ્ત પ્રગટ થાય. ઐશ્વર્ય તો દરેક આત્મામાં છે જ પણ તે પ્રગટ થાય ત્યારે પૂર્ણાહૂતિ થાય, મોક્ષ થાય !!

દાદાશ્રી કહે છે કે અમને શારીરિક દુઃખમાં, સ્વાદમાં, અપમાન કે અગવડમાં જરાય અસર ના થાય. ભયંકર વેદના થતી હોય ત્યારે તેને 'અમે' 'જાણીએ'. છતાંય તીર્થંકરોને સંપૂર્ણ હોય ને અમને ચાર ડિગ્રી ઓછું હોય !

અંતરતપ પ્યૉરિટીથી કરવું તેથી વધારે પ્યૉર થવાય. તેથી કચરો બળી જાય બધો ! હવે તેમાં આપણે આપણી જાતનું રક્ષણ કરીએ, બચાવ કરીએ, સામા થઈ જઈએ, અરે બચાવનો ભાવ પણ થાય તો એ તપનો પૂરેપૂરો લાભ ના લીધો કહેવાય. લાંચ લીધી કહેવાય. સામા માટે મન પણ જરાક બગડે, 'મારી જોડે આમ કેમ કર્યું ?' એમ થાય તો એ લાંચ લેવાઈ ગઈ કહેવાય. એટલું તપ કાચું પડ્યું, ફરી એ તપ કરીને નિકાલ કરવો પડશે. ચોખ્ખા થવું પડશે.

તપ એટલે બળતરા. એટલે તપ વખતે મહીં બળતરા થાય, તપે. ત્યારે મનને ખોરાક જોઈએ. ઑફકોર્સ મીઠો જ ખોરાક જોઈએ. મહીં ચિંતા થતી હોય ત્યારે એને આત્મભાવે 'જોવા'ને બદલે સિનેમા જોઈ આવે, ટીવી જુએ, મોજ કરે, તે સોની નોટના બે રૂપિયા કરી નાખ્યા ને તપ કરે તો સોના હજાર થઈ જાય ! આવાં અકળામણના સમયે બધાના શુદ્ધાત્મા જોવા નીકળી પડીએ, ઋણાનુબંધીઓના પ્રતિક્રમણ કરીએ તો અંદરની મોટી કમાણી થઈ જાય.

ઘણીવાર મુશ્કેલીઓ આવે, શરીર માંદું પડે, તાવ આવે તો આપણે કોઈને વાત કરીએ ને આશ્વાસન મેળવીએ, તેનાથી તપ કરવાનું કાચું રહી જાય. દાદાશ્રી કહે છે કે 'અમે આવું તપ સ્હેજેય જતું ના કરીએ. અમને તો તપ જેવું જ ના લાગે. ઉપરથી ઈનામ જેવું લાગે. આવું તપ તો અમે ખોળીએ.' અને ખરેખર દાદાશ્રીએ આખી જિંદગીમાં ક્યારેય કોઈને શરીરની તકલીફો જાણવા નથી દીધી. ઊઘાડી દેખાય તોય 'કંઈ જ નથી મને' એમ કરી ઊડાડી દેતા. અને બધાંને શીખવાડતા કે તમેય ભાવના કરો તો તમનેય પ્રાપ્ત થશે. 'મારાથી તપ નથી થતું' બોલ્યા કે બગડ્યું. બહુ ત્યારે વિવેકપૂર્વક, જ્ઞાનપૂર્વક બોલવું કે આ ચંદુભાઈને ઘણુંય કહું છું, પણ એનાથી તપ થતું નથી !

તપ 'વ્યવસ્થિત'માં આવે ? ના. 'વ્યવસ્થિત' એ ડિસ્ચાર્જ ભાગ છે અને તપ કરવાનું, પ્રતિક્રમણ કરવાનું ત્યાં ડિસ્ચાર્જ છે કરીને પ્રતિક્રમણ બંધ ના કરાય, એ મિસયુઝ(દુરુપયોગ) થયો ગણાય. ખરું તપ થયું કોને

કહેવાય ? બહાર દુઃખ હોય ને તેની અંદર જ્ઞાતા-દ્રષ્ટા રહે ને ઍટ એ ટાઈમ એને મહીં જબરજસ્ત આનંદ વર્તે.

## [૯.૧] ભોગવવું - વેદવું - જાણવું

જ્ઞાનીઓ શારીરિક દુઃખનો નિકાલ કરી નાખે. બીજા લોકો દુઃખો દવાઓથી બેસાડી દે. જ્ઞાતા-દ્રષ્ટા રહે એટલે વેદના અડે નહીં. 'લાખો વેદનાઓ આવો' કહો. વેદના ભાગી જશે ! અને 'દુઃખ આવશે તો શું થશે ?' થયું તો પછી એવું. દુખે છે કોને ? 'માથાને, પાડોશીને, મને નહીં. હું તો શુદ્ધાત્મા છું.' એમ જ્ઞાન હાજર રહે તો દુઃખ ના અડે. અને 'મને દુખ્યું' કહે તો દુઃખ ડબલ થઈ જાય. અનેકગણું પણ થઈ શકે !

વેદકતા ચંદુભાઈને લાગુ થાય અને વેદકતા એટલે જાણપણું, આત્માને પણ લાગુ થાય.

મહાત્માને પ્રશ્ન થાય છે કે ઓપરેશન કરાવાથી કર્મ આવતા ભવે પાછું પૂરું કરવું પડે ? દાદાશ્રી કહે છે, ના. આ પૂરું થયું જ ગણાય. બન્યું તે 'વ્યવસ્થિત'. ઓપરેશનેય કર્મ ભોગવવાનું પૂરું થવાનું હોય તેનું નિમિત્ત બને. બધું જ સંયોગો છે.

દેહ એ પાડોશી છે. એના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું છે. દેહનીય કાળજી રાખવાની છે.

મહાત્માનો પ્રશ્ન છે કે માંદગીમાં જુદાપણાની જાગૃતિમાં કેવી રીતે રહેવાય ? દાદાશ્રી સચોટ જવાબ આપે છે કે 'જમતી વખતે જુદા રહો છો ? જેનો સ્વાદ ચાખે તે ફળ તો આપે જ ને ! સ્વાદમાં સુખ ચાખ્યા તો માંદગીમાં દુઃખ ભોગવવું જ પડેને ! આહારી, આહારને અને નિરાહારીને જુદા જ રાખવાના છે !' તો માંદગીમાં પણ જુદાપણું રહે.

વેદકનો નિકાલ કેવી રીતે થાય ? વેદીને ! જ્ઞાનીઓ જ્ઞાને કરીને નિકાલ કરે. મહાત્માઓ વેદીને કરે પણ જ્ઞાનના ઉપાય કર્યા કરવાના કે શરીર 'ન્હોય મારું', દેહ જ્ઞેય ને હું જ્ઞાતા વિ.વિ. તીર્થંકરો ને જ્ઞાનીઓની રીત શીખવા જેવી છે. તેઓ તો દુઃખને જ સુખ માને ! પછી રહ્યું જ ક્યાં દુઃખ ?!

વેદના અનુભવવાથી ઠેઠ જાણવા સુધી રહે. જ્ઞાનીઓ દુઃખને વેદે નહીં, માત્ર જાણે જ ! તેથી અંદર આનંદ જાય જ નહીં. મહાત્મા ઘડીક વેદે ને ઘડીક જાણે, આમ To & Fro થયા કરે. અને અજ્ઞાની સળંગ વેદનાને અનુભવે,

ભોગવે ! મહાત્માઓ ધીમે ધીમે માત્ર જાણપણામાં સ્થિર થઈ જશે, ત્યાં સુધી ચંદુલાલને જુદા રાખવા, ધીરજ આપવી, અરીસા આગળ થાબડીને કહેવું, 'અમે છીએને, શું કામ ફીકર કરો છો ! મટી જશે બધું !'

ગમે તેવી ભયંકર વેદના આવે પણ તેનાથી અલગ રહે એ તપ. આ તપમાં આવે ત્યારે ખરું જાણવાપણું કહેવાય. વેદક જુદો ને જ્ઞાયક જુદો. જ્ઞાયક સ્વયં આત્મા જ છે ! વેદે છે અહંકાર ને જાણે છે પ્રજ્ઞા.

દુઃખને વેદે તેય પોતે નહીં. પોતે તો માત્ર જાણનાર. વેદકનોય જાણનાર અને વેદનાનોય જાણકાર, બન્નેનો જ્ઞાયક. લોકો વેદનાના જ્ઞાયક થાય પણ વેદકના ના થાય. 'માથું હવે ઊતર્યું' એમ કહી શકે. કારણ કે વેદનાના જાણકાર થાય છે. પણ વેદનારના જાણકાર નથી થતા.

પોતાને દુઃખ થાય, તેનું પ્રતિક્રમણ કેમનું કરવાનું ? એનું પ્રતિક્રમણ ના હોય. બીજાને દુઃખ થાય પોતાથી, તો જ તેનું પ્રતિક્રમણ કરાય. બાકી તો પોતાના દુઃખને તો માત્ર 'જોયા' કરવાથી જ છૂટી જવાય !

મહાત્માને દાઢ દુખે ત્યારે જુદું રાખે પણ એકાદ જોરદાર સણકો આવે ત્યારે તન્મયાકાર થઈ જાય. પછી પાછું તરત જ જાગૃત થઈ જાય ને જુદા પડી જાય. ઝોકું ખાધું તો ખાધું પણ પાછાં જાગી તો ગયાને ! એ પણ એક અજાયબ પદ પ્રાપ્ત થયું છે મહાત્માઓને આ કાળમાં !

## [૯.૨] પુદ્‌ગલ સુખ - આત્મસુખ

આ ભોગવટો શાથી આવે છે ? અજ્ઞાન દશામાં જેટલો પુદ્‌ગલમાંથી આનંદ મેળવ્યો, સુખ ભોગવ્યું, તેનું આ રીપેમેન્ટ આવ્યા વગર રહે જ નહીં. દેહમાંથી, મનથી, વાણીથી, વસ્તુઓમાંથી ને વ્યક્તિઓમાંથી કેટલું બધું સુખ માણ્યું ! તેમાંય મન, વાણી ને બહારની વસ્તુઓ ને વ્યક્તિઓ દુઃખ દે છે એવો અનુભવ અનેકવાર થઈ જાય છે. અને તેમાંથી બોધ લઈ છૂટેય છે પણ દેહ દુઃખ છે એ પ્રતીતિ કેટલો સમય રહે છે ? દેહ કાયમનો દુઃખદાયી છે એવું જ્ઞાનીઓને રહે. તે માટે દાદાશ્રી ઠંડીમાં ઓઢવાનું ખસેડી નાખે, ખાવા-પીવામાંથી સુખ ના લે વિ. ઉપાયો કરતાં. કારણ એમને લક્ષમાં જ હોય કે બધું બાહ્યસુખ ઊછીનું છે. રીપે કરવાં જ પડશે.

મનથી ભોગવેલું સુખ એટલે ખાય-પીવે ને મહીં મજા પડે, ટેસ્ટ પડે તે. વાણીનું સુખ એટલે ધણી ટૈડકાવે ને પછી થોડીક જ વારમાં મીઠું મીઠું બોલતો આવે તો તે કેવું સરસ લાગે એ વાણીનું સુખ.

પુદ્ગલમાંથી રસ ચાખે, તેનાથી કેવળજ્ઞાન અટકે. મહાત્માઓને એની ખબર જ પડતી નથી. આ ઊંઘમાંથી, ખોરાકમાંથી, માનમાંથી, સગવડોમાંથી, વિષયમાંથી કેટલો બધો રસ હજુ લેવાય છે ? આ ખોટું છે એવી પ્રથમ પ્રતીતિ બેસે પછી એમાંથી રસ લેવાનું ઓછું થતાં થતાં ખલાસ થાય.

મહાત્માઓને જ્ઞાન મળે એટલે સંસારના તમામ દુઃખોનો અભાવ વર્તાવા માંડે છે. એ પહેલા સ્ટેજનો મોક્ષ. પછી દેહ પણ ન રહે. કેવળ આત્માનું જ સુખ વર્તવા માંડે, તેને સ્વભાવિક સુખનો સદ્ભાવ જ હોય, તે બીજા સ્ટેજનો, સિદ્ધક્ષેત્રનો મોક્ષ કહેવાય.

## [૧૦] સમજ, ધ્યેય સ્વરૂપની !

વાસ્તવિકતામાં હેતુ શબ્દ સંસાર માટે વપરાય અને ધ્યેય શબ્દ આત્મા માટે. આત્મા એ જ ધ્યેય છે.

ધ્યેય એક જ હોવો જોઈએ કે મારે શુદ્ધ જ થવું છે. એ સિવાય બીજું કંઈ જ ના હોવું જોઈએ. 'મારે દાદા જેવા થવું છે, તીર્થંકર થવું છે' એ બધાંથી પણ ઊંચો ધ્યેય એટલે મારે આત્માસ્વરૂપે જ રહેવું છે, મોક્ષ સ્વરૂપમાં જ રહેવું છે એ. અને એના માટે દાદાની પાંચ આજ્ઞામાં રહે તો પૂર્ણાહૂતિ થાય. જ્ઞાન મળે એટલે આત્માનો ધ્યેય પ્રાપ્ત થયો અને આત્મા જ્ઞાતા થયો. હવે એટલે ધ્યેયપૂર્વક ચાલવાનું. ધ્યાતા ધ્યેયનું ધ્યાન કરે તો ધ્યેય સ્વરૂપ થઈ જવાય.

ભયંકર ઠંડી-ગરમીના કે બીજા પરિષહ આવે, તેમાંથી બચવાના ઉપાય કરવાને બદલે આત્મામાં જ ઘૂસી જાય તો મોટો ઊઘાડ થઈ જાય.

ધ્યેય અને નિશ્ચયમાં બહુ ફેર. નિશ્ચય નાની વસ્તુ છે, જ્યારે ધ્યેય એટલે આત્મા પ્રાપ્ત કરી મોક્ષે જ જવું તે.

## [૧૧] સત્સંગનું માહાત્મ્ય !

જ્ઞાનવિધિ પછી આત્મામાં વિશેષ રહેવા સત્સંગમાં આવવાની ખૂબ જરૂર છે. જેમ ધંધા પર ધ્યાન ના આપીએ તો ? તેમ આત્મા માટે સત્સંગમાં જવું પડે. ઘણાં કહે છે કે હું ઘેર સત્સંગ કરી લઉં છું, ચોપડીઓ વાંચી લઉં છું. તો પછી સ્કૂલમાં જવાની કોઈનેય શું જરૂર ?

નિશ્ચય સ્ટ્રોંગ રાખવો કે સત્સંગમાં જવું જ છે, તો અનુકૂળતા થઈ જ જાય. અને દાદાશ્રીની તો ગેરન્ટી હતી કે અહીં સત્સંગમાં આવો તો ધંધામાં ખોટ નહીં જાય. આત્માનો સત્સંગ અહીં છેલ્લામાં છેલ્લા સ્ટેશનનો છે. આનાથી

આગળ કશું જ રહેતું નથી. અહીં ખાલી બેસવાથી જ સ્થૂળ-સૂક્ષ્મ ફેરફાર થઈ જાય. સત્સંગમાં માર પડે, ગાળો મળે તોય સત્સંગ ના છોડાય. આ સત્સંગ આત્માનો છે, જે કરવાથી આત્માના જ એકાઉન્ટમાં જાય. આ સત્સંગ તો એવો છે કે દેવો પણ સાંભળવા આવે !

ભયંકર કર્મોનો ઉદય આવે ત્યારે સત્સંગ કરી લેવો, કર્મો ટાઢા પડી જશે.

મહાત્માઓએ પૂર્ણપદની પ્રાપ્તિ માટે શું કરવું ? દાદાની પાસે જીવન કાઢવું એટલું જ. દાદાની વિસીનીટીમાં(દ્રષ્ટિમાં આવીએ એવું) રાત-દહાડો પાસેને પાસે રહેવું.

આત્માની વિશેષ જાગૃતિ માટે શું ઉપાય ? સત્સંગમાં પડ્યા રહેવું તે !

કુસંગનો ક્યારેય ભરોસો ના કરાય. સાયનાઈડના પારખાં કરાય ?

ઓબેરોય હૉટલમાં એક કપ ચા પીવા જાવ. પછી જુઓ, એની અસર ! અરે, એના પગથિયાં ચઢો ત્યાંથી જ અસર થવા માંડે. એક કળી લસણને ઘીમાં ગરમ કરે તો બહાર શું અસર થાય ?

કુસંગમાંથી સત્સંગ ભણી લઈ જાય છે પુણ્ય ! ત્યાં આત્મા કે પ્રજ્ઞા નહીં. મૂળ આત્મા તો કોઈ પણ સંગનો સંગી થતો નથી. સ્વભાવથી જ તે અસંગ છે. તેને લોક અસંગ કરવા દોડધામ કરે છે, બધું છોડીને જતા રહે છે. સત્સંગ એ વ્યવહારમાં જરૂરી છે. સત્સંગમાં પડેલાનો નિવેડો છે, કુસંગમાં પડેલાનો નિવેડો ક્યાંથી આવે ?

ઘણાં મહાત્માઓને પ્રશ્ન થાય છે કે અમારી પાછલી જિંદગીમાં જ્ઞાનની પ્રગતિ માટે શું કરવું ? દાદાશ્રી કહે છે કે આખો વખત આજ્ઞામાં કઈ રીતે રહેવાય ? ઘરમાં, બહાર, ધર્મસ્થાનોમાં ડગલે ને પગલે આ કાળમાં કુસંગ પેસી જાય. તેથી એકાવતારી પદની પ્રાપ્તિની તૈયારીમાં જેમણે જિંદગી હોમી છે, એણે તો પાછલી જિંદગી મહાત્માઓના વાસમાં જ વીતાવવી જોઈએ. મહાત્માઓના ટોળામાં કુસંગ અડે જ નહીંને ! બધાં જ મોક્ષના જ ધ્યેયી હોય, એક ધ્યેયી હોય !

## [૧૨] નિર્ભયતા, જ્ઞાનદશામાં !

ભયની ગાંઠને કઈ રીતે છેદવી ? જ્ઞાન મળ્યા પછી ઘણાંખરા ભય એની મેળે જ ઓછા થઈ જાય. અને સંપૂર્ણ નિર્ભય થવા માટે ચાર-છ મહિના જ્ઞાનીની જોડે ને જોડે જ રહેવું પડે. 'વ્યવસ્થિત' જેમ જેમ સમજાતું જાય

તેમ તેમ ભય જતાં જાય ને 'વ્યવસ્થિત' સંપૂર્ણ સમજાઈ જાય ત્યાં કેવળજ્ઞાન પ્રગટ થાય !

અજ્ઞાનીને જ્યાં ને ત્યાં ભય, ભય ને ભય જ લાગે. જ્યારે જ્ઞાનીઓ નિર્ભય હોય સદા ! 'આત્મા વીતરાગ છે, નિર્ભય છે' - ગીતા.

દાદાશ્રી પોતાના જીવનના પ્રસંગનું વર્ણન કરતાં કહે છે કે 'એક ફેરો મનેય ફોજદારે જેલમાં ઘાલી દેવાની ધમકી આપી. મેં દિલથી કહ્યું, ઘાલી દેને કોટડીમાં. ઘેર તો મારે બારણું વાસવું પડે, આ તો સિપાઈઓ રોજ વાસી આપશે.' તે ફોજદાર ચમક્યો.

જ્યાં સ્થિરતા હોય ત્યાં ભય ના લાગે. કોઈ એને હલાવી ના શકે.

જ્ઞાન પછી ભય ના હોય, ભડકાટ હોય. ભડકાટ એ દેહનો ગુણ છે. ઓચિંતો મોટો અવાજ થાય તો જ્ઞાનીનોય દેહ હાલી ઊઠે, પણ મહીં આત્મામાં જ હોય. આને સંગી ચેતના કહી. સંગથી પોતે ચેતનભાવને પામેલી છે.

મહાત્માઓને દાદાશ્રી કહે છે કે 'દુઃખ ના ખસે તો તમે ખસી જાવ. આત્મા પ્રાપ્ત થયો છે માટે આત્માની ગુફામાં પેસી જાવ !

બોમ્બ પડે તોય આત્માને કશું જ ના થાય, થાય તો તે પુદ્‌ગલને જ થાય છેને ! બોમ્બ પડે ત્યારે એવું જ્ઞાન હાજર રહે, તો પૂર્ણાહૂતિ થઈ કહેવાય.

## [૧૩] નિશ્ચય-વ્યવહાર

અક્રમ માર્ગમાં મહાત્માઓનો વ્યવહાર 'ઉચિત' વ્યવહારથી માંડીને ઠેઠ 'શુદ્ધ વ્યવહાર' સુધીનો હોય છે.

ઉચિત વ્યવહાર એટલે શું ? કોઈનેય કિંચિત્‌માત્ર ખોડ કાઢવા જેવો નહીં તે.

દાદાશ્રી કહે છે કે મહાત્માઓનો વ્યવહાર ઉચિત વ્યવહારથી માંડીને શુદ્ધ વ્યવહાર સુધીના ભેદ હોય છે. આમ જ્ઞાન મળ્યા પછી વ્યવહાર શુદ્ધ વ્યવહાર જ હોય પણ ભેદપણે રહે છે. ઉચિત શુદ્ધ વ્યવહારથી માંડીને શુદ્ધ શુદ્ધ વ્યવહાર સુધીનો હોય. એટલે શરૂઆત ઉચિત શુદ્ધથી થાય છે ને એન્ડ શુદ્ધ શુદ્ધ વ્યવહારથી થાય છે.

શુદ્ધ વ્યવહાર એટલે શું ? કોઈ અપમાન કરે, નુકસાન કરે તોય આપણે તેમને શુદ્ધાત્મભાવે જ જોઈએ, નિર્દોષ જોઈએ, દોષીતને ય નિર્દોષ જોઈએ

એ શુદ્ધ વ્યવહાર. મહાત્માઓનો આવો શુદ્ધ વ્યવહાર. બહાર દેખવામાં આવે, તેને યથાર્થ શુદ્ધ વ્યવહાર કહ્યો અને બહાર દેખવામાં ના આવે, તેને ઉચિત વ્યવહાર કહેવાય.

દાદાશ્રી કહે છે કે અમારો શુદ્ધ વ્યવહાર ૩૫૬°નો હોય ને તીર્થંકરોનો શુદ્ધ વ્યવહાર ૩૬૦°નો હોય. અને તે સહેજાસહેજ હોય.

પરફેક્ટ શુદ્ધ વ્યવહાર કેવો હોય ? મનથી, વાણીથી કે વર્તનથી કોઈને કિંચિત્‌માત્ર નુકસાન ના થાય.

દાદાશ્રીની પાંચ આજ્ઞા પાળે તો બિલકુલ શુદ્ધ વ્યવહાર કહેવાય. જેટલો ભાગ પાળે તેટલો શુદ્ધ વ્યવહારમાં જાય ને ના પળાય તેટલો ભાગ ઉચિત વ્યવહારમાં જાય. અને તેનું પ્રતિક્રમણ કરી અંતે પાછું મહાત્માઓ શુદ્ધ તો કરી જ નાખે છે.

અક્રમ માર્ગમાં શુદ્ધ વ્યવહાર છે, પરમાર્થ કે સદ્‌વ્યવહાર નથી. શુદ્ધ વ્યવહાર કાચો પડી જાય તો તેનો સદ્‌વ્યવહાર ગણવો હોય તો ગણાય.

કોઈ ગાળો ભાંડે, ભયંકર અપમાન કરે તો મહાત્મા મહીં નક્કી કરે કે મારે આનો સમભાવે નિકાલ કરવો છે, એ એનો વ્યવહાર છે. મારે 'મારામારી' નથી કરવી એવી જે એણે જાગૃતિ રાખી, એ જ એનો વ્યવહાર છે. એ બોલ્યો એ વ્યવહાર ગણાતો નથી. અંદરનો જે વ્યવહાર છે એ આદર્શ છે, શુદ્ધ છે અને ગાળો બોલ્યો એ ડિસ્ચાર્જ છે, બહારના ભાગનો છે. આ વાતનો આશય બહારના લોકોને કઈ રીતે સમજાય ?

બહાર ગુસ્સો થતો હોય અને અંદર જોડે જોડે એમ રહેતું હોય કે 'આમ ના થવું જોઈએ' એ શુદ્ધ વ્યવહાર છે. એવું ચેતવનાર વચ્ચે પ્રજ્ઞા છે અને આત્મા બધાંનો જાણકાર છે ! ગાળો ભાંડે તેના માટેય મન ના બગડે તે શુદ્ધ વ્યવહાર અને તે જ પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે !

દાદાશ્રીની પાંચ આજ્ઞા પાળે પછી બહારનો સર્વ વ્યવહાર શુદ્ધ વ્યવહાર જ છે. જ્ઞાનીઓ શુદ્ધ વ્યવહારમાં મૂકી દે !

શુદ્ધ વ્યવહારનાં લક્ષણો કયા કયા ? ક્રોધ-માન-માયા-લોભ વપરાય નહીં.

ગુસ્સો થાય પણ ક્રોધ ના થાય. ક્રોધમાં તાંતો હોય ને હિંસકભાવ હોય. તે મહાત્મામાં ના હોય.

દેહને જ ફાઈલ નં. ૧ ગણે ને સગાવ્હાલાં બધાંને ફાઈલો તરીકે જુએ એટલે જુદા જ પડી ગયા !

ખાય-પીવે છતાં શુદ્ધ વ્યવહાર. કારણ 'આહારી આહાર કરે છે એ નિરાહારી એવો હું માત્ર તેને જાણું છું' એ જાગૃતિ સહિત છે તેથી.

શુદ્ધ વ્યવહારમાં આત્મા માત્ર જાણ્યા જ કરે, બીજો કંઈ જ ડખો ના કરે ને વ્યવહાર ચાલ્યા કરે.

શુદ્ધ વ્યવહાર હોય ત્યાં મમતા ના હોય. મમતા ના હોય ત્યાં કષાય પણ ના હોય.

ઝાડ, પશુ, પંખી, મનુષ્યો, જીવમાત્રની અંદર શુદ્ધાત્મા દેખાય, તે શુદ્ધ વ્યવહાર થયો કહેવાય.

આત્મજ્ઞાન વિના શુદ્ધ વ્યવહાર ના થઈ શકે. જીવમાત્રમાં શુદ્ધાત્મા ત્યાર પછી જ દેખાય. શુદ્ધ વ્યવહારમાં કર્તાભાવ જ નથી, અહંકાર નથી. કષાય નથી, નિરંતર આંતરિક સંયમ રહે, બાહ્ય સંયમ હોય કે નાય હોય.

સદ્‌વ્યવહાર, સદાચાર, શુભાશુભ વ્યવહાર એમાં અહંકાર હોય.

સદ્‌વ્યવહાર કોને કહેવાય ? જેમાં કષાયો કોઈને નુકસાન કરતા ના હોય, પોતાને એકલાને જ કરે એને. કોઈ દુઃખ આપે તો જમા કરી લે. શુદ્ધ વ્યવહાર કષાયો રહિત હોય. ક્રમિક માર્ગમાં શાસ્ત્રોના આધારે પોતાનો વ્યવહાર રાખવો તે સદ્‌વ્યવહાર. મોક્ષે જવાના સાધનો વ્યવહારમાં હોય એ સદ્‌વ્યવહાર અને સંસારના સાધનો હોય તે શુભ વ્યવહાર.

શુભ અને શુદ્ધ વ્યવહારમાં શો ફેર ? આત્મજ્ઞાનીને શુદ્ધ વ્યવહાર હોય ને અજ્ઞાનીને શુભ વ્યવહાર હોય. જ્ઞાની અકર્તા ભાવમાં હોવાથી એમને શુદ્ધ કે શુભ વ્યવહાર કરવો પડતો નથી, સ્વયં થઈ જાય છે. અને શુભ વ્યવહાર તો કરવો પડે. તેમાં અહંકાર હોવાથી કરવો પડે.

અશુભ વ્યવહાર આ કાળમાં ખૂબ ચાલે છે. જેમ કે ગજવાં કપાય, મારંમારી, ગાળાગાળી વિગેરે. પછી અશુદ્ધ વ્યવહાર કો'કને જ હોય. નર્કે લઈ જાય એવો વ્યવહાર તે અશુદ્ધ વ્યવહાર કહેવાય.

શુદ્ધ વ્યવહાર છે ત્યાં જ શુદ્ધ નિશ્ચય છે. વ્યવહાર શુદ્ધિ કોને કહેવી ? કષાયરહિત વ્યવહાર એ વ્યવહાર શુદ્ધિ છે.

કોઈ માણસને મારીને તેનું માંસ ખાય એ અશુદ્ધ વ્યવહાર કહેવાય. અગર તો શોખને ખાતર હરણાં મારે એ અશુદ્ધ વ્યવહાર. અને છોકરાનાં પેટ ભરવા હરણાં મારીને ખવડાવે એ અશુભ વ્યવહાર. અને ત્રીજાએ છોકરાંને ખવડાવવા હરણાં માર્યા અને દિલથી પશ્ચાતાપ કર્યો તો એ શુભાશુભ વ્યવહાર કહેવાય. અશુભ ઊડી જઈને શુભેય થઈ શકે ખરા પ્રતિક્રમણથી !

શુદ્ધ વ્યવહારના પાયા પર શુદ્ધ નિશ્ચય હોવો જોઈએ. જ્યાં શુદ્ધ વ્યવહાર નથી ત્યાં શુદ્ધ નિશ્ચય નથી.

નિશ્ચયને નિશ્ચયમાં રાખવો ને વ્યવહારને વ્યવહારમાં રાખવો, એનું નામ શુદ્ધ વ્યવહાર. અક્રમ માર્ગમાં શુદ્ધ વ્યવહાર અને શુદ્ધ નિશ્ચય બેઉ સાથે રાખવામાં આવે છે. બેઉને સરખું જ મહત્ત્વ અપાય છે. છતાં નિશ્ચય ગ્રહણીય છે ને વ્યવહાર નિકાલી છે.

જ્ઞાન મળ્યા પછી જેટલો વ્યવહાર ડ્રામેટિક કર્યો એ સાચો શુદ્ધ વ્યવહાર. ચા પીતા ના હોઈએ ને કોઈ બહુ દબાણ કરે તો ખેંચાખેંચી કરીને, કષાયો કરીને ના પીવો તેના કરતાં શાંતિથી થોડીક પી જાવને ! વ્યવહાર એડજસ્ટેબલ હોવો જોઈએ. ડ્રામેટિક હોવો જોઈએ. કોઈ બૂમો ના પાડે એવો હોવો જોઈએ.

કોઈ ગાળો ભાંડે તોય તે શુદ્ધાત્મા જ દેખાય, ફૂલહાર ચઢાવે, પગે લાગે તોય તે શુદ્ધાત્મા જ દેખાય, એનું નામ શુદ્ધ વ્યવહાર.

શુદ્ધ વ્યવહાર એ શુદ્ધ નિશ્ચયનું ફાઉન્ડેશન છે. શુદ્ધ વ્યવહાર કોઈનેય હરકત ના કરે.

નિશ્ચય પ્રાપ્ત થયા પછીનો વ્યવહાર શુદ્ધ વ્યવહાર. ત્યાં સુધી વ્યવહારને વ્યવહારે ય કહેવાતો નથી.

જ્યાં નિશ્ચય છે ત્યાં વ્યવહાર ઘટે ને જો વ્યવહાર નથી તો નિશ્ચય પ્રાપ્ત થયો નથી. પણ તેથી કરીને વ્યવહારની ખેંચ ના હોવી જોઈએ. વળગવાનું નિશ્ચયને છે ને વ્યવહાર નિકાલી છે ! અક્રમ વિજ્ઞાન સમભાવે નિકાલ કરો એ વ્યવહારના બેઝમેન્ટ પર ઊભું રહેલું છે. કેવળજ્ઞાન થતાં સુધી વ્યવહાર છે.

લાખ અવતારે કોટી ઉપાયે ન પ્રાપ્ત થાય, તે નિશ્ચય-વ્યવહાર મહાત્માઓને ચાર-પાંચ વરસમાં અક્રમજ્ઞાનથી પ્રાપ્ત થઈ જાય છે !

વ્યવહાર-નિશ્ચયને કોઈ સગાઈ નથી. વ્યવહાર એ ઈફેક્ટ છે.

પોતાના સ્વરૂપની અજ્ઞાનતાથી દેહ ખડો રહ્યો છે. અજ્ઞાન છૂટ્યું તેને દેહ, એ વ્યવહાર છૂટી જશે !

નિશ્ચય પ્રાપ્ત થયાની નિશાની શું ? વ્યવહારમાં વીતરાગતા આવતી જાય. નિશ્ચય તો શુદ્ધ જ છે પણ વ્યવહાર શુદ્ધ થશે ત્યારે બધો લાભ મળશે !

વ્યવહારને ઊડાડશે તેનો નિશ્ચયેય ઊડી જશે. એકલો નિશ્ચય હોતો હશે ? નિશ્ચયને ઊડાડશે તેનો વ્યવહારેય ઊડી જશે.

નિશ્ચયની મહોર વાગ્યા વિનાના વ્યવહારની કીંમત કોડીની કહેવાય !

શુદ્ધ વસ્તુ, અવિનાશી વસ્તુ એ નિશ્ચય કહેવાય અને અવસ્થાઓને, વિનાશી વસ્તુઓને વ્યવહાર કહ્યો.

સ્વરૂપજ્ઞાન પ્રાપ્તિ પછીનો વ્યવહાર આથમતો હોય અને તે પહેલાંનો વ્યવહાર ઊગતો ને આથમતો બન્ને હોય.

વ્યવહાર-નિશ્ચય બન્ને જ્યાં નથી, ત્યાં આત્મધર્મ નથી. નિશ્ચય ધર્મવાળો ક્યારેક પાર જશે પણ વ્યવહારવાળાનો તો આરો જ નથી. નિશ્ચય ધર્મવાળો પુણ્યૈ બાંધે, ભૌતિક સુખો મળે અને વ્યવહારવાળો 'હું પાપી છું' બોલે તો પાપ બંધાય.

અક્રમ માર્ગમાં વ્યવહાર-નિશ્ચય બન્ને સાથે જ છે.

પુદ્‌ગલ વ્યવહાર છે ને નિશ્ચય ચેતન છે. કોઈ એકાંતે આગળ વધવા ગયો તે પાછો પડ્યો અને બન્નેમાં ઉદાસીન છે તેનો મોક્ષ થાય.

નિશ્ચય એટલે સ્વભાવિક અને વ્યવહાર એટલે વિભાવિક, બદલાયા કરે.

વ્યવહાર હોય તો તે કરનારા સહિત હોય. એટલે કર્તા પોતે છે જ નહીં. કેવું અજાયબ જ્ઞાન દાદાશ્રીએ ખુલ્લું પાડ્યું છે આ એક જ વાક્યમાં ! જમવું હોય તો તેની પાછળ આંગળા એની મેળે કામ કરતાં જ હોય. કારણ બધું મિકેનિકલ છે. અક્રમ વિજ્ઞાન વ્યવહાર કરનારાને દેખાડે છે. એટલે આપણે 'જોયા' કરીએ ને વ્યવહાર કરનારો હોય જ, પછી આપણે ક્યાં ડખો કરવાનો રહ્યો ?

વ્યવહાર છોડાય કે કાપી નંખાય નહીં. એ ભાગેડુવૃત્તિ કહેવાય. કંઈ મૂળ નખ કાપી નંખાય ?! વધારાના નખ કાપી નંખાય.

વ્યવહાર નિકાલી છે અક્રમ માર્ગમાં. કન્સ્ટ્રક્શનમાં સેન્ટ્રિંગ એ વ્યવહાર છે ને સ્લેબ નાંખે એ નિશ્ચય છે. સેન્ટ્રિંગ કાયમનું ના હોય પણ એના વિના સ્લેબેય ના ભરાય. સેન્ટ્રિંગ કંઈ સાગના લાકડાથી ને કાર્વિંગ કરીને કરાય ? એ તો સ્લેબ પૂરો થયાં પછી તરત કાઢી નાખવાનો જ હોય.

જ્ઞાન મળ્યા પછી, આજ્ઞામાં રહેતાં રહેતાં ધીમે ધીમે વ્યવહાર આદર્શ થતો જાય. જેટલો વ્યવહારનો ભાગ આદર્શ નથી એ પોતાને ખૂંચ્યા કરે, જે નીકળી જશે.

જેનો વ્યવહાર આદર્શ થઈ ગયો એ સંપૂર્ણ શુદ્ધાત્મા થઈ ગયો. પછી આજ્ઞા પાળવાનીય પૂરી થઈ ગઈ !

આદર્શ વ્યવહાર એટલે હરકોઈ ખુશ થઈ જાય. દાદાશ્રીનો વ્યવહાર તીર્થંકરોના વ્યવહારની નજીકનો હોય.

અથડાવાની જગ્યાએ અથડાય નહીં ને અથડાઈ જાય તો માફી માંગી લે રૂબરૂમાં અગર તો મનમાં એ આદર્શ વ્યવહાર.

આદર્શ વ્યવહાર તો તેનું નામ કે આડોશી-પાડોશીઓ, સગા-સંબંધીઓ, ઘરમાં બૈરી-છોકરાં, ઘૈડા માજી પણ કહે કે ચંદુભાઈ તો બહુ સારા માણસ છે. કોઈને હરકતકર્તા કે દુઃખદાયી ના હોય.

આદર્શ વ્યવહાર એ જીવનનો ધ્યેય હોવો જોઈએ. જેટલો વ્યવહાર આદર્શ એટલો નિશ્ચય પ્રગટ થયો કહેવાય.

જ્ઞાનીઓનો વ્યવહાર આદર્શ હોય. ભગતોનો વ્યવહાર કાચો પડી જાય. તેથી એ ભગત કહેવાય. ભક્તિમાં ભગતો ઘેલા હોય તેથી વ્યવહાર ભૂલી જાય. પત્નીએ ખાંડ લાવવાનું કહ્યું હોય કે છોકરાંએ ફી માગી હોય તે લાવું છું કરીને ભગત જાય, તે ભજન મંડળી દેખે ને ભૂલી જાય બધું ને બેસી જ રહે ત્યાં. ઘેર બધાં એમ ને એમ રહે રાત સુધી ! જેનો વ્યવહાર બગડ્યો તેનો નિશ્ચય બગડ્યો.

દાદાશ્રીનો વ્યવહાર આદર્શ હતો. ઘરમાં હીરાબા જોડે પચાસ વરસથી એક મતભેદ થયો ન હતો !!!

મહાત્માઓને વ્યવહારમાં ડેકોરેશન કરતાં ના ફાવે. ડેકોરેશનવાળા તો ઘડીકમાં કહે, 'હું તમને પ્રાણ આપી દઉં'. તે પાછાં એ જ ઘડીકમાં લઢવાડ કરે !

મહાત્માને આવું બધું ના ફાવે. મસ્કોય નહીં ને આડુઅવળું ય ના બોલે કશું !

દાદાશ્રી કહે, 'અમે લગ્નમાં જઈએ પણ તન્મયાકાર થઈએ નહીં. વીતરાગ રહીએ. તમે તન્મયાકાર થઈ જાવ. દાદાશ્રી કહે, 'અમારાં વાણી, વર્તન ને વિનય મનોહર હોય. વિરોધીઓને પણ અમારા માટે માન હોય ! આ અક્રમ વિજ્ઞાન વ્યવહારને ઉવેખતું નથી. આખો સિદ્ધાંત છે. અવિરોધાભાસવાળું છે. વીતરાગ બનાવનારું છે. મોટું આશ્ચર્ય સર્જ્યું છે આ કાળનું !

જગતને સૌથી વધુ ઉપકારી કોણ ? સંપૂર્ણ વીતરાગ !

મહાત્માઓએ વ્યવહાર કઈ રીતે સંભાળવો ? બહુ વ્યવહાર સંભાળવા જાય તો નિશ્ચય રહી જાય. વ્યવહારમાં રાગ-દ્વેષ મહીં ના થાય એટલું જ સંભાળવાનું છે. બીજું બધું વ્યવસ્થિત છે. મહાત્માને તો દીકરી પૈણી તેય વ્યવહાર ને તે રાંડી તેય વ્યવહાર. આ રિલેટિવમાં છે, રિયલમાં નથી. કષાય ઉપર સંયમ છે તે વ્યવહાર યથાર્થ કહેવાય.

જેને વ્યવહાર સ્પર્શે જ નહીં એ વ્યવહાર વ્યવહાર કહેવાય. સંપૂર્ણપણે સ્પર્શે નહીં એ થઈ ગયું કેવળજ્ઞાન !

સમસરણ માર્ગમાં આ વ્યવહાર ખાલી ઊભો થઈ ગયો છે. જેમ અરીસા સામે ચકલીને વ્યવહાર ખડો થઈ ગયોને ? ડખોડખલ વગરનો, સંપૂર્ણ રાગ-દ્વેષ વગરનો વ્યવહાર એ વ્યવહાર રૂપે રહ્યો. એટલો વ્યવહાર છૂટતો ગયો. સર્વાંશે વ્યવહાર છૂટે ત્યારે પ્રગટે કેવળજ્ઞાન !

**જય સચ્ચિદાનંદ**

# અનુક્રમણિકા

## ૧.૧ આજ્ઞાની મહત્વતા



## ૨. રિયલ-રિલેટિવની ભેદરેખા

## ૩. સમભાવે નિકાલ, ફાઇલોનો !

## ૪.૧ ભરેલો માલ



## ૪.૨ ચાર્જ-ડિસ્ચાર્જ



## ૪.૩ કૉઝ-ઇફેક્ટ



## ૫. 'ન્હોય મારું'

## ૬. ક્રોધ - ગુસ્સો



## ૭. સંયમ



## ૮. મોક્ષનું તપ



## ૯.૧ ભોગવવું- વેદવું - જાણવું !

## ૯.૨ પુદ્‌ગલ સુખ-આત્મસુખ



## ૧૦. સમજ, ધ્યેય સ્વરૂપની !



## ૧૧. સત્સંગનું માહાત્મ્ય !



## ૧૨. નિર્ભયતા, જ્ઞાન દશામાં !



## ૧૩. નિશ્ચય-વ્યવહાર

# આપ્તવાણી

## શ્રેણી ૧૨

## (ઉત્તરાર્ધ)

## [૧]

## આજ્ઞાની મહત્વતા

### પંચાજ્ઞા પાળે તે પામે મહાવીર દશા !

**પ્રશ્નકર્તા :** અમને તો તમે આત્મજ્ઞાન આપ્યું છે, પાંચ આજ્ઞાઓમાં રહેવાનું કહ્યું છે અને ચરણવિધિ કરવાની કહી છે. એથી વિશેષ બીજું કાંઈ અમારે કરવાનું રહે છે ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞાઓ અમે જે આપી છે ને એમાંથી એક જો નિરંતર પાળો તો ય બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** તો અમને લિફ્ટમાં બેસાડી દેશોને ? બાકીની જવાબદારી તમારીને ?

**દાદાશ્રી :** બધી જવાબદારી અમારી. પાંચે આજ્ઞા પાળે તો મહાવીર ભગવાન જેવી દશા રહે, એ હું લખી આપું. પાંચ આજ્ઞા પાળેને તો હું ગેરન્ટી લખી આપું કે મહાવીર ભગવાન જેટલી સમાધિ રહેશે તને ! પણ પાંચને બદલે એક પાળોને, તોય જવાબદારી અમારી છે.

અમે જ્ઞાન આપીએ પછી બીજું કશું કરવાનું હોતું નથી. અમારી પાંચ આજ્ઞા હોય છે ને તે આજ્ઞામાં જ રહેવાનું છે. એ પાંચ જ વાક્યોમાં આખા વર્લ્ડનું સાયન્સ આવી જાય છે. એમાં કોઈ જગ્યાએ કંઈ બાકી રહેતું નથી. અને આખા દિવસમાં પાંચેય આજ્ઞા એને કામ લાગે !

આજ્ઞામાં રહ્યાને એટલે બસ થઈ ગયું. આજ્ઞા એ આ ભવમાં જ સંપૂર્ણ પદ આપે એવી છે. ભલે પછી આ ભવમાં દશ વર્ષ જીવવાનું હોય કે પાંચ વર્ષ, પણ એમાં પૂરું કરી આપે.

## આજ્ઞાથી જ જાગૃતિ ને મોક્ષ !

**પ્રશ્નકર્તા :** આ સ્વરૂપની જાગૃતિ સતત રહે, એના માટે શું કરવું ?

**દાદાશ્રી :** આ આજ્ઞા આપી છે એ જાગૃતિ આપનારી છે. એ આજ્ઞામાં રહેને, તોય બહુ થઈ ગયું. પાંચ આજ્ઞા એ જ જ્ઞાન છે, બીજું કોઈ જ્ઞાન નથી.

**પ્રશ્નકર્તા :** આ 'કારણ-મોક્ષ' થઈ ગયો કહેવાય ?

**દાદાશ્રી :** 'કારણ-મોક્ષ' થઈ ગયો, પણ આપણું જ્ઞાન કેવું છે કે એ જ્ઞાન એને આજ્ઞાપૂર્વક રહે તો જ કામનું. જો આજ્ઞામાં ના રહ્યો તો જ્ઞાન ઊઉડી જશે. કારણ કે આજ્ઞા જ મુખ્ય છે. વાડ ના હોય તો ઊડી જાય બધું. એટલે પછી આ જ્ઞાન લીધા પછી તમે આજ્ઞામાં આવી જશો અને ત્યારે મોક્ષે ય મળી ગયો હશે.

## આજ્ઞા એ જ ધર્મ અને તપ !

આપણે અહીં હજારો માણસો એવા હશે કે તમે એમને જઈને પૂછો કે દાદા તમને યાદ આવે છે ? ત્યારે એ કહે, 'ચોવીસે કલાકમાં એક સેકન્ડ પણ દાદા ભૂલાયા નથી !!! કોઈ એવો દિવસ નથી ગયો કે અમે દાદાને એક સેકન્ડ ભૂલ્યા હોઈએ ! અને ના ભૂલ્યા હોય પછી એમને દુઃખ હોય જ નહીં ત્યાં આગળ. જ્યારે દાદાને ભૂલે જ નહીં તો જગત વિસ્મૃત જ રહ્યા કરેને ! એકની સ્મૃતિ તો બીજાની વિસ્મૃતિ. દાદાની સ્મૃતિ તો જગતની વિસ્મૃતિ. કેટલાક માણસો દાદાની ભક્તિમાં ચઢી જાય. નિરંતર દાદાને યાદ કરીને ભક્તિમાં ચઢી જાય. બીજાં કેટલાક જ્ઞાનમાં રહેનારા માણસો. અને તેમાંય પાછા પૂરેપૂરા આજ્ઞામાં રહેનારા અમુક જ માણસો, પણ બધાંનો એક અવતારી, બે અવતારી, પાંચ અવતારી થઈને પણ ઉકેલ

આવી જાય. અને પેલા ભક્તિમાં ચઢ્યા છે, એમનોય ઉકેલ તો આવશે. કારણ કે બીજી ઉપાધિ મટી ગઈને !

## કિંમત આજ્ઞાની જ !

**પ્રશ્નકર્તા :** જેમણે જ્ઞાન લીધેલું છે, એમની બે-પાંચ ભવે મુક્તિ તો થવાની ને ?

**દાદાશ્રી :** હા, પણ જ્ઞાન જોડે આજ્ઞા પાળે તો. આજ્ઞા ના પાળે તો વધારે અવતાર થઈ જાય. આજ્ઞાની જ કિંમત છે, જ્ઞાનની કિંમત નથી. આજ્ઞા એ અમે છીએ અને આજ્ઞા પાળી એટલે અમે જોડે જ હોઈએ. દાદા ચોવીસેય કલાક હાજર રહે. આપણે યાદ ના કરવા હોય તોય યાદ રહ્યા કરે, આવ્યા જ કરે યાદ. અને કેટલાકને તો રોજ સ્વપ્નમાં આવવાના. અત્યારે ઈન્ડિયામાં કેટલાયને સ્વપ્નાં આવતાં હશે, મને કાગળેય આવે કે સ્વપ્ન આવ્યું હતું.

## દાદા વિશેષ કે આજ્ઞા ?

**પ્રશ્નકર્તા :** મહાત્માઓ માટે ટોપમોસ્ટ જાગૃતિ કઈ ?

**દાદાશ્રી :** આ પાંચ આજ્ઞા જેટલી પાળે એ જાગૃતિ. નહીં તો દાદા જ નિરંતર યાદ રહે, તે જાગૃતિ જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આજ્ઞામાં રહે એ જાગૃતિને વધારે કે નિરંતર દાદાનું ધ્યાન રહે એ જાગૃતિને વધારે ? એમાંથી કયું જાગૃતિને વધારે ?

**દાદાશ્રી :** આજ્ઞામાં વધારે રહે તે. દાદા જો યાદ રહે છે, એ તો એમાં એનો પુરુષાર્થ નથી.

**પ્રશ્નકર્તા :** એમાં એનો પુરુષાર્થ નથી તો એ ભક્તિભાવ વધારે છે ?

**દાદાશ્રી :** જે કહો તે પણ એ એનો પુરુષાર્થ નથી અને આ છે તે પુરુષાર્થ છે આખો, પાંચ આજ્ઞા પાળી તે. અને પુરુષાર્થ એ જ મુખ્ય વસ્તુ છે. પેલું તો એને પ્રાપ્ત થયેલી વસ્તુ છે ને ઊડીયે પણ જાય.

## આજ્ઞા પાળવી જરૂરી !

આજ્ઞામાં રહ્યા, એનું નામ જ જાગૃતિ. નહીં તો પેલું છતું રહી ગયું અને આપણે ઊંધું કરીએ, એનું નામ જાગૃતિ નહીં. એનું નામ ઉઘાડી આંખે ઊંઘે છે. તને આજ્ઞા પાળવાની ગમે છે ?

**પ્રશ્નકર્તા :** આજ્ઞા પાળવી, તો પાળનારો રહ્યોને ?

**દાદાશ્રી :** હા, પાળનારો રહ્યો. તો હવે શું કરીશ તું ?

**પ્રશ્નકર્તા :** પાળનારો જ રાખવો નથી.

**દાદાશ્રી :** ઓહો ! એટલે આપણે આ સુરતથી હવે ગાડી જ છોડી દેવી, એટલે વિરમગામ પહોંચી જવાય.

કેટલાક આજ્ઞામાં ના રહ્યા એ તો ઊડી જ ગયા અહીં આગળ. આજ્ઞામાં રહ્યો તો સોલિડ થઈ ગયો. નહીં તો આ ગ્લોબ ઊડી જાય છે. આ જ્ઞાન આપેલું સાવ નકામું જતું નથી. એનાં પાપો ભસ્મીભૂત થયેલાં હોય છે ને, તે એમાં ભાવના સારી રહે છે પછી, પહેલાં કરતાં બહુ ડાહ્યો થઈ ગયો હોય પણ મોક્ષમાર્ગી ના રહ્યો. મોક્ષમાર્ગી ક્યારે રહે, આજ્ઞામાં રહે તો. આ બધા અમારી આજ્ઞામાં રહે છે નિરંતર, ચોવીસેય કલાક. જેટલી પળાય એટલી પાળો. પ્રયત્ન કરો, ન પળાય તેનો વાંધો નહીં પણ ન પળાય તો એનો ખેદ કર્યા કરો. પસ્તાવો થવો જોઈએ કે આમ ન હોવું જોઈએ, બસ. એને અમે પૂર્ણાહુતિ કહીએ છીએ.

## સાગર ઠાલવ્યો ગાગરમાં !

માર્ગ બધા પ્રકારનો આપણે આપેલો છે અને પાછો લાંબો નહીં.

**પ્રશ્નકર્તા :** લાંબો નહીં, એટલે જ્યારે એના ઉપર ધ્યાન બહુ કેન્દ્રિત કરીએ છીએ ત્યારે એમ લાગે છે કે દાદાએ કેટલું ટૂંકામાં આપી દીધેલું છે.

**દાદાશ્રી :** નહીં તો આ કાળમાં ભૂલી જાય બિચારા.

**પ્રશ્નકર્તા :** પણ હવે કેટલીક અમારી પ્રકૃતિ એવી હોય છે કે આમ સીધી મળેલી વસ્તુને પણ અમે લાંબીલચ કરવા માગીએ છીએ.

**દાદાશ્રી :** લાંબું જ્ઞાન આપ્યું હોયને, તો આરાધવાનું હોય તે રહી જાય અને ના આરાધવાનું આરાધ્યા કરે એવું થાય. પણ આ ટૂંકું છે એટલે આરાધવાનું એક અને ના આરાધવાનું એક, તો ક્યાં જાવ ? આટલો ત્રણ જ ફૂટ પહોળો હોય એક ખાડો, આમ ફરું તોય એ અને આમ ફરું તોય એ. જઉં જ નહીં ને બહાર ! એટલે આ બધું આપણું જ્ઞાન એવું આપેલું છે. અમે જાણતા હતા આ કાળના જીવોને જો કશું લાંબું જ્ઞાન આપીએ ને તો વેષ થઈ પડત. શું આરાધવાને બદલે શું ય આરાધે ? એટલે વિજ્ઞાન બહુ હાઈક્લાસ આપેલું છે બધું અને કશું વાંચવાનું નહીં, મહેનત નહીં, કશું નહીં. તે એને જાગૃતિ રહ્યા જ કરે અને સંસારની મુશ્કેલીઓમાં ય પણ પાંચ આજ્ઞા સરસ પળાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ એક બહુ મહત્ત્વનું વાક્ય જે આપે અમને આપ્યું કે હવે શુદ્ધાત્માનું લક્ષ કરાવ્યા પછીથી, હવે તમારે આ પાંચ આજ્ઞાઓમાં રહેવાનું છે, બાકી બીજું કશું જ તમારે કરવાનું નથી.

**દાદાશ્રી :** હા. કશું કરવાનું નથી. આ પાંચ આંગળી જેટલું જ ને ! કંઈ વધારે ડખો છે ? આ વીસ આંગળી જેટલું હોય તો એ ભાંજગડ ઊભી થઈ જાય. પણ આ તો પાંચ આંગળી જ ! અને પાંચમાંથી એકાદ આંગળી ઝાલી રાખે તોય બહુ થઈ ગયું.

## સમાધાન કરાવે તે જ્ઞાન !

આ અમારો શબ્દ જ જ્ઞાનરૂપે છે, તે કશું વાંચવું જ ના પડે. ભૂલાતું જ નથી આ. તમારે કશું વાંચવું પડ્યું છે ત્યાર પછી ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા.

**દાદાશ્રી :** પણ બધું જ્ઞાન હાજર છે ને ?

**પ્રશ્નકર્તા :** હા. સમજણ આવતી જાય વધારે.

**દાદાશ્રી :** બધે હાજર છે જ. પાંચ વાક્યો હાજર હોય. અમારું વચનબળ ખરુંને ? એટલે એ ભૂલાય નહીં. જ્યારે સમય આવે ને ત્યારે જ્ઞાન હાજર જ થઈ જાય તે ઘડીએ.

આ સર્વ સમાધાની જ્ઞાન કહેવાય. કોઈ પણ જગ્યાએ, કોઈ પણ દશામાં, કોઈ પણ અવસ્થામાં સમાધાન કરાવે, એનું નામ જ જ્ઞાન. અને અસમાધાન થયું એ જ્ઞાન જ કેમ કહેવાય ? જ્યાં ગૂંચ રહી એને જ્ઞાન જ કેમ કહેવાય ?

**પ્રશ્નકર્તા :** એ તો જોયું કે જ્ઞાન લીધું છે, એને ધીમે ધીમે અંદર જ્ઞાનક્રિયા કામ કરતી હોય છે. આ મોટામાં મોટું આશ્ચર્ય છે.

**દાદાશ્રી :** નિરંતર કામ કર્યા જ કરે મહીં. વિજ્ઞાન એટલે ચૈતન્ય જેવું. એની મેળે જ કામ કર્યા કરે. તમારે પાંચ આજ્ઞા પાળવી ના પડે. એ પાંચ આજ્ઞા મહીંથી જ પળાવડાવે.

આ તો અજાયબ વિજ્ઞાન છે કે અંદર નિરંતર ચેતવે છે. અરે ! આપણે આડાં કામમાં પડ્યા હોય ત્યારે એ અંદરથી ચેતવીને ઊભું રહે, હડહડાટ ! એટલે તમારે કશું કરવું ના પડે. આ જ્ઞાન જ ઇટસેલ્ફ કરી લે છે. તમારે તો ડીસીઝન જ લેવાનું કે અમારે તો દાદાજીની આજ્ઞા પાળવી છે. એ આજ્ઞા બધા પ્રકારના વાતાવરણોમાંથી બચાવનારી છે, પ્રોટેક્શન છે એ તો. આપણે ઊંઘી ગયા હોય તોય એ ચેતવે. હવે એથી વધારે કશું જોઈએ ખરું ?

## આત્મપ્રાપ્તિની ગેરન્ટી !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા પ્રાપ્ત થયો છે એની તો દાદા ગેરન્ટી આપે છે.

**દાદાશ્રી :** હા, એની ગેરન્ટી આપીએ છીએ. અમે તને આપ્યો છે શુદ્ધાત્મા, તને પ્રગટ થયો એ સાચો શુદ્ધાત્મા. હવે સાચવવું એ તારા હાથની વાત.

**પ્રશ્નકર્તા :** પાછું તમે આ બદલ્યું. લિફ્ટમાં બેસાડી દીધા એટલે મોક્ષે જવાનાં જ છો, એવું પણ તમે કહો છો.

**દાદાશ્રી :** એ તો એવું ના કહે તો પછી ગાડું જ ના ચાલે. પણ આ તદ્દન નવી વાત છે ને, તે સમજણ જ ના પડે, એવું ના કહે તો. બીજી

બધી જ જવાબદારી અમારા માથે. ખાજે-પીજે, મઝા કરજે. અમારી પાંચ આજ્ઞા તું પાળજે, બસ.

## આજ્ઞા પાળે તેનો મોક્ષ ગેરેન્ટેડ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષ બધાંને મોક્ષમાં જ પહોંચાડે કે જેવી ભાવના લઈને આવ્યો હોય, તે જગ્યા આવે એટલે છોડી દે ?

**દાદાશ્રી :** ના, એવું કંઈ નહીં. આજ્ઞા પાળો અમારી, તો મોક્ષમાં જ પહોંચાડે ને ના પાળે તો એની મેળે છૂટો થઈ ગયો. પણ થોડાં પાપ તો ધોવાઈ ગયા એનાં. હલકો થઈ ગયો, પણ આજ્ઞા ના પાળે તો પછી રહ્યું શું ? અમુક કાળ વધારે રખડવું પડે. એ જ્ઞાની પુરુષની પાંચ આજ્ઞા પાળે એટલે એને મોક્ષમાં જ પહોંચાડે એની ચોક્કસ ગેરન્ટી !

**પ્રશ્નકર્તા :** અમારા બધાંમાંથી કોણ કોણ મોક્ષે જવાનું ? દાદા તો જાણેને ?

**દાદાશ્રી :** બધાંય, મોક્ષે જવા માટે મારી પાસેથી જ્ઞાન લીધું છે અને મારી આજ્ઞા પાળે છે એની મોક્ષની ગેરન્ટી મારી છે જ.

**પ્રશ્નકર્તા :** જય સચ્ચિદાનંદ. (આત્મોલ્લાસથી)

**દાદાશ્રી :** અને આજ્ઞા તે પૂરી નહીં, સિત્તેર ટકા પાળે તેને મોક્ષની ગેરન્ટી. પૂરી પાળે તો મારા જેવો થાય. પૂરી ના પળાય તો વાંધો નહીં, સિત્તેર ટકા પાળ !

**પ્રશ્નકર્તા :** અમારે દાદા જેવા થવું છે.

**દાદાશ્રી :** તો પછી સો ટકા પાળવી જોઈએ અને તેય છે તે પાંચ ટકા બાદ આપું છું, પંચાણું ટકે !

**પ્રશ્નકર્તા :** ત્રણ વરસથી જ્ઞાન લીધું છે, ત્યારથી મને પોતાને એમ લાગે, બાહ્ય રીતે લાગે કે હું આજ્ઞા પાળું છું. હવે મને જોઈને આપને લાગે કે હું આજ્ઞા પાળું છું કે નહીં ?

**દાદાશ્રી :** હા. એવું સમજાઈ જાય. ના સમજાય એવું નહીં. પણ એ આજ્ઞા જે પાળતા હોયને તે સો ટકા હું કહેતો નથી. સો ટકા કોઈ પાળી શકે નહીં, પાળે તો એંસી ટકા સુધી પાળી શકે કોઈ માણસ, બહુ જોર કરે તો, પણ પાંસઠ-સિત્તેર ટકા પાળે તોય બહુ થઈ ગયું. તોય મારી ફૂલ આજ્ઞા પાળ્યા બરાબર છે. બીજી તમારે એમ કહી દેવી કે મારાથી પળાતી નથી નિર્બળતાને લીધે, પણ માફી માગું છું એટલે થઈ ગઈ, સો ટકા. પાંસઠ ટકા પાળી મેં અને બીજી પાંત્રીસ માટે માફી માગું છું, મારાથી પળાતી નથી એટલે. તે સો ટકા થઈ ગઈ, નબળાઈ છે ને એ તો ! એક-બે અવતાર વધારે થાય.

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓ ઊઠે ત્યારથી વ્યવહાર તો ચાલતો જ હોય છે. અને વ્યવહારિક વાતો બધી કરવી પડતી હોય, તો એ વ્યવહારિક વાતો કરવી અને આ દ્રષ્ટિ ન રહેવી એ ઊંઘમાં ગયું કહેવાય ?

**દાદાશ્રી :** અમારી આજ્ઞા પાળતો હોય તો એ જાગે છે. સિત્તેર ટકા, હંડ્રેડ પરસેન્ટ (સો ટકા) નહીં. હંડ્રેડ પરસેન્ટમાં તો બધાય નાપાસ થાય. એ તો લોક એમ કહે કે ભઈ, હંડ્રેડ પરસેન્ટ શી રીતે માણસ પાળી શકે ? માણસનું ગજું શું ? ત્યારે મેં કહ્યું ના ભઈ, હું તો સિત્તેર ટકે પાસ કરું છું. પછી કંઈ અમારો દોષ ખરો, સિત્તેર ટકાએ છૂટ આપીએ તો પછી ! તેમાં સિત્તેર ટકા પાળી તોય હું સો ટકા કરી દઈશ. કારણ કે હું જાણું કે અત્યારે કઠણ કાળ છે, એમાં લોકોથી થઈ શકે નહીં આખુંય, આટલું જ થઈ શકે એટલે માર્ક વધારે મૂકવા પડેને !

## આજ્ઞા પાળે તેની જવાબદારી અમારી !

**પ્રશ્નકર્તા :** આપની જ્ઞાનગંગા પ્રાપ્ત કર્યા પછી અલૌકિક શાંતિ છે. જેની રક્ષા કરવા માટે અમારાથી જે થઈ શકે તે કરીશું પણ આપ પણ આ જ્ઞાનગંગાની રક્ષા કરો છો કે કેમ ?

**દાદાશ્રી :** અમે રક્ષા કરીએ પણ તમે આજ્ઞા પાળો તો અમારી રક્ષા હોય જ. જો આજ્ઞા પાળે તો અમારે હાજર થવું પડે. તમે આજ્ઞા પાળો કે તે વખતે હાજર જ હોઈએ અમે. એક બોલ ના પાળવો જોઈએ ? આ

ડૉક્ટરનું કહેલું કરવું પડે છે, નહીં ? હમણે ખાંડ ખાશો નહીં, દહીં ને રોટલો બે જ ખાજો, કહેશે. તો આપણે કહીએ કે 'કેમ આજે આ બધા શ્રીખંડ ખાય છે ને તમે નહીં ખાતા ?' ડૉક્ટરે ના કહી છે ને ! ત્યારે મૂઆ, ડૉક્ટરનું કહેલું, એક અવતારમાં મરવા હારુ આટલું બધું ચેત ચેત કરું છું, તો અનંત અવતારનું મરણ છે, એટલા હારુ ચેતને અમથો ! અત્યારે તો અલૌકિક શાંતિ થઈ ગઈ છે ને ! એવી ને એવી રહેશે, એથી વધશે ઊલટી.

આ બધા માર્ગ અહીં ભેગા થાય છે એ દાદા ભગવાન તમને બતાડે છે અને તમને ત્યાં આગળ મોક્ષમાર્ગ ઉપર ચઢાવે છે. અમારી આજ્ઞા પાળો એટલે જવાબદારી અમારી. એટલે અમે કહીએ છીએ ને કે અમારી આજ્ઞા પાળો ને જો એક ચિંતા થાય તો અમારી ઉપર બે લાખનો દાવો માંડજો. એક ચિંતા ના થાય એવું આ જ્ઞાન છે, સાચવજો. હવે આજ્ઞા ના પાળે તો પછી શું થાય તે ? આજ્ઞા પાળવામાં વાંધા જેવું છે કંઈ ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** અમારાથી આજ્ઞા પૂરેપૂરી ના પળાય, અમુક ભાગ રહી જાય પાળવામાં તો આપે કહ્યું છે ને, અમે અમુક જવાબદારી લઈએ છીએ.

**દાદાશ્રી :** ના, તમારી દાનતખોરી નહીં હોય તો અમે જવાબદારી લઈશું. દાનતખોરી હોય તો નહીં લઈએ. અમને તરત ખબર પડી જાય કે આ દાનતખોરી કરી રહ્યા છે. 'દાદા ભગવાને કહ્યું છે ને, હઉ થશે' એ અમે તરત જાણી જઈએ. તરત અમારી પાસે ફોન આવી જાય કે આ દાનતખોરી કરી. તમારે અડચણને લઈને એવું થશે, તેનો વાંધો નહીં. ઉદયકર્મનો ધક્કો હોય ને એવું થઈ જાય તો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** આપ કઈ રીતે એ જવાબદારી સાચવો છો ?

**દાદાશ્રી :** અમારા કહ્યા પ્રમાણે ચાલે, તેની બધી જવાબદારી અમારી. તે બીજી બાબતમાં નહીં, પાંચ આજ્ઞામાં જ. બીજું, તમારે જે આઇસ્ક્રીમ ખાવો હોય તે આઇસ્ક્રીમ ખાજો અને જે કરતા હોય તે કરજો. અમારી પાંચ આજ્ઞા પાળે તે સિત્તેર ટકા ઉપર તો પાળેલી હોવી જ જોઈએ. હવે એટલી બધી છૂટ આપીએ, નહીં તો આજ્ઞા તો આખી હોવી જોઈએ.

## આજ્ઞા એ જ પ્રત્યક્ષ હાજરી અમારી !

**પ્રશ્નકર્તા :** પાંચ આજ્ઞામાં નથી રહેવાતું. હાલી જવાય છે એમાં બહુ.

**દાદાશ્રી :** એમ ? આજ્ઞા રહેવા દેતી નથી કે આપણે નથી રહેતા ?

**પ્રશ્નકર્તા :** આપણે નથી રહેતાને !

**દાદાશ્રી :** તો પછી આજ્ઞા એમાં શું કરે ? આજ્ઞા સહેલી-સરળ છે.

**પ્રશ્નકર્તા :** પાંચ આજ્ઞા પાલન કરવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** કરવાનું કશું ના હોયને ! એનો ભાવ નક્કી કરવો જોઈએ કે મારે પાળવી છે.

**પ્રશ્નકર્તા :** અવરોધ બહુ આવે છે.

**દાદાશ્રી :** અવરોધ તો હોયને ! અવરોધ વગર દુનિયાના લોકો હોય જ નહીંને, પણ એની સામે અનંત શક્તિવાળો છે !

**પ્રશ્નકર્તા :** આપની હાજરીમાં બહુ શાંતિ રહે છે પણ બહાર જઈએ પછી બહુ અવરોધો રહે છે.

**દાદાશ્રી :** પાંચ આજ્ઞા એ મારી હાજરી જ છે. એ આજ્ઞા હાજરી જેટલું જ ફળ આપે. એટલે જેને આ આજ્ઞામાં રહેવું છે, તેને કશું અડતું નથી. જેને આ સંસારમાં લોચા વાળવા છે, તેને ભાંજગડ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ હજી વ્યવહારમાં બહુ ગૂંચવાઈ જવાય છે.

**દાદાશ્રી :** એ તો કર્મના ઉદય આવે, પણ તે વખતે આપણે આજ્ઞામાં રહીએ તો બધા ગૂંચવાડા ઊડી જાય. આજ્ઞા તો બહુ ઊંચી વસ્તુ છે. આજ્ઞામાં થોડું-ઘણું રહેવાય છે મહીં ?

**પ્રશ્નકર્તા :** રહેવાય છે દાદા, થોડું થોડું રહેવાય છે.

**દાદાશ્રી :** નહીં તો શેમાં રહો ? વ્યવહાર ધક્કો મારીને ભૂલાડી દે, આજ્ઞા.

બાકી આ પાંચ આજ્ઞા કોઈ પણ જગ્યાએ અને ગમે તે ટાઈમે સર્વ સમાધાન આપે એવી છે. માટે આ હોય તો સમાધાન રહેશે. એટલે એ સેફસાઈડ છે તમારી, કમ્પ્લિટ સેફસાઈડ !

બહુ સહેલું થઈ ગયું છે આ, જો વાત સમજે તો. આ જ્ઞાન આપવાથી બિલકુલ સહેલું. તમારે શાસ્ત્રો વાંચવાની જરૂર નથી. આ પાંચ આજ્ઞા જો કદી પળાય તો ઘણું છે. આપણાથી પુરુષાર્થ થયો છે માટે હવે પકડી શકાય એવું છે. તેમાં અંતરાય કરનારાં છે, એવું હું ના નથી કહેતો. પાછલાં હજુ રિઝલ્ટ છે. તેમાં ધક્કા માર માર કરે, પણ તે આપણે જાગૃત રહ્યા કરવાનું. પ્રતિક્રમણ કર્યા કરવું, તો જાગૃતિ રહે. જેટલી જાગૃતિ એટલું ફળ મળે અને સંપૂર્ણ જાગૃતિ, એનું નામ કેવળજ્ઞાન.

પાંચ આજ્ઞા પાળતો હોય તો એ અમારી પ્રત્યક્ષ હાજરી છે ! પ્રત્યક્ષપણું સૂચવે છે આ. તો પછી આ દાદા અમેરિકા ગયા તો તેમાં આપણે શું ? આપણને પાંચ આજ્ઞા આપીને ગયેલા છે, પછી આપણને શું ? એ પોતે જ છે ને ?

**પ્રશ્નકર્તા :** આ દાદા જશે પછી આપણે શું કરીશું, એનો આ જવાબ દાદા આપે છે.

**દાદાશ્રી :** હં, આપણે તો કાયમના દાદા ખોળી કાઢવાના. આ દાદા તો છોંત્તેર વર્ષના ને દેહ છૂટે ને ગબડી પડે, એનું શું કહેવાય ? એનાં કરતાં આપણે કાયમના દાદા ખોળી કાઢ્યા હોય તો ભાંજગડ ખરી પછી ?! પછી રહ્યા તો સો વર્ષ છોને જીવે, આપણને વાંધો નથી. પણ આપણે આપણું ખોળી કાઢીને બેસવું.

**પ્રશ્નકર્તા :** આપ તો દાદા, આપની પાસે આવનારને કેટલા બધા નિરાલંબ બનાવી દો છો !

**દાદાશ્રી :** ત્યારે શું કરે ? હિંમત તો રાખવી જોઈએને ! આપણે સ્થિર રહેવું જોઈએને ! એટલે આપણે બેસવાના પાટિયા ઉપર બેસવું. આજ્ઞા પાળી કે બેસવાનું પાટિયું મળી ગયું, બસ.

## શક્તિ પામવી જ્ઞાની કનેથી !

**પ્રશ્નકર્તા :** આજ્ઞા પાળવા માટે બહુ શક્તિ જોઈએ.

**દાદાશ્રી :** આપણું જ્ઞાન રહે તો બહુ થઈ ગયું, બસ. એટલું જ જોવાનું. આપણું જ્ઞાન શુદ્ધાત્માને ચોપડે સારી રકમ જમે કરે. પાંચ આજ્ઞા જેટલી વધારે પાળે એટલું વધારે જમે થાય. તમે ઓછું જમે કરાવો છો ? તે વધારે કરાવો તો શો વાંધો છે ? એમાં કંઈ આજ્ઞા ભારે, અઘરી કોઈ છે નહીં.

**પ્રશ્નકર્તા :** તમારા આશીર્વાદ અને શક્તિ મળે તો કંઈ અઘરું નથી.

**દાદાશ્રી :** આશીર્વાદ ને શકિત અમારા નિરંતર ચાલુ જ હોય છે.

**પ્રશ્નકર્તા :** બાકી આજ્ઞા એટલી સહેલી નથી. આપની શક્તિ મળે તો જ થાય એમ છે.

**દાદાશ્રી :** એટલે શક્તિ અમારી એટલા માટે જ ચાલુ રાખેલી છે. એ એની મેળે જ નળ બંધ કરે તો એને બંધ થાય. બાકી ચાલુ જ રાખેલી છે. નહીં તો આજના આ મોહના તોફાનમાં શી રીતે આ માણસ જીવી શકે ? કેવડું મોટું મોહનું તોફાન !

**પ્રશ્નકર્તા :** આમાં આગળ જવાય તો શું કામ ના જવું ?

**દાદાશ્રી :** જવાય એવું છે, માર્ગ કરી આપું. આ પુરુષ થયા પછી પુરુષાર્થ જેટલો કરો એટલો તમારો.

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થમાં કચાશ ના રહે, એવું બળ પણ તમારે આપવું જોઈએ સાથે.

**દાદાશ્રી :** અમે તો આ વિધિમાં દરેક વખતે આપીએ છીએ.

**પ્રશ્નકર્તા :** તો એવાં આશીર્વાદ આપી દો કે થઈ જાય. આ જ જોઈએ છે એ આપી દો.

**દાદાશ્રી :** એવું જ આપેલું છે, પણ તમે બીજું કંઈ આઘુંપાછું કરવા

જાવ એટલે પેલું આઘુંપાછું થયા કરે. બધાને એ જ આપેલું છે ચોખ્ખું, એટલે હવે પાંચ આજ્ઞામાં જરા જોર એકદમ રાખીએ તો એ બાજુ આવી જાય પાછું કમ્પ્લિટ ! પાંચ આજ્ઞા પાળવામાં જોર જરા વધારે આપો. આ પૂરું કરી લેવું છે કે નહીં ? ઝપાટાબંધ. બાકી શક્તિ તો મેં આપી દીધી છે. હવે પાંચ આજ્ઞામાં રહો એટલે શક્તિઓ પ્રગટ થાય.

ફક્ત અમારી આજ્ઞા જો બરાબર ના પળાય, એટલી જ કચાશ જો હોય તો પાકી કરજો. કારણ કે પુરુષ થયેલા છો, પુરુષાર્થ સહિત છો. અને આજ્ઞા પછી કશુંય બાકી રહેતું નથી.

દાદાની આજ્ઞામાં જેને રહેવું છે, એવું જેને નક્કી હોય છે, તેને આ દુનિયામાં કોઈ મૂંઝવે એવું નથી. પછી પળાય તો ઠીક અને ના પળાય તો ઠીક, એવો જો ભાવ થયો તો બગડ્યું બધું. આ આજ્ઞાઓ પોતે જ ઠેઠ મોક્ષે લઈ જાય એવી છે. તમારે કશી ગાડી ચલાવવી ના પડે, એ ગાડી જ એવી છે !

**પ્રશ્નકર્તા :** અને બીજું એ નક્કી કરે કે હવે આમાં ઉપયોગ ચૂકવો નથી, તો...

**દાદાશ્રી :** હા, નિશ્ચય કરીએ તે બહુ કામ કરે. 'થાય તો ઠીક છે, નહીં તો કંઈ નહીં' તો નહીં થાય કામ. અને 'થવાનું હશે તે થશે, કરવું જ છે' એવું નક્કી થયું તો બાર આની યે થશે.

**પ્રશ્નકર્તા :** નિશ્ચય થઈ જાય અને પછી આપોઆપ બધું એ રીતનું થઈ જાય ?

**દાદાશ્રી :** નિશ્ચય કરો એટલે એ બાજુ બધી શક્તિઓ વળી. આપણે નિશ્ચય કરીએ કે નીચે જવું છે, એટલે પછી પગથિયાં-બગથિયાં, બધામાં સાચવી સાચવીને લઈ જાય.

**પ્રશ્નકર્તા :** નિશ્ચય તો છે જ.

**દાદાશ્રી :** પણ નિશ્ચય હોય તો વાંધો નહીં. બધાંને નિશ્ચય છે પછી એ સિત્તેર ટકા પાળતો હોય કે સાઈઠ ટકા પાળતો હોય તોય વાંધો નથી.

રોજ પાંચ વખત નિશ્ચયથી બોલો કે 'મારે નિશ્ચયથી આજ્ઞા પાળવી જ છે, જે થાય તે.' ને પછી જો ના પળાય તો તે અમે બોનસમાં આપીએ છીએ. પણ કોઈ એવો નિશ્ચય કરતો જ નથી.

## આ તે કેવાં બ્રિલિયન્ટ !

**પ્રશ્નકર્તા :** જે આજ્ઞા આપી છે એ આજ્ઞા નથી પળાતી, તો જે અવજ્ઞા થાય છે એના સામે દાવો નથી !

**દાદાશ્રી :** તેય છે તે જેને આજ્ઞા પાળવી છે સો ટકા અને ના પળાય તેની તમે માફી માંગી લો તોય પળાઈ બરાબર થશે.

**પ્રશ્નકર્તા :** એ પાછો બીજો ફાયદો.

**દાદાશ્રી :** હા, બીજો ફાયદો, સેકન્ડરી પણ જેને પાળવી છે તેને. નાગું થવું હોય, ખોટું બોલવું હોય, ઊંધું કરવું હોય તેને માટે નથી આ. જેને પાળવી છે ને ન પળાય તેની જવાબદારી અમે લઈએ. પછી કેટલી છૂટ આપવી જોઈએ ? આટલી બધી છૂટ આપતાં જો મોક્ષ ના થાય, તો પછી એનો ઉપાય જ નથીને !

આજ્ઞા થોડી ઓછી પળાય તેનો વાંધો નથી. પણ આજ્ઞાની બહાર રહો તેની જોખમદારી મારી રહેતી નથી. એ તો કાયદો છે ને ? હું ક્યાં સાચવવા આવું તમને ? આ આજ્ઞા આપી છે અને બધી છૂટ આપી છે. કંઈ બાકી રાખ્યું છે ? સિનેમા જોવાની છૂટ નથી આપી ?

**પ્રશ્નકર્તા :** સિનેમા જોવાની છૂટ આપી છે પણ અમારો રસ બધો જતો રહ્યો અંદરથી !

**દાદાશ્રી :** એ ગમે તે કહો, એ ભોગવવા બધું તમારી પાસે આપ્યું છે, પણ કૂંચીઓ મારી પાસે રાખેલી છે. એ મોટામાં મોટું આશ્ચર્ય છે આ અક્રમ વિજ્ઞાનનું.

અમારી આજ્ઞામાં રહે તો કામ કાઢી નાખે એવું છે અને આજ્ઞા સહેલી છે, અઘરી નથી. ખાવા-પીવાની છૂટ, મુંબઈ શહેરમાં મોહમયી

નગરમાં મોહ અડે નહીં, હવે ફોર્ટ એરિયામાં જાય તો કોઈ ચીજ લેવાની ઈચ્છા જ ના થાય, આકર્ષણ જ ના થાય. પહેલાં તો આમ ડાફાં મારે, આમ ડાફાં મારે. હવે એ આકર્ષણ ઊડી જાય !

સંસાર ચાલે પણ અડે નહીં, નડે નહીં ને કામ થાય એવું છે. ફક્ત અમારી આજ્ઞા આરાધન કરવાની છે.

## આજ્ઞા આપનારનું જોખમ !

અમારી આજ્ઞામાં રહે એટલે તમને અડે નહીં કશુંય. કારણ કે જોખમદારી કોની ? ત્યારે કહે, આજ્ઞા આપનારની. ત્યારે કહે, આજ્ઞા આપનારને જોખમદારી ચોંટતી હશે ? ત્યારે કહે, ના. એમને પરહેતુ માટે છે. એટલે એમને પોતાને ચોંટે નહીં ને કામ થઈ જાય અને ડીઝોલ્વ થઈ જાય બધું.

નહીં તો એક વાર તો લાખો અવતારેય આ સમ્યક્ દર્શન ના થાય. તે આ સહજાસહજ સમ્યક્ દર્શન મફતમાં મળી ગયું છે ! આનંદમાં રહો છો, જપ-તપ કશું કર્યા નથી, ત્યાગ કર્યા નથી, સ્ત્રી સાથે રહીને ! એટલે આ લહાવો છે, તે પૂરો કરી લ્યો હવે. આ લહાવો અક્રમનો છે.

## સ્વચ્છંદ રોકાય જ્ઞાની શરણે !

**પ્રશ્નકર્તા :** પણ હવે તો અમને જ્ઞાની પુરુષ મળ્યાને ?

**દાદાશ્રી :** તો હવે થઈ ગયું તમારું ચોખ્ખું. પણ તે અમારી આજ્ઞા પાળશો તો જોખમદારી અમારી. જ્ઞાની પુરુષ મળ્યા પછી આજ્ઞા પ્રમાણે ચાલેને, તો પછી સ્વચ્છંદ રહ્યો જ નહીંને !

આ અમે તમને આજ્ઞા આપી તે આજ્ઞામાં રહો એટલે તમારો સ્વચ્છંદ ગયેલો જ કહેવાય. પોતાના ડહાપણથી ચાલવું છે એ જતું રહ્યું. ઓછું-વધતું રહેવાય, એ વાત જુદી છે. પણ તમારી દ્રષ્ટિ શું હોય ? તમારો પોતાનો એમાં મત નહીં, આજ્ઞામાં રહેવાનું જ નક્કી હોય. તમારી વૃત્તિ કેવી હોય ? આજ્ઞાધીન હોય એટલે સ્વચ્છંદ નહીં અને અમારી આ

સ્વચ્છંદ નીકળી ગયાની દશા છે, પોતાનું ડહાપણ જ ના રહ્યું પછી. તેથી મને જે બધાં ભેગાં થયા છે અને જે આજ્ઞામાં જ રહે છે, એનાં સ્વચ્છંદ તૂટી ગયા છે. સ્વચ્છંદ નામનો રોગ નીકળી ગયો આખોય.

અહીં આ જ્ઞાન લીધેલાઓ અમારી આજ્ઞામાં ચોવીસેય કલાક રહે છે. માટે તેમને સંસાર બંધન નથી. નહીં તો સંસાર બંધન સ્વરૂપે જ હોય. આજ્ઞા પાળે એટલે એક ક્ષણવાર એમનો સ્વચ્છંદ નથી. માટે કહીએ છીએને કે મોક્ષ હથેળીમાં આવી ગયો. આ સો ટકા સ્વચ્છંદ ગયો. એ તો મોક્ષ જ છે. તમારી પાસે જ તમારો મોક્ષ છે. તમારો મોક્ષ મારી પાસે નથી અને મોક્ષ અહીં જ થઈ જવો જોઈએ. તમે મારી આજ્ઞા પાળો ત્યાંથી જ મોક્ષ. બાકી, જ્ઞાનીની આજ્ઞા અત્યાર સુધી પાળી નથી. જો પાળી હોત તો મોક્ષ થયા વગર રહેત નહીં. આજ્ઞામાં રહે તેનો સ્વચ્છંદ રોકાય.

## જાગૃતિ વર્તે સહેજે !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનની જાગૃતિ સતત રાખવા માટે બીજા કોઈ અભ્યાસની જરૂર ખરી ?

**દાદાશ્રી :** જ્ઞાનની જાગૃતિ સતત જ રહે છે. બીજા કોઈ અભ્યાસની જરૂર જ નથી, ફક્ત તમારે નિશ્ચયમાં એમ રહેવું જોઈએ કે આ સતત રહેવી જ જોઈએ. કેમ સતત નથી લાગતી ? તો બીજા બધાં કારણો શું અંતરાય કરે છે, તે જોવા જોઈએ. એટલે જ્ઞાનની જાગૃતિ સતત રહે છે, પણ આપણું નિશ્ચય બળ જોઈએ. એ જાગૃતિ નથી રહેતી એવું બોલ્યો કે ના રહે. 'રહેવી જ જોઈએ. કેમ ના રહે' તો રહેશે. ને વિઘ્નો આવવાનાં છેય નહીં. તમે સત્સંગમાં રહેજોને !

## આજ્ઞા વળી છે ફ્રેશ !

આ આપણી પાસે જે જ્ઞાન લીધું છે ને, એ બધાંને તો બહુ સારું છે કે પાંચ આજ્ઞાઓ જે આમ ફ્રેશ છે, જેમ ફ્રેશ જમવાનું હોયને ! વર્ષોની આજ્ઞાઓ તે નહીં જાણે કેટલાંય વખતની, એ તો કેટલી બધી જૂની થઈ ગયેલી હોય. આ તો ફ્રેશ, તાજી અને સુંદર, ખાવામાં મઝા આવે એવી ! એ આજ્ઞાઓ પાળે છે, એનાં જેવો મોક્ષ નથી બીજો કોઈ.

પાંચ આજ્ઞા પાળે, એનું નામ જ્ઞાન પામ્યો કહેવાય અને પાંચ આજ્ઞા ના પાળે એ કશું જ્ઞાન પામ્યો જ નથી. જ્ઞાન તો બધું હિસાબ વગરનું હોય પણ આજ્ઞા ના પાળે તો કશુંય નહીં.

## ખપે લક્ષ આજ્ઞા પાળવાનું !

આપણે તો દાદા પાસે જ્ઞાન જાણ્યું છે ને, એટલું જ જાણવાનું. આ તો મનમાં એમ થાય કે હજુ તો આપણે જાણવાનું બધું બહુ બાકી છે. ના, કશું જાણવાનું બાકી નથી. આ જેટલું કહ્યું એટલું જ જાણો. આ તો બીજું કરવા જાય તો પેલી મૂળ વસ્તુ ભૂલી જાય.

આપણે તો પાંચ આજ્ઞા પાળે કે મોક્ષ. બીજો બધો તો ડખો કહેવાય. પછી આજ્ઞા ઓછી-વધતી પળાય તેનો વાંધો નહીં પણ પાંચ આજ્ઞાનું લક્ષ રહેવું જોઈએ. જેમ આ અહીં આગળ રોડ ઉપર ડ્રાઈવીંગ કરે છે, એના લક્ષમાં જ હોય કે ટ્રાફિકના કાયદા શું છે ! તે લક્ષમાં જ હોય, નહીં તો અથડાઈ પડે. અહીંનું અથડાયેલું દેખાય પણ ત્યાંનું અથડાયેલું દેખાય નહીંને ! ને કચ્ચરઘાણ વળી ગયો હોય. લોકોને ખબર ના પડે.

## નિશ્ચય જ ખપે આજ્ઞા માટે !

આજ્ઞા ના પળાય તેનો વાંધો નથી પણ નથી પાળવી એવું મનમાં ના હોવું જોઈએ. પાળવાનો નિશ્ચય બસ કે મારે પાળવી જ છે. પછી ન પળાય તેનો ગુનો તમને લાગુ નથી થતો. તમે પાળવી છે એવું નક્કી કર્યું છે એને માટે જવાબદાર હું ! પછી ન પળાય એની જોખમદારી અમારે માથે આવે. તમે નક્કી કર્યું ને પછી નથી પળાતી, એમાં કોણ ગુનેગાર ?

હું એમ નથી કહેતો પાંચેય આજ્ઞા પાળો. પાંચ નહીં એક પળાય તોયે બહુ થઈ ગયું. અને તમારે ફક્ત 'પાંચ આજ્ઞા પાળવી છે' એવું નક્કી રાખવાનું છે, એ દ્રઢતા તમારી એકુંય દહાડો તૂટવી ના જોઈએ. અને આના સામાવાળિયા થવું છે, એવું ના થવું જોઈએ.

## સ્વમાં સતત રાખે પંચાજ્ઞા !

**પ્રશ્નકર્તા :** સ્વમાં સતત કેમ રહેવાય ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞા આપી છે એમાં રહે એટલે સ્વમાં સતત જ રહેને ! એ પાંચ આજ્ઞામાં જો સતત રહ્યો, એક દહાડો રહ્યો તો, એક દહાડો મારા જેવી સ્થિતિ થાય એની. હું ય પાંચ આજ્ઞામાં જ રહું છું અને તમેય પાંચ આજ્ઞામાં રહો છો. જો તમે એક દહાડો આજ્ઞામાં રહો તો તમે એક દહાડાના દાદા થઈ ગયા. બે દહાડા આજ્ઞામાં રહો તો બે દહાડાના દાદા. હું નિરંતર જે આજ્ઞામાં રહું છું, તે આજ્ઞામાં તમને રાખું છું. મારે આજ્ઞામાં રહેવું નથી પડતું. આજ્ઞા તો મારી છે પણ હું જે રસ્તે ચાલ્યો છું એ રસ્તા પર જ તમને ચલાવડાવું છું, બીજો રસ્તો નથી. એટલે શોર્ટકટ છે ને, નહીં તો બીજો શોર્ટકટ હોય ક્યાંથી ?

## વીરલો પામે વિશેષ આજ્ઞા !

તમારા મનમાં એમ ના થવું જોઈએ કે આખો દહાડો રોજ સત્સંગ કર કર કરાવે છે. એટલો બધો મનમાં વિચાર કરવો કે ઓહોહો ! મારી ઉપર આજ્ઞા થઈ ! નહીં તો આજ્ઞા જ ક્યાંથી લાવે ! આજ આજ્ઞા થઈ આ દાદાની !

આપણે તો પ્રેમની ખાતર કરવું છે. આપણા પોતાના માટે કરવું છે. આજ્ઞા એ જ ધર્મ છે અને એનાથી જ મોક્ષ થાય. તમે છેક બહારગામથી અહીં આવો અને એક જ કલાકમાં વિધિ કરીને પછી હું કહું કે જાવ પાછા, તો મનમાં એટલો બધો આનંદ થઈ જવો જોઈએ કે ઓહો, મને આજ્ઞા મળી ! એટલે પાળું જ, એવું નક્કી થવું જોઈએ. તે વખતે જે આનંદ થશે ! અહીં તો શું કરો તમે ?

**પ્રશ્નકર્તા :** દાદાએ કહ્યું એટલે કરેક્ટ, એમ કરીને જ જતા રહીએ.

**દાદાશ્રી :** ના. પણ એનો અર્થ નહીં, એ લાભ ના થાય તે વખતે.

**પ્રશ્નકર્તા :** હા, આ સમજ હોવી જોઈએ.

**દાદાશ્રી :** 'મને આજ્ઞા મળી ! એ આજ્ઞા તો મને જીંદગીમાં મળે નહીં કોઈ દહાડો.' એટલી બધી આજ્ઞાની કિંમત છે. કોઈ જગ્યાએ મને ના પાડે નહીં. માટે આજ્ઞા મળી ! કેટલું મોટું ઉજળું મારું પુણ્ય હશે !

એ ખૂબ આનંદ થવો જોઈએ મહીં. એ વિચાર જ આવે કે ઓહો ! આજ્ઞા મળી આજે. એનો હેતુ જુએ, જ્ઞાની પુરુષની આજ્ઞા એ જ ધર્મ ને એ જ તપ. પોતાની ઈચ્છાથી કરવું એ જ જોખમ છે. એમની આજ્ઞા ના પાળી એટલે પોતાની ઈચ્છાથી કરવા ગયો. પાળવી હોય તો પાળે પણ આ મોઢું કઠણ કરીને કરવી, કેટલું બધું જોખમ છે ! એનાથી દાદા માટે અભાવ આવી જાય કોઈ વખત. આજ્ઞા એ તો મોટામાં મોટું લહાણું કહેવાય. કોને મળે ? ત્યાં દર્શન કરવા આવ્યો વડોદરે, કેટલી હરકતો વેઠીને, પણ દાદા આવું કહે છે ?! એ મારું પુણ્ય કેટલું જબરજસ્ત હશે ! કહે જ નહીંને ? ગાંડા હોય તોય દાદા ના કહે. કહે એવા કંઈ છે ? એવું કહે દાદા ? પણ કેટલું બધું પુણ્ય કે મારી ઉપર આજ્ઞા આવી થઈ. આજ્ઞા પાળવાથી મોક્ષ થઈ જાય, ભયંકર પાપો ભસ્મીભૂત થઈ જાય. માટે સમજો આજ્ઞાને. ભગવાને કહ્યું છે આજ્ઞા એ જ ધર્મ છે ને આજ્ઞા એ જ તપ છે. પોતાની સમજણે ના ચાલવું.

**પ્રશ્નકર્તા :** તો પોતાની પછી રિસ્પોન્સિબિલિટી(જવાબદારી) નહીં રહી.

**દાદાશ્રી :** રિસ્પોન્સિબિલિટી નહીં, પોતાની સમજણે જ ચાલવું છે. પોતાની સમજણ કરવા ગયા એટલે ચાલે નહીં, દાદાએ કહ્યું એટલે જવું પડે, પણ જઈએ પણ મોઢું ચઢાવીને જઈએને, એ બધું બરકત વગરનું થઈ જાય. પોતાના વિચારે, પોતાની જ ધારણા પ્રમાણે કરે, એ સ્વચ્છંદ કરે છે.

બ્રહ્મચર્યની આજ્ઞા આપી હોયને, તો આખી જીંદગી સુધી અહો અહો ! એ આજ્ઞાની કિંમત બહુ રહે ! આજ્ઞાની કિંમત તને સમજાય થોડી ઘણી ? તે ઘડીએ ખરું તપ કરવાનું આવે અને આનંદ ત્યાં હોય, કિંમત સમજે તો.

**પ્રશ્નકર્તા :** એવું થાય કે આપણે દાદાની આજ્ઞા પાળવી જોઈએ અને પળાતી નથી એનું દુઃખ પણ રહે.

**દાદાશ્રી :** એ આજ્ઞાની કિંમત સમજાઈ નથી.

**પ્રશ્નકર્તા :** કિંમત સમજાય તો પળાય જ.

**દાદાશ્રી :** પ્રતિક્રમણ થવા માંડ્યા છે ખરાં હવે ? બધું થાય છે ખરું ? થોડું જાગ્રત થયું છે મહીં ?

**પ્રશ્નકર્તા :** હા, આવ્યું છે થોડુંક. પણ જોઈએ એવી જાગૃતિ નથી.

**દાદાશ્રી :** નરી ચંચળતા જ હતી. એ જાગૃતિ બહુ એટલે પેલામાં થાય નહીંને ! અહીંયા જેમ ચંચળતા ઓછી થાય તેમ પેલું થાય.

**પ્રશ્નકર્તા :** જેમ જેમ દાદાની આજ્ઞા પળાય, પછી ઘેર બધા જોડેનું એડજસ્ટમેન્ટ, એ બધું થાય, ત્યાર પછી જાગૃતિ વધશેને ?

**દાદાશ્રી :** પછી રાગે પડશે. ત્યાં સુધી રાગે પડે નહીંને ! પોતાના મતે ચાલ્યા કરે. અત્યાર સુધી જે ભૂલો થઈ એ ખોળી કાઢ !

અમે તમને પાના રમવાની આજ્ઞા કરીએ તોય તે તમારે પાળવી જોઈએ. પાના રમો તેની કિંમત નથી, આજ્ઞા પાળો તેની કિંમત છે. તમે ના કહો એટલે થઈ રહ્યું. આજ્ઞાથી દરેક ચીજ મળે. અમારી આજ્ઞા એ જ ધર્મ ને એ જ તપ. અત્યારે તમને બે જણને દાદા એકદમ કહેશે, જાવ, જઈને સૂઈ જાવ. તમારે જવું જોઈએ અને મનમાં શું માનવું જોઈએ જતાં જતાં કે, આજ્ઞા મળી ! મને આજ્ઞા મળી !! આજે મને આજ્ઞા મળી !!! જગતનો સાર શું ? ત્યારે કહે, આજ્ઞા. પછી ડબલ ખાવાનું કહે તો ડબલ ખઈ લેવું જોઈએ, ના ખાવાનું કહે તો નહીં ખાવાનું.

**પ્રશ્નકર્તા :** પણ આજ્ઞા પાળવાની.

**દાદાશ્રી :** તે ઘડીએ આજ્ઞા મળી, એના ઉપર બહુ જ આખી રાત આનંદ આવે એવું હોવું જોઈએ. આજ્ઞા મળવી બહુ મુશ્કેલ વસ્તુ છે, મળે નહીં !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાની પુરુષનો એક શબ્દેય નીકળવો એ આજ્ઞા રૂપે જ સ્વીકાર થઈ જવો જોઈએ આખો.

**દાદાશ્રી :** તોય એ આજ્ઞા કરી હોય એ વાત જુદી ! એ આજ્ઞાને શાસ્ત્રકારોએ ચોખ્ખું લખ્યું, આજ્ઞા એ જ ધર્મ અને આજ્ઞા એ જ તપ.

એમાં બધું આવી જાય. આજ્ઞામાં રહેવાનું ભાવ થાયને, નિરંતર ? અત્યારે તને કહે કે તું અમદાવાદ ચાલ્યો જા, તો ?

**પ્રશ્નકર્તા :** જતો રહું.

**દાદાશ્રી :** તરત ? આજ્ઞા બહુ કામ કરે. જેટલું બને એટલું આજ્ઞામાં રહો તો સારું. એટલે આજ્ઞાની જ કિંમત છે. આજ આજ્ઞા મળી હોય તે આખો દહાડો આનંદ રહે પછી ભલેને અહીંથી કાઢી મેલ્યો હોય પણ એવી આજ્ઞા મળીને ! એની બહુ ખુમારી રહે. કારણ કે એ જ ધર્મ ને તપ, બીજું આ બધું કરો છો, એ ધર્મ ને તપ નહીં. પેલી પાંચ આજ્ઞા પાળો છો તે ધર્મ અને બીજી તમને છૂટક મળ્યા કરે એ મોટો ધર્મ !

**પ્રશ્નકર્તા :** આપે જે આજ્ઞા આપી હોયને એમાં રહીએ એટલે ખરેખર ખૂબ આનંદ આવે છે.

**દાદાશ્રી :** જવાબદારી નહીં તમારી, અમારી જવાબદારી અને એ જ ધર્મ ને એ જ આનંદ ને એ જ સુખ.

**પ્રશ્નકર્તા :** અને આપે કહ્યું હોય તો એમાં રહેવાનું પણ બહુ સહેલું પડે.

**દાદાશ્રી :** રહેવું છે તેને તો સહેલું છે.

**પ્રશ્નકર્તા :** દાદા, જે આજ્ઞા પ્રમાણે ચાલતો હોય એ પોતે આત્મા જ થઈ ગયો ?

**દાદાશ્રી :** આત્મા થવાનાં કારણો સેવવા માંડ્યાં. જેવાં સેવાય એવાં, એંસી ટકા સેવાય કે સાઠ ટકા.

**પ્રશ્નકર્તા :** તો પછી બાકીની એટલી આજ્ઞામાં રહેતો નથી એવું થયુંને ? કારણ કે પેલો તો પોતાની રીતે ચાલે.

**દાદાશ્રી :** પોતાની રીત આવી કે બધું બગડ્યું, એ સ્વચ્છંદ. પોતાના ડહાપણે ચાલવું. હમણે ખબર ના પડે, એ તો ઊગે ત્યારે ખબર પડે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ કેવું કે આપે આજ્ઞા કરી એટલે મહીં વિરોધ ના હોય પણ તપ રહે, પણ એની ધન્યતા ના લાગે.

**દાદાશ્રી :** એ સમજણ નહીં તેથી. મને એક આજ્ઞા મળી હોય તો આખો દહાડો ઊંઘ ના આવે. મને આજ્ઞા મળી ! એનો આનંદ થઈ જાય ! ઊલટો આ અમારે આજ્ઞા મળે નહીં અને આજ્ઞા મળે તો હું અહોભાગ્ય માનું. મળે જ નહીં. વિધિઓ મળે, બીજું બધું મળે પણ આજ્ઞા ના મળે.

**પ્રશ્નકર્તા :** એ પછી એનું ફળ શું આવે, દાદા ? ઉલ્લાસમય આજ્ઞા પાળે, એનું પરિણામ શું મળે ?

**દાદાશ્રી :** એ જ મોક્ષને !

**પ્રશ્નકર્તા :** અને ઉલ્લાસમય ના પાળે અને ના છૂટકે પાળે તો એનું શું ફળ આવે ?

**દાદાશ્રી :** ના છૂટકે પાળે એનો અર્થ જ નહીંને ! એ તો ભેંસને બાંધીને દવાખાને લઈ જાય અને પાછળ મારે, એના જેવું. જ્ઞાની પુરુષની આજ્ઞા તો ક્યાંથી મળે ? લોક આજ્ઞા સારુ તો મારી પાસે બેસી રહ્યા હોય છે. કંઈક આજ્ઞા કરો.

દાદાની સેવા કરવી એટલે આજ્ઞાની સેવા કરવી તે ! આજ્ઞાની સેવા કરવી અને દાદાની સેવા કરવી એક જ.

**પ્રશ્નકર્તા :** સેવા કરતાં આજ્ઞા ચઢી જાય ?

**દાદાશ્રી :** આજ્ઞા ચઢી જાય. એ જ આજ્ઞાની સેવા. એ જ આ દાદાની સેવા. બીજું બધું તો ફાંફાં. તું સારું સમજી ગયો ? મેં કહ્યું, જા, દાદા તારી જોડે વાતોચીતો કરશે. હેલ્પફૂલ, સરસ વાતો કરશે !

**પ્રશ્નકર્તા :** મહાવીર ભગવાને આજ્ઞા એ જ ધર્મ કહ્યું છે ને !

**દાદાશ્રી :** બધાંય ભગવાને કહેલું એવું. અને આજ્ઞામાં તો બહુ બળ હોય, જબરજસ્ત બળ હોય. ભયંકર રોગો કાઢી નાખે. એક જ આજ્ઞા જો રાજીખુશીથી પાળે, તો કેટલો બધો ફાયદો થાય !

આ બધા બ્રહ્મચર્ય પાળે છે તે આજ્ઞાને લીધે પાળી શકે, નહીં તો

પળાય નહીં. આજ્ઞામાં તો જબરજસ્ત બળ હોય. પોતાનું ડહાપણ કરવા ગયો કે મરી ગયો. આજ્ઞા એટલે પોતાનું ડહાપણ નહીં. આ ડહાપણ હોત તો આવું ગાંડી સ્થિતિ જ ના થાયને ! આ તો પુરુષો ય ગાંડા ને આ સ્ત્રીઓ ય ગાંડી, તે જ દુઃખી છેને બિચારાં ! આજ્ઞા આવે એટલે બધાં દુઃખ ઉડાડી દે. આજ્ઞા તો ચેતન છે. નહીં તો આ જવાન ઉંમરના છોકરાઓ બ્રહ્મચર્ય શી રીતે પાળી શકે ?! ગમે ત્યાં આગળ આજ્ઞા એટલે હાજર જ થઈ જાય ને રક્ષા કરે. મળે નહીં કોઈને આજ્ઞા. આ પાંચ મળી છે તે. સ્પેશ્યિલ આજ્ઞા મળે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, આ પાંચ જે આજ્ઞા આપી છે ને, એ એનો ખ્યાલ નથી રહેતો એટલે એની કચાશ બહુ રહે છે.

**દાદાશ્રી :** એ ધીમે ધીમે આવશે. પહેલાં નિદિધ્યાસન ક્યાં થતું હતું ?! એનાં અંતરાય તૂટી જાય એટલે આવે પછી. એ બધી ચીજો આવવાની.

**પ્રશ્નકર્તા :** એ ટાઈમ બધો નકામો જાય છે અત્યારે.

**દાદાશ્રી :** ના, ના. ટાઈમ નકામો ના જાય. કઢી કરવા મૂકી તો કંઈ નકામો ગયો ટાઈમ ? કશું નકામું જતું નથી એ નક્કી માનજે. જેને ટાઈમ બગાડવો નથી, તેને બગડે નહીં. નિદિધ્યાસન સરસ રહે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા દાદા. જેવું ધારું એવું રહે છે.

**દાદાશ્રી :** અને આજ્ઞા મળે એટલે બહુ થઈ ગયું. આજ્ઞા મળે એટલે જાણવું કે આજે મારે ધન્ય દિવસ છે હવે. એ બધું બુદ્ધિ દેખાડે કે નકામું જાય છે. એને બાજુમાં બેસાડવી. સાચા દિલથી જે કરેલું, કોઈ દહાડો નકામું જાય નહીં. આ પાંચ આજ્ઞા પાળવામાં જરાક મજબૂતી રાખવાની જરૂર. બીજું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** દાદાએ બધું આપી દીધું છે કે હજુ કંઈ આપવાનું બાકી રાખ્યું છે ?

**દાદાશ્રી :** બધું આપી દીધું છે. કશું બાકી નથી રાખ્યું. તમને કશું

લાગે છે બાકી ? રસ્તામાં કંઈ ખૂટે છે. નાસ્તો-બાસ્તો કશું ખૂટી પડે છે ? ખૂટે એવું નથી આપ્યું, ઠેઠ મોક્ષે જતાં સુધી કશું ખૂટે એવું નથી ! પણ કહ્યા પ્રમાણે પોટલી છોડીને પછી ખાવું જોઈએ. જે આજ્ઞા આપી છેને પાંચ, એ પોટલી છોડીને ખાવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** અને પાછું નવું નવું મળ્યા કરે છે રોજ.

**દાદાશ્રી :** નવું નવું પણ વસ્તુ એ પેલામાં ને પેલામાં મદદ કરે. જે આપ્યું છે ને તેમાં મદદ કરે. આ બધું નવું નવું, જાતજાતનું નવું હોયને !

## આજ્ઞાથી કુસંગ હટે !

આ જે જ્ઞાન આપીએ છીએને, ત્યારે પાંચ આજ્ઞાઓ આપી છે તે અભ્યાસ માટે આપેલી છે. આ સંસાર એ અભ્યાસનું પરિણામ છે. આ સંસારનો અભ્યાસ કર્યો, તેથી અધ્યાસ થઈ ગયો. અધ્યાસ શાથી થઈ ગયો ? પેલો અભ્યાસ કર્યો તેથી અને ફરી આ અભ્યાસે કરીને છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે પૂર્ણતા એની મેળે થયા કરે. એ કયા પોઈન્ટ ઉપર આપણી પરિણતિ હોય, તો ત્યાંથી પૂર્ણતા થાય ?

**દાદાશ્રી :** આજ્ઞા પાળવાની ઉપર, બીજા કોઈ ઉપર નહીં. આજ્ઞા પાળવાની ઉપર પરિણતિ હોય તો ત્યાં ઠેઠ પહોંચે. બસ, બીજું કશું જરૂર નથી. આજ્ઞા પાળવાનો એનો ધ્યેય હોય, તેને ઠેઠ પૂર્ણત્વ એની મેળે થયા જ કરે. એને કશું કરવાની જરૂર નથી. બીજું કશું દર્શન કરવાનું નહીં. વાંચવાની જરૂર નથી. જો આજ્ઞા પાળતો હોય તો દાદાને મળવાનીય જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** મળવું તો પડે. એય આજ્ઞામાં આવી ગયું.

**દાદાશ્રી :** આ તો દાદાને મળવાનું એટલું જ કારણ છે કે સ્પીડી ઉકેલ આવે, જલદી. અને મારી જોડે છ મહિના ફરે તો ખલાસ થઈ ગયુંને ? સ્પીડી એનો મેળ પડી જાય.

આપણે તો આજ્ઞા પાળેને, એ જ દાદા અને રૂબરૂ આવે તો વાત જુદી છે, નહીં તો આજ્ઞા પાળે તો દાદા ન હોય તોય ચાલશે. કિંમત આજ્ઞાની છે, રૂબરૂ તો ફક્ત ડિરેક્ટ શક્તિઓ મળે એટલા માટે છે. આજ્ઞાની ઈન્ડિરેક્ટ શક્તિઓ મળે અને પેલી ડિરેક્ટ શક્તિ.

**પ્રશ્નકર્તા :** સત્સંગ જે કરવાનો છે તે આજ્ઞા પાળવા માટે જ કરવાનો છે ?

**દાદાશ્રી :** બધું આજ્ઞા પાળવા હારુ છે. સત્સંગથી બધાં કર્મો ઢીલાં થઈ જાય. ઢીલાં થઈ જાય એટલે આજ્ઞા પાળવામાં સરળતા થાય. નહાયા પછી માણસ કેવો લાગે છે ? આળસ-બાળસ એની જતી રહેને ? એવી રીતે સત્સંગથી બધી આળસ છૂટી જાય. સંસાર એટલે નર્યુ કુસંગનું ટોળું ! ના ગમતું હોય તોય એમાં પડી રહેવું પડે.

**પ્રશ્નકર્તા :** આ પાંચ આજ્ઞા એકબીજાને સંકળાઈને શુદ્ધાત્માના ફેવરમાં કઈ રીતે કાર્ય કરે છે, તે સમજાવો.

**દાદાશ્રી :** પાંચ આજ્ઞા એ તો પ્રોટેક્શન છે. નહીં તો આ કુસંગના વાતાવરણમાં બધું ખાઈ જાય. આ આજ્ઞા પ્રોટેક્શન છે. આ આજ્ઞા આત્માને કશી હરકત કરતી નથી. બાકી ઘરમાં-ઓફીસમાં બધે જ આ કળિયુગમાં કુસંગ છે. આ આજ્ઞા પાળે તો કશું સ્પર્શે નહીં ને નિરંતર સમાધિ રહે.

## આજ્ઞાનું ન ખપે રટણ !

**પ્રશ્નકર્તા :** એટલે પાંચ આજ્ઞાઓ જે રીતે સ્વાભાવિક યાદ રહે એ રીતે જ રાખવી ? એનું મનન કે રટણ કરવા ટ્રાય ન કરવો ?

**દાદાશ્રી :** મનન કરાય જ નહીં એ. એના ગુણનું મનન કેવી રીતે થાય ? મન તો ફિઝિકલ છે. તે ચેતન મન તમારી પાસે રહ્યું નથી. આ બધું ક્યાં પાછું ડહાપણ કરવા જશો ? આ મન જે તમારું રહ્યું છે ને, તે ફિઝિકલ માઈન્ડ છે. હવે ફિઝિકલ ને ચેતન બેનો મેળ મળે ? રહે ખરો ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ચેતન માઈન્ડ જે ચેતન ખરેખર હતું નહીં એ પાવર ચેતન હતું, તે પણ ઊડી ગયું છે આખુંય. દુનિયામાં જે ચીજ કોઈ દહાડો ના મળે એ ચીજ મળી, હવે અમારી આજ્ઞા પ્રમાણે રહો, બસ. અને આ આજ્ઞા સહેલી છે કે અઘરી ?

## જ્ઞાનીનું સાન્નિધ્ય એ જ મોક્ષ !

હજુ કેટલા કલાકનો તમારો મારો પરિચય કહો ? બધો મૂળ તો લોક પરિચય, એના માટે આખી જિંદગી કાઢતા હતા. મોક્ષમાર્ગને પામવા હારુ કાઢતા હતા. પણ આ તો રોકડો મોક્ષ મળે છે એના માટે. પેલો મોક્ષમાર્ગ તો આગળ પાછો ભૂલોય પડે, છતાં તેને માટે આખી જીંદગીઓ કાઢતા હતા. તો આને માટે પરિચય ના જોઈએ ?

જ્ઞાન મળ્યું એનો અર્થ એવો કે આપણે લોક પરિચયથી મુક્ત થઈ ગયા. છતાં આપણે એવી સ્ટ્રોંગ ભાવના જોઈએ કે જ્ઞાનીનો પરિચય મળવો જોઈએ. નિરંતર આવતાં-જતાં ગમે ત્યારે, જેટલો આ પરિચય એટલો લાભ.

**પ્રશ્નકર્તા :** બીજું શું થાય છે કે મારી તબિયત જરા નબળી રહેને એટલે દાદાનો લાભ લેવાય નહીં, એ જરાક અંતરાય છે.

**દાદાશ્રી :** એવું છે ને, આ દાદાનો લાભ તો જેટલા દહાડા મળ્યો એટલા દહાડા ખરો. એટલે જેટલો લેવાય એટલો લેવો. હવે અહીં આવે કે તરત લેવો. ના આવે ત્યાં સુધી નિદિધ્યાસનમાં રહેવું. દાદા એટલે કોણ ? નિદિધ્યાસનથી દાદા હાજર થાય, પણ આજ્ઞા એ મુખ્ય દાદા. એમની આજ્ઞા પાળવાનો જ મોટો ધ્યેય રાખવાનો, બીજું કશું કરવા જેવું નથી. આ દેખાય છે એ દાદા ન્હોય. આ દાદાથી 'અમે' તો છૂટા થઈ ગયા છીએ. તમે સંભારો તો 'દાદા' તમારી જોડે જ હોય.

**પ્રશ્નકર્તા :** આ દાદાથી પણ આપ છૂટા થયા છો ?

**દાદાશ્રી :** છૂટા રહીએ છીએ. તેથી તમને બધાંને લાભ થાયને ! અહીંયા જે સંભારે તેનું ત્યાં. અમે બોલીએ છીએને, કે ભઈ, અમે છૂટા

છીએ. આ દાદા એ દાદા ન્હોય. આ તો પબ્લિક ટ્રસ્ટ ! જેના હાથમાં આવ્યું તેના બાપનું. અમારા હાથમાંય નથી.

## અક્રમનું ફ્લાયવ્હીલ !

આજ્ઞાનું ફલાયવ્હીલ એકસો એક્યાસી સુધી ફર્યું એટલે ગાડું ચાલ્યું. એકસો એંસી સુધી છે તે રકમ જમે કરાવવાની છે. એકસો એક્યાસી થયો એટલે એના પોતાના જોરથી ચાલશે. એ તો આ મોટા ફલાય વ્હીલ હોય છેને તે આમથી આમ, તે અહીં અડધે સુધી ઊંચું કર્યું પછી એ એની મેળે, એના પોતાના જોરે ફરે પછી બીજું અડધું. એવું આય બીજું અડધું એની મેળે જ ફરે. આપણે ત્યાં સુધી જોર કરવાનું છે, બસ. પછી તો એની મેળે સહજ થઈ જાય, આખું વ્હીલ ફરવાનું.

એટલે તમારે આ એકસો એક્યાસી સુધી જાયને, પછી ડરવાનું કોઈ કારણ રહે નહીં. તે પછી એની મેળે ફરશે પછી. અમે નાની ઉંમરમાં એ શોધખોળ કરી હતી કે આ આખું ત્રણસો સાઇઠ છે તો ક્યાં સુધી ફેરવાય આપણે ! પછી શોધખોળ કરી કે એકસો એક્યાસીએ પહોંચે અને પછી એની મેળે ફરે છે.

એ તો આપણે ત્યાં મિલના ફલાયવ્હીલ હોય છે ને એવાં. તે એવું આ ફલાયવ્હીલ છે અક્રમનું. અક્રમનું ફલાયવ્હીલ ઊંચું ના થાય પણ એકસો એક્યાસીમાં લઈ જાય તો ઉકેલ આવી ગયો.

છતાંય લોકો કહે છે કે, દાદા, આજ્ઞા સોએ સો ટકા શી રીતે પળાય ? મેં કહ્યું, સો ટકા નહીં, એંસી ટકા પાળને તું ! એંસી ટકાવાળો કહે છેને, એંસી ટકા શી રીતે પળાય ? ત્યારે મેં કહ્યું, સાઇઠ ટકા પાળ તું. એકાવન ટકા ઉપર પાળજે, બાકીના ઓગણપચાસ અમારે ઉમેરી આપવાના. કારણ કે મેં જોયેલું. એક મોટું ફલાય વ્હીલ હતુંને મિલમાં, એમાં એને અડધે સુધી ઊંચકીને લઈ જાય, સ્ટ્રેટ વે થી. પછી એની મેળે જ ફરે, એના પોતાના ફોર્સથી, એકાવન ઉપર જાય તો, પચાસ ઉપર નહીં. અને ઓગણપચાસ થાય તો 'પાછું ફરે'. આવી દુનિયામાં કંઈક હેલ્પિંગ તો હશેને, કોઈ કાર્યની પાછળ હેલ્પિંગ હોય જ. હેલ્પિંગનું ભાન ના

રાખીએ, તો આપણે સાયન્ટિસ્ટ ના કહેવાઈએ. હું તો એટલે સુધી કહું કે આવું ફરી ફરી આ દાદા મળવાના નથી અને આ દાદાનું જ્ઞાનેય મળવાનું નથી. આ અક્રમ વિજ્ઞાન ફરી ફરી જોવાનું નહીં મળે, માટે આનું એકાવન ટકાએ કામ કાઢી લેજો. નહીં તો આ દુનિયામાં કોઈ આરો નથી. હવે તો એટલું જ કે મોક્ષનો બીજનો ચંદ્રમા થયો છે, હવે એની ત્રીજ-ચોથ થવી જોઈએ. માટે હવે કામ કાઢી લો.

## જરૂર જાગૃતિની જ !

**પ્રશ્નકર્તા :** એવું આજ્ઞા માટે કેમ સહજ નથી થઈ જતું ?

**દાદાશ્રી :** એ તો પોતાની કચાશ છે.

**પ્રશ્નકર્તા :** શું કચાશ છે ?

**દાદાશ્રી :** કચાશ એ જાગૃતિની, ઉપયોગ દેવો પડેને થોડો ઘણો.

એક માણસ સૂતાં સૂતાં વિધિ કરતો હતો. તે જાગતાં છે તે પચ્ચીસ મિનિટ થાય બેઠાં બેઠાં. તે સૂતાં સૂતાં અઢી કલાક થયા એનાં. શાથી ?

**પ્રશ્નકર્તા :** વચ્ચે ઝોકું ખાઈ જાય.

**દાદાશ્રી :** ના, પ્રમાદ ઉત્પન્ન થાય ને એટલે પછી ક્યાં સુધી બોલ્યો એ પાછું ભૂલી જાય. પાછું ફરી બોલે. આપણું વિજ્ઞાન એવું સરસ છે. કંઈ ડખલ થાય એવું નથી. થોડુંઘણું રહે છે ?

**પ્રશ્નકર્તા :** પાંચેય આજ્ઞા એટ એ ટાઈમ પાળવી એટલું સહેલું નથીને ! પેલું ખેંચી જાય મનને !

**દાદાશ્રી :** આમાં રસ્તે જતાં જતાં શુદ્ધાત્મા જોતાં જાય, એમાં શેની અઘરી ? શું અઘરી ? ડૉક્ટરે કહ્યું હોય કે આજે જમણા હાથે જમશો નહીં, આઠ-દસ દહાડા સુધી. તે યાદ રાખવું એટલું જ કામ છે ને ? એટલે જાગૃતિ થોડી રાખવી એટલું જ કામ છેને ? જાગૃતિ ના રહે એટલે પેલો હાથ જતો રહે એ બાજુ. અનાદિનો અવળો અભ્યાસ છે.

આ પાંચ વાક્યો તો બહુ ભારે વાક્યો છે. એ વાક્યો સમજવાને માટે એ બેઝિક છે. પણ બેઝિક બહુ ભારે છે. ધીમે ધીમે સમજાતાં જાય. આમ દેખાય છે હલકાં, છેય સહેલાં પણ તે બીજા અંતરાયો બધા બહુ છે ને ! મનના વિચાર ચાલતા હોય, મહીં ધૂળધાણી ઊડતી હોય, ધુમાડા ઊડતા હોય, તે એ શી રીતે રિલેટિવ ને રિયલ જુએ ?

**પ્રશ્નકર્તા :** દાદા, આપની જે પાંચ આજ્ઞાઓ છે, તેનું પાલન જરા કપરું ખરું કે નહિ ?

**દાદાશ્રી :** અઘરું એટલા જ માટે છે કે આપણને પાછલાં કર્મો છે, તે ગોદા માર માર કરે. પાછલાં કર્મોને લઈને આજે દૂધપાક ખાવા મળ્યો. અને દૂધપાક વધારે માગે અને તેને લીધે ડોઝિંગ થયું એટલે આજ્ઞા પળાઈ નહીં. હવે આ અક્રમ છે. ક્રમિક માર્ગમાં શું કરે કે પોતે બધાં કર્મો ખપાવતો ખપાવતો જાય. કર્મને પોતે ખપાવી, અનુભવી અને ભોગવી અને પછી આગળ જાય. અને આ કર્મ ખપાવ્યા સિવાયની આ વાત છે. એટલે આપણે એમ કહેવાનું કે 'ભઈ, આ આજ્ઞામાં રહે, ને ના રહેવાય તો ચાર અવતાર મોડું થશે, એમાં ખોટ શું જવાની છે ?

## આત્માને રક્ષે આજ્ઞા !

આજ્ઞામાં બહારું પડે પછી ગાય-ભેંસ બધું ખાઈ જાય. એટલે પ્રોટેક્શન તો પહેલું જોઈએને ?

**પ્રશ્નકર્તા :** આજ્ઞા એ જ પ્રોટેક્શન !

**દાદાશ્રી :** મોટામાં મોટું પ્રોટેક્શન જ એ છે. જ્ઞાન તો પ્રગટ થયું અને આ બહાર પાંચ આજ્ઞા પ્રોટેક્શન માટે આપી. એવું હજુ બે-ચાર વર્ષ 'ફૂલ' રાખે તો પછી ચાલે. પછી રહી ગયું હોય તોય સહજ થઈ જાય. પછી કાળજી રાખવાની જરૂર નહીં. જેમ આ છોડવો મોટો થતાં સુધી જ, પછી કાળજીની જરૂર નહીં એવું.

**પ્રશ્નકર્તા :** દાદા, આ પાંચ આજ્ઞાનો જે નિશ્ચય છે તો એ શેમાં ગણાય ?

**દાદાશ્રી :** એ બધું આત્મામાં નહીં, આત્માની રક્ષા માટે. પુદ્‌ગલ ગણાય એ.

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્‌ગલ એમાં ભળી ના જાય એના માટે છે ?

**દાદાશ્રી :** એકાકાર ના થઈ જાય અને બહારનું વાતાવરણ અડે નહીં આત્માને, એ વચ્ચે રક્ષા-વાડ છે ! બસ વાડ, પ્રોટેક્શન !

**પ્રશ્નકર્તા :** એટલે કર્મના ઉદયે અમે કદાચ ભળી જતાં હોઈએ, પણ આ જો નક્કી હોય તો આ અમને હેલ્પ કરે.

**દાદાશ્રી :** હા, ઉદય વખતે રક્ષણ કરે. તમે આજ્ઞા પાળો એટલે કર્મના ઉદય તમને અડે જ નહીં. જેને આજ્ઞા પાળવી છે, એને કશું અડે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, હંડ્રેડ પરસેન્ટ આજ્ઞા એટલે સો ટકા ઉપયોગ થઈ ગયોને ?

**દાદાશ્રી :** સો ટકા હોય જ નહીં માણસને ! મેં કહ્યું છેને, સિત્તેર ટકા પાળે તો બહુ થઈ ગયુંને ! સો ટકા પાળે તો ભગવાન થઈ ગયો કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે અમે જ્યાં જ્યાં આજ્ઞા ચૂકીએ છીએ, ત્યાં ત્યાં ઉપયોગ ચૂકીએ છીએ ?

**દાદાશ્રી :** ચૂક્યાને વળી એ તો ! એ બહુ ચિંતા નહીં કરવાની. આપણે હવે પ્રગતિ કેમ મંડાય તે જોવાનું. ચૂક્યા એ તો ચૂકવાનું તો છે જ, ભૂલો તો થવાની જ છે. ભૂલો તો જેટલી 'જોવાઈ' એટલી જતી રહે અને જતી રહે એટલી શક્તિ આપીને જાય. ભૂલને લઈને જે અશક્તિ આવી હતી, એ ભૂલ જવાથી શક્તિ ઉત્પન્ન થાય. ભૂલો ઉપરી છે, બીજું કોઈ ઉપરી નથી. બ્લંડર્સ તો ગયું !

આપણું જ્ઞાન એવું છે કે એની મેળે નિરંતર સહજ થતું જ જાય. જેમ જેમ વખત જાયને, તેમ સહજતાને પામતું જાય. તમારે ફક્ત અમારી આજ્ઞા આરાધવી છે એવું નક્કી રાખવું. ના આરાધાય કે આરાધાય એનો સવાલ નથી મારે. તમારે નક્કી રાખવું કે આપણે આજ્ઞા ચૂકવી નથી. પછી

ચૂકી જવાય, તેને માટે તમે જોખમદાર નથી. આ દુષમકાળમાં આટલી બધી છૂટ આપે નહીં તો કોણ મોક્ષ પામે ?

**પ્રશ્નકર્તા :** કો'કવાર આજ્ઞા ભૂલી જવાય ખરી, પણ અંતરમાં તો ખરું કે પાળવી જ છે.

**દાદાશ્રી :** એ ભૂલી જવાય તેનું પ્રતિક્રમણ કરવું. હંમેશાં જેટલું માણસ ભૂલી જાય, તેમાં તેનો ગુનો નથી. ત્યારે મેં તમને ઉપાય બતાડ્યા છેને કે એ ભૂલી ગયા એવું યાદ આવે ત્યારે તમારે પ્રતિક્રમણ કરવું કે, 'દાદા, મારે તો આજ્ઞા પળાઈ નહીં. બે કલાક તો સમૂળગા એમ ને એમ નકામા ગયા. મને ક્ષમા કરજો. ફરી આવી ભૂલ નહીં કરું.' એટલુંય જો બોલોને તો એ આખુંય બધું પાસ થઈ ગયું. હંડ્રેડ પરસેન્ટ માર્ક મૂકી દઈશું, નવ્વાણું નહીં કરવાના. પછી હવે વધારે શું જોઈએ ?

આજ્ઞામાં રહો એટલે તમારાં કામો સહજ ભાવે નીકળ્યા જ કરે. તેમાં લોક કહે, 'દાદા, તમારી કૃપાથી નીકળી ગયું.' અલ્યા, આમાં કૃપા ના હોય. કૃપા તો કો'ક દહાડો મુશ્કેલી હોય ત્યારે હોય. આ તો આજ્ઞામાં રહે તેથી સહજ ભાવે નીકળી જાય. આ તો વિજ્ઞાન છે.

## કોરી પાટી પર એકડો સ્વચ્છ !

એટલે તમે જરા બરોબર પદ્ધતિસર સમજી લેજો. બહુ ગૂંચળાવાળું લાવ્યા હોય અને દાખલો પોતે જાતે ગણવા માંડ્યા તે શું થાય ? નહીં તો જ્ઞાની પુરુષની આજ્ઞામાં જો રહેને, તો હમણે સમાધિ રહે. પણ આજ્ઞામાં રહેવાય નહીંને ! શી રીતે આજ્ઞામાં રહે ? પાછલું જ્ઞાન એને ગૂંચવી નાખેને ? પાછલું જ્ઞાન બધું ફ્રેક્ચર કરી નાખ્યું હોય તો કશુંય ડખો ના થાય.

અમે આજ્ઞા આપી છે ને એ આજ્ઞામાં રહેને તો નિરંતર સમાધિમાં રહે એવું છે. એ આજ્ઞા અઘરી ય નથી. એમાં વિરોધાભાસ લાગે છે કંઈ ? આપણે અહીં તો જેનો કોરો કાગળ એનો જલદી ઉકેલ આવે. અને પાછું પુસ્તકો ભણ ભણ કર્યા'તા. જો પુસ્તકો ના ભણ્યા હોયને તો એથી બહુ ઊંચી દશા હોત. આ તો પુસ્તકો પાછાં ઠેબાં માર માર કરે.

અમારે તો અહીં કેટલાંય લોકોને જ્ઞાન આપ્યું છે, તે નિરંતર સમાધિમાં જ રહે છે. કારણ કે ડખો નહીંને ! એણે નક્કી કર્યું કે, જે વાત આપણે માનતા હતા એ વાત દાદાના કહેવાના હિસાબે બધી ખોટી નીકળી. માટે એ વાત બાજુએ મૂકી દો. અહીં કશું ના સમજતો હોય તો તેનો વહેલો ઉકેલ આવી જાય.

જ્ઞાની પુરુષની પાંચ આજ્ઞામાં રહેવું પડે. પાંચ આજ્ઞા પાળે તો નિરંતર સમાધિ. અમે ગેરન્ટી બોન્ડ લખી આપીએ. નિરંતર સમાધિ રહે એવું છે ! આજ્ઞા પળાય છે કંઈક ?

**પ્રશ્નકર્તા :** પળાય છે, પળાય.

**દાદાશ્રી :** આજ્ઞા બધી પાળે ત્યારે કલ્યાણ થાય. કેટલી પાળી તેં ?

**પ્રશ્નકર્તા :** જેમ યાદ આવે એમ પાળું, દાદા.

**દાદાશ્રી :** યાદ આવે ત્યારે ? પાંચ આજ્ઞા ધમધોકાર પાળો. હજુ જીવાય એવું છે થોડો વખત, કરોને કંઈક, પછી નહીં જીવ્યા હોય ત્યારે શું કરીશ ? દેહનો શો ભરોસો ? કોણ બચાવશે ? આ જ્ઞાનેય જતું રહેશે અને મોક્ષેય જતો રહેશે, પાંચ આજ્ઞા પળાય નહીં તો, આ ધાંધલમાં ને ધમાલમાં. આજ્ઞા પાળ્યા વગર દહાડો વળે નહીં. આ કંઈ ગપ્પું છે ? આ તો વિજ્ઞાન છે.

## જ્ઞાન પછી ન પાળે આજ્ઞા ત્યાં ...

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માનું જ્ઞાન આપીને તે વખતે 'લક્ષ' કરાવો છો પછી પાંચ આજ્ઞાઓ આપ આપો છો. હવે એ પાંચ આજ્ઞાઓ અમે બિલકુલ ના પાળીએ અને આપે જે લક્ષ આપ્યું એ લક્ષ થઈ ગયું છે, એમ માનીને ચાલે તો ?

**દાદાશ્રી :** તે લક્ષ જતું રહે. હમણે તો ચાલુ રહે, પણ ધીમે ધીમે ગ્રેજ્યુઅલી જતું રહે.

**પ્રશ્નકર્તા :** એટલે પાછા જ્યાંથી અમને ઊંચક્યા'તા, ત્યાં જ રહીએ ?

**દાદાશ્રી :** ના, તે જગ્યાએ નહીં. તે ઊંધી જગ્યાએ જાય. હા, કારણ કે તે જગ્યાએ હતો તે સારો હતો. આ તો એક તો જ્ઞાન લીધું ને પાછું આજ્ઞા ના પાળી. આજ્ઞા ના પાળી એટલે જોખમ. તે ઊંધી જગ્યાએ જાય. આ કેટલીક સ્ત્રીઓ આમાં બાકાત. સ્ત્રીઓને તો ભક્તિ જ રહે છે. આમાં આ જ્ઞાન પહોંચતું જ નથી, એમને ખાલી દાદાની ભક્તિ જ રહે. દાદા આખો દા'ડો યાદ રહ્યા કરે. ત્યારે કૃપાળુદેવે કહ્યું છે કે જ્ઞાની પુરુષ એ પોતાનો આત્મા જ છે. એટલે સ્ત્રીઓને છે તે આ જે રહે છે ને, તે બરોબર છે. એમને આજ્ઞા બરોબર સમજ ના પડે.

**પ્રશ્નકર્તા :** એમને તો ભક્તિ જ રહે ?

**દાદાશ્રી :** હા. એમને ભક્તિ રહે. આ પુરુષોને આજ્ઞા ના પાળે, તો જોખમ. આજ્ઞાથી રક્ષણ છે બધું. એ અનુભવ, લક્ષ ને પ્રતીતિનું રક્ષણ શેનાથી ? ત્યારે કહે, આજ્ઞાથી.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, મહત્ત્વની તો આજ્ઞા થઈને ?

**દાદાશ્રી :** મહત્ત્વની આજ્ઞા જ છે. એટલે આજ્ઞાથી ધર્મધ્યાન ઉત્પન્ન થાય બહાર અને અંદર શુદ્ધાત્માથી શુક્લધ્યાન ઉત્પન્ન થાય. એટલે અંદર શુક્લધ્યાન ને બહાર ધર્મધ્યાન, આવી રીતે વર્તે એ. વધતી-ઓછી આજ્ઞા પળાય તે જુદી વાત છે; પણ જે પાળતો જ નથી, જેને ભાન જ નથી, એ તો ક્યાંય ફેંકાઈ જાય, એનું ઠેકાણું જ નહીંને ! કારણ કે પેલું શુદ્ધાત્માનું લક્ષ જતું રહે, ધીમે ધીમે.

## રક્ષણ, ટિકિટ વગરના દાદાનું !

એવું છે ને, સ્ત્રીઓને નામસ્મરણ કરવાથી ચાલે. આ પુરુષોને પાંચ આજ્ઞામાં રહેવું જોઈએ. કારણ કે એમને જાગૃતિ છે અને સ્ત્રીઓને જાગૃતિ ઓછી હોય. પુરુષોએ પાંચ આજ્ઞામાં રહેવાય એવી ગોઠવણી કરવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** લગભગ આખો દિવસ દાદા યાદ રહે છે. દાદા ભૂલાતા જ નથી !

**દાદાશ્રી :** જેને ભૂલવાની જરૂર ના પડે એવું છે આ. એ ભૂલવાનો

જો પ્રયત્ન કરે તો વધારે યાદ આવે અને ત્યાં સુધી એનું રક્ષણ છે. આમાં આ બધું જ્ઞાન કામ નથી કરતું, એટલું દાદાનું રક્ષણ બહુ મોટું છે. ઠેઠ અત્યારે અમેરિકામાં બધાંને રક્ષણ દાદાનું, નિરંતર હાજર. હાજર રહે માટે રક્ષણ કરે. હાજર રહેવાની શી જરૂર છે ? નહીં તો બીજું પેસી જાય, એ હાજર ના રહે તો.

**પ્રશ્નકર્તા :** એ તો આપ એરપોર્ટ ઉપર જે બોલી ગયા તે બધાંને બહુ સુંદર લાગ્યું કે ટિકિટવાળા દાદા જાય છે અને ટિકિટ વગરના દાદા તો તમારી પાસે જ છે.

**દાદાશ્રી :** ટિકિટ વગરના દાદા તમારી પાસે જ છે, બરોબર !

## આજ્ઞા સમજે તે સમજ્યો સર્વ !

**પ્રશ્નકર્તા :** આ પાંચ આજ્ઞામાં રહેવું છે, એવો જે ભાવ કરે અને આજ્ઞાને બરોબર સમજી લે, તો એ બેમાં ફળ કોનું વહેલું મળે ?

**દાદાશ્રી :** આજ્ઞા સમજી લે ને, તે એના જેવું તો એકુંય નહીં !! સમજ્યા પછી એની મેળે સહેજે પળાય. અને સમજ્યા વગરની આજ્ઞા પાળવા જાય તો ભલીવાર ના આવે ! છતાંય મહાત્માઓ કંઈક ને કંઈક કરશે, એની પાછળ પડ્યા છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે હવે માત્ર આજ્ઞા એક્ઝેક્ટ સમજવાની છે અને જે આત્મા પૂર્ણ સ્વરૂપે છે એને પણ એક્ઝેક્ટ સમજવાનો છે.

**દાદાશ્રી :** આત્મા તો મેં આપી દીધેલો જ છે. આ આજ્ઞા સમજે તો બધું આત્મા એની પાસે સમજેલો જ હોય. એટલે હવે આજ્ઞા એ જ ધર્મ ને આજ્ઞા એ જ તપ. પણ એ તો તમને નવરાશ મળે જ નહીંને કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** આજ્ઞા વસ્તુ એવી છે કે એમાં ટાઈમ ફેક્ટરની જરૂર જ નથી.

**દાદાશ્રી :** હા. એમાં ટાઈમ ફેક્ટર જ નહીંને !

**પ્રશ્નકર્તા :** જ્યારથી અનુસંધાન તૂટ્યું હોય તો ત્યાંથી ફરી સાંધીને પણ આજ્ઞા ચાલુ રખાય એવું છે.

**દાદાશ્રી :** હા. સાંધી લે.

**પ્રશ્નકર્તા :** દાદાનું જે સાયન્સ છે એ પહેલાં સમજે તો પાંચ આજ્ઞામાં રહી શકાય કે પાંચ આજ્ઞા સમજે તો દાદાના વિજ્ઞાનની શરૂઆત થાય છે ?

**દાદાશ્રી :** પહેલું વિજ્ઞાન સાંભળે અને સમજે, ત્યાર પછી એનું રક્ષણ કરવા માટે પાંચ આજ્ઞા છે. પેલું વિજ્ઞાન ખોવાઈ ન જાય, એટલાં માટે પાંચ આજ્ઞા છે.

**પ્રશ્નકર્તા :** હવે આ જે મન-બુદ્ધિ-ચિત્ત એને આપણે ક્યારે સમજી શકીએ ? જ્યારે સંપૂર્ણ પાંચ આજ્ઞામાં રહેતો હોય તો પછી એની પર ઉપયોગ આવી શકેને ?

**દાદાશ્રી :** એવો ઉપયોગ ના રહે તો કશો વાંધો નથી. મન-બુદ્ધિની આપણને જરૂર નથી. પાંચ આજ્ઞામાં રહેને, તો ફાવી ગયા. પાંચ આજ્ઞા પાળે તો બહુ થઈ ગયું. મન-બુદ્ધિની કંઈ જરૂર જ નહીંને ?

**પ્રશ્નકર્તા :** ઘણીવાર એમ થાય કે દાદાનું પહેલાં વિજ્ઞાન સમજી લઈએ તો પછી આજ્ઞા 'ઓટોમેટિક' પળાય એવું છે !

**દાદાશ્રી :** પાળવા માંગે તો પળાય. એ પોતે માને, નિશ્ચય હોય તો પળાય. વિજ્ઞાન પૂરું સમજી લે તો આજ્ઞા પાળવાની શક્તિ ઉત્પન્ન થાય.

## નડે પાછલા કરારો !

**પ્રશ્નકર્તા :** આજ્ઞા અઘરી નથી, પણ પાળવાનો પ્રયત્ન તો કરીએ પણ કેટલીક વખતે એમ લાગે કે આજ્ઞામાં નથી રહેવાતું.

**દાદાશ્રી :** નથી રહેવાતું, એ આપની ઈચ્છા છે જ નહીં, નથી રહેવાતું માટે કોઈની ડખલ છે. હવે હું શું કહું છું એક બાજુ કે આ

જગતમાં કોઈ તમારામાં ડખલ કરનાર છે નહીં, પણ તમે આ જે સહીઓ કરી આપી છે પહેલાંની, તે બૂમાબૂમ કરે છે તેની ડખલો છે. સહીઓ કરેલી કે ના કરેલી જ્ઞાન થતાં પહેલાં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે તમારી પોતાની જ ઊભી કરેલી આ ડખલો છે અને એ જ ડખલ કરે છે. એ ડખલનો તો અંત આવવો જ જોઈએ.

તમે બધાંયે પુરુષાર્થ માટે તૈયાર જ છો. હું જાણું છું કે પુરુષાર્થ કરી શકો એમ છો. છતાં પુરુષાર્થ નથી થતો તેનું શું કારણ ? પહેલાં જે સહીઓ કરેલી, કરારો કરેલાં, તે કરારો પાકે તે સવારે આવીને ઊભો રહે. 'અલ્યા, તું શું કરવા આવ્યો ? હવે હું સુખમાં પડ્યો છું.' ત્યારે કહે, 'ના, તે અમારો હિસાબ તો ચૂકવી દો. પછી સુખમાં પડો.'

**પ્રશ્નકર્તા :** એવાં તો બહુ હિસાબો ચૂકવવાના છે તે લાંબુ ચાલે.

**દાદાશ્રી :** ના, લાંબુ ચાલે એવું નહીં. એનો નિયમ છે એવો, આ જેટલી આંબાની કેરીઓ હોયને તે કેટલી ? ગણવા જાય તો પાર ના આવે, પણ અષાઢ મહિનો થયો કે આંબા ઉપર ના હોય. એટલે ભડકશો નહીં. આ કેરીઓને જોઈ ભડકશો નહીં, ક્યારે ઊતરી રહેશે ને ક્યારે ગણીએ ને ખલાસ ક્યારે થાય. કશું ગણતાં નહીં. એનો ટાઈમિંગ હોય છે એટલે એ બાબતોમાં ભડકશો નહીં.

ફક્ત એ જ ઘડીયે આવે કરારવાળો. ત્યારે કહીએ, 'આવો બા, હવે દાદા મળ્યા છે, હવે બધાં કરાર મારે પૂરાં કરવા છે. તમારું પેમેન્ટ લઈ જાવ. હજુ લઈ જાવો. બીજા, હજુ ચાર જ જણ કેમ આવ્યા છો. રાત્રે બાર વાગ્યા સુધી પેમેન્ટ કરીશ, પણ લઈ જાઓ હવે.' પેમેન્ટ કર્યા વગર છૂટકો જ નથી. જે કાર્ય કર્યા વગર છૂટકો નથી અને તે ડખલ કરનાર છે, તો ડખલ કરનારનો પહેલો નિકાલ કરવો જોઈએ.

આપણને કહે, 'જમવા ચાલો, ભૂખ લાગી છેને', ત્યારે કહીએ, 'ભઈ, આ ડખલવાળાને નિકાલ કરવા દેને., પછી નિરાંતે જમવા બેસું.' તે આ ડખલ નીકળી ગયા પછી પુરુષાર્થ ખરેખરો થાય.

આ જે રસ્તે અમને ડખલો નીકળી ગઈ છેને એ રસ્તો હું કહું છું તમને આ. અમને ડખલો બધી નીકળી ગયેલી એ બધી જોયેલી મેં. તે આ રસ્તો મેં તમને બતાવ્યો છે. અને અષાઢ મહિનામાં કેરીઓ ના દેખાયને આંબા પર ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કેમ એટલી બધી હતીને ? અરે, હમણાં વૈશાખ મહિના સુધી દેખાતી હતી, પછી ઉપર નહીં રહે, એ તો કાળ પાક્યો એટલે ઊભી ના રહે. એને વેદના ના હોય કે નીચે પડી જવાય, પણ કશી ઊભી નથી રહેતી. ખાનાર ના હોય તો ચકલા ખઈ જાય, પણ એનો ઊકેલ આવી જાય બધો. માટે ડખલ માટે ગભરાશો નહીં. તે પેમેન્ટ ચૂકવવાનાં આવે ત્યારે ઊલટું એમ કહેવું, 'આવો, જલદી પેમેન્ટ લઈ લો. આવી જાઓ.' આપણે કરાર કર્યો તે પૂરો કરવો પડેને ? તું કહે કે મારે આવું આવ્યું. હવે મારા સાસુ પજવે છે. અલ્યા, સાસુ જોડે કરાર એવો છે તે એને પૂરો કરને. આ કંઈ સાસુ પજવે છે ? આ તો કરાર જ કરેલો છે. કરાર જેવો કર્યો હોય તે કરાર તો આપણે પૂરો કરવો પડેને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે કરારી માલ છે. એમાં શુદ્ધ ઉપયોગ તમારો જતો નથી રહેતો. એ જેમ જેમ સમભાવે નિકાલ થાય તેમ તેમ સંયમ વધતો જાય. સંયમને જ પુરુષાર્થ કહેલો છે અને જેમ જેમ સંયમ વધતો જાય તેમ તેમ પેલો નિકાલ જલદી થતો જાય. નિકાલ જલદી થતો જાય એમ સંયમ વધતો જાય. ઓટોમેટિક બધું થતું થતું કેવળજ્ઞાન પર આવી જાય.

તમારે કશું કરવાનું નહીં. દાદાની આજ્ઞા પાળવી છે અને તેય આજ્ઞા ન પળાય તેનીય ચિંતા નહીં કરવાની. આજ્ઞા પાળવી છે એવો દ્રઢ નિશ્ચય. તમારે આજ્ઞા પાળવી. તમે કહો કે દાદા, મારાં સાસુ લઢે છે. તો તમારે સાસુ દેખાય તે પહેલાં મનમાં નક્કી કરવાનું, ફાઈલ આવી, તે દાદાની આજ્ઞાથી, સમભાવે નિકાલ કરવો છે નક્કી કરવું અને પછી સમભાવથી નિકાલ ના થાય તેના જોખમદાર તમે નથી. તમે આજ્ઞા પાળવાના અધિકારી.

તમારાં નિશ્ચયના અધિકારી, એ કાર્યના અધિકારી તમે નથી. શેના અધિકારી છો ? તમારે નિશ્ચય હોવો જોઈએ કે મારે આજ્ઞા પાળવી જ છે, પછી ના પળાઈ અને પછી એક ધોલ મરાઈ ગઈ તો તેનો ખેદ તમારે નહીં કરવાનો. ધોલ મારી દેવાય તો પછી બીજે દહાડે મને પૂછી જજે કે શું કરું હવે ? તે હું તને દેખાડું કે પ્રતિક્રમણ કરો. અતિક્રમણ કર્યું માટે પ્રતિક્રમણ કરજે. આટલું સરળ, સીધું, સુગમ માર્ગ જ સમજી લેવાનો છે.

## ટિકિટ ઠેઠની !

**પ્રશ્નકર્તા :** આ અહીં મહાત્માઓ બધા બેઠાં છે તો એમનું શું થવાનું છે ?

**દાદાશ્રી :** એમનું જે થવું હોય એ થશે. દાદા માથે છે અને દાદાની પાસે વિઝા લીધો છે એટલે એને જે સ્ટેશને જવું છે, તે જગ્યાએ જઈને ઊભો રહેશે.

**પ્રશ્નકર્તા :** અમે આવ્યા દાદા પાસે, દાદાએ કીધું કે અમારી પાસે આવ્યા એટલે એક ભવમાં, બે ભવમાં મોક્ષે જવાના જ છો. તો પછી બીજે જવાની વાત જ ક્યાં છે ?

**દાદાશ્રી :** અમે પાલઘર સ્ટેશને, સેન્ટ્રલની ટીકીટ બધાંને આપી. એટલે તમારું સેન્ટ્રલનું નક્કી થઈ ગયું. હવે તમારે જ્યાં જવું હશે ત્યાં જઈ શકશો. વચ્ચે જે સ્ટેશન આવે તે તમારે જ્યાં ઉતરવું હોય ત્યાં ઉતરી શકો છો.

મન તો એમ કહેશે, 'હશે, હવે આ આપણે અહીંયા કંઈક આગળ તો જવાશે !' તો બોરિવલી ઉતરી પડે. એટલે મારી આજ્ઞા ફૂલ પાળે તો ઠેઠ અવાય. જેવી પાળે એવું પોતાનું મન જ કહી આપે કે આપણે પૂરું થતું નથી, હવે ત્યાં ઉતરી પડે. તે કોઈ અંધેરી ઉતરી પડે, કોઈ દાદર ઉતરી પડે. મારે ઉતારવા ના પડે, એની મેળે ઉતરી પડે.

**પ્રશ્નકર્તા :** જો વચમાં ઉતરેલા હોય, તે પાછાં વળી આગળ જાય ખરાંને ?

**દાદાશ્રી :** એની ભાવના હોય તો જાય. બાકી અમે તો આ ઠેઠ સુધી જાય એવી ટિકિટ આપી છે એ. હા, અમુક ટાઈમ સુધીની ટિકિટ છે.

**પ્રશ્નકર્તા :** પણ કેટલા ટાઈમ સુધીની ટિકિટ છે આ ?

**દાદાશ્રી :** એ તો કયા સ્ટેશને ઉતરે છે તે ઉપર આધાર રાખે છે ને ! આજ્ઞા સિત્તેર ટકા પાળશે તેને ઠેઠ સુધીની ટિકિટ.

કો'ક દા'ડો અરીસામાં જોઈને ઠપકો આપીએ કે, 'હવે તો પાંસરા રહો, આવું છેલ્લું સ્ટેશન ફરી નહીં મળે. ક્રમિક માર્ગમાં એ દરેક એના સ્ટેશને તો ઉતરે છે, પણ આગળ ટિકીટ કઢાવવી પડે છે. ને આ તો લાસ્ટ સ્ટેશન છે અને અહીં કેવી શાંતિ છે ! વચલાં બધાં સ્ટેશને ઊકળાટ છે. એટલે અહીંથી આગળ ગાડી જવાની નથી. તો ખાવ-પીવો ને દાદાની આજ્ઞામાં રહોને !

## જ્ઞાન વિના આજ્ઞા !

**પ્રશ્નકર્તા :** દાદા, મારો સવાલ છે કે જ્ઞાન લીધા વગર પાંચ આજ્ઞા કોઈ પાળે અને જ્ઞાન લીધા પછી પાળે એ બેમાં શું ફરક છે ?

**દાદાશ્રી :** જ્ઞાન લીધા વગર પાંચ આજ્ઞા કોઈ પાળી શકે જ નહીંને ! રિયલ કેવી રીતે દેખી શકે ? રિયલ દેખાય શી રીતે ? રિયલ ના દેખાય ત્યાં સુધી વ્યવસ્થિત સમજાય નહીં, સમભાવે નિકાલ થાય નહીં.

## આજ્ઞા વિના જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી આજ્ઞામાં ના રહે તો શું ?

**દાદાશ્રી :** આ અહીં વરસાદ પડ્યા પછી પેલાએ ના વાવ્યું તો શું થઈ જવાનું ? જમીન કંઈ લઈ જવાનું છે કોઈ ? જમીન તો રહીને આપણી એમ ને એમ જ. અને જો આજ્ઞામાં રહે તો મોક્ષનું સુખ ભોગવે.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા ના પાળે તો બીજા એના દોષો થાય ?

**દાદાશ્રી :** કશું થાય નહીં. આ જમીન છે, વરસાદ પડ્યા પછી આ

વરસાદમાં બી ના નાખ્યાં આપણે, તો જમીન કંઈ જતી રહેવાની નથી. બી ગયાં આપણાં.

આ તો એવું છે ને કે જેટલું આપણે આરાધન પૂરું કરીએ આજ્ઞાઓનું, એટલું જ ફળ આપે. આત્મા તો પ્રાપ્ત થઈ ગયો. હવે એને આજ્ઞા એ પ્રોટેક્શન છે. સંપૂર્ણ આત્માનું પ્રોટેક્શન છે. એ પ્રોટેક્શન જેટલું રાખ્યું એટલું આપણું, નહીં તો થોડું લિકેજ થઈ જાય. પછી આત્માનું કશું જતું ના રહે, પણ લિકેજ થઈ જાય એટલે આપણને સુખ આવતું હોય તે ના આવે અને સાંસારિક જંજાળ પાછી ગૂંચવે. સફોકેશન થયા કરે અને પેલું આજ્ઞા પાળે તો સફોકેશન ના હોય ને તે સ્વતંત્ર લાગે પોતાને !

## આજ્ઞા ત્યાં સર્વ દુઃખોથી મુક્તિ !

આ પાંચ આજ્ઞા જો પાળેને, પછી આમાં તમારે સંસાર જોડે લડાઈ ચાલતી હોય, લડાઈમાં લાખો માણસ મરી જતાં હોય તોય વાંધો નથી. આજ્ઞામાં હોયને તેને કશું અડતું નથી.

પાંચ આજ્ઞા પાળે તેને સંસારી દુઃખ અડે નહીં. આ વિજ્ઞાન એવું છે કે સંસારી દુઃખ જ અડે નહીં. એ પહેલી મુક્તિ અને પછી નિર્વાણ થાય ત્યારે બીજી મુક્તિ. મુક્તિના બે ભેદ. પહેલી મુક્તિ થઈ ગઈ, સર્વ દુઃખોથી મુક્ત થયા. જો અમારી આજ્ઞા પાળો તો દુઃખ અડે નહીં. દુઃખ હોવા છતાંય ના અડે. હા, ઉપાધિમાં સમાધિ રહે. આધિ-વ્યાધિ-ઉપાધિની અંદર, સખત ઉપાધિ હોય તો પણ સમાધિ રહે. એવું આ ચોવીસ તીર્થંકરોનું વિજ્ઞાન છે અત્યંત કલ્યાણકારી !

## પાંચ આજ્ઞામાં તમામ ધર્મોનું દોહન !

હવે તે શુદ્ધ ઉપયોગ તો આપણી આજ્ઞામાં આવી જાય છે કે નથી આવી જતો ?

**પ્રશ્નકર્તા :** આવે છે ને !

**દાદાશ્રી :** એટલે આજ્ઞા એ જ શુદ્ધ ઉપયોગ છે ને ! તમને કેમ લાગે છે ? કે આજ્ઞા ફરી સુધારવી પડશે ? રિમોલ્ડિંગ કરવી પડશે ?

**પ્રશ્નકર્તા :** કંઈ બાકી જ ના હોયને ત્યાં ?

**દાદાશ્રી :** હા. ધીઝ આર ધી ફન્ડામેન્ટલ સેન્ટેન્સિસ. આ શું છે ? આખા વર્લ્ડને તારી લે એવાં આ સેન્ટેન્સ છે. વ્યવહાર-નિશ્ચયનાં ભેદ સહિત છે. નહીં તો બીજાં તો કાં તો આ ખાડામાં હોય ને કાં તો આ ખાડામાં હોય.

બસ, આ પાંચ વાક્યોમાં આખા વર્લ્ડનું બધું સાયન્સ આવી જાય છે. કોઈ જગ્યાએ એને કંઈ બાકી રહેતું નથી. આ પાંચ આજ્ઞામાં બધાં શાસ્ત્રો સમાઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** બધાંનું આ દોહન તત્ત્વ છે એમ કહીએ તો ચાલે.

**દાદાશ્રી :** આખા વર્લ્ડનું દોહન જ છે આ ! મહાવીરના પીસ્તાળીસ આગમોનું દોહન ! પાંચ આજ્ઞામાં બધું આવી જ જાય છે, આ તો બધું હમણે ફોડ પાડવા માટે, સમજણ માટે કહું છું. બાકી ઝીણવટથી જુઓ તો બધી જ ચીજ આવી જાય છે. કોઈ બાકી નથી રહેતી.

## આજ્ઞા સમજ સમજ કરો !

મૂળ વસ્તુ તમે સમજી ગયાને, પાંચ આજ્ઞાને ? બસ, ટૂંકમાં સમજી જઈને એ બાજુ ચાલવા માંડવું.

આ તો એટલાં બધાં સાધન છે કે ન પૂછો વાત. એક મશીન હોય છે, તો આટલાં સાધન હોય છે. મશીન જો ખોલ્યું હોયને ફરીથી ફીટ કરવું હોય તો ભારે પડી જાય. તો આને ફીટ કરવા જાય તો શું થાય ? આપણે કામ સાથે કામ રાખોને ! આ પાંચ વાક્યો લઈને હેંડ્યા કે ગાડું ચાલ્યું આપણું. અને સમજી લેવાનું છે, એ સમજી ગયો. આ બધું પૂરેપૂરું સમજી લીધું તમે બધાંયે. પછી હવે બીજું ઊંડું નહીં ઉતરવું, બસ. ઊંડે પછી ઝીણી ઝીણી મશીનરી આવે.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો સમજ સમજ કરવાનું. તો પછી અમારે શું સમજવાનું ?

**દાદાશ્રી :** આ જ મોટું મોટું સમજી લેવાનું અને આપણું કામ થાયને, આપણા કામને હરકત ના આવે એટલું સમજી લેવાનું. વધારે સમજવા ગયા તો ગૂંચાય.

**પ્રશ્નકર્તા :** ગમે ત્યારે સમજવું તો પડશે જ ને ?

**દાદાશ્રી :** હા, પણ એ જ સમજવાનું. બીજું સમજવાનું નહીં. જે આટલું સમજી લેને, એને પેલું ઉઘાડ થઈને તરત જ બધું દેખાઈ જાય. છેવટે સંપૂર્ણ ઉઘાડ થઈ જાય. આમ ટૂકડે ટૂકડે પાર આવે.

**પ્રશ્નકર્તા :** એ ક્યારે થાય ?

**દાદાશ્રી :** આ પાંચ આજ્ઞા પૂરી થાય ત્યારે. પાંચ આજ્ઞા પૂરી થઈ જાય એટલે ઉઘાડ થઈ જાય.

બાકી લોકફસામણમાંથી તો છૂટ્યા આપણે ! આ પાંચ વાક્યો આપી દીધાં. વધારે કશું નહીં. એટલે ગૂંચાવાનું કારણ જ ના રહ્યું !

## એકમાં સમાય પાંચેય !

**પ્રશ્નકર્તા :** આ પાંચ આજ્ઞાઓ જે છે, એ પાંચ આજ્ઞાઓની અંદર આમ એક, બે, ત્રણ, ચાર ને પાંચ લખ્યું છે, પણ એક આજ્ઞાનો વિચાર જો સંપૂર્ણપણે કરવામાં આવે તો પાંચેપાંચ અંદર આવી જાય છે.

**દાદાશ્રી :** પાંચેપાંચ અંદર આવી જાય. પણ આ દરેક આજ્ઞામાં છે શું, કે જે આજ્ઞા મુખ્ય છે ને, એમાં પચાસ ટકા એ આજ્ઞાનું છે અને પચાસ ટકામાં બીજી ચારનું છે. એવું દરેકમાં છે આ. એટલે જ્યાંથી તું બોલીશ ત્યાંથી તને પરિણામ પામશે. એટલે પચાસ ટકા તો જે એક આજ્ઞા તું પકડે તેનાં પડે. પણ બીજા બધામાંથીય થોડા ટકા મળે ખરા. એટલે બધાને હેલ્પ કરી આપે. આ તો વૈજ્ઞાનિક ઢબ છે ને આ તો વિજ્ઞાન છે ને !

## નિશ્ચય-વ્યવહાર સમાય પાંચેયમાં !

**પ્રશ્નકર્તા :** ગઈકાલે સત્સંગમાં આવ્યું કે પાંચ આજ્ઞામાંથી ત્રણ વ્યવહારની છે ને બે નિશ્ચયની છે તે જરા સમજવું છે. કેવી રીતે ?

**દાદાશ્રી :** એટલે શુદ્ધાત્મા જોવું અને રિલેટિવ એનું ખોખું જોવું એ બે નિશ્ચય સ્વરૂપ છે. અને ત્રણ વ્યવહારિક છે ફક્ત. એ ત્રણ વ્યવહાર ને આ બે નિશ્ચય. વ્યવહાર-નિશ્ચય સાથેનો આપણો આ માર્ગ બધો. નિશ્ચયથી શુદ્ધાત્મા છે અને વ્યવહાર દ્રષ્ટિથી બકરી એકલી જ દેખાય. માટે એ બંને નિશ્ચયમાં જ જાય છે અને પેલાં ત્રણ વ્યવહારનાં છે અને વ્યવહાર-નિશ્ચય બંનેની સમતુલા રાખે. આ પાંચ આજ્ઞા ઠેઠ મોક્ષે લઈ જતાં સુધી કામ કર્યા કરે અને સરળ-સીધી, વાંકી નહીં, ચૂંકી નહીં. કશું છોડવા કરવાનું કશું કહેલું નથી.

## આજ્ઞાના આધારે અવતાર ઓર એક !

તમને કર્મ બંધાય જ નહીં. એક અમારી આજ્ઞા પાળવા પૂરતું જ કર્મ બંધાય. તે એક અવતાર થાય.

**પ્રશ્નકર્તા :** પાંચ આજ્ઞાઓ જ્ઞાની હયાત હોય ત્યાં સુધી જ પાળવાની કે પછી પણ ?

**દાદાશ્રી :** પછી પણ. એ તો કાયમની પાળવાની.

**પ્રશ્નકર્તા :** આવતાં બે કે ત્રણ ભવમાં આની લિંક રહે કે નહીં ?

**દાદાશ્રી :** ગયા અવતારમાં જે બાકી રહી હતી, તે લીંક આ અવતારમાં પૂરી થાય છે અને જે આ અવતારની બાકી હશે, તે આવતા અવતારમાં પૂરી થશે.

હવે તો તમારે ફક્ત એક અવતાર આમાં કાઢી નાખવાનો. બીજો અવતાર તો એની મેળે આજ્ઞા પાળ્યા બદલનો આવશે. બીજો અવતાર આજ્ઞાના આધાર ઉપર છે અને આજ્ઞાના આધારવાળો અવતાર તો એવો ગજબનો અવતાર હોય ! ભવબીજનો આધાર શું છે ? આજ્ઞા. પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞારૂપી બીજનો આધાર છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે મને હવે નવું કર્મ ચાર્જ થતું બંધ થઈ ગયું. હવે ફક્ત ડિસ્ચાર્જ જ રહ્યું. પણ આપે જે પાંચ આજ્ઞા આપી છે, એનું પાલન કરતાં કરતાં પણ ચાર્જ તો થાય છે, એમ પણ આપે કહ્યું.

**દાદાશ્રી :** એ પાંચ આજ્ઞા એ જ ચાર્જ છે. કારણ એ અમારી આજ્ઞાપૂર્વક કરો છો. એ આજ્ઞા પાળો છો, કરો છો એટલે એટલું ચાર્જ છે પણ અમુક જ ચાર્જ છે. બીજું બધું ચાર્જ બંધ થઈ જાય. અને એટલાં પૂરતાં જ એક અવતાર, બે અવતાર કે ત્રણ અવતાર થાય.

## આજ્ઞાથી પ્રગતિ ઝડપી !

**પ્રશ્નકર્તા :** આપણે જ્ઞાન પામ્યા પછી જે આપણી પ્રગતિ થાય મહાત્માઓની, તે પ્રગતિની સ્પીડ શેના ઉપર આધાર રાખે છે ? શું કરે તો વહેલી ઝડપી પ્રગતિ થાય ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞાઓ પાળે તો બધું ઝડપી ને પાંચ આજ્ઞા જ એનું એ કારણ છે. પાંચ આજ્ઞા પાળે એટલે આવરણ તૂટતું જાય. શક્તિઓ પ્રગટ થતી જાય. તે અવ્યક્ત શક્તિ છે, એ વ્યક્ત થતી જાય. પાંચ આજ્ઞા પાળવાથી ઐશ્વર્ય વ્યક્ત થાય. બધી જાત જાતની શક્તિઓ પ્રગટ થાય. આજ્ઞા પાળવા ઉપર આધાર છે.

અમારી આજ્ઞાને સિન્સીયર રહેવું એ તો મોટામાં મોટો મુખ્ય ગુણ કહેવાય. અમારી આજ્ઞાથી જે અબુધ થયા તે અમારા જેવો જ થઈ જાયને ! પણ આજ્ઞા જ્યાં સુધી સેવે છે ત્યાં સુધી આજ્ઞામાં ફેરફાર પછી ના થવો જોઈએ. તો વાંધો ના આવે.

જ્ઞાનથી આજ્ઞા પાળે એટલે બધે પરિણામ પામેલું હોય અને બુદ્ધિથી આજ્ઞા પાળે એટલે પરિણામ પામે નહીં કશું !

## જ્ઞાનીનો રાજીપો મળે આજ્ઞા પાળ્યે !

અમારી આજ્ઞા જેટલી પાળે છે તેટલો તેને અવશ્ય અમારો રાજીપો મળે છે. આપણી દ્રઢ ઇચ્છા છે કે જ્ઞાનીની આજ્ઞામાં જ રહેવું છે તો તેમની કૃપા થકી આજ્ઞામાં જ રહેવાય. આજ્ઞા પાળે ત્યારે આજ્ઞાની મસ્તી રહે.

**પ્રશ્નકર્તા :** આપની કૃપા હોય તો આજ્ઞામાં રહી શકાય ને આજ્ઞામાં રહેવાથી કૃપા મળે. તો આ સાચું શું ?

**દાદાશ્રી :** કૃપા હોય તો આજ્ઞા પળાય, ને આજ્ઞા પળાય તો કૃપા વધે.

**પ્રશ્નકર્તા :** પહેલું શું આવે ?

**દાદાશ્રી :** રાજી કરે તે.

**પ્રશ્નકર્તા :** રાજીપો પાંચ આજ્ઞાથી થાય ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞાથી તો થાય જ. નહીં તો એમની પાસે રહેવાથી, એમની સેવા કરવાથી અમારો રાજીપો મળે.

તમે અમારી આજ્ઞામાં રહો છો એટલે હું બહુ ખુશ છું. આજ્ઞામાં ના રહે તે ડખો કરી નાખે. જ્ઞાની પુરુષને રાજી રાખવા તેનાથી ઉત્તમ બીજો ધર્મ દુનિયામાં નથી અને અમારો રાજીપો ઉત્પન્ન કરવો તમારા જ હાથમાં છે. તમે જેમ જેમ અમારી આજ્ઞામાં રહી ઊંચા આવતા જશો, તેમ તેમ તમારી ઉપર અમારો રાજીપો વધશે.

હવે જ્ઞાની કૃપાનો તો શેના માટે ભેદ પડતો હશે ? જેને કશું જોઈતું નથી, એને કૃપાનો ભેદ બધાં ઉપર કેમ ? ત્યારે કહે છે, 'જ્ઞાની પુરુષના ઉપર પરમ વિનય જેને કોઈ દહાડો ચૂકાતો નથી એ ધ્યાનમાં જ હોય જ્ઞાની પુરુષનાં, કે આ પરમ વિનયમાંથી વિનયમાં કોઈ દહાડોય આવ્યો નથી. ત્યારે ત્યાં કૃપા વિશેષ હોય.' કારણ કે પરમ વિનયમાંથી વિનયમાં આવેલો માણસ ક્યારે અવિનયી થાય એ કહેવાય નહીં.

પાંચ આજ્ઞામાં નિરંતર રહેવું છે એ ભાવ, એટલો જ અંદર રહેવો જોઈએ. બીજી કોઈ કૃપા કંઈથી આપવા-કરવાની છે નહીં. ત્યારે કંઈ પગ દબાવે તેની પર કૃપા વધારે ઉતરે ને ના દબાવે તેની પર ઓછી ઉતરે, એવું કશું છે નહીં. એ ભાવ અને પરમ વિનય, એટલું જ આપણે સમજવાનું છે અને પોતે જે દાદાએ કહ્યું છે, એવી જ આજ્ઞા પાળવાની મજબૂત ઇચ્છા. અમને માલૂમ પડી જાય કે આની ઇચ્છા મજબૂત છે કે મોળી છે. ખબર પડે કે ના પડે ? આ સ્કૂલમાં માસ્તર બેસે છે, તેઓની સ્કૂલના ૨૫-૩૦ છોકરાં હોયને, તેમાં બે-ચાર જણ ઉપર એમને વધારે કૃપા હોય. જે એમના કહ્યાં પ્રમાણે કરી લાવે, લેસન ને બધું. એના પર

રાજી હોયને ? અને નારાજી હોય એની પાસે અંગૂઠા પકડાવે અને ઉપર કાંકરો મેલે.

**પ્રશ્નકર્તા :** ઘણીવાર કહે છે કે, પાંચ આજ્ઞામાં રહે તો અમારી વિશેષ કૃપા ઉતરે.

**દાદાશ્રી :** અમારી આજ્ઞામાં જેટલો રહે એટલી કૃપા ઊતરે.

**પ્રશ્નકર્તા :** એ વિશેષ કૃપા એટલે શું ?

**દાદાશ્રી :** વિશેષ એટલે સંપૂર્ણ, કામ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** આ જે વિશેષ કૃપા ઉતરે છે તે આ દાદા ભગવાનની ઉતરે છે કે આપણી મહીં જે છે એ દાદા ભગવાનની ઉતરે છે.

**દાદાશ્રી :** મારી નહીં, દાદા ભગવાનની. હું તો કહું કે, આવી સરસ આજ્ઞા પાળે છે, કૃપા ઉતારો.

'દાદા, અમારા સંસારનો ભાર તમારા માથે ને, તમારી આજ્ઞા અમારા માથે !' આપણે તો આવું બોલવું.

**પ્રશ્નકર્તા :** આપની પાંચ આજ્ઞામાં હું બરાબર રહું છું કે નહીં, એ જરા કહોને.

**દાદાશ્રી :** રહો છો ને બરોબર, એટલે સારી રીતે રહો છો. વઢવા જેવા નહીં, વઢવું ના પડે. સારી રીતે આજ્ઞામાં રહે છે એટલે બહુ થઈ ગયું. હવે એ કહે છે પૂરેપૂરી આજ્ઞા પાળું છું ! ત્યારે હું કહું, વઢવા જેવા નથી.

**પ્રશ્નકર્તા :** હા. એ તો અમને ખબર છે કે પૂરેપૂરી આજ્ઞા પાળવું કંઈ સહેલું છે !

**દાદાશ્રી :** અરે, એ તો કંઈ લાડવા ખાવાનાં ખેલ છે ! નહીં તો ખુદ ભગવાન મહાવીર જ થઈ જાય. એ આજ્ઞા મેં આપેલી છે અને મારું જ છે અને હું નિરંતર આજ્ઞામાં જ હોઉંને ! મેં આપેલી છે, પણ છતાં હું મહાવીર ના થઈ શકું. પણ એ મહાવીર થઈ શકે. કારણ કે આશ્રય

મારો છે ને ! એટલે આશ્રયદાતા પોતે એમાં ના આવે પદમાં, પેલો પદમાં આવી જાય.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે દાદા ?

**દાદાશ્રી :** હા. જો પૂરી આજ્ઞા પાળે તો મહાવીર જેવી એમની દશા હોય, એમને મારા કરતાં ઊંચી દશા હોય. અમારાં પાંચ વાક્યોમાં રહે તે ભગવાન મહાવીર જેવાં રહી શકે !

## આજ્ઞા એ છે રિલેટિવ-રિયલ !

**પ્રશ્નકર્તા :** પાંચ આજ્ઞા એ તો પૌદ્‌ગલિક નહીંને ?

**દાદાશ્રી :** એ પુદ્‌ગલ કેવું છે ? પુદ્‌ગલ ખરું, પણ એ રિલેટિવ-રિયલ છે ! એ રિયલ છે પણ રિલેટિવ-રિયલ ! કારણ કે પૂરું રિયલ નહીં. પૂરું રિયલ તો આત્મા એકલો જ છે. આત્માના બધાં સોપાન તે રિલેટિવ-રિયલ !

## ધ્યેય પ્રમાણે, મન પ્રમાણે નહીં !

**પ્રશ્નકર્તા :** નિશ્ચય કર્યો હોય કે દાદાની પાસે રહીને કામ કાઢી લેવું છે. પાંચ આજ્ઞામાં રહેવું છે અને છતાં એમાં કાચા પડી જવાય, એને માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** લે. શું કરવું જોઈએ એટલે ? મન કહે કે 'આમ કરો' તો આપણે જાણીએ કે આ આપણા ધ્યેયની બહાર છે ઊલટું. દાદાજીની કૃપા ઓછી થઈ જશે. એટલે મનને કહીએ કે 'નહીં, આ આમ કરવાનું ધ્યેય પ્રમાણે.' દાદાજીની કૃપા શી રીતે ઊતરે એ જાણ્યા પછી આપણે આપણી ગોઠવણી હોવી જોઈએ.

એટલે મનના કહ્યા પ્રમાણે ચાલવાથી, આ બધી ભાંજગડ થાય છે. ઘણાં વખતથી બોલ્યો છું આને. આ જ સમજ પાડ પાડ કરું છું. એટલે પછી મનનાં કહ્યા પ્રમાણે નહીં ચાલવાનું. આપણા ધ્યેય પ્રમાણે જ જવું જોઈએ. નહીં તો એ તો કયે ગામ જવું, તેને બદલે કયે ગામ લઈ જશે ! ધ્યેય પ્રમાણે ચાલવું, એનું નામ જ પુરુષાર્થ ને ! એ તો મનના કહ્યા

પ્રમાણે તો આ અંગ્રેજો-બંગ્રેજો બધા ચાલે જ છેને ! આ બધા ફોરેનરોનું મન કેવું હોય ? લાઈનસરનું હોય અને આપણું ડખાવાળું મન. કંઈનું કંઈ ઊંધું હોય. એટલે આપણે તો આપણા મનના પોતે સ્વામી થવું પડે. આપણું મન, આપણા કહ્યા પ્રમાણે ચાલે એવું હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ વાત નીકળેને એટલે પંદર-વીસ દિવસ એ પ્રમાણે ચાલે. પાછું કંઈક એવું બની જાયને, તો પાછું ફરી જાય.

**દાદાશ્રી :** ફરી જાય પણ તે મન ફરી જાય. આપણે શું કરવા ફરી જઈએ ? આપણે તો એનાં એ જ ને !

**પ્રશ્નકર્તા :** એ આજ્ઞા ય પછી કેટલીક વખત સહજ થઈ જાય છે.

**દાદાશ્રી :** ધીમે ધીમે બધી સહજ થઈ જાય. જેને પાળવી છે, તેને સહજ થાય છે. એટલે પોતાનું મન જ એવી રીતે વણાઈ જાય છે. જેને પાળવી છે ને નિશ્ચય છે, એને મુશ્કેલી કોઈ છે જ નહીં. આ તો ઊંચામાં ઊંચું સરસ વિજ્ઞાન છે અને નિરંતર સમાધિ રહે. ગાળો ભાંડે તોય સમાધિ જાય નહીં, ખોટ જાય તોયે સમાધિ જાય નહીં, ઘર બળતું દેખે તોય સમાધિ ના જાય.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાશક્તિનો એટલો વિકાસ થાય છે કે આજ્ઞાઓ મહીં અંદર બધી વણાઈ જાય છે ?

**દાદાશ્રી :** વણાઈ જાય. પ્રજ્ઞાશક્તિ પકડી જ લે. આ પાંચ આજ્ઞા, આ ફન્ડામેન્ટલ સેન્ટેન્સ પાંચ છે ને, તે આખા વર્લ્ડના બધાં શાસ્ત્રોનો અર્ક જ છે બધો !

## આજ્ઞાથી જાય ચારિત્રમોહ !

જેને મોક્ષે જવું હોય, તેને ક્રિયાઓની જરૂર નથી. જેને દેવગતિમાં જવું હોય, ભૌતિક સુખો જોઈતાં હોય તેને ક્રિયાઓની જરૂર છે. મોક્ષે જવું હોય તેને તો જ્ઞાન અને જ્ઞાનીની આજ્ઞા આ બેની જ જરૂર છે.

દર્શનમોહ જ્ઞાની પુરુષના જ્ઞાનથી જાય અને ચારિત્રમોહ જ્ઞાનીની

આજ્ઞાથી જાય. એટલે અમે જ્ઞાન અને આજ્ઞા બેઉ આપીએ છીએ. જ્ઞાનીની આજ્ઞા મનનું શુદ્ધિકરણ કરે છે. સ્વરૂપજ્ઞાન મનને ગમે તે સંજોગોમાં સમાધાન આપશે.

## કિંચિત્‌માત્ર બુદ્ધિ નહીં તે જ્ઞાની !

આપણાં પાંચ વાક્યોમાં બધું આવી જાય છે. આખા વર્લ્ડનું સાયન્સ આવી જાય છે. આ પાંચ આજ્ઞામાં એટલું બધું બળ છે કે ભગવાનનાં, તીર્થંકરોનાં પિસ્તાળીસેય આગમો, આ આજ્ઞામાં આવી ગયાં છે.

પિસ્તાળીસ આગમો આવી જાય એવી આજ્ઞા આપી છે. તે નિરંતર આરાધે છે. આજ્ઞા પછી નિરંતર રાખવી જોઈએ. એક ક્ષણવાર ચૂકવી ના જોઈએ. અને આજ્ઞાનું આરાધન એ જ મોક્ષ. કારણ કે કોની આજ્ઞા ? તીર્થંકરોનું જે જ્ઞાન એ જ્ઞાનીની મારફત નીકળેલું અને જ્ઞાનીની આજ્ઞા એ મોક્ષ કહેવાય. જ્ઞાની તો હિન્દુસ્તાનમાં જોઈએ એટલા છે બધા. પણ એ જ્ઞાની કહેવાય નહીં. જેનામાં સહેજ પણ બુદ્ધિ હોય એ જ્ઞાની ના કહેવાય. બિલકુલેય બુદ્ધિ ના હોય એ જ્ઞાની કહેવાય. કોણ જ્ઞાની કહેવાય ? બુદ્ધિ ના હોય તે.

## દાદાની આજ્ઞા એ જ સર્વસ્વ !

**પ્રશ્નકર્તા :** મારી બુદ્ધિ કે દેહશક્તિ એટલી નથી કે હું પ્રશ્નો ઊભા કરી શકું, મને તો દાદાનું શરણું મળી જાય તો બસ છે એટલું.

**દાદાશ્રી :** હા, બધી વાત તો એવું છે ને કે આ વાત હવે બહાર કરીએ તો જરાય પહોંચે નહીં એ વાત, આ વાતો બહુ જુદી જાતની. આવી વાત હોય નહીં દુનિયામાં. આપણે ત્યાં જે વાતચીત થાય છે બધી, તે આત્મા ને પરમાત્માની વાત થાય છે. જ્યારે જગતમાં બહાર આત્મા અને પુદ્‌ગલની વાત ચાલે છે. એટલે અહીંની વાત ત્યાં બહાર હોય જ નહીંને ? આપણને વાત પહોંચે નહીં ને નકામા બોલ બોલ કરીએ, એનો શો અર્થ થાય ? સાંભળ સાંભળ કરવું અને શરણું લેવું.

સમજણ ના પડે ને તો સારામાં સારું શરણું, કે જે દાદાનું થાય એ

મારું થજો. દાદાના કહ્યા પ્રમાણે રહેવું. એ કહેશે, ઊભો થઈ જા, તો ઊભા થઈ જવું. એ કહેશે, ના પૈણીશ, ત્યારે કહે, નહીં પૈણું. એ કહેશે, બે પૈણ. ત્યારે કહીએ, બે પૈણીશું. ત્યાં એવો ડખો ના કરે કે સાહેબ, શાસ્ત્રમાં ના કહ્યું છે ને તમે બે પૈણવાનું કહો છો તે ? તો મોક્ષ માટે તું અનફીટ થઈ ગયો.

જ્ઞાનીની આજ્ઞા આગળ શાસ્ત્રની તુલના ના કરાય. જ્ઞાની તો શાસ્ત્રના ઉપરી છે. જ્ઞાનના ય ઉપરી જ્ઞાની. એ જે આજ્ઞા કરે, એ આજ્ઞા પ્રમાણે ચાલવું. તેથી આપણે પાંચ આજ્ઞા આપીએ છીએને ? અઘરી બહુ છે નહીંને પાંચ આજ્ઞા ?

**પ્રશ્નકર્તા :** માને તો અઘરી ય છે અને પળાય એવી ય છે. નિષ્ઠા રાખે બરોબર આપનામાં અને મનમાં એમ રાખે, દ્રઢ થઈ જાય કે મારે પાળવી જ છે, પછી બીજું કંઈ કરવાનું રહેતું નથી. પળાય પછી.

**દાદાશ્રી :** અને ખાંડ એકલી ખાવાની ના કહી હોય ને તો ? આજ્ઞા આપી હોય કે ખાંડ ના ખાશો, તો શું કરે બધાં ? ના, પણ એ અઘરી પડે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ના પડે.

**દાદાશ્રી :** ખાંડ ખાશો નહીં એમ કહ્યું તો ? એક સંત પુરુષે આજ્ઞા આપેલી એના જેવાને કે તમારે ખાંડ ખાવાની નહીં. એટલે સંત પુરુષે જબરજસ્તી નહીં કરેલી. રાજીખુશી થઈને માગણી કરેલી કે મને આજ્ઞા કોઈ એક આપો. ત્યારે કહે, 'શું તને ફાવશે ? આ તને ફાવશે ? આ ફાવશે ? ખાંડ ના ખાવાની તને ફાવશે ?' ત્યારે કહે, 'ખાંડ ના ખાવાની ફાવશે મને.' તે આજ્ઞા લીધા પછી, ચાલીસ વર્ષ પછી મને ભેગા થયા. અમારે જોડે જમવા બેસવાનું થયું. ત્યારે પેલા માણસે જમવામાં શ્રીખંડ બનાવેલો. તે મને કહેવા માંડ્યો, મારે ખાંડની બાધા છે. એટલે હું જાણું કે હવે, શ્રીખંડ નહીં ખાય એ. તે શ્રીખંડ તો આવ્યો એમનો આટલો બધો અને મંગાવ્યો ગોળ ને ભેગો કરી ખાધું ! તોય વાંધો નહીં ! પછી એવું બોલ્યા બે-ત્રણ જણને કે ભઈ, કોઈ ખાંડની બાધા લેશો નહીં. મેં તો લીધી તે લીધી પણ ખાંડની બાધા કોઈ જગ્યાએ લેશો નહીં. તે એવી બાધા

આમને આપી હોય તો આ લોકો શું કરે ? મેં તો સહેલી આપી છે, જરાય અઘરી નથી, ઊલટું પાન ખાવાની છૂટ આપી.

જ્ઞાની પાસેથી આજ્ઞા લેવી નહીં અને લેવી તો પાળવી પૂરેપૂરી. જ્ઞાનીની આજ્ઞા એ તો સચોટ વસ્તુ કહેવાય, ભેળસેળ વગરની. નિર્ભેળ વસ્તુ કહેવાય. પાળી તો કામે ય કાઢી નાખે અને જો મહીં બગાડ કર્યો હોય તો બગડી ય જાય.

તમે ગોળ લો ખરા ? શ્રીખંડમાં ગોળ ? હવે એમાં શ્રીખંડ ના ખાધો, દાળ-ભાત-શાક બધું ખઈ લે તો શું વાંધો ? પછી બે-ચાર જણને પાછું કહ્યું કે કોઈ આવુંતેવું કરશો નહીં. કોઈ ખાંડની બાધા લેશો નહીં. હું તો બહુ હેરાન હેરાન થઈ ગયો. આવું ના બોલાય. આજ્ઞા લીધી હોયને, તે એવું કશું બોલાય નહીં.

આવું મન બગડી જાય, એના કરતાં આજ્ઞા ના લેવી સારી. અને લે તો ચોખ્ખી રાખવી, કરેક્ટ, સાચી જોઈએ.

જ્ઞાની પુરુષ પોતે કરેક્ટ કહેવાય. કરેક્ટ એટલે તીર્થંકર જેવા કરેક્ટ કહેવાય. ફક્ત એક-બે-ચાર માર્કે નાપાસ થયા, માટે કંઈ ગુનો નથી. બીજી બધી રીતે તીર્થંકર જેવા કરેક્ટ. નાપાસ થયા માટે કંઈ ગુનો છે ? તમારે બધાંને કામ લાગ્યા. નાપાસ ના થયા હોત તો અહીં તમારે ભાગે ય ક્યાંથી આવત ?

## આ આજ્ઞા છે દાદા ભગવાનની !

અને દાદાની આજ્ઞા પાળવી એટલે આ 'એ. એમ. પટેલ'ની આજ્ઞા નથી. ખુદ દાદા ભગવાનની, જે ચૌદ લોકનો નાથ છે એમની આજ્ઞા છે. એની ગેરન્ટી આપું છું. આ તો મારી મારફત બધી વાત નીકળે છે આ. એટલે તમારે એ આજ્ઞા પાળવાની. આ પાંચ વાક્યો મહાવીરના ય નહીં, દાદાનાયે નહીં, એ તો વીતરાગોના વખતથી ચાલ્યાં આવે છે. દાદા તો નિમિત્ત છે.

અમારી હાજરીમાં આ અમારી પાંચ આજ્ઞા પાળેને, અગર તો અમારો બીજો કોઈ શબ્દ, એકાદ શબ્દ લઈ જશેને તો મોક્ષ થઈ જશે. એક જ

શબ્દ, આ અક્રમ વિજ્ઞાનનો કોઈ પણ એક શબ્દ ઝાલી પાડે અને એની મહીં વિચારણામાં પડ્યો, આરાધનામાં પડ્યો તો એ મોક્ષે લઈ જશે. કારણ કે અક્રમ વિજ્ઞાન એ સજીવન જ્ઞાન છે, સ્વયં ક્રિયાકારી વિજ્ઞાન છે. અને આ તો આખો સિદ્ધાંત છે. આમાં કોઈ પુસ્તકનું વાક્ય જ નથી. એટલે આ વાતનો એક અક્ષરેય જો સમજેને, તો એ બધા અક્ષર સમજી ગયો તે !

## આજ્ઞા પાળે કોણ ?

**પ્રશ્નકર્તા :** પુરુષે પુરુષાર્થ શું કરવાનો હોય છે ?

**દાદાશ્રી :** આ આજ્ઞારૂપી, બીજો કયો ? તમારે આજ્ઞારૂપી, મારે આજ્ઞા વગર. એની એ જ વસ્તુ. મારે આજ્ઞા વગર થાય, તમારે આજ્ઞાથી થાય. છેવટે પછી આજ્ઞા જતી રહેશે ધીમે ધીમે અને તેનું મૂળ રહી જશે, જેમ જેમ પ્રેક્ટિસ પડશે તેમ તેમ !

**પ્રશ્નકર્તા :** દાદા, આપે અજ્ઞાન દૂર કરીને પુરુષ બનાવ્યા, તે પુરુષ કયો ભાગ કહેવાય ?

**દાદાશ્રી :** જ્ઞાન એ જ પુરુષ અને અજ્ઞાન એ છે તે પ્રકૃતિ. જ્ઞાન-અજ્ઞાનનું ભેગું સ્વરૂપ એ પ્રકૃતિ અને જ્ઞાન એ જ પરમાત્મા, એ જ પુરુષ.

**પ્રશ્નકર્તા :** પરમાત્માનો જ્ઞાતા-દ્રષ્ટાનો સ્વભાવ ખરો કે ?

**દાદાશ્રી :** મૂળ એનો સ્વભાવ જ જ્ઞાતા-દ્રષ્ટાનો. પણ પુરુષ એટલે શું ? હજુ પુરુષોત્તમ થયો નથી. પુરુષોત્તમ થાય એ પરમાત્મા કહેવાય. આ પુરુષ થયા પછી એ પુરુષોત્તમ થઈ રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** આત્મા તો શુદ્ધ જ છે, પછી એને પુરુષોત્તમ થવાનું ક્યાં રહ્યું ?

**દાદાશ્રી :** આત્મા શુદ્ધ છે તે તો તમારી પ્રતિતીમાં છે, નહીં કે તમે થઈ ગયા છો. તમારે થવાનું છે એવું. શી રીતે થવાનું ? ત્યારે કહે, આજ્ઞા પાળીને.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા કોણ પાળે છે ? પ્રતિષ્ઠિત આત્મા પાળે છે ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્માને પાળવાનો સવાલ જ ક્યાં છે આમાં ! આ તો તમારે જે આજ્ઞા પાળવાની છે ને, તે તમારી જે પ્રજ્ઞા છે તે તમને બધું કરાવડાવે છે. આત્માની પ્રજ્ઞા નામની શક્તિ છે તે. એટલે બીજું ક્યાં રહ્યું તે ! વચ્ચે ડખલ જ નથી ને કોઈની ! એ આજ્ઞા પાળવાની. અજ્ઞાશક્તિ નહોતી કરવા દેતી ને પ્રજ્ઞાશક્તિ કરવા દે. એ આજ્ઞા પાળવી એટલે તમારે છે તે પ્રતીતિમાં છે 'હું શુદ્ધાત્મા છું' એ અને લક્ષમાં છે પણ અનુભવમાં થોડો છે પણ તે રૂપ થયા નથી હજુ. એ થવા માટે પાંચ આજ્ઞા પાળે ત્યારે તે રૂપ થાય.

**પ્રશ્નકર્તા :** નિશ્ચય કોણ કરે છે ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞાશક્તિનું જ બધું કામ છે ને બધું પ્રજ્ઞાશક્તિના તાબામાં છે. એના તાબામાં રહીને બધું થાય છે.

## આજ્ઞાનું થર્મોમિટર !

**પ્રશ્નકર્તા :** આ સવારથી સાંજ સુધીનો બધો વ્યવહાર જે ચાલે છે બોલવાનો-ચાલવાનો, જે વાતચીત કરે છે, એમાં સિત્તેર ટકા પાંચ આજ્ઞામાં રહ્યા, એ કેવી રીતે પોતાને ખબર પડે ?

**દાદાશ્રી :** લે, પોતે પાસ થવાના કે નહીં એ જાણતાં હોય કેટલાંક માણસો ! કેટલાંક તો એમ કહેશે, હંડ્રેડ પરસેન્ટ ગેરેન્ટીથી પાસ થવાનો જ. બધું પોતાને ખબર છે કે કેટલા ટકા રહ્યો ! ટકા હઉ જાણે. આત્મા થર્મોમીટર છે. બધું જ જાણે છે !

**પ્રશ્નકર્તા :** આજ્ઞામાં રહીએ છીએ કે નહીં એ કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** એ તો બધુંય ખબર પડે કે આ આજ્ઞામાં જ રહે છે એટલે સમાધિ રહે નિરંતર. કોઈ ગાળો ભાંડે કે બીજું કંઈ ભાંડે, તેને પણ કશું અસર જ ના રહેને ! આજ્ઞામાં રહે એની તો વાત જ જુદીને ! એ તો એની વાત પરથી ખબર પડી જાય, એની વાતોમાં કષાય ના હોય. બહુ જ જાગૃતિ હોય.

આજ્ઞામાં રહ્યોને, એ શુદ્ધ ઉપયોગમાં રહ્યો કહેવાય. આપણે

શુદ્ધાત્મા અને પાંચ આજ્ઞા એમાં જ ઉપયોગ રાખવાનો. આમાં ઉપયોગ ક્યારે ના રહે ? બહુ જ દાઢ દુઃખતી હોય તો. તો અમે ચલાવી લઈએ. અમારી આજ્ઞાનો દુરુપયોગ કરે તે ખોટું. ઓછી પળાય તેનો વાંધો નથી. અમારી આજ્ઞા તમને શુદ્ધ વ્યવહારમાં રાખે.

## આજ્ઞા ચૂક્યા ત્યાં ચઢી બેસે પ્રકૃતિ !

**પ્રશ્નકર્તા :** આપની પાસે આવ્યો, જ્ઞાન લીધું, એને નિરાકૂળતા તો ઉત્પન્ન થઈ જ જાય છે. પછી એ આજ્ઞામાં રહ્યો હોય તોય અને ના રહેતો હોયને તો પણ એની એટલી બધી મસ્તી હોય છે !

**દાદાશ્રી :** પણ, આજ્ઞામાં ના રહેતો હોયને, એને ધીમે ધીમે પ્રકૃતિ ચઢી બેસે પછી.

**પ્રશ્નકર્તા :** હા, બસ, આ પોઈન્ટ જોઈએ.

**દાદાશ્રી :** પ્રકૃતિ ચઢી બેસે. અને આજ્ઞામાં રહે એટલે પછી કોઈ એનું નામ ના લે. પેલું તો ખઈ જાય. દાદાની કૃપાથી એ ઘડીએ શાંતિ રહે, બીજું રહે, બે-બે વર્ષ, પાંચ-પાંચ વર્ષ સુધી રહે છે. પણ એનો અર્થ કશોય નહીં, ખઈ જાય પ્રકૃતિ.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ ખઈ જાય એટલે ? પ્રકૃતિ ચઢી બેસે એટલે ?

**દાદાશ્રી :** પ્રકૃતિ પોતાના સ્વરૂપ કરી નાખે, પાછી મારી-ઠોકીને. અને સહેલામાં સહેલી આજ્ઞા છે, કંઈ અઘરી નથી. અમે પાછી બધી છૂટ આપી છે. આજ્ઞા પાળી નિરાંતે જલેબી અને ભજીયા બન્ને ખાજે પછી. આથી વધારે શું ? ભાવતું ખાવાની છૂટ આપી છે. જો ત્યાં બંધન કર્યું હોય તો, બધી વાતમાં આ જ્ઞાનીનું બંધન આપણને શી રીતે પોષાય ? પણ સહેલી-સરળ આજ્ઞા છે. જેમ છે એમ જોવાનું, શું વાંધો ?

**પ્રશ્નકર્તા :** જોવામાં વાંધો નથી પણ જોવાતું નથીને !

**દાદાશ્રી :** પાંચ ઈન્દ્રિયોના ઘોડાં બધાં જો પોતે હાંકતો હોય, તે પોતે લગામને ખેંચવી પડે અને આમ જરા ઊંચું-ઢીલું કરવું પડે. એના કરતાં

મેં કહ્યું, 'મૂકી દેને, બા. ઘોડા એવા ડાહ્યા છે કે એ ઘેર લઈ જશે અને મૂઆ, તું ઊલટો એ ઘોડાને લોહી કાઢે છે.'

## આજ્ઞા ત્યાં સંયમ ને સમાધિ !

**પ્રશ્નકર્તા :** આજ્ઞા ચૂકી ગયા છે, એની પારાશીશી કંઈ હશે ?

**દાદાશ્રી :** મહીં સફોકેશન, ગૂંગળામણ બધું થાય. એ આજ્ઞા ચૂક્યાનો જ બદલો. આજ્ઞાવાળાને તો સમાધિ જ રહે, નિરંતર. જ્યાં સુધી આજ્ઞા છે ત્યાં સુધી સમાધિ. આપણાં માર્ગમાં ઘણાંય માણસો છે કે જે આજ્ઞા સરસ પાળે છે અને સમાધિમાં રહે છે. કારણ કે આવો સરળ ને સમભાવી માર્ગ, સહજ જેવું ! અને જો એ ના અનુકૂળ આવ્યો તો પછી પેલો તો અનુકૂળ આવવાનો જ શી રીતે ? એટલે બધી જ ભાંજગડો આઘી મૂકીને, મનની ભાંજગડોમાં ધ્યાન દેવાય જ નહીં. ખાલી જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ જ રાખો. મન એના ધર્મમાં છે, એમાં શું કરવા ડખો કરવાની જરૂર ? નિરંતર આજ્ઞામાં રહેવાય, સમાધિમાં રહેવાય એવો માર્ગ છે. જરાય કઠણ નહીં. કેરીઓ-બેરીઓ ખાવાની છૂટ.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીના આશ્રયે આવ્યા પછી જે કોઈ ખામી જણાય છે તો એ પોતાની સમજવી કે સામાની સમજવી ? આપણને તો એમ થાય કે આપણે આજ્ઞા પ્રમાણે રહીએ છીએ, પણ એમાં ફેર કઈ જાતનો રહી જાય છે ?

**દાદાશ્રી :** ફેર રહી જાયને, એટલે આપણને પછી બધી ઉપાધિ પડ્યા કરે, આપણને અણગમો થાય, કંટાળો આવે, એવું બધું થાય. ફેર રહી જાય તો આવું થઈ જાય, નહીં તો જો અમારી આજ્ઞામાં રહેને તો સમાધિ જાય નહીં પછી. આ જ્ઞાનનો એવો પ્રતાપ છે કે અખંડ શાંતિ રહે અને એક-બે અવતારમાં મુક્તિ મળી જાય અને અંદર નિરંતર સંયમ રહે, આંતરિક સંયમ. બાહ્ય સંયમ નહીં. બાહ્ય સંયમ તો, આ દેખાય છે એ બાહ્ય સંયમ કહેવાય. પણ અંદરનો સંયમ, કોઈનું અહિત ના થાય. પોતાને ગાળ દે તો પણ એનું અહિત ના કરે. ક્રોધ-માન-માયા-લોભ થાય નહીં એવો આંતરિક સંયમ રહે. આ જ્ઞાનનો પ્રતાપ ! ને ભૂલચૂક થઈ તો સુધારી લે.

**પ્રશ્નકર્તા :** સત્ પુરુષની આજ્ઞા પ્રમાણે ચાલીએ છતાં કંઈ વર્તાય નહીં તો કોની ખામી ગણવી ? સત્ પુરુષની કે આપણી ?

**દાદાશ્રી :** ના. આજ્ઞામાં રહેતો હોય ને ના વર્તાય તો આજ્ઞા આપનારની ખામી અને આજ્ઞામાં ના રહીએ ને ના વર્તાય તો આપણી ભૂલ.

## કામ કાઢી લેવું, કઈ રીતે ?

**પ્રશ્નકર્તા :** દાદા, આપની પાસે આવીએ છીએ ત્યારે આપ ઘણી વખત એવું કહો છો કે 'તમારું કામ કાઢી લો, તમારું કામ કાઢી લો'. એ અમારે અમારું કામ કેવી રીતે કાઢવું ?

**દાદાશ્રી :** કામ કાઢી લો એટલે શું કહીએ છીએ અમે ? અમે એમ નથી કહેતાં કે તમે પૂરી જ આજ્ઞા પાળો. એવું રોજ ગા ગા હું કરું નહીં. પણ કામ કાઢી લો એટલે આપણે સમજી જવું કે આપણને આજ્ઞા વધારે પાળવાની કહે છે, આજ્ઞામાં જાગૃત રહેવાનું કહે છે. એટલે જાગૃત રહો આજ્ઞામાં, એવું હું કહેવા માંગું છું. એટલે આપણું કામ નીકળી ગયું. પરીક્ષામાં પ્રોફેસર શું કહે કે ભઈ, એવી પરીક્ષા આપો કે માર્ક ઉમેરવા ના પડે, કોઈને આજીજી ના કરવી પડે, એવી રીતે પરીક્ષા આપો. એટલે પેલાંએ સમજી જવું જોઈએ કે વધારે વાંચવું પડે. બધુંય પદ્ધતિસરનું હોવું જોઈએ. એવું હું કહેવા માંગું છું, કામ કાઢી લો એ !

આ આજ્ઞા જો પાળેને, તો કામ કાઢી નાખે એવું છે. જ્યારે તીર્થંકરો હોય છે હાજર, ત્યાં સુધી શાસ્ત્ર-ધર્મ-તપની ના પાડે છે. એ આજ્ઞા આપે એ આજ્ઞામાં જ રહેજે. આજ્ઞા મોક્ષે લઈ જશે. એમ અમે અત્યારે શાસ્ત્ર વાંચવાની ના કહીએ છીએ. આજ્ઞા પાળજે ને ! કામ થઈ જશે.

કામ કાઢી લેવાનું એટલે અમારી આજ્ઞામાં બરાબર રહેવાતું હોય તો બે-ચાર મહિને એકાદવાર આવીને દર્શન કરી જાય તો ચાલે ને જો ના રહેવાતું હોય તો અહીં આવીને દર્શન કરી જાઓ વારેઘડીએ, રોજ.

❖❖❖❖❖

## [૨]

# રિયલ-રિલેટિવની ભેદરેખા !

### જ્ઞાન લીધા પછી...

**પ્રશ્નકર્તા :** રિયલ અને રિલેટિવ બે જુદું પાડ્યું, તો હવે જુદું પાડ્યા પછી શુદ્ધાત્માની પ્રગતિ કરવા માટે શું કરવાનું ?

**દાદાશ્રી :** એ જ આ જુદું પડ્યું ને, એટલે રિયલ એ પુરુષ છે અને રિલેટિવ એ પ્રકૃતિ છે. તે પુરુષ ને પ્રકૃતિ બે જુદા પડ્યા. એટલે આ પુરુષ પુરુષોત્તમ થયા જ કરે. નિરંતર થયા કરે, સ્વભાવથી જ થાય. પેલો વિભાવ હતો ને, ત્યાં સુધી વધી શકાતું ન હતું. પણ હવે સંપૂર્ણ પુરુષોત્તમ થઈને ઊભા રહેશે. ત્યારે કહે, એ માટે શું કરવાનું ? ત્યારે કહે, આ પાંચ આજ્ઞા છે તે પાળવી. એ સ્વભાવમાં રહેવા દેવાને માટે આ પાંચ આજ્ઞા છે. સ્વભાવમાં રહે એટલે પછી આ એનું લાઈટ વધતું જ જાય ને પૂર્ણ પ્રકાશ થાય.

### પામ્યા મહાત્માઓ ભેદજ્ઞાન !

રાત્રે જાગો છો ત્યારે શુદ્ધાત્મા છો એવું લક્ષ આવી જાય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એનું નામ સાક્ષાત્કાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, અમને આ ભેદજ્ઞાન પમાડ્યું કહેવાયને ?

**દાદાશ્રી :** કહેવાયને ! પામી જ ગયા, એમાં શંકા નહીં !

## શુદ્ધાત્મા એ નથી શબ્દ સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એની માળા કરવાની જરૂર ખરી ?

**દાદાશ્રી :** એ માળા કરવાની કશી જરૂર નથી. આત્માની માળાઓ ફેરવશો નહીં. માળા સ્વરૂપ નથી એ. શબ્દ સ્વરૂપ નથી એ. 'હું શુદ્ધાત્મા છું' એ આપણને ખ્યાલમાં રહેવું જોઈએ, બસ. અને એ 'શુદ્ધાત્મા છું' એવું લક્ષ રહે, એનું નામ શુદ્ધાત્માનું ધ્યાન કહેવાય. એ શુક્લધ્યાન વર્તે છે. કલ્યાણ થઈ ગયું, બીજું કશું હવે આઘુંપાછું કરવાની જરૂર નથી. પેલી ચોપડી-બોપડી વાંચો છો ? ચરણ વિધિ.

**પ્રશ્નકર્તા :** હા, બધી વાંચું છું.

**દાદાશ્રી :** વાંચજો. એટલું જ કરવાની જરૂર છે. બીજું આ શુદ્ધાત્મા જોવાના બધા લોકોમાં ! બહુ સારું રહે. આ તો બેસ્ટ વે છે.

**પ્રશ્નકર્તા :** હવે રોજ ચરણ વિધિ-નમસ્કાર વિધિ છે એ વાંચું છું.

**દાદાશ્રી :** હા. પણ આજ્ઞા પાળોને, તો બહુ સુંદર રહેશે. આજ્ઞા એની વાડ છે, નહીં તો કોહવાઈ જાય બધું આ તો !

## શરૂઆતમાં મારવું પડે હેન્ડલ !

**પ્રશ્નકર્તા :** આજ્ઞાઓ ખ્યાલમાં હોય, પણ જે સહજભાવે થવી જોઈએ એ નથી થતી. એનું શું ?

**દાદાશ્રી :** તમારે એ ધ્યાન દેવાની જરૂર. બાકી સહજભાવે ના થાય એવું અઘરું નથી. બહુ સહેલામાં સહેલી છે વસ્તુ, પણ ટેવ પાડવી જોઈએ. એનો પહેલા અભ્યાસ કરવો પડે. અન્અભ્યાસ છે ! અન્અભ્યાસ એટલે આપણે રિયલ અને રિલેટિવ જોવાનો અભ્યાસ જ નથીને ! એટલે એક મહિનો તમે અભ્યાસ કરો પછી સહેજે થઈ જાય. એટલે પહેલાં હેન્ડલ મારવું પડે. આ રિયલ અને આ રિલેટિવ, એ બહુ જાગૃતિવાળો ના મારે

તો ચાલે. પણ આ લોકોને એટલી બધી જાગૃતિ હોતી નથીને ? બહુ જાગૃતિવાળાને તો કશું જ કરવાનું નથી. હેન્ડલેય મારવાની જરૂર નથી. આ તો બધું સહજ રહે જ !

## આત્મદ્રષ્ટિની અસર સ્વને જ !

ભેંસને, ગધેડાને, બધાંને શુદ્ધ જ જોશો તો તમને શુદ્ધતાનો લાભ મળશે. તમે ભેંસ જોશો તોય ચાલી જશે અને તેને શુદ્ધાત્મા જોશો તોય ચાલી જશે. હમણે કોઈ માણસ હોય, આપણે એના શુદ્ધાત્મા જોઈએ તોય ચાલ્યો જશે અને 'નાલાયક છે, બદમાશ છે' એવું કહીશું તોય ચાલ્યો જશે. ગમે તેવી દ્રષ્ટિ તમારી હશે, તેની તો સામાને પડેલી નથીને !

**પ્રશ્નકર્તા :** પણ આપણા આત્માના જે ભાવ હોય, તે સામાનાં આત્માના ભાવને અસર ના કરે ?

**દાદાશ્રી :** કશું ના અસર કરે. સામાને ને આપણે કશું લેવાદેવા જ નથી. ફક્ત જો લેવાદેવા હોય તો તમે પ્રતિક્રમણ કરો છો તે. પ્રતિક્રમણેય સમજાવું જોઈએ. કારણ કે આત્મા વીતરાગી સ્વભાવનો હોવાથી એ પ્રતિક્રમણ પહોંચે છે. એ અમારી જાત અનુભવીને મૂક્યું છે આ. તમનેય થોડા ઘણાં અનુભવ તો થયા હશે ?

આપણે શુદ્ધાત્મા છીએ અને એય શુદ્ધાત્મા છે. આપણે લૂગડાં જોડે શું લેવાદેવા ? લૂગડાં તો રેશમીય હોય ને કકરાંય હોય. આ શરીર એ તો બધાં લૂગડાં છે !

## આ છે પુણિયા શ્રાવકનું સામાયિક !

આ બધામાં શુદ્ધાત્મા જુઓ છો ?

**પ્રશ્નકર્તા :** જોઉં છું પણ કો'ક વખત વિસ્મૃત થઈ જાય.

**દાદાશ્રી :** કો'ક વખત વિસ્મૃત થઈ જાય એમ નહીં, પણ કો'ક વખત જુઓ છો ખરાંને ?

**પ્રશ્નકર્તા :** હા, જોઉં છું.

**દાદાશ્રી :** એ જોવાનો અભ્યાસ કરે એટલે મહીં પુણિયા શ્રાવક જેવું સામાયિક થાય. આખો દહાડો સમાધિ રહે ! એક કલાક આમ બહાર નીકળ્યા, શુદ્ધાત્મા જોતાં જોતાં જઈએ, તો કોઈ વઢે આપણને કે શું જુઓ છો ! આ આંખે રિલેટિવ દેખાય, અંદરની આંખથી શુદ્ધાત્મા દેખાય. આ દિવ્યચક્ષુ છે. તમે જ્યાં જોશો ત્યાં દેખાશે. એનો પણ અભ્યાસ પહેલો કરવાનો, પછી સહજ થઈ જશે. પછી એમ ને એમ સહેજાસહેજ દેખાયા કરશે. પહેલો અભ્યાસ કરવો પડેને ? અભ્યાસ પહેલાંનો તો અવળો હતો, એટલે આનો અભ્યાસ કરવો પડે ને ? એટલે થોડા દહાડા હેન્ડલ મારવું પડે.

પાંચ વાક્યોમાં રહેવાય તેટલું અવશ્ય રહેવું જ અને ના રહેવાય તો મહીં ખેદ રાખવો થોડો ઘણો, કે એવાં તે મહીં શું કર્મના ઉદય લાવ્યા કે મહીં આપણને આજ જંપીને બેસવા નથી દેતાં ! દાદાની આજ્ઞામાં રહેવાને માટે, કર્મના ઉદય પાછા સહિયારા જોઈએ ને ? ના જોઈએ ? નહીં તો એક કલાક આમ હેડતાં હેડતાં, શુદ્ધાત્મા જોતાં જોતાં જવું. તે કલાક કાઢી નાખવો. હેડતાં-ચાલતાં પુણિયા શ્રાવકનું સામાયિક થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** જેની સામાયિક ભગવાન મહાવીરે વખાણી, એમાં શું રહસ્ય છે, સમજાવો જરા.

**દાદાશ્રી :** એ શુદ્ધ સામાયિક હતી. એવી સામાયિક મનુષ્યનું ગજુ જ નહીં ને ! શુદ્ધ સામાયિક, આ જેવું મેં તમને આપ્યું છે, એ દિવ્યચક્ષુ સાથેનું સામાયિક હતું.

એ ઘરમાં રહે, બહાર ફરે તોયે પણ એનું શુદ્ધ સામાયિક, દિવ્યચક્ષુના આધારે એમને સામાયિક હતું. એ રૂ લઈ આવે. એની પુણિઓ કરીને પછી એને વેચે, એટલે પુણિયા શ્રાવક કહેવાતા'તા. પુણિઓ કાંતતી વખતે, એનું મન જે હતું, તે આની મહીં, તારમાં હતું અને ચિત્ત ભગવાનમાં હતું અને આ સિવાય બહાર બધું કશું જોતો-કરતો ન્હોતો. ડખલ કરતો જ ન્હોતો. વ્યવહારમાં મન રાખતો'તો અને નિશ્ચયમાં ચિત્તને રાખતો'તો. તો એ ઊંચામાં ઊંચી સામાયિક કહેવાય !

પેલા પુણિયાએ શ્રેણિક રાજાને કહ્યું કે, 'હું સામાયિક આપીશ.' ત્યારે શ્રેણિક રાજાએ કહ્યું, 'કિંમત શું ? કહી દે.' ત્યારે કહે, 'કિંમત ભગવાન નક્કી કરશે, મારાથી તો કિંમત નક્કી ના થાય.' એટલે શ્રેણિક રાજાએ જાણ્યું કે ભગવાન અપાવી અપાવીને પાંચ કરોડ અપાવશે, દશ કરોડ અપાવશે. એક સામાયિકના કેટલા રૂપિયા અપાવી દેવડાવે ? એટલે એના મનમાં હિસાબ જ નહીં એ વાતનો. આવીને ભગવાનને કહે છે કે 'પુણિયા શ્રાવકે આપવાનું કહી દીધું. સાહેબ, હવે મારો કંઈ નિકાલ કરો, હવે નર્કમાં ના જવું પડે એવું.' ત્યારે કહે, 'પણ પુણિયા શ્રાવકે એમ ને એમ આપવાનું કહ્યું ? ફ્રી ઑફ કોસ્ટ ?' ત્યારે કહે, 'ના, ભગવાન જે કિંમત કરે એ.' ત્યારે ભગવાન કહે, 'શું કિંમત થાય શ્રેણિક રાજા જાણો છો ? આ તમારું રાજ્ય એની કિંમતમાં દલાલીમાં જાય !' એટલે રાજા ભડક્યા કે મારું રાજ્ય દલાલીમાં જાય, તો હું લાવું ક્યાંથી બીજા ! એટલે એટલી બધી કિંમત હતી !

એવું આ મેં તમને રિલેટિવ ને રિયલ આપ્યાં છે વાક્યો, એ જો તમે એક કલાક ઉપયોગ કરો એ સાચા મનથી અને સાચા ચિત્તથી, તો મનથી છે તે આગળ જોતાં જવાનું, ઠોકર ના વાગે એ રીતે અને ચિત્તથી આ જોયા કરવાનું, રિલેટિવ ને રિયલ તો તમારે એના જેવું જ સામાયિક થાય એવું છે. પણ હવે જો એ તમે કરો તો તમારું.

આટલી બધી કિંમત આ સામાયિકની છે, માટે લાભ ઉઠાવવો. સામાયિક કરતી વખતે મહીં સમાધિ સરસ રહે છે ને ? હવે આમાં સહેલું છે, અઘરું યે નથી. આમ બેસવાનું ય નથી.

સામાયિક એટલે કરવાનું શું ? આ બે વ્યુ પોઈન્ટ આપ્યા છે ને, તે બધાંની અંદર શુદ્ધાત્મા જોતાં જોતાં જઈએ શાક લેવા, તે કોઈ ગધેડું કશું હોય, પછી બળદ જતો હોય, બીજું જતું હોય, જીવમાત્ર, ગાય-બકરી જોતાં જોતાં જવું આજ્ઞાપૂર્વક ને આજ્ઞાપૂર્વક પાછા આવ્યા, તો એક તો ઘરનાં માણસે કહ્યું હોય કે શાક લઈ આવો. તે આપણે ચાલીને લઈ આવ્યા. પૈસો ખર્ચ થયો નહીં અને બીજું શું ફાયદો થયો ? ત્યારે કહે, દાદાની આજ્ઞા પાળી. ત્રીજો શો ફાયદો થયો કે સામાયિક થયું. ચોથું શું

થયો ફાયદો ? ત્યારે કહે, સામાયિકનું ફળ સમાધિ રહી. એટલે આ આજ્ઞા પાળજો બધી. એક કલાકેય છેવટે કાઢજોને ! ના નીકળે ?

## પ્રેક્ટિસથી ખીલે દીવ્ય દ્રષ્ટિ...

હવે બહાર જશો તો વાપરશો ને દિવ્યચક્ષુ ? એવું છે ને, અનાદિનો અજ્ઞાન પરિચય છે, તે આનાં માટે થોડું પ્રેક્ટિસમાં લેવા માટે બે-ચાર વખત અભ્યાસ કરશો ને પછી ચાલુ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** મનુષ્યમાં તો ખબર પડી જાય કે આમાં શુદ્ધાત્મા છે, પણ આ ઝાડ-પાનને જોવાની અમને પ્રેક્ટિસ ઉતરતી નથી !

**દાદાશ્રી :** એ પ્રેક્ટિસ આપણે પાડવી પડે. અનાદિથી અવળો અભ્યાસ, તે અવળો ને અવળો ચાલ્યા કરે. ડૉક્ટરે કહ્યું હોય કે જમણા હાથથી જમશો નહીં તમે, તોય આપણો જમણો હાથ પેસી જાય. જમવા માટે થોડીક ચાર દિવસ જાગૃતિ રાખવી પડે. એટલો આનો અત્યારથી અભ્યાસ કરી લેજો. દિવ્યચક્ષુથી જોતાં જોતાં જજોને ! ધીમે ધીમે ગોઠવણી આપણે કરતાં જવાનું, એટલે ફિટ થતું જાય. ગાયો-ભેંસો બધામાં છે. એ શુદ્ધાત્મામાં ચેન્જ થયો નથી. આ પેકીંગ ચેન્જ થયું છે, શુદ્ધાત્મા તો એ જ છે, સનાતન છે.

## તું હી તું હી નહીં, હું હી હું હી...

બાકી 'તું હી... તું હી... તું હી' ગા ગા કરે, તેને બદલે હવે 'શુદ્ધાત્મા છું' ગાય કે ના ગાય ? હું તો આપણા મહાત્માઓને ઘણી વખતે દેખાડું છું. બહાર આમ ગાડીમાં ફરતા હોયને, ત્યારે 'હું હી, હું હી' બોલતા બોલતા જાવ. 'હું જ છું, હું જ છું.' તમે શુદ્ધાત્મા છો ને, એય બધા શુદ્ધાત્મા છે એમ જોતાં જોતાં જાવ. 'હું', 'તું'નો ભેદ ના રહ્યો ને પછી 'હું' 'તું' નો ભેદ છે ત્યાં આગળ જુદું છે અને ભેદ બુદ્ધિથી થાય છે.

**પ્રશ્નકર્તા :** દેહાધ્યાસ જેટલો ઓછો થાય એટલો ભેદ ઓછો થાય !

**દાદાશ્રી :** હા, ભેદ ઓછો થતો જાય. આ ભેદ જ કાઢવાનો છે ને !

## રહે લક્ષમાં સામાના શુદ્ધાત્મા !

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ અને આત્મા જુદા છે, એ સહજ રીતે ખબર પડવી જોઈએ કે આપણે પ્રયત્ન કરવો જોઈએ પ્રેક્ટિકલથી ?

**દાદાશ્રી :** ના, એ તો જાગૃતિ જ કરી આપે. જાગૃતિ રહ્યા જ કરે એ. જેમ આપણે એક ડબ્બામાં છે તે હીરો મૂક્યો હોય તો જ્યારે ડબ્બો ખોલ્યો હતો, તે દહાડે હીરો જોયો હતો, પણ પછી વાસેલો હોય ને પડેલો હોય તોય મહીં આપણને હીરો દેખાય. ન દેખાય ?

**પ્રશ્નકર્તા :** દેખાય.

**દાદાશ્રી :** આ 'દેખાય છે' એનો અર્થ શું છે ? પછી તમને હીરો કાયમ ખ્યાલમાં રહેને કે આ દાબડીની મહીં હીરો છે. આ દાબડી જ છે એવું કહો કે પછી આ દાબડીમાં હીરો છે એવું બોલો ?

**પ્રશ્નકર્તા :** ક્યારેક યાદ આવી જાય, દાદા. એવું બને કે રસ્તામાં જઈએ અને શુદ્ધાત્મા જોતા જઈએ પણ જેમ એક વસ્તુ જોઈ છે કે આ ડબ્બીમાં હીરો જ છે અને જેવું દેખાયને, એવું સ્પષ્ટ દેખાય નહીં.

**દાદાશ્રી :** સ્પષ્ટ દેખવાની જરૂરેય નહીં.

**પ્રશ્નકર્તા :** એ તો એટલે પછી મિકેનિકલપણું લાગે.

**દાદાશ્રી :** ના, ના. જોયેલો છે આપણા લક્ષમાં જ હોય, કે હીરો જ છે. એ તો આપણને લાગે છે.

**પ્રશ્નકર્તા :** સવારે બહાર ચાલવા જઈએ ત્યારે 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એમ બોલીએ અને પછી આજુબાજુ ઝાડ-પાનને બધું જોઈએ ત્યારે બોલાઈ જવાય કે શુદ્ધાત્માને નમસ્કાર કરું છું, તો એ બેમાંથી કયું વધારે સારું ?

**દાદાશ્રી :** પેલું જે બોલો છો, કરો છો એ બધું બરાબર છે. એ જ્યારે પછી ધીમે ધીમે બોલવાનું બંધ થઈ જશે, ત્યારે એથી વધારે સારું. બોલવાનું બંધ થાય અને એમ ને એમ જ થયા કરે.

**પ્રશ્નકર્તા :** તો આ બેમાંથી કયું સારું ?

**દાદાશ્રી :** બન્નેય બોલવાનું જરૂર નથી, પણ છતાં બોલે છે તો સારું છે. બાકી ધીમે ધીમે બોલવાનું નીકળી જાય તો સારું. બોલ્યા વગર એમ ને એમ નમસ્કાર ના કરાય. પણ અંદર બોલે છે તેય વાંધો નથી. મનમાં એવું થાય, તોય વાંધો નહીં.

## 'હું શુદ્ધાત્મા છું' એ વાણીમાં કે લક્ષમાં ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લેતાં પહેલાં આપણે 'હું ચંદુભાઈ છું' 'હું ચંદુભાઈ છું' એવું બોલતા નહોતા. પણ સમજીએ છીએ એ પ્રતીતિમાં જ હોય છે. હવે જ્ઞાન લીધા પછી શુદ્ધાત્માનું આપે લક્ષ જે આપ્યું, પછી વારંવાર 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું', એવું જે આપ બોલવાનું કહો છો, એની પાછળનો મર્મ શું છે ? એની પાછળનું રહસ્ય શું છે ?

**દાદાશ્રી :** દેવું થયેલું હોય તો બોલવાની જરૂર. અને 'હું શુદ્ધાત્મા છું' એ આપણે જે જગ્યાએ છીએ તે જગ્યાએ, મૂળ ક્ષેત્રમાં શુદ્ધાત્મા બોલીએ છીએ. એક ફેરો જાણ્યું એ લક્ષમાં રહે, બસ થઈ ગયું. પણ આપણે તો અહીંથી હજાર માઈલ અવળા ચાલ્યા છીએ અને ત્યાં આપણે જાણ્યું કે 'હું શુદ્ધાત્મા છું' તો પાછું આવવું પડેને આ. ત્યાં આગળ તમે એમ કહો 'હું શુદ્ધાત્મા થઈ ગયો સાહેબ ? ત્યારે મૂઆ, આટલું અવળું ચાલ્યો માટે અવળું પાછો જઈશ ત્યારે મૂળ શુદ્ધાત્મા થાય. એટલે તેનું 'શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' બોલવું પડે છે. તેનું આ બધું કરવું પડે. આ તો થોડુંક સાધારણ કહે, 'હું શુદ્ધાત્મા છું, શુદ્ધાત્મા છું' થોડી બે-બે મિનિટ, પાંચ મિનિટ તો ઠીક છે અને અહીં આગળ વિધિ કરતી વખતે બોલે છે તે બરોબર છે. જેમ તમે ચંદુલાલ છો તે અગાશીમાં ચડીને 'હું ચંદુલાલ છું', 'હું ચંદુલાલ છું' એવું ગા ગા કરો ત્યારે લોક કહેશે, 'તે તો આ તમે છો એને પછી શું કામ ગા ગા કરો છો ?' એવું તમે શુદ્ધાત્મા છો જ, છતાં 'હું શુદ્ધાત્મા છું' એટલા માટે બોલવાનું કે અવળો વધારે ચાલેલો એટલે આટલો પાછો ફરે છે. બાકી 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષમાં રહ્યા જ કરે છે. આ જે 'હું ચંદુભાઈ છું' તે અવળું ગયું હતું. એટલે 'હું ચંદુભાઈ છું' એવું બોલતા

હતા, તે હવે 'હું શુદ્ધાત્મા' બોલો છો. એટલે એમ કરતાં કરતાં પેલું પાછું ફર્યું. 'હું ચંદુભાઈ' બોલતા હતા તો ચંદુભાઈની અસર થતી હતી અને અત્યારે 'હું શુદ્ધાત્મા' બોલે તો શુદ્ધાત્માની અસર થશે. પછી અભેદ થઈ જશે. બે એક થઈ જશે. છૂટું પડ્યું હતું આ પોતે, તે એક થઈ જશે.

ચિત્ત જે અશુદ્ધ થઈ ગયું હતું. હવે એ પાછું ફર્યું, એટલે ચિત્ત શુદ્ધ થઈ જાય એટલે એક જ થઈ જાય. પછી સુખ એવું વર્તે. એટલે કો'કને મહીં કાચું પડતું હોય તો 'હું શુદ્ધાત્મા છું, શુદ્ધાત્મા છું' બોલવું. આપણે છીએ એ બોલવામાં વાંધો શો ?

## જાગ્યા પછી જ બોલાય !

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' બોલવાથી શુદ્ધાત્મા થઈ જવાય ?

**દાદાશ્રી :** એમ નહીં થઈ જવાનું. એમ તો આ કેટલાક લોકો બોલે છે ને કે 'હું શુદ્ધાત્મા છું' પણ કશું વળે નહીં. આ ઊંઘતો માણસ બોલે કે હું તમને રૂપિયા આપું છું, તો એ સાચું મનાય ?

**પ્રશ્નકર્તા :** ના મનાય.

**દાદાશ્રી :** જાગતો હોય તો બોલે તો કામનું. એવું હું તમને જાગતા કરીને 'શુદ્ધાત્મા છું' બોલાવડાવું છું, એમ ને એમ નથી બોલાવતો અને એક કલાકમાં તો આખો મોક્ષ દઉં છું ! મોક્ષ એટલે કોઈ દહાડો ચિંતા ના થાય એવો મોક્ષ આપેલો છે. છતાં આ કારણમોક્ષ છે. પેલો છેલ્લો મોક્ષ બાકી રહ્યો.

## ન હોય મહાત્માને મિકેનિકલ !

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' બોલ બોલ કરવાથી મિકેનિકલ ના થઈ જાય ?

**દાદાશ્રી :** આપણા મહાત્માઓને મિકેનિકલ ના થાય પણ બહાર બીજાને થઈ જાય. બીજા પોતે મિકેનિકલ છે, તેથી તે મિકેનિકલ જ થાય.

**પ્રશ્નકર્તા :** કોઈ અજ્ઞાનતામાં મિકેનિકલપણે 'હું શુદ્ધાત્મા છું' બોલે તો ?

**દાદાશ્રી :** એમાં કશું વળે નહીં અને જ્ઞાન આપેલો માણસ મિકેનિકલ બોલતો નથી અને મિકેનિકલ જેવું લાગે ખરું પણ મિકેનિકલ બોલતો નથી. અને આ જ્ઞાન ના આપેલું હોય તો 'હું શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' આખી રાત ગાય તોય કશું ના વળે.

**પ્રશ્નકર્તા :** એ સીધું બોલે તોય મિકેનિકલ થાય ?

**દાદાશ્રી :** હંઅ. તે આ સીધું બોલે તોય મિકેનિકલ. કારણ કે તું જે છું, હજુ તારી એ માન્યતા તૂટી નથી. અને તું કહું કે 'હું નગીનદાસ છું', પાછો એમેય બોલું છું.

## શું એ સૂક્ષ્મ અહંકાર નથી ?

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એવું આપણે બોલીએ છીએ, તો એ પણ એક સૂક્ષ્મ અહંકાર રહ્યોને ?

**દાદાશ્રી :** ના, ના. અહંકાર ક્યારે કહેવાય કે પોતે છે એ નથી જાણતા. જ્યાં નથી ત્યાં આરોપ કરે ત્યારે અહંકાર કહેવાય. તમે શુદ્ધાત્મા છો, તેમાં 'હું શુદ્ધાત્મા' બોલવામાં અહંકાર છે જ નહીં. પણ 'હું શુદ્ધાત્મા' હોવા છતાં તમે 'હું ચંદુલાલ છું' બોલ્યા એટલે ત્યાં આગળ તમે આરોપ કર્યો આ ખોટો. પોતાનું સ્વરૂપ જાણતા નથી અને ચંદુભાઈ લોકોએ નામ પાડ્યું ને તમે ચંદુભાઈ માની લીધું, પછી આ બાઈનો ધણી થઉં, આનો મામો થઉં, આનો કાકો થઉં, બધી જાળો વળગી પછી એ અહંકાર. જ્યાં પોતે નથી ત્યાં આરોપ કરવો, એનું નામ અહંકાર. આ તો પોતાના સ્વરૂપમાં બોલીએ તેને અહંકાર નથી કહેવાતો.

## એ ખ્યાલમાં રાખવાનું !

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એ નવરા પડ્યા હોય તો બોલીએ અને જાપ કરીએ તો ચાલે કે કેમ ?

**દાદાશ્રી :** એ જાપની વસ્તુ ન્હોય, એ જાપ કરનારો કોણ આમાં ? એટલે એ જાપની વસ્તુ ન્હોય, ખ્યાલમાં રાખવાનું. 'હું શુદ્ધાત્મા છું' એ ખ્યાલમાં રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ એવું બોલીએ તો વધારે ખ્યાલમાં ના આવે ?

**દાદાશ્રી :** થોડીવાર બોલવાનું હોય. મેં 'જ્ઞાન' આપ્યા પછી તમે શુદ્ધાત્મા થઈ ગયા. હવે શું ગા ગા કરવાનું તે ?!

## ન હોય, રટણ શુદ્ધાત્માનાં.....

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાન' લીધાં પછી, 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એનું રટણ અને 'રામ, રામ' એવું નામ સ્મરણ, એ બેમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** ઓહોહોહો, રટણની તો બહુ જરૂર જ નથી હોતી. રટણ તો રાત્રે થોડીક વાર માટે કરીએ, પણ કંઈ આખો દહાડો ય, 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એવું ગા ગા કરવાની જરૂર હોતી નથી.

**પ્રશ્નકર્તા :** એવું કરે નહીં. પણ 'હું શુદ્ધાત્મા છું' એ એની મેળે આવી જાય છે.

**દાદાશ્રી :** ના, પણ રટણ કરવાની જરૂર નથી. રટણ કરવું અને આવી જવું, એ બેમાં ફેર છે. એની મેળે આવે અને રટણ કરવામાં ફેર ખરો કે નહીં ? શો ફેર ?

**પ્રશ્નકર્તા :** પેલું સહજ આવે.

**દાદાશ્રી :** હા, સહજ આવે. એટલે એ સહજ જે આવે છે તમને, એ તો બહુ કિંમતી છે. રટણ કરવું એ ચાર આના કિંમતી હોય તો આની કિંમત તો અબજો રૂપિયા છે. એટલી બધી ફેરવાળી વાત, આ બે ભેગી તમે મૂકી. અત્યારે તમારા ધ્યાનમાં 'હું ચંદુભાઈ છું' એવું રહે છે કે, 'ખરેખર હું શુદ્ધાત્મા છું' એ રહે છે ?

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું'.

**દાદાશ્રી :** તો એ શુક્લધ્યાન કહેવાય. તમારા ધ્યાનમાં શુદ્ધાત્મા છે, એને શુક્લધ્યાન કહ્યું છે અને શુક્લધ્યાન એ પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે. એટલે તમારી પાસે જે સિલ્લક છે, એ અત્યારે હિન્દુસ્તાનમાં, આ વર્લ્ડમાં કોઈ

જગ્યાએ નથી, એવી છે ! માટે આ સિલ્લકને સાચવીને વાપરજો. અને એને આની જોડે સરખામણી ના કરશો. તમે કોની જોડે સરખામણી કરી ?

**પ્રશ્નકર્તા :** 'રામ' નામ.

**દાદાશ્રી :** એ તો જાપ કહેવાય. ને જાપ તો એક પ્રકારની શાંતિને માટે જરૂરી. જ્યારે આ તો સહજ વસ્તુ છે.

## જ્ઞાનમાં ન કરાય જાપ કે તપ !

**પ્રશ્નકર્તા :** દાદા, ક્રમિકમાર્ગની અંદર મનની સ્થિરતા માટે એમ કહ્યું કે જપયજ્ઞ કરો. હવે આપણે શુદ્ધાત્મા છીએ, શુદ્ધાત્મા છીએ, એમ રટણ કરીએ એટલે આપણને પણ મનની સ્થિરતા મળેને એ રીતે ?

**દાદાશ્રી :** ના, આપણે જરૂર જ નથીને, મનની સ્થિરતાની.

**પ્રશ્નકર્તા :** પણ, એ પણ એક જાતનો જપયજ્ઞ જ થયોને ?

**દાદાશ્રી :** ના, આપણે તો જપયજ્ઞ હોય નહીંને ! જપયજ્ઞ એટલે શું ? નાના છોકરાની રમત. બાળમંદિરની એટલે મનની શાંતિ ના રહેતી હોય, તો 'રામ રામ રામ', 'સોહમ્ સોહમ્ સોહમ્' કશુંક બોલે એક શબ્દ, ત્યારે પછી કહેશે, હું 'સોહમ્' જ બોલ બોલ કરું છું. ત્યારે મેં કહ્યું, ના, 'ખીંટી' બોલ બોલ કરજે. તોયે એ ફળ મળશે. 'સોહમ્' બોલીશ તોયે એ ફળ મળશે.

એ જપયજ્ઞ એટલે શું ? કોઈ શબ્દ બોલ બોલ કર્યા કરવો એટલે મનમાં જે ફણગા ફૂટે તે સાંભળવામાં આવે નહીં. પેલા વિલય થઈ જાય. એને એકાગ્ર કહેવાય. એકાગ્ર રહે એટલે શાંતિ રહે. તે પછી 'રામ'ને બદલે 'ખીંટી, ખીંટી' બોલે તોય ચાલે. આ શબ્દની એકાગ્રતા થઈ. આપણે તો એવું હોય જ નહીંને ! આપણે મન મારવાનું નથી. આપણે તો મનને વિશ્લેષણ કરવાનું છે ને જોવાનું છે એ શું માલ ભરી લાવ્યું છે તે. એ જ્ઞેય છે ને આપણે જ્ઞાતા છીએ. ને જ્ઞેય છે તો જ્ઞાતાની કિંમત છે. આપણે જપ-તપ કશું કરવાનું રહ્યું નહીં. છેવટે તો જ્ઞાતા-જ્ઞેયમાં જ રહેવાનું. એમાં જાપ જપાય નહીં.

## મૂળ સ્વભાવમાં આવો !

એક સિંહનું બચ્ચું છે, તે ઘેટાં જોડે ફર્યા કરે, જોડે ને જોડે. ઘેટાં ચરવા જાય તો એય મહીં જાય. એટલે ઘેટાં જેવું જ થઈ ગયું. પછી સંસ્કાર અને સંયોગો મળ્યાને ! ઘેટાં એનું રૂપ જુએ પણ એમાં એને ભય ના લાગે, ઘેટાંને. કારણ કે જોડે ને જોડે ફરનારું અને એનામાં હિંસકતા દેખી નહીં, એટલે પછી ભય પેસે નહીં. અને પેલું બચ્ચુંય છે તે એને હેરાન નહીં કરતું એટલે પ્રેમાળ થઈ જાય પછી, જોડે રહેવાથી પ્રેમ સંધાઈ જાય.

તેમાંથી એક દહાડો છે તે નદી ઉપર બધાં ઘેટાં પાણી પીતાં હતાં અને આ બચ્ચુંય પાણી પીતું હતું અને સામા કિનારે એક સિંહે ત્રાડ પાડી, ગર્જના કરી. અને આ બચ્ચાએ સાંભળ્યું, તે એનો સ્વભાવ જાગી ઊઠ્યો. પેલાનું સાંભળી એનો પોતાનો મૂળ સ્વભાવ તે જાગી ઊઠ્યો. તે એણેય ગર્જના કરી. એટલે આ ઘેટાં બધાં નાસી ગયાં મૂઆ હડહડાટ, એકેએક ! તે પેલાનો હિંસક સ્વભાવ જાગ્રત નહીં થયેલો, એટલે એની પાછળ દોડે નહીં. પણ પેલાં ઘેટાં તો ભાગી ગયાં. ફરી ઘેટાં ઊભાં ના રહ્યાં હવે એની પાસે. કારણ કે સ્વભાવ જાગ્રત થઈ ગયો. એવી રીતે આ તમારો સ્વભાવ જાગ્રત થઈ ગયો. એવા સ્ટેજ ઉપર બેઠા છો કે અજાયબ સ્ટેજ, આ તો એવું છે ને બાળકને સમજણ ના પડે. પણ સ્ટેજની કિંમત જતી રહે કંઈ ? ના જતી રહે, નહીં ? સમજણ ના પડે તોય ?

## ગુપ્ત તત્ત્વ આરાધ્યે, મોક્ષ !

શાસ્ત્રકારોએ કહ્યું છે કે એક સમય પણ જો આત્મા પામે, તો બહુ થઈ ગયું. એક સમય પણ 'આત્મા' થઈને બોલે તો કામ થઈ ગયું. તમને જ્ઞાન આપ્યા પછી તમે 'શુદ્ધાત્મા' ફરી બોલો છો, તે તમે આત્મા થઈને 'હું શુદ્ધાત્મા છું' બોલો છો અને એ એની મેળે આવે છે. માટે તમે આત્મા થઈ ગયા.

એક ક્ષણ પણ જો આત્મા થઈને આત્મા બોલ્યો એટલે મહાવીર ભગવાને કહ્યું છૂટ્યો. એવું તમે થઈને તો કેટલાંય વખતથી બોલ બોલ કરો છો. અને આ બીજાં લોકો 'હું શુદ્ધાત્મા' એ થઈને નથી બોલતા. 'હું

શુદ્ધાત્મા છું' એવું આત્મા થઈને એક જ ફેરો બોલ. એટલે બસ થઈ ગયું. અને સમજી ગયો કે આ મારું ને આ બીજું બધું તકલાદી, મારું ન્હોય ! તોય કામ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** 'એ ગુપ્ત તત્ત્વને જે આરાધે છે, તે પ્રત્યક્ષ અમૃતને પામી અભય થાય છે.' એવું કહ્યું છેને !

**દાદાશ્રી :** હા, શુદ્ધાત્માને જે આરાધે છે, શુદ્ધાત્મા થઈને શુદ્ધાત્મા બોલે છે તે પ્રત્યક્ષ અમૃતને પામે અને નિર્ભય થાય છે. કારણ કે અહીં આગળ નિરંતર જ્યાં સુધી જ્ઞાન ના પ્રાપ્ત હોય શુદ્ધાત્માનું, ત્યાં સુધી 'હું ચંદુભાઈ છું' ત્યાં સુધી મહીં વિષનાં ટપકાં પડ્યા કરે નિરંતર, એટલે બધી વાણી વિષવાળી, વર્તન વિષવાળું, મન-વિચારો વિષવાળા અને આપણે જ્ઞાન આપીએને, તે અંદર પછી એ તરત જ અમૃતનાં ટપકાં પડવાનાં શરૂ થઈ જાય. તે જો વિચારો, વાણી, વર્તન ધીમે ધીમે અમૃતમય થતું જાય.

## આજ્ઞા કેટલા ટકા પાળવી ?

**પ્રશ્નકર્તા :** 'તમે શુદ્ધાત્મા છો જ, પણ તેનું ભાન થવું જોઈએ' સમજાવો.

**દાદાશ્રી :** તમે શુદ્ધાત્મા તો છો. મેં તમને જ્ઞાન આપ્યા પછી શુદ્ધાત્મા છો પણ ભાન થવું જોઈએ. આજ્ઞામાં રહેવાય તો હું જાણું કે ભાન છે આમને. પચાસ ટકા આજ્ઞામાં, વધારે નહીં. અરે, પચ્ચીસ ટકા આજ્ઞામાં રહેને, તોય હું કહું કે આને ભાન છે અને કેટલા ટકાએ પાસ કરવા ? કહો.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. પચ્ચીસ ટકા તો રહેવું જ જોઈએ.

**દાદાશ્રી :** હવે ચાના કપમાં પચ્ચીસ ટકા ખાંડ નાખીએ તો ચાલે ? તો ત્યાં સો ટકા ખાંડ જોઈએ અને 'આ' કરતી વખતે પચ્ચીસ ટકા !

## ખોરાકથી અજાગૃતિ આજ્ઞાની !

**પ્રશ્નકર્તા :** દાદા, આપ કહો છો આજ્ઞા બહુ સીધી છે, સરળ છે એ વાત બરોબર છે, પણ પહેલી ને બીજી આજ્ઞાની અંદર નિરંતર રહેવું એ કંઈ સહેલું છે ?

**દાદાશ્રી :** રહેવાને માટે વાંધો નથી, પણ એવું છે ને ઉપવાસ કરીને જોજો, રહેવાય છે કે નહીં રહેવાતું ?

**પ્રશ્નકર્તા :** એ ના સમજ પડી, દાદા.

**દાદાશ્રી :** આખો દહાડો ઉપવાસ કરીને જોજો, રહેવાય છે કે નહીં ? કારણ કે આ તો ખોરાક આવ્યો કે ડોઝિંગ થવા માંડ્યું.

અમે તમને એટલું જ કહીએ કે આ વિજ્ઞાન કોઈ અવતારમાં મળ્યું નથી. મળ્યું છે તો સાચવજો. અક્રમ છે આ, અને કલાકમાં આત્મજ્ઞાન પામે એવું છે. ક્યારેય પણ અશાંતિ નહીં થાય એવું, નિરંતર સમાધિમાં રહેવું હોય તો રહી શકે. ખાતાં-પીતાં, બેસતાં-ઊઠતાં, સ્ત્રી સાથે રહેતાં રહી શકે એમ છે. મને પૂછજો, જો ના રહેવાય તો મને પૂછો કે ભઈ, અમુક કઈ જગ્યાએ નડે છે, તે હું કહી આપીશ કે આ પોઈન્ટ દબાવજો. 'હું શુદ્ધાત્મા છું' એવું બોલવાની જરૂર નથી. રિલેટિવ ને રિયલ જોયા કરજો.

## એનાથી હળવો બને ભોગવટો !

**પ્રશ્નકર્તા :** કોઈ વખત નિકાચિત કર્મનો ઉદય હોય, ત્યારે 'હું શુદ્ધાત્મા છું' એ જપયજ્ઞ માંડે, તો પેલું કર્મ હળવું થઈ જાય ?

**દાદાશ્રી :** હા, હળવું થઈ જાય ને ! પછી શુદ્ધાત્મા બોલ બોલ કરે એટલે પોતાની સ્થિરતા ડગે નહીં, એટલે હળવું થઈ જાય. નિકાચિતનો અર્થ એવો કે ઉપરથી ભગવાન એને દૂર કરવા આવે તો ય એ દૂર ના થાય, એવાં નિકાચિત કર્મ હોય છે. ભોગવ્યે જ છૂટકો થાય. પણ આપણે શુદ્ધાત્મા બોલ બોલ કરીએ, તો આપણને અડે નહીં. કર્મ કર્મની જગ્યાએ પૌદ્‌ગલિક રીતે એનો નિકાલ થઈ જાય. આપણને અડે નહીં.

## શુદ્ધાત્મા સદા શુદ્ધ જ !

હવે જો 'હું શુદ્ધાત્મા છું' જોઈન્ટ થયું એટલે પછી એને કશું અડે નહીં ને નડે નહીં. એ નિશ્ચયથી શુદ્ધ જ છે. પછી હવે ફરી બદલાય જ નહીં. એ પ્રકૃતિ નિશ્ચયથી જ ઉદયકર્મને આધીન છે, એ આપણા આધીન છે નહીં.

એટલે શુદ્ધ જ છે, તે 'હું છું' એ નક્કી કરેલું હોય. અને નિશ્ચયથી પાછું શુદ્ધ જ છે. એ શુદ્ધતા નહીં બદલાવી જોઈએ કે આ મારાથી આવાં કામ થયા. ચંદુભાઈથી કામ થયા હોય ને પોતે પોતાના ઉપર લઈ લે કે મારામાં આવું થયું. તમે શુદ્ધાત્મા થયા તે નિશ્ચયથી, નહીં કે બીજી રીતે. નિશ્ચયથી શુદ્ધાત્મા એટલે હવે પછી તમારાથી અમુક સંજોગોમાં એવું ન બોલાય કે આ હું શુદ્ધાત્મા હોઈશ કે નહીં ? ખરાબમાં ખરાબ કામ થયું હોય, તો એ પ્રકૃતિના આધીન છે, તમારે શું લેવાદેવા ? એ પણ શુદ્ધાત્મા થઈને લોકો ચૂકી જાય છે ને ! કે હવે હું શુદ્ધ રહ્યો નથી, કહેશે.

**પ્રશ્નકર્તા :** હા. પણ એ એવું કેમ ચૂકી જાય ?

**દાદાશ્રી :** હા. તે ચૂકી ના જવું જોઈએ, એ જ એનો પુરુષાર્થ !

**પ્રશ્નકર્તા :** આપણે શુદ્ધાત્મા છીએ ત્યાં દ્વંદ્વ નથી એ બરાબર છે પણ શુદ્ધ શબ્દ શું કામ વાપરવો પડે છે ?

**દાદાશ્રી :** હા, એ બહુ જ જરૂરિયાત છે, એ તો બહુ વૈજ્ઞાનિક શબ્દ છે, શુદ્ધ બોલવાનું. કેમ આત્મા ના બોલ્યા ? બીજો શબ્દ કેમ ના મૂક્યો ? ત્યારે કહે છે, જ્ઞાની પુરુષે તને શુદ્ધાત્મા પદ આપ્યું. અને તે પછી ચંદુભાઈથી દુનિયા આખી નિંદા કરે એવું અઘટિત કાર્ય થયું તોય તું શુદ્ધ છું એ છોડીશ નહીં, તો તને કોઈ વાળ વાંકો કરનાર નથી. તને તારી શ્રદ્ધા ડગી કે માર ખાધો. તું શુદ્ધતા છોડીશ જ નહીં. એ કર્મ જતું રહેશે. કર્મ એનું ફળ આપીને જતું રહેશે. નહીં તો મનમાં રહી જાય કે આ ખરાબ કામ થયું એટલે હું બગડી ગયો. બગડ્યો એટલે ગોન. એટલે ગમે તેવું ખરાબ કાર્ય થાય, આખું જગત નિંદા કરે તોય તમારું શુદ્ધાત્મા પદ તૂટતું નથી. એવું આ અમારું જ્ઞાન મેં આપેલું છે.

છતાં મનમાં કોઈ જો એમ કહે કે મને હવે કશો વાંધો નથી આવવાનો તોય એ લટક્યો. હા, ડરતાં રહેવું. ડરતાં તો રહેવું જ જોઈએ. આપણે કહેવું, 'ચંદુભાઈ ડરીને ચાલો, મહાવીર ભગવાન પણ ડરીને ચાલ્યા હતા.' શું કહેવાનું પાડોશીને ? ડરો. ભય ના રાખો પણ ડરો.

**પ્રશ્નકર્તા :** એ પોતે તો શુદ્ધ જ છે પણ માન્યતા અવળી હતી.

**દાદાશ્રી :** હા, શુદ્ધ જ છે. માન્યતા અવળી હતી, તે હવે સવળી થઈ. તે ફરી પાછી માન્યતા અવળી ન પેસે, એટલા માટે તું શુદ્ધ છું એ છોડીશ નહીં. કારણ કે આત્માનો સ્વભાવ કેવો છે ? ભગવાન મહાવીરે કહ્યું કે 'શુદ્ધાત્મા સમજણ પાડજો. જે સાધક સાધ્યપણું પ્રાપ્ત કરે, તેને સાધ્યપણામાં શુદ્ધાત્મા જ છે એવું સમજાવજો.' ત્યારે કહે, 'શુદ્ધાત્મા કહીએ છીએ એને બદલે બીજું કંઈક, આત્મા એકલો કહે તો ના ચાલે ?' ત્યારે કહે, 'ના ચાલે. કારણ કે કંઈક એવો કર્મનો ઉદય આવશે, તે ઘડીએ એને પોતાને જ એમ લાગશે કે મેં આવું કર્યું, મેં આવું કર્યું' એમ કહેતાંની સાથે જ એ લટક્યો. કારણ કે કર્તા કોણ છે ? વ્યવસ્થિત. કોનું કર્યું ? તો કહે, રિલેટિવનું. હું રિયલ છું. હવે આત્માનો ગુણ શો ? ત્યારે કહે, જેવું ચિંતવે તેવો થઈ જાય. એટલે જો શુદ્ધાત્મા ચિંતવન થયું તો શુદ્ધાત્મા રહ્યો અને નહીં તો થઈ જાય પેલો.

## આત્મા જેવો ચિંતવે તેવો થાય !

એક આત્મા એકલો જ એવો છે, કારણ કે પોતે જેવી કલ્પના કરેને તેવો થઈ જાય. 'હું લેફ્ટનન્ટ છું', કહે તો એવો થઈ જાય. 'હું અજ્ઞાની છું' કહે તો એવો થઈ જાય, 'હું ક્રોધી છું' કહે તો તેવો થઈ જાય. જેવું કલ્પના કરેને તેવો થઈ જાય. તેથી આપણે એમને શું કરાવીએ છીએ ? 'હું શુદ્ધાત્મા છું' એ, તો તેવો થતો જાય. આપણે જે દેખાડ્યું છે એ તેવો થતો જાય છે. પાંચ વાક્યો આપ્યાં છે. બધાં પાપ તો છે તે આ ચંદુનાં, તારે શું લેવાદેવા ? એટલે પારકી વસ્તુ આપણે માથે લઈએ તો આપણે પાછાં, તે રૂપ થઈ જઈએ. આ વિજ્ઞાન છે. આત્મા એકલાનો જ સ્વભાવ એવો છે કે જેવો ચિંતવે તેવો થઈ જાય. તરત પાછો, વારેય નહીં. અત્યારે ચંદુલાલ કહે, 'સાહેબ, હું તો બહુ માંદો થઈ ગયો છું, હું બહુ માંદો.' હું કહું કે 'ના, તું ના બોલીશ આવું. આપણે તો એવું કહેવાનું ચંદુલાલ માંદો છે.' આપણે 'હું માંદો' કહીએ એટલે આપણે માંદા જ થઈ જઈએ, તે ઘડીએ બોલતાંની સાથે જ. થઈ જાય કે ના થઈ જાય ? 'અને હું અનંત શક્તિવાળો છું' બોલ જોઈએ, તે ઘડીએ શું થઈ જાય ? અનંત શક્તિવાળો થઈ જાય.

## અવળું-સવળું એ પ્રકૃતિ માત્ર !

'હું શુદ્ધાત્મા છું' બોલ્યો, ત્યારથી નિર્વિકલ્પ થવા માંડે અને તે સિવાય બીજું કંઈ બોલ્યો, 'હું આમ છું, તેમ છું' એ બધું વિકલ્પ. એનાથી બધો સંસાર ઊભો થાય. અને પેલો નિર્વિકલ્પ પદમાં જાય. હવે તેમ છતાંય છે તે આ ચંદુભાઈને તો બેઉ કાર્યો ચાલુ રહેવાનાં. સારાં ને ખોટાં બેઉ ચાલુ રહેવાનાં કે નહીં રહેવાનાં ? અવળું-સવળું બેઉ કર્યા વગર રહે નહીં, પ્રકૃતિનો સ્વભાવ. કોઈ એકલું સવળું કરી શકે નહીં. કોઈ થોડું અવળું કરે, કોઈ વધારે અવળું કરે. ના કરવું હોય તોય થઈ જવાનું એટલે એ શું કહે છે કે 'તું શુદ્ધાત્મા છું' એ નક્કી કરીને આ બધું અવળું-સવળું 'જો'. કારણ કે તેને અવળું થયું એટલે તારા મનમાં એમ કલ્પના નહીં કરવાની કે મારે અવળું થયું. શુદ્ધાત્મા મારો બગડ્યો. શુદ્ધાત્મા એટલે મૂળ તારું સ્વરૂપ જ છે. આ તો અવળું-સવળું થાય છે, એ તો પરિણામ આવેલાં છે. પહેલાં ભૂલ કરી'તી તેનાં પરિણામ છે. એ પરિણામને જોયા કરો, સમભાવે નિકાલ કરો અને અવળું-સવળું તો અહીં આગળ લોકોની ભાષામાં છે. ભગવાનની ભાષામાં અવળું-સવળું કશું છે નહીં.

## તો ય શુદ્ધાત્મા શુદ્ધ જ !

**પ્રશ્નકર્તા :** કાયમ 'શુદ્ધાત્મા છું' એવું ભાન રહેવું જોઈએ.

**દાદાશ્રી :** 'શુદ્ધ જ છે' એ ભાવ છૂટે નહીં. અને સામો આપણને ગાળ ભાંડતો હોય ને માર મારતો હોય તોય એ 'શુદ્ધ જ છે' એવો ભાવ ના છોડવો જોઈએ.

પોતે શુદ્ધ જ છે. ચંદુભાઈના હાથે કંઈ જીવ મરી ગયો તો પણ પોતાની શુદ્ધતા ન ચૂકે, એનું નામ જ્ઞાન કહેવાય. પોતાને ભ્રાંતિ ઉત્પન્ન ના થાય કે આ મેં માર્યો. કારણ કે મારનાર આપણે છીએ જ નહીં. શુદ્ધ સ્વરૂપ છીએ આપણે. કર્તા-ભોક્તા આપણે છીએ જ નહીં. કર્તા-ભોક્તા છે તેનો આ ગુનો છે. એટલે તમારે તો ચંદુભાઈ શું કરે છે એ જોયા કરવાનું. અને જીવ તેમના હાથે મરી જાય તો આપણે જરા સલાહ

આપવી કે 'ચંદુભાઈ, જરા સાચવીને ચાલો તો સારું.' જો સાયન્ટિફિક રીતે જ્ઞાન રહેતું હોય તો મૌન રહો તોય વાંધો નથી પણ સાયન્ટિફિક રીતે આપણા લોકોને રહેતું નથી. એટલે તમારે આવું કંઈક બોલવું જોઈએ. કારણ કે એ બોલે છે તે શુદ્ધાત્મા નથી બોલતો, એ છે તે પ્રજ્ઞા નામની શક્તિ બોલે છે. એટલે શુદ્ધાત્માને બોલવાનું હોય જ નહીંને ! એટલે પ્રજ્ઞા નામની શક્તિ કહે કે, 'આવું કેમ કરો છો ? આવું ન હોવું જોઈએ ?' એટલું કહે તો બસ થઈ ગયું. અગર તો કો'કને ખરાબ લાગે એવું વર્તન થયું તો પ્રજ્ઞા નામની શક્તિ ચંદુભાઈને કહે કે 'તમે પ્રતિક્રમણ કરી નાખો, પ્રત્યાખ્યાન કરો.' બસ, એટલું જ. આમાં કંઈ અઘરું છે કશું ?

**પ્રશ્નકર્તા :** ના, ના. તદ્દન સહેલું.

**દાદાશ્રી :** અને આવી વખતે પ્રત્યાખ્યાન ના થયું હોય તો બે અવતાર વધારે થાય પેણે આગળ. પણ અહીં આગળ કરવું સારું. આમાં અઘરું નથી કશું.

## આત્મામાં કેવી રીતે રહેવું ?

**પ્રશ્નકર્તા :** હવે બહાર નથી રહેવું, આત્મામાં જ રહેવું છે તો એ કેમનું રહેવું ?

**દાદાશ્રી :** પહેલાં ચંદુલાલમાં કેવી રીતે રહેતા હતા ? એની કંઈ ઓરડી-બોરડી હતી ? પહેલાં ચંદુલાલ હતાને તમે ? ખરેખર ચંદુલાલ હતા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ચંદુલાલના નામની કોઈ વાત કરે ને એ વાત કાનથી સાંભળવામાં આવી, વચ્ચે ભીંત હોય તો ય સાંભળીને પછી મોઢું બગડી જાય. એટલે તમે ચંદુલાલ હતા એ વાત નિર્વિવાદ થઈ ગઈ. હવે તમે આત્મા છો તો ચંદુલાલ બિલકુલ નથી, ચંદુલાલની ગમે એટલી વાતો હોય. મોઢામોઢ વાતો થાય પણ આપણે આત્મા ! ચંદુલાલને ને આપણે શું લેવાદેવા ? એટલે ત્યાં કંઈ રૂમ-બુમ કશું છે નહીં. એવું આત્મામાં રહેવાનો આ ઉપયોગ ગોઠવવો. 'હું ચંદુલાલ છું' એ ઉપયોગ જતો રહ્યો

અને 'હું શુદ્ધાત્મા છું' એ ઉપયોગ રહ્યો. આ ઉપયોગમાં પેલો ઉપયોગ પેસી ન જાય એ જાણવાનું, ત્યાં જાગૃતિમાં રહેવું. છે કંઈ વાંધો આવે એવું ? બસ, એટલું જ. જેમ ચંદુલાલ હતા, તે કંઈ આપણે રૂમ રાખવી પડતી ન હતી. એમ ને એમ જ, મહીં હાથ-પગ બધું આખું શરીર ચંદુલાલ જ હતું. અને હવે બધું આત્મારૂપે થઈ જવું જોઈએ. 'હું આત્મા છું' તે એ બધું વર્તન થાય કે ના થાય, એ આપણે લેવાદેવા નથી. પણ 'હું આત્મા છું' એ ભાન નિરંતર આપણને રહેવું જોઈએ. કારણ કે દારૂ ચઢ્યો હતો ત્યારે એ બધામાં જ ફેલાઈ ગયો હતો. અને શું કહે છે ? હું છે તે પ્રેસિડન્ટ ઓફ ઈન્ડિયા છું. અલ્યા મૂઆ, હમણે બે કલાક પહેલાં તો તું કહેતો હતો કે અમે તો ચંદુલાલ શેઠ છીએ અને આવું કેવું બોલું છું ? ત્યારે કહે, કોઈની કશી અસર છે એને. એ અસરથી આવું બોલી રહ્યો છે. એ અસર જતી રહેશે એટલે પછી એ હતો તેનો તે ચંદુલાલ કહેશે પાછો. એટલે તમને આ જગતની અસર પેઠેલી છે, લોકોની જેમ. તેથી તમે ચંદુલાલ બોલ્યા પણ ખરી રીતે તમે શુદ્ધાત્મા જ છો.

પણ એ પેલી અસર ઉતરી જાય એમ ને એમ, બે કલાક પછી. આ નથી ઉતરે એવી. કારણ કે રોજ ખોરાક ખાવાનોને ! પેલું પીધા પછી બંધ કરે એટલે ઉતરી જાય. પણ આ તો સાંજ-સવાર ઠોક્યે જ રાખવાનો, ચડ્યે જ જાય અને પછી પાંચ જણાં એવું કહેનારા મળે કે 'શું ચંદુભાઈની વાત કરો છો ? બે લાખ રૂપિયા ખર્ચ કર્યો' એટલે પછી ચંદુભાઈને પાછો એનો દારૂ ચડે, આ સાંભળે કે તરત ! આ દારૂ ચડાવ્યા જ કરે લોકો. ત્યારે કોઈ ઉતારનારા ય મળી આવે. 'કશું અક્કલ નથી તમારામાં', એટલે પાછો દારૂ ઉતરી ય જાય, થોડીવાર. તે ઉતરે તે પેલાને ગમે નહીં પાછું. અલ્યા મૂઆ, દારૂ ઉતર્યો એ ઊલટું સારું થયું. ત્યારે કહે, 'ના, એ તો પણ મારી આબરૂ ગઈને.' ચડેલો ભલે રહ્યો પણ આબરૂ હતીને ? અપમાન કરે તો ઉતરી જાય દારૂ, પણ જોડે જોડે એ વેર બાંધી દે. મારા તાલમાં આવવો જોઈએ, કહેશે.

એટલે આપણે આ ચંદુલાલ છીએ નહીં ને આ શુદ્ધાત્મા થઈ જવાનું છે. બીજી શું જરૂર છે ? તમને એમ ખાતરી થતી ગઈ ખરેખર

કે ચંદુલાલ હું છું નહીં. અને ચંદુલાલની મિલ્કત એ તો એની છે, મારે શું લેવાદેવા ? અને તે ય મિલકત બધી જોઈ આપણે. એ બધી વિનાશી મિલકત હતી. ખોવાઈ ગયા પછી જડે નહીં અને જડે તો ય પાછી ફરી ખોવાઈ જવાની છે અને આ મારી મિલકત તો વિનાશી નથી, અવિનાશી છે. એ મારી મિલકત જુદી છે. 'હું શુદ્ધાત્મા થયો' એ પહેલું ભાન થાય પછી એના પ્રમાણમાં આવતું જાય ને તે રૂપ થતો જાય. એટલે શાસ્ત્રકારોએ શું લખ્યું કે એક સેકન્ડ પણ આત્મા થા અને તું આત્મા થઈ, પછી બોલ કે હું આત્મા છું. થયા સિવાય બોલીશ નહીં. તો આત્મા થાય ક્યારે ? જ્ઞાની પુરુષ એને સ્થિત બેસાડે ત્યારે. એ થાય પછી એ કહે કે હું આત્મા થયો હવે. પછી આવું બોલ. 'હું શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' બોલ્યા કર, પણ થયા વગર ગા ગા કરીશ એમાં શું દહાડો વળવાનો છે ? આમ તો નગીનભાઈ છું, પણ આખી રાત ગા ગા કરે 'હું શુદ્ધાત્મા છું' એમ. પણ નગીનભાઈને ગાળ ભાંડી કે પાછા હતા તેના તે !

ફક્ત આ છે તે આજ્ઞા પાળવાનો હેતુ શું કે નર્યો ખરાબ કાળ બધે, જ્યાં જુઓ ત્યાં લૂંટ, લૂંટ ને લૂંટ. એટલે એ કુસંગ જ છે બધો. સંગ જ કુસંગ થઈ પડ્યો છે. એટલે આપણે આ આજ્ઞા પ્રમાણે રહીએ તો પછી કુસંગ અડે નહીં અને તે ય આજ્ઞા પાછી સહેલી, એવી કંઈ ખાસ બહુ અઘરી નથી.

## બંધ થયો અંતરદાહ...

**પ્રશ્નકર્તા :** જે પ્રાપ્ત થયું છે તેમાં આગળ વધવા જે મહીં ઈચ્છા થાય, તેને અંતરદાહ કહેવાય ?

**દાદાશ્રી :** તમને અંતરદાહ તો થાય જ નહીંને ! અંતરદાહ તો ફરી ઊભું જ ના થાય. જ્યાં સ્વરૂપસ્થિતિ થઈ ત્યાં અંતરદાહ બંધ થઈ જાય. હવે બીજા એક પ્રકારનો અંતરદાહ હોય છે કે જે જોડેના ઘરનું બળે છે, તેનું માથે લઈ લે તો બને. એ પાછો પેલો નિર્જીવ અહંકાર તો બળતો હોય છે, તેનું માથે લઈએ તો માથે આવે. એ આપણે જોયા જ કરવાનું કે બહાર ઘમસાણ ચાલી રહી છે. હવે અંતરદાહ ના થાય, સ્વરૂપસ્થિતિ થયા પછી અંતરદાહ ના હોય. નહીં તો આખા જગતને સ્વરૂપસ્થિતિ થયા

પહેલાં અંતરદાહ હોય જ. હવે જે અંતરદાહ દેખાય તે તો બહારના ભાગમાં આઉટર ફેસમાં થાય છે, તેને આપણે માથે લઈ લઈએ છીએ. આપણને તો કશું અડે નહીં ને નડે નહીં એવી વસ્તુ છે. એક ફેરો આત્માનો આનંદ થાય પછી એ જીવને અંતરદાહ ક્યારેય ના થાય.

અંતરદાહ એટલે શું ? મહીં બળતરા ખબર પડ્યા કરે. એક પરમાણુ પોતે જલે અને જલી રહેવા આવે ત્યારે બીજાને સળગાવે. તે બીજો જલી રહેવા આવે ત્યારે ત્રીજાને સળગાવે. એવું નિરંતર ક્રમ ચાલ્યા કરે. ઈલેક્ટ્રિસિટીની પેઠે જલે. અને તે આપણે વેદનાય ભોગવવી પડે. એને અંતરદાહ કહે ને પછી વિશેષ પરમાણુ સળગે ત્યારે લોકો કહે છે કે મારો જીવ બળે છે, મારો જીવ બળ્યા કરે છે. એ છે તે બધું પરમાણુ બળ્યા કરે, શી રીતે સહન થતું હશે ? જો કે મેં ય જોયેલું છે. સહન શી રીતે થાય ? અંતરદાહ ગયો અને કઢાપો-અજંપો બંધ થયો એટલે છૂટ્યા આપણે.

**પ્રશ્નકર્તા :** દાદા, અંતરદાહ ગયો ખરો, સાચી વાત છે. કેવળજ્ઞાન પ્રાપ્તિ કરવાનો અંતરદાહ જાગે છે, એનું કેમ કરવાનું ?

**દાદાશ્રી :** પેલો વેપાર બંધ થઈ ગયો. હવે નવો વેપાર શરૂ થયો. આ વેપારમાં નફો વધારે કેમ થાય ? એ તો ભાવના હોયને ! જેટલો તમારો પુરુષાર્થ, એટલાં કેવળજ્ઞાનનાં અંશો બધાં જમા થઈ રહ્યાં છે.

પુરુષાર્થ શાને કહેવાય છે ? જેટલી જાગૃતિ રહે અને જેટલી અમારી આજ્ઞા પાળે તેને. અને પુરુષાર્થ થયો એટલે કેવળજ્ઞાનના અંશો મહીં ઉમેરાયા કરે. કેવળજ્ઞાનના અંશો વધતાં વધતાં ૩૬૦° થાય ત્યારે કેવળજ્ઞાન પૂરું થાય ! ત્યાં સુધી અંશ કેવળજ્ઞાન કહેવાય. અંશ કેવળજ્ઞાન છે એવું પોતાને ખબર પડે કે મને અંશ કેવળજ્ઞાન છે. કેવળજ્ઞાનના અંશ શરૂઆત થવાના થાય તો જ અંતરદાહ મટે, નહીં તો અંતરદાહ ના મટે. અંતરદાહ એવો છે કે કોઈ દહાડો મટે નહીં. દશમા ગુંઠાણાં સુધી અંતરદાહ હોય. સૂક્ષ્મ પ્રમાણમાં, બહુ નાના પ્રમાણમાં ત્યાં એ હોય. જેટલા એના કષાય હોયને એટલા પ્રમાણમાં અંતરદાહ હોય, તે અલ્પ કષાય હોય છે. ત્યાં આગળ સૂક્ષ્મ કષાય હોય. દશમા ગુંઠાણાંમાં છેલ્લામાં છેલ્લો લોભ, નાનામાં નાનો લોભ હોય એ દશમામાં. ત્યાં સુધી આ ડખો છે.

## સ્ટ્રૉંગ રૂમમાં સેફ્ટી !

હવે તમે જ્યાં સૂઈ રહો ત્યાં આનંદ. ટાઢમાં અગાશીમાં સૂવાનું થાય તોય ત્યાં આનંદ. તમે તમારી રીતે મહીં શુદ્ધાત્માની ગુફામાં પેસી જાવને, તે ટાઢ નીકળી જાય અને શેઠને બંગલામાંય ટાઢ વાયા કરે. કારણ કે એ બહાર ને બહાર જ ફાંફા માર માર કર્યા કરે. અલ્યા, તારી રૂમમાં જાને નિરાંતે ! પણ રૂમ જોઈ નથી તે ક્યાં જાય ? અને તમે તો 'રૂમ'માં સૂઈ જાવ, તે બહાર છોને વરસાદ પડવાનો હોય કે ટાઢ પડે !

વાવાઝોડું મોટું આવે તો ડગશો નહીંને હવે ?!

**પ્રશ્નકર્તા :** જરાય નહીં !

**દાદાશ્રી :** આપણી પાસે શુદ્ધાત્માનો સ્ટ્રૉંગ રૂમ છે, કોઈ નામ જ ના લે ત્યાં એવી સ્ટ્રૉંગ રૂમ છે આ તો. પોતાના હોમ ડિપાર્ટમેન્ટમાં પેસી જવાનું, આ તો બધું ફોરેન છે. તે ફોરેનમાં ભલેને બૂમો પાડે, આપણે હોમના સ્ટ્રૉંગ રૂમમાં પેસી ગયા, પછી કોઈ નામ લેનાર જ નથી. હવે અનુભવ થશેને ! પહેલાં હોમમાં બેઠા પછી જ અનુભવની શરૂઆત થાયને ! ત્યાં સુધી હજુ ફોરેનમાં ને ફોરેનમાં જતું રહેવાય. હજુ તો શુદ્ધાત્મા થયા પછી અંદર નથી જતા, બહાર જતા રહો છો. કારણ કે અભ્યાસ નથી અંદર જવાનો. અન્‌અભ્યાસ છે ને ? તે પહેલો અભ્યાસ થોડો કરવો જોઈએને ?

હજુ તો જાતજાતનાં મહીં વાવાઝોડાં આવે તો ત્યાં પણ સ્થિરતા-પૂર્વક ઉકેલ લાવવો ! વાવાઝોડાં શેના શેના આવવાના ? પૂર્વકર્મના. એટલે ભરેલો માલ છે. પૂરણ થયેલું તે ગલન થતી વખતે વાવાઝોડું ઊભું થાય. તે વખતે આપણે સ્થિરતા પકડવી જોઈએ કે વાવાઝોડું આવ્યું છે. આપણે શુદ્ધાત્મા, આપણે હોમ ડિપાર્ટમેન્ટમાં બેસીને જોયા કરવું.

કારણ કે તમારે આત્મા જુદો વર્તે છે, હંડ્રેડ પરસેન્ટ અને પુદ્‌ગલ જુદું વર્તે છે અને શુદ્ધાત્મા દશા આપેલી છે. હવે આને કશું બગડે નહીં, ક્યારેય પણ ના બગડે. તમે જાણી જોઈને ઉખાડવા માંગો તો ઉખડી જાય,

નહીં તો ઉખડે નહીં. સમજણ વધતી-ઓછી પડે, તેનો સવાલ જ નહીં. સમજણની જરૂર જ નથી. જ્ઞાની પુરુષની કૃપાનું જ ફળ છે. આ અક્રમ વિજ્ઞાન એટલે કશું તમારે કરવાનું નહીં.

અહીં બહુ માણસો ફાવ્યા અને એમના જાત અનુભવ હોય પાછા કે જ્ઞાન પહેલાં અમારી શી દશા હતી અને અત્યારે શી દશા છે !

## વૈજ્ઞાનિક ઢબે અક્રમ વિજ્ઞાન !

એક ફેરો જ્ઞાની પુરુષના મારફત અપાયેલો શુદ્ધાત્મા હોવો જોઈએ. એટલે આ સાયન્ટિફિક છે, વૈજ્ઞાનિક ઢબ છે આ તો. નહીં તો બે કલાકમાં આવું બનેલું સાંભળવામાં આવ્યું છે કોઈ દહાડોય ? બે કલાકમાં તમે શુદ્ધાત્મા થઈ ગયા એવું સાંભળવામાં આવેલું ? પણ વૈજ્ઞાનિક ઢબ છે આ અને તીર્થંકરોનું જ્ઞાન છે આ. આ મારું આગવું નથી. આ ઢબ જે છે ને તે મારી આગવી છે, અક્રમની ઢબ !

આ વિજ્ઞાન છે, આ તો ત્રણે કાળનું વિજ્ઞાન છે આ. ભૂતકાળમાં હતું, વર્તમાનકાળમાં છે, ભવિષ્યકાળમાં બદલાશે નહીં, એવું વિજ્ઞાન છે આ તો. તમને નથી લાગતું આ વિજ્ઞાન છે દાદાનું ? તાળો મેળવી જોતા હોય તો ખબર પડે. અવિરોધાભાસ સૈદ્ધાંતિક રીતે નથી લાગતું એવું ?

**પ્રશ્નકર્તા :** દાદા, એના જવાબમાં એમ કે કષાય ક્યાંય પાતળા થઈને ઊડી જવા માંડ્યા. આજે કોઈ કંઈક બગાડી નાખવા આવે તો એ ચંદુભાઈનું બગડે છે એમ થાય છે. એટલે એ જ અમારી પાસે સાબિતી છે.

**દાદાશ્રી :** ગમે તેવાં ખરાબ પરિણામ હોય તોય 'જોયા' કરવાનું, ડગવું નહીં. કારણ કે કર્તા તું છું નહીં. આજે એનો કર્તા તું નથી.

## તૂટ્યો આધાર કષાયોનો !

'હું ચંદુભાઈ છું' બોલ્યા, તેથી તમે ક્રોધ-માન-માયા-લોભ બધાંના આધાર થઈ પડ્યા. હવે 'હું શુદ્ધાત્મા' કહે એટલે એ બધા નિરાધાર થઈ ગયા. નિરાધાર થયા પછી કોણ રહે ? કોઈ પણ વસ્તુ નિરાધાર સ્ટેજમાં રહે નહીં કોઈ દા'ડો. પડી જ જાય. પહેલાં તો 'મને ગુસ્સો આવ્યો', 'મને

આમ થયું, તેમ થયું' કરતો'તો. હવે નિરાધાર થઈ ગયા અને એ ગુસ્સો બધો નિરાશ્રિત જેવો દેખાય આપણને. નિરાશ્રિત માણસ હોય ને બીજો એક માણસ આશ્રિત હોય, બેમાં ફેર પડે, એટલો બધો પડે કે ગુસ્સો મડદાલ જેવો લાગે. ભલીવાર ના હોય એમાં. હવે એ ક્રોધ-માન-માયા-લોભ બીજું કશું નુકસાન નહીં કરે, સુખને આવરે. મહીં જે સુખ, સ્વયંસુખ ઉત્પન્ન થવું જોઈએ, તે ના આવવા દે.

પ્રતિષ્ઠા એટલે શું કે છોકરાની વહુના સસરા થઈને બેઠા હોય. સસરા જ કહેવાયને છોકરાની વહુ આવી એટલે ? પણ પછી દીક્ષા લે એટલે આ છે તે અહીંથી પ્રતિષ્ઠા તોડી સસરાની. અને દીક્ષા લે એટલે હું સાધુ, એ પાછી પ્રતિષ્ઠા ઊભી કરી. આ પ્રતિષ્ઠા છોડીને પાછી પેલી પ્રતિષ્ઠા ઘાલી. પ્રતિષ્ઠા તો એની એ જ ઘાલીને ? જો શુદ્ધાત્મા થઈ ગયો, તો કશો વાંધો નથી. આ એક પ્રતિષ્ઠા છોડી અને બીજી ઘાલી. પછી વળી આગળ જરા ભણે શાસ્ત્રો, એટલે પાછી એ પ્રતિષ્ઠા છોડાવડાવે અને ઉપાધ્યાયની આપે. ઉપાધ્યાય છોડાવડાવીને આચાર્યની આપે. આચાર્યનું છોડાવડાવીને સૂરીનું આપે. પણ એની એ પ્રતિષ્ઠામાં રહેવાનો. તે જ્યાં સુધી આ પ્રતિષ્ઠામાં છે, ત્યાં સુધી ક્રોધ-માન-માયા-લોભ જાય નહીં.

'હું ચંદુભાઈ છું' એ પ્રતિષ્ઠાને લીધે આ ક્રોધ-માન-માયા-લોભની સૃષ્ટિ ઊભી રહી છે. 'હું ચંદુલાલ' એમ તમારા જ્ઞાનમાં બધું હતું અને આનો ફાધર થઉં, ત્યાં સુધી પ્રતિષ્ઠા કહેવાય. પણ એ પ્રતિષ્ઠા તમે છોડી નાખી કે હું તો શુદ્ધાત્મા અને ચંદુલાલ તો મારા પહેલાંના કર્મનો બધો જૂનો ફોટો છે, એ જ ભોગવવાનું છે. એ દંડ છે મારો, ગુનેગારી છે. આ ગુનેગારી ભોગવવાની છે. બાકી એ કંઈ, હું ખરેખર ચંદુલાલ ન્હોય, પ્રતિષ્ઠા કરે તો જ પેલાં ઊભાં રહે. પણ હું શુદ્ધાત્મા થઈ ગયો એટલે પ્રતિષ્ઠા તૂટી ગઈ.

## રિયલ અવિનાશી, રિલેટિવ વિનાશી !

એક વિનાશી દ્રષ્ટિ છે અને એક અવિનાશી દ્રષ્ટિ છે; બે જાતની દ્રષ્ટિઓ છે. ખરેખર મૂળ પોતાની દ્રષ્ટિ તો અવિનાશી છે. પણ આ વિનાશી-માં દ્રષ્ટિ ઘાલી પાછી. તેથી ઊલટો વિનાશી ભાવ આપણો ઉત્પન્ન થયો !

'હું ચંદુલાલ છું' એવું ભાન, લોકો કહે ને આપણે માનીને આ બધું ફસાયા અને દ્રષ્ટિ 'રિલેટિવ' થઈ ગઈ. એટલે વિનાશી છું એવું ભાન થયું. પણ પાછું મહીં ખૂંચ્યા કરે કે ગયા અવતારે હતો. તે પાછું બોલેય એવું. જો ગયા અવતારે હતો, તો અવિનાશી છે જ ને ! આપણે ગયા અવતારે હતા, તો આપણે વિનાશી નથી. આ તો દેહ વિનાશી છે. આપણું અવિનાશીપણું તો છે જ. કારણ કે આપણે શુદ્ધાત્મા છીએ, એ 'રિયલ' વસ્તુ છે. અને જેટલી 'રિયલ' વસ્તુ છે એ બધી અવિનાશી છે. જેટલી 'રિલેટિવ' વસ્તુ છે એ વિનાશી છે.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત આપણે સંસારની અમુક બાબતોમાં, આ રિલેટિવ છે એવું ઉપલક રહીએ, તો મહીં બહુ આનંદ રહે છે.

**દાદાશ્રી :** રિલેટિવ બોલે ત્યાંથી જ આનંદ. રિલેટિવ બોલ્યો માટે પોતે રિયલ છે એ વાત ખાતરી થઈ ગઈ. 'હું શુદ્ધાત્મા' ના બોલે ને આ બધું રિલેટિવ બોલેને કે આ બધું રિલેટિવ છે, તો તમે શુદ્ધાત્મા છો એ પ્રુવ (સાબિત) થઈ જાય છે.

## બેઉ અવિનાભાવી !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માની જે સ્થાપના એટલે રિયલ વસ્તુ થઈ.

**દાદાશ્રી :** હા. રિયલ વસ્તુ.

**પ્રશ્નકર્તા :** એટલે એના ઉપર તો એને જાગૃતિ રાખવી જ જોઈએ. એ આજ્ઞા નંબર વન. બીજું બધું રિલેટિવ છે અને પોતે રિયલ છે.

**દાદાશ્રી :** અને એ તો આખા જગતને રિલેટિવમાં મૂકી દીધું, હડહડાટ. હવે તમે એકુંય આજ્ઞા પાળો છો કે ? કઈ આજ્ઞા પાળો છો ?

**પ્રશ્નકર્તા :** રિયલ જોવાનું.

**દાદાશ્રી :** એમ ? રિયલ એકલું જ કે રિલેટિવ હઉ ? રિયલ અને રિલેટિવ બે જોડે હોઈ શકે. એકલું ના રહે. એટલે આ દેખાય તો પેલું દેખાય. પેલું દેખાય તો આ દેખાય.

**પ્રશ્નકર્તા :** એટલે રિયલ દેખાય તો રિલેટિવ દેખાય.

**દાદાશ્રી :** રિલેટિવ હોય તો જ રિયલ દેખાય અને રિયલ દેખાય તો રિલેટિવ દેખાય જ. એ અવિનાભાવી સંબંધ છે, એક હોય તો બીજું હોય જ ! રિયલ એનું નામ કહેવાય કે રિલેટિવને જોતો હોય.

**પ્રશ્નકર્તા :** રિયલ થઈને રિયલને પણ જોઈ શકેને ?

**દાદાશ્રી :** જોઈ શકે, હા. રિલેટિવને જોવા-જાણવા સિવાય કોઈ બીજી ક્રિયા ના હોય એ રિયલ. જગત આખું રિલેટિવમાં, જોવા-જાણવા સિવાયની બીજી બધી ક્રિયામાં પડેલું.

**પ્રશ્નકર્તા :** એટલે રિલેટિવ માત્રને જોવા-જાણવાની ક્રિયા એકલી રિયલની જ છે ?

**દાદાશ્રી :** હા. બીજું તો જોઈ શકે જ નહીં.

## બે ને જુદું પાડે તે પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** રિયલ-રિલેટિવ બહાર જોતો જોતો જઉં, તો પછી એ કોણ જુએ છે ? શુદ્ધાત્મા જુએ છે ?

**દાદાશ્રી :** એ તો પ્રજ્ઞા જુએ છે, આત્મા જોતો નથી. અને પ્રજ્ઞા જુએ એટલે આત્મા ખાતે જ ગયું. બુદ્ધિ અને પ્રજ્ઞા, બેના જોવા-જાણવામાં ફેર છે, પેલી ઇન્દ્રિયગમ્ય છે ને આ અતીન્દ્રિયગમ્ય છે.

બધું વિનાશી તો ઓળખાયને આપણને ! મન-વચન-કાયાથી જે આ બધું આંખે દેખાય છે, કાને સંભળાય છે, એ બધું જ રિલેટિવ છે.

**પ્રશ્નકર્તા :** એ બરોબર છે. પણ આ રિયલ અને રિલેટિવ જુદું કોણ પાડે છે ?

**દાદાશ્રી :** એ મહીં પ્રજ્ઞા છે. એ બેઉ જુદા પાડે છે. રિલેટિવનું જુદું પાડે ને રિયલનું ય જુદું પાડે.

**પ્રશ્નકર્તા :** રિયલ, રિલેટિવ ને પ્રજ્ઞા, આ ત્રણ વસ્તુ છે એવું થયુંને, તો પ્રજ્ઞા રિયલથી જુદી વસ્તુ છેને ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા રિયલની જ શક્તિ છે, પણ બહાર પડેલી શક્તિ છે. એ જ્યારે રિલેટિવ બહાર ના હોય ત્યારે એકાકાર થઈ જાય.

## રિયલ-રિલેટિવની ડિમાર્કેશન લાઈન !

તીર્થંકરોએ એકલાએ જ છે તે રિલેટિવ ને રિયલ બેની લાઈન ઓફ ડિમાર્કેશન નાખેલી છે. બીજાં કોઈએ પાડેલી નથી. કુન્દકુન્દાચાર્યે નાખેલી, તે પણ સીમંધર સ્વામીના અનુસંધાનથી. આપણું રિયલ છે એટલે, રિલેટિવ ને રિયલ બેઉ વચ્ચે ડીમાર્કેશન લાઈન નાખી છે ! ત્યાંથી જ પછી નિત્ય થયો એ. ડિમાર્કેશન લાઈન, બહુ સરસ પડી ગઈ ! એની જ કિંમત છેને !

લોકો રિલેટિવને રિયલ માને છે. કેટલીક બાબતમાં રિયલને રિલેટિવ માને છે. એ ભ્રામકતા નીકળી ગઈને ? તેથી આ જ્ઞાન લઈને બીજે દહાડે જીવતો થઈ જાય. એનું કારણ જ એ ને ! નહીં તો જીવતો થાય જ નહીંને !

આપણું રિલેટિવ ને રિયલનું ડિમાર્કેશન બહુ એક્યુરેટ આવી ગયુંને ! અને જગત આખું એમાં જ બધું ફસાયેલું છે. રિલેટિવ ને રિયલની જે લાઈન ઑફ ડિમાર્કેશન જોઈએ તે ખબર નથી, આ લોકોને, એટલે એક્યુરેટ ડિમાર્કેશન લાઈન પડતી જ નથી ને ફસાઈ ગયું છે. રિલેટિવ-રિયલના ઝગડા બંધ થતાં નથી. એટલે આત્મા પ્રાપ્ત થતો નથી.

**પ્રશ્નકર્તા :** રિલેટિવને રિલેટિવ તરીકે ત્યારે જ જાણે, જ્યારે રિયલને જાણે.

**દાદાશ્રી :** રિયલ જાણે ત્યારે રિલેટિવ જાણે. અથવા તો આખું રિલેટિવ જાણી લે તો રિયલ જાણે. જેમ ઘઉં-ઘઉં એકલા જાણી શકે એટલે પછી શું રહ્યું ? કાંકરા. કાંકરા એકલા જાણીએ તો શું રહ્યું ? ઘઉં. ઘઉં-કાંકરા બે ભેળાં છે, એવું માલમ પડી જાયને ?

**પ્રશ્નકર્તા :** લોકોએ રિલેટિવને રિલેટિવ પણ નથી જાણ્યું આજે એમ થયુંને, દાદા ?

**દાદાશ્રી :** કશું જ જાણ્યું નથીને ! રિલેટિવ પૂરું જાણે તો બહુ સારું, રિલેટિવનો એક અંશ જાણ્યો નથી લોકોએ. કશું જાણ્યું જ નથી. આ તો ઊલટી ખોટો ખાધી છે. રિલેટિવનું જાણે એટલે તો રિયલ આ જાણ્યામાં જ રહે. નહીં તો લાઈન ઓફ ડિમાર્કેશન બરોબર પડે નહીંને ! આટલો આ ભાગ રિયલનો ને આ રિલેટિવનો.

**પ્રશ્નકર્તા :** પોતે પોતાનાથી થઈ શકે નહીં.

**દાદાશ્રી :** નહીં, પોતાને ભાન જ નથીને ! શાસ્ત્રોમાં લખ્યું છે એ ખબર નથી. શાસ્ત્રમાં પૂરો શબ્દ આવે નહીં.

**પ્રશ્નકર્તા :** તો છેવટે જ્ઞાની પુરુષ મળે તો જ કામ થાય.

**દાદાશ્રી :** નહીં તો ના થાય. થયું જ નથી. અત્યાર સુધી કોઈને થયું જ નથી. કારણ કે ચાર વેદ ઈટ સેલ્ફ બોલે છે. ધીસ ઈઝ નોટ ધેટ, ધીસ ઈઝ નોટ ધેટ. પુસ્તકમાં ઉતરે એવો નથી આત્મા !

## સર્વાત્મા એ શુદ્ધાત્મા !

બધા આત્મામાં શુદ્ધાત્મા દેખાતો થયો, ત્યારથી પોતે પરમાત્મા થયો. નહીં તો આ મારો સાળો થાય, આ મારો મામો થાય, આ મારો નોકર છે, આ મારો સેક્રેટરી છે, આ મારો શેઠ છે, એ બધું ભ્રાંતિ. બધામાં શુદ્ધાત્મા છે, એવું જેને સમજણ પડી ગઈ, એને પરમાત્મપદ પ્રાપ્ત થયું. પણ તે હજુ શ્રેણી માંડી, પરમાત્માની. હવે સાચાં પગથિયાં હવે ચઢવાનાં આવે છે. મોક્ષના દરવાજાની મહીં પેઠો, ને હવે શ્રેણી માંડી કહેવાય. બધા ધર્મોને અહીં આગળ ભેગાં થવાનું. આ મોક્ષના દરવાજામાં પેસતી વખતે બધાએ ભેગું થવું પડે, શ્રેણી માંડતી વખતે. તે આ શ્રેણી માંડી કહેવાય. જ્યાં શુદ્ધાત્માનું લક્ષ બેઠું, ત્યાંથી શ્રેણી માંડી, તે પછી આગળ આગળ અનુભવ થયા જ કરે, સ્ટેપ બાય સ્ટેપ ! એટલે 'સર્વાત્મા એ શુદ્ધાત્મા છે' એવું સમજણ પડી, ત્યારથી જ પરમાત્માની આપણને શ્રેણી મંડાઈ ગઈ.

❖❖❖❖❖

## [૩]

# સમભાવે નિકાલ, ફાઈલોનો !

### વિરમે વિશ્વ સમભાવથી !

વિષમભાવથી જગત ઊભું થયું છે, સમભાવથી નીકળી જશે.

**પ્રશ્નકર્તા :** ફાઈલો બધી બહુ હોયને, તે આવે એટલે...

**દાદાશ્રી :** ફાઈલો આવે તેનો વાંધો નથી. પણ તમારા ધ્યાનમાં હોય છે કે નહીં કે 'હું શુદ્ધાત્મા છું' એ ? આપણે જેમ અહીંથી નક્કી કરીએ કે મારે મુંબઈ જવું છે સાંજે. એટલે આપણા ધ્યાનમાં હોય કે ના હોય મુંબઈ જવાનું છે એવું ?

**પ્રશ્નકર્તા :** એ તો ધ્યાન હોય, લક્ષ હોય.

**દાદાશ્રી :** તે એ જ લક્ષ. એ લક્ષ ના ચૂકાવું જોઈએ. નિરંતર જાગૃતિ હોય જ. ફાઈલો તો આવે ને જાય, આવે ને જાય. પછી ધીમે ધીમે હલકું થઈ જશેને ! આ જેમ જેમ સત્સંગ તમે સાંભળતા જશોને, તેમ તેમ બધા પડળો ઊડી જશે. હવે સત્સંગ સાંભળવાનું રહ્યું તમારે.

**પ્રશ્નકર્તા :** સમભાવે નિકાલ કરતાં ક્યારેક બે-ચાર કલાક વાર લાગી જાય.

**દાદાશ્રી :** વાર લાગી જાય, પણ સમભાવે નિકાલ કરે ખરોને ?

**પ્રશ્નકર્તા :** હા, કરે તો ખરો.

**દાદાશ્રી :** ના થાય તો ય વાંધો નહીં. સમભાવે નિકાલ કરવો એટલું તમારે ભાવમાં રાખવા જેવું છે. થયું કે ના થયું એ તમારે જોવાનું નહીં. પછી ફાઈલનો સમભાવે નિકાલ કર્યો છે ને કોઈ ?

**પ્રશ્નકર્તા :** હા, એ તો થઈ જ ગયો.

**દાદાશ્રી :** એ જેટલો કરશોને એમ પછી શક્તિ મલ્ટિપ્લિકેશન થશે.

## ખાવાની ફાઈલનો સમભાવે નિકાલ !

સાંભર સાંભર કરે, યાદ આવ્યા જ કરે, એનું નામ ફાઈલ. યાદ ના આવે, એનું નામ ફાઈલ ના કહેવાય. ચંદુલાલ નાસ્તાની બૂમો પાડે, તો નાસ્તો આપી દઈએ. એ પતી ગયું એટલે એના તરફની પછી કોઈ બૂમ નહીં રહે. એની બૂમ ના રહેવી જોઈએ એટલે સવારમાં નાસ્તો કરાવીએ પછી આપણે પૂછીએ, 'ચા લેશો ?' ત્યારે એ કહે, 'ના, ચા તો ક્યાં પીઉં છું ?' ત્યારે આપણે કહેવું, 'સારું ત્યારે !' અને ચા પીતા હોય તો આપણે આપી દઈએ. નહીં તો એની બૂમ હોય વગર કામની. એટલે પછી આપણે કોઈ જોડે વાતો કરતાં હોય, તો એ મહીં ચા પીવાની કચકચ કર્યા કરે એટલે એને પતાવી દેવાનું બધું, સમભાવે નિકાલ !

'ફાઈલ નં. ૧' ખાય-પીવે, એ ફાઈલે શું ખાધું-પીધું એને 'પોતે' 'જોયા' કરે. બસ, એટલું જ. એ એના ધર્મમાં છે. જોવું-જાણવું એ આપણો ધર્મ છે અને ખાવું-પીવું એ ફાઈલનો ધર્મ છે. ક્રિયા બધી છે તે ફાઈલની છે, બાકી અક્રિયતા 'આપણી' છે. કોઈ ક્રિયા 'આપણી' નથી આમ. આપણે જ્ઞાતા-દ્રષ્ટા જોવું-જાણવું. ક્રિયા બધી જ જાતની હોય, તે બધી ફાઈલ નંબર વનની.

સવારમાં ચા-પાણી આવ્યા, એટલે ફાઈલનો નિકાલ કરવાનો. ચામાં જરા ખાંડ ઓછી છે, તો આપણે સમજી જવાનું કે આ ફાઈલનો સમભાવે નિકાલ કરવાનો છે. કંઈ બોલવાનું નહીં, પી જવાનું. સમભાવે નિકાલ કરવાનો. પછી પેલાને ખબર પડે કે, ઓહોહો ! આ તો બોલતાંય નથી.

એ પીએ એટલે ખબર તો પડેને ? તે ઊલટું એમના મનમાં એમ થાય કે આ તો બોલતાંય નથી. તે આપણું ખોટું છે. ફરી એ પોતે ભૂલ સુધારે. આપણે કોઈને સુધારવાની જરૂર નથી. આપણે કહીએ ત્યારે કચકચ કરે. 'તમે ભૂલ નથી કરતાં કોઈ દહાડો ?' એવું કહે. એવી આબરૂ લે, તેનાં કરતાં વગર આબરૂએ આબરૂદાર રહીએ તે શું ખોટું ?!

બહુ સહેલો રસ્તો છે. શાસ્ત્રો વાંચવાની જરૂર નથી. બધી ફાઈલો જ છે. આ જમવાનું આવ્યું તેય ફાઈલ, આ ચા આવી તેય ફાઈલ. તેનો સમભાવે નિકાલ કરવો. 'હું ચા નથી પીતો, ને મને આમ નથી ને તેમ નથી...' એવું નહીં. પણ ચા ના પીતો હોય તો એ કપ મૂકી દેને, તે ખબર ના પડે કોઈને ! બૂમાબૂમ શું કરવા કરે છે તે ?! 'હું ચા નથી પીતો ને' કહેશે ! કેટલાં બધાં બખેડા કરે, નહીં ? ડખો કરે !

ક્રમિક માર્ગમાં તો ઉકેલ ના આવે. આ તો આપણો 'અક્રમ માર્ગ' એવો છે કે જલદી ઉકેલ આવી જાય. શરીર, પોતાની જાતથી માંડીને બધાને ફાઈલો કહે છે. બૈરી-છોકરાંનો રાગ છોડાય, બંગલાનો રાગ છોડાય, પણ ભૂખનો રાગ છોડાય કંઈ ?

## ફાઈલો કહેવાય કોને ?

ઊંઘની ફાઈલનો તો સમભાવે નિકાલ કરી નાખ્યોને હવે ?

**પ્રશ્નકર્તા :** હા, એ કર્યો.

**દાદાશ્રી :** એય ફાઈલ જ છે. જો એમાંય નિકાલ ના કરીએ તો બેઠા બેઠા ઊંઘી જાય. એટલે એ ફાઈલનો નિકાલ કરીએ તો રાગે પડે. એવી રીતે ભૂખ લાગે તેય ફાઈલ. જે બધાં દુઃખ દે એ બધા ફાઈલ. સંડાસ જવું હોય ને પેણે લાઈન હોય તો એ ફાઈલ કહી. ઉપાધિ ! જમવા બેસો તેય ફાઈલ છે. અરે, ગરમ પવન આવે તોય ફાઈલ છે. સમભાવે નિકાલ કરવો પડેને ? ઠંડી હવા આવી તોય ફાઈલ છે. કઈ ફાઈલ નથી ?

**પ્રશ્નકર્તા :** ટ્રેનમાં ધક્કામૂક્કી થઈ, એને ફાઈલ ગણવી ?

**દાદાશ્રી :** ફાઈલ ગણીએ તો જ નિકાલ થાયને ! ફાઈલોનો સમભાવે

નિકાલ કરવાનો, તેથી ફાઈલ પછી ઊભી રહે નહીં. એ ખાતું પૂરું ના થાય ત્યાં સુધી ચોપડા ચોખ્ખા ના થાય, ત્યાં સુધી પૂરેપૂરો નિકાલ થાય નહીં. આ ઋણાનુબંધ છે. ચોપડામાં નામ છે, ફલાણા-ફલાણા. 'કેમ છો, ચંદુભાઈ' એવું કહેનારા ય ફાઈલ કહેવાય. બીજા બધાં લોક કહે છે કંઈ ? લેવાય નહીં ને દેવાય નહીં. આ બધું પાંચ-પચીસ હજાર માણસ હોય તે જ, તેની જોડે લેવા-દેવા. એટલાં ખાતાં હારુ બધી આખી દુનિયાની જોડે આપણે વ્યવહારમાં આવવું પડે. એટલે ખાતાં ચોખ્ખાં કર્યા હોય, સમભાવે ફાઈલનો નિકાલ કરી નાખ્યો એટલે ઊડી ગયા. પપ્પા ય ફાઈલ કહેવાય. પૈણ્યા પછી બીજા નંબરની ફાઈલ આવેને ? બધાં ફાઈલ કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** આપણે ફાઈલનો સમભાવે નિકાલ કરવાની કેમ જરૂર પડે ?

**દાદાશ્રી :** પહેલાં અવળો કર્યો છે, એટલે હવે સવળો કરવાની જરૂર છે. સમભાવ નથી કર્યો અને ઊંધા રસ્તે કર્યો છે, માટે હવે સમભાવ કરીએ. પહેલાં ગુણાકાર કરેલી રકમ હોય, તેનો આપણે ભાગાકાર કરીએ એટલે હતી તેની તે જ આવી જાયને અને પહેલાં ભાગાકાર કરેલી હોય, તેનો ગુણાકાર કરીએ તો ફરી એની એ આવી જાયને ?! એટલે એ બેઉને નિઃશેષ કરી નાખવાના. એટલે સમભાવે નિકાલ કરવાનો.

## નિશ્ચય જ કરે કામ !

**પ્રશ્નકર્તા :** સમભાવે નિકાલ કરવાનો એમાં કોઈ ક્રિયા છે ?

**દાદાશ્રી :** ક્રિયા કશું છે નહીં. મનમાં નક્કી કરવાનું કે મારે દાદાની આજ્ઞા પાળવી છે. સમભાવે નિકાલ કરવો છે, એ જ બસ. પછી ક્રિયા કશું કરવાની નથી. સમભાવે નિકાલ કરવો છે એ જ તમારો ભાવ. પછી શું થયું એ જુદી વસ્તુ છે. પણ એની સાયન્ટિફિક અસર છે એ. તમે જો મહીં નક્કી કરો આ પ્રમાણે, તો એની છે તે સામા માણસ ઉપર અસર પડે છે અને સાયન્ટિફિક રસ્તે હેલ્પ થાય છે અને તમે નક્કી કરો મહીંથી કે મારે એને આજ સીધો કરી નાખવો છે, તોય એની અસર પેલા ઉપર પડશે. એટલે આ બહુ સુંદરમાં સુંદર હથિયાર આપ્યું છે, સમભાવે નિકાલ કરો.

પુરુષ થયા પછી પુરુષાર્થની જ જરૂર છે. ફાઈલનો તો એની મેળે નિકાલ થઈ જ જવાનો. તમારે કશું કરવાની જરૂર નથી. આપણા મનમાં જે પહેલાં રહેતું હતું કે આ માણસ શું સમજે છે એના મનમાં, એ આપણા ભાવ અવળા થતા હતા. એ હવે ના હોવા જોઈએ. એ તમને ગમે તે કરે, સામો માણસ કૂદાકૂદ કરતો હોય તો આપણને વાંધો નથી એનો; આપણે સમભાવે નિકાલ કરવો છે એવું નક્કી કરવાનું. પછી એવું જ થયા કરે.

## સમભાવમાં શસ્ત્રો ઉપાડાય ?

**પ્રશ્નકર્તા :** આજના જમાનામાં સમભાવે નિકાલ કરવાનું આપે જે કહ્યું છે એ શક્ય કેવી રીતે થાય ? રોજની જિંદગીમાં અમે કેવી રીતે જાણી શકીએ કે અહીંયા શસ્ત્રો ઉપાડવા જેવું છે કે નહીં ?

**દાદાશ્રી :** શસ્ત્રો ઉપાડવાનાં નહીં. એ સામો ઉપાડે તોય આપણે ઉપાડવાનાં નહીં. ના ઉપાડે તોય નહીં ઉપાડવાનાં. આપણે તો નિકાલ જ કરી નાખવાનો. આપણે કશું જાણવા-કરવાની જરૂર નહીં. સમભાવે નિકાલ કરવો છે એટલું જ વાક્ય તમારે મનમાં રાખવાનું. આ તો અક્રમ વિજ્ઞાન છે. આજ્ઞામાં જ રહેવાનું, તો તમારું કોઈ આટલુંય નામ ના દે.

## 'ફાઈલ' શબ્દમાં કેટલું વચનબળ !

તમે અમારો શબ્દ બોલોને કે ફાઈલનો સમભાવે નિકાલ કરવો છે, તો સામો ગમે તેવો નાલાયક માણસ હોય તો ય સમભાવે નિકાલ થઈ જ જાય. આ શબ્દો એવા છે, આ વાક્યમાં એટલું બધું વચનબળ મૂકેલું છે કે માણસ જો વાક્ય વાપરેને તો બીજી કોઈ જાતનું દુઃખ સ્પર્શે નહીં, દુષમકાળે ય સ્પર્શે નહીં, એટલું બધું મહીં સાયન્સ મૂકેલું છે.

'ફાઈલ' કોને ગણાય ? જેમાં આપણે કંઈ લેવા-દેવા નથી એ ફાઈલ નથી. આ અમેરિકાવાળા કંઈ આપણી ફાઈલ છે ? અમેરિકન લોકો અહીંથી જતા-આવતા હોય તો આપણને રાગે ય ના થાય ને દ્વેષે ય ના થાય. આપણને રાગ-દ્વેષ થાય છે તે આપણી 'ફાઈલ'. જ્યાં આસક્તિ છે તે બધી 'ફાઈલો'. તે આપણે સમજી જવું કે આ આપણી ફાઈલ આવી.

પહેલાં તો એમ કહેતા હતા કે, 'આ મારી સાળી આવી'. તે ઊલટો એની પર રાગ થતો હતો. 'મારી સાળી' બોલતાંની સાથે રાગ થાય. પણ આ ફાઈલ બોલતાંની સાથે રાગ તૂટે. ફાઈલ આવી બોલ્યો કે રાગ તૂટ્યો. 'રિયલી' તો આપણને (મહાત્માઓને) રાગે ય છૂટી ગયો છે અને દ્વેષે ય છૂટી ગયો છે, વીતરાગ થઈ ગયા છે. પણ હવે વ્યવહારનાં હિસાબ બધા નિકાલ કરવાનાં ને ! પેઢી મોટી હોય તો જરા વાર લાગે.

આધિ, વ્યાધિ ને ઉપાધિ ફાઈલોની સાથે જ હોય બધી. આ 'મારું, મારું' કહેશો તો તમારી ફાઈલો તમને વળગશે, આધિ-વ્યાધિ-ઉપાધિ વળગશે અને 'આ ફાઈલ છે' એમ કહ્યું કે એ જુદું ને તમારું જુદું. એટલે સમાધિ રહેશે. જેને આધિ-વ્યાધિ-ઉપાધિ અડે નહીં, તેને સમાધિ કહી !

## સમજ સમભાવે નિકાલની !

**પ્રશ્નકર્તા :** આમાં મુખ્ય વસ્તુ આપણે લક્ષમાં રાખવાની રહી કે સમભાવે જગતમાં વર્ત્યા કરો.

**દાદાશ્રી :** બસ, આપણે સમભાવે નિકાલ કરવાનો. તમારે તો ફક્ત આજ્ઞા પાળવાની, એનું નામ જ સમભાવે નિકાલ થઈ ગયો. પછી સામો માણસ ના કરે એ વાત ડિફરન્ટ મેટર છે. સામો અવળો ચાલતો હોય, તેમાં આપણને એનો વાંધો નથી. આપણે જવાબદાર નથી.

સામો કોઈ માણસ આવતો હોય, આપણે જાણીએ કે આ માણસ હમણાં તપી જશે. એટલે આપણે મનમાં પહેલેથી નક્કી કરવાનું કે સમભાવે નિકાલ કરવો છે. છતાંય એ માણસ તપી ગયો અને એની જોડે ચંદુભાઈ પણ તપી ગયા. તમે નક્કી કર્યું હતું, છતાંય ચંદુભાઈ તપી ગયા, એનું નામ જ સમભાવે નિકાલ કર્યો કહેવાય. તમારું ડિસિઝન શું હતું ? સમભાવે નિકાલ કરવો હતો. છતાંય તીર છૂટી ગયું, એમાં તમે રિસ્પોન્સિબલ નથી.

**પ્રશ્નકર્તા :** પણ આપણે સામી ફાઈલને એડજસ્ટ થઈ જઈએ, એને સમભાવે નિકાલ કર્યો કહેવાયને ?

**દાદાશ્રી :** આપણે તો એ ફાઈલ આવે કે મનમાં નક્કી થાય કે ફાઈલની જોડે ભાંજગડ છે, તે હવે સમભાવે નિકાલ કરી નાખવો છે. એવું તમે નક્કી કર્યા પછી જે થાય એ કરેક્ટ. એ તો બધી કુદરતી રચના છે. એનો વાંધો નથી મને. ના થાય તો ફરી નિકાલ કરવો જ છે, એમાં પુરુષાર્થ ભાવ રહેલો છે. તમને કહ્યું હોય કે આ જે સ્લોપ છેને એ ચીકણી જગ્યા છે, પડી જશો. માટે આ ફાઈલનો સમભાવે નિકાલ કરજો. પછી તમે સમભાવે નિકાલ કરવાનું નક્કી કરીને અંદર જાવ અને લપસી પડો તો તેનો વાંધો નહીં. મારી આજ્ઞામાં રહ્યો કે નહીં ? અને આજ્ઞામાં રહ્યો તેને બીજો ગુનો નથી લાગતો.

## ન તોડાય ભાવ, સમભાવનો !

**પ્રશ્નકર્તા :** હવે એ ફાઈલ મોક્ષમાર્ગમાં રૂકાવટ કરતી હોય, અને સમભાવે નિકાલ થતો નથી, તો એ ફાઈલને પછી લાલ લૂગડે બાંધીને અભરાઈ ઉપર મૂકી દઈએ. પછી કહીએ 'હું જ્યારે સાવધાન થઈશ ત્યારે જોઈશ. પણ હમણાં તું જા.' તો ચાલે કે ના ચાલે ?

**દાદાશ્રી :** એવું કંઈ કરવાનું નહીં. 'સમભાવે નિકાલ કરવો છે' એવી તમારે ભાવના રાખવાની, બીજું કશું નહીં. એટલે સામા માણસને માટે આપણો ભાવ બગડે નહીં. થયો કે ના થયો, એની તમારે શી ભાંજગડ ? સહેલું મૂકીને અઘરું શું કરવા કરો છો ? એટલે આવું સરળ છે, સહેલું છે. સરળ એટલા માટે કે આજ્ઞા જ તમારે પાળવાની છે. તમારે બીજું જોવાનું નથી. બીજું તો માણસથી બની શકે નહીં. આમ સમભાવે નિકાલ તો ના થાય ત્યારે શું કરવું ત્યાં ? માથું ફોડવું ?! નાળિયેર વધેરીએ એમ કંઈ માથું વધેરાય ? જે થયું એ સાચું, કરેક્ટ. પણ તમારો ભાવ એક્ઝેક્ટ હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** કેટલીક વખત અમે એવું આપની પાસેથી માગીએ છીએ કે દાદા, આ ફાઈલોનો નિકાલ કરવા માટેની આપ શક્તિ આપો.

**દાદાશ્રી :** હા, એ માંગણી ય કરવી. પણ માંગણી કરીને પાછાં આપણા કામમાં પડી રહેવું. માંગણી છોડવી નહીં. માંગણી તો ફાઈલ

જોરદાર હોય એટલે આપણે માંગણી કરવી પડે. પણ માંગણી કરીને રાહ નહીં જોવાની, રાહ જોવી એ ગુનો છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું છે કે સામાના મનનું સમાધાન જ્યારે ના થાય ત્યારે બૂમો પાડે ?

**દાદાશ્રી :** એવું કશું નથી ! એ બૂમો બધું કર્મના આધીન પાડે છે. સમાધાન થયા પછીય પાડે, બળ્યું. આપણે શું નક્કી કરવાનું કે દરેક ફાઈલનું સમાધાન કરવું છે. એ સામે ગમે તે થાય, એ વળી ગમે તે હોય તો પણ સમાધાન જ કરવું તેવો નિશ્ચય રહેવો જોઈએ. થયું કે ના થયું એ જોવાનું નહીં. એ તો કયા કર્મને ઉદયે શું થાય એ તને ના સમજણ પડે. પણ આ તમે કોઈકનો ગુનો નહીં કરવાનું નક્કી કર્યું, ત્યારથી જ તમે બિનગુનેગાર ઠર્યા. ગમે તેવી ફાઈલ ખરાબ હોય, ગમે તેવી સારી હોય, મારો ગુનો હોય કે એનો ગુનો એ મારે જોવાનું નહીં, ફાઈલનો સમભાવે નિકાલ જ કરવાનો મારો ધર્મ.

આપણે નક્કી કર્યું છે એટલે પછી વાંધો જ નહીં. આપણે જવાબદાર કેટલા છીએ, આપણે નક્કી નથી કર્યું તેના જવાબદાર છીએ. લોક તો અવળા જોડે અવળું, સવળા જોડે સવળું, ઊંધુ-છતું કર કર કરે, પણ આપણે તો અવળા જોડેય સવળું રહેવું જોઈએ ને સવળા જોડેય સવળું રહેવાનું ને બધાં જોડે સવળું રહેવું છે. કારણ કે આપણે બીજા ગામના પ્રવાસી છીએ, આ ગામના પ્રવાસી નથી. આપણે મોક્ષમાર્ગના પ્રવાસી છીએ, સંસારમાર્ગના પ્રવાસી નથી. સંસારમાર્ગના પ્રવાસી હોય તો ખોટું છોડવાનું ને સારું કરવાનું છે પાછું.

**પ્રશ્નકર્તા :** દાદા, છતાં કો'ક દિવસ એકદમ બોમ્બ ફોડી દે છે.

**દાદાશ્રી :** એ તો ફૂટી જાય, વાંધો નહીં. એવું ગભરાવાનું નહીં રાખવાનું. ફૂટી જાય તેય જોવું કે 'ઓહોહો ! ચંદુભાઈ, તમારું તો કહેવું પડે'. ચંદુભાઈ જોડે જરા માથાકૂટ કરવી, તેય બહુ વઢવું નહીં.

આપણો નિશ્ચય ના તૂટવો જોઈએ. આ આવો ને આની ભૂલ, તારી

ભૂલ છે ને મારો શાનો ગુનો ? એ બધું ના હોવું જોઈએ. ભૂલ આપણી જ. કોની ભૂલ છે, તેનો સવાલ નથી. સમભાવે નિકાલ કરવાનો.

## નિકાલને ના જોશો !

**પ્રશ્નકર્તા :** આપણને એમ લાગે કે આ રીતનું સામાને સમાધાન થાય તો આપણે સમભાવે નિકાલ થઈ ગયો કહેવાય. પણ ઉદયમાં એવું નથી આવતું હોતું.

**દાદાશ્રી :** સમાધાન થાય કે ના ય થાય એ આપણે જોવાનું નથી ! એવું મેં તમને નથી કહ્યું. મેં તો તમને એ આજ્ઞા કરી છે કે સમભાવે નિકાલ કરજો. મારી આજ્ઞા તમે પાળશો પછી નિકાલ થયો કે ના થયો એ આઈ ડોન્ટ વૉન્ટ. એ તો સામાની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે. ઊલ્ટું સમભાવે નિકાલ કરવા જાય તો એ બૂટ લઈને ફરી વળે. એ એની પ્રકૃતિ પર આધાર છે. એવી આપણી આજ્ઞા નથી. આપણી આજ્ઞા તો તમે સમભાવે નિકાલ કરો, એવું તમારું ડિસિઝન હોવું જોઈએ. ડિસિઝન નહીં બદલાવું જોઈએ.

સમાધાન થાય કે ના થાય એ આપણે જોવાનું નહીં, આપણે દાદાની આજ્ઞા પાળી કે નહીં ? પછી આપણે શોધખોળ કરવી હોય કે કેવી રીતે સમાધાન કરવું, એનો વાંધો નથી. પણ તે ઘડીએ તો એ ના ય થાય સમાધાન. એ તો સામાની પ્રકૃતિને આધીન છે.

**પ્રશ્નકર્તા :** જો સામાનું સમાધાન ના થાય તો પછી બધાંને શંકા પડે કે અમે સમભાવમાં છીએ કે નથી ?

**દાદાશ્રી :** ના. સમભાવમાં છે કે નથી એ જોવાની જરૂર નહીંને ! દાદાની આજ્ઞા પાળવી એ આપણું નક્કી છે કે નહીં ? શંકા રાખવાની આપણે શી જરૂર ? આપણે દાદાની આજ્ઞા પાળી છે.

મેં કહ્યું કે અહીંથી આ ભાઈને ત્યાં જાવ, પાછળ જોશો નહીં. તો તમે નક્કી કર્યું હોય કે પાછળ નથી જોવું છતાં આંખે જોઈ લીધું એ વાંધો નહીં. તમારું નક્કીપણું જોઈએ પછી બે વખત જોઈ લીધું, તેનો મને વાંધો

નથી. તમારું નક્કીપણું ના છૂટવું જોઈએ. જોઈ લીધું તે ઘડીએ શંકા ના પડવી જોઈએ કે સાલું જોવાઈ ગયું, તે દાદા શું કહેશે ? એવું નહીં. દાદાની આજ્ઞા મારે પાળવી જ છે. પ્રકૃતિ તો જોઈ લે, બધું જોઈ લે. તમારે તો દાદાની આજ્ઞા પાળવી છે એમ નક્કી કરવું એ જ મોટામાં મોટી વસ્તુ.

**પ્રશ્નકર્તા :** રોજ સવારના ઊઠીને નિશ્ચય કરું છું કે દાદાની આજ્ઞામાં જ રહેવું છે. પછી પ્રકૃતિ એ પ્રમાણે થવા દે કે નથી ય થવા દેતી.

**દાદાશ્રી :** ના થવા દે, એથી કરીને આપણે એમ ના માનવું કે પ્રકૃતિ એ નથી થવા દેતી. માટે આપણે ઢીલું કરવું ? પ્રકૃતિને કહીએ 'તારે જે કરવું હોય તે કર.' આપણે એટલું જ સ્ટ્રોંગ રહેવું.

**પ્રશ્નકર્તા :** પછી મનમાં એય થાય કે આપણે નિશ્ચય કર્યો છે છતાંય આજ્ઞામાં નથી રહેવાતું, તો તે દાદાની અવજ્ઞા તો નથી કરતાંને ?

**દાદાશ્રી :** ના. એ અવજ્ઞા નથી કરતાં પણ એ જોડે જોડે પ્રકૃતિ તમને ફસાવે નહીં એ જોજો. એ તો પોતે ગલીપચી કરશે. પ્રકૃતિ તો શું ના કરે ? એ નિશ્ચેતન ચેતન છે. જેવી તેવી વસ્તુ નથી. આપણે તો આજ્ઞા પાળવી છે એમ નક્કી રાખવું.

## વળગી રહો નિશ્ચયને !

**પ્રશ્નકર્તા :** ઘણીવાર સમભાવે નિકાલ કરવાનો ચૂકી જવાય છે.

**દાદાશ્રી :** ચૂકી ના જવાય ત્યારે ખરું કહેવાય.

**પ્રશ્નકર્તા :** મને ખેદ રહ્યા કરે છે કે દાદાનું જ્ઞાન મળ્યા પછી સમભાવે નિકાલ કેમ નથી કરી શકતો ?

**દાદાશ્રી :** તારે સમભાવે નિકાલ કરવો છે, એવો તારો નિશ્ચય જોઈએ. ના રહેવાય તેને માટે અમે તને લેટ ગો કરીએ છીએને ! આ ફાઈલનો નિકાલ કરતી વખતે એ નિશ્ચયને તે ઘડીએ ભૂલી જઉં, એવી અજાગૃતિ ના હોવી જોઈએ. ત્યાં પુરુષાર્થ ધર્મ જોઈએ. ભૂલી જવું ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** ના. પણ હું એમ કહેવા માંગું છું કે હું નિશ્ચય કરું અને

સતત મારા ભાવમાં રાખું કે મારે આ ફાઈલોને સમભાવે નિકાલ કરી નાખવો છે, તો એ બરાબર કહેવાય ?

**દાદાશ્રી :** નિશ્ચય એ બરાબર છે. પણ ધીમે ધીમે પછી આગળ પાછું નિશ્ચય પ્રમાણે વર્તે છે કે નહીં, તે પણ 'જોવું' પડેને !

**પ્રશ્નકર્તા :** એ તો હું જોઈશ, એમાં કોઈ પ્રોબ્લેમ નથી.

**દાદાશ્રી :** તો વાંધો નહીં, તો કરેક્ટ.

નિશ્ચય એ સ્વાધીન છે, વ્યવહાર પરાધીન છે અને પરિણામ તો પરાધીનનું ય પરાધીન છે. વ્યવહારમાં તો આપણે છીએ, આ બધું છે પણ પરિણામનું શું થાય ? એટલે આપણે નિશ્ચય એકલો કરવો. વ્યવહારનું પરાધીન છે. વ્યવહારની કશી માથાકૂટ ના કરવી. આપણે નિશ્ચય કરવાનો કે દાદાની આજ્ઞા પાળવી છે, પછી વ્યવહારમાં પળાઈ કે ના પળાઈ એ વ્યવહારને આધીન. તમારા મનમાં જરાય પોલ ના આવવી જોઈએ કે હશે, આમાં ઢીલી કરી નાખોને ! ઢીલી કરવાની તમારે જરૂર જ નથી.

તમે નિશ્ચય કરો, કે પાંચ આજ્ઞા મારે પાળવી જ છે. નથી પળાતી તેનો બોજો નહીં રાખવાનો. હું ય નથી જાણતો કંઈ ? હું ય જાણું છું ને કે વ્યવહાર પરાધીન છે. પણ જાણી જોઈને દુરુપયોગ કરવો નહીં. મહીં એવું ના રાખવું કે નહીં પાળીએ તો શું થઈ ગયું ? પળાશે તો ઠીક છે, એવું ય ના રાખવું.

આજ્ઞા પાળી અમે કોને કહીએ છીએ કે જેટલી પળાય એટલી સહેલાઈથી પાળો. ના પળાય એટલું મનમાં જાગૃતિ રાખો કે આમ ના હોવું ઘટે. બસ, એટલે એ પાળ્યા બરોબર છે !

## રાગ નહીં, દ્વેષ નહીં એ સમભાવ !

**પ્રશ્નકર્તા :** દાદાએ ફાઈલોનો નિકાલ કરો એવું ના કહ્યું અને ફાઈલોનો સમભાવે નિકાલ કરો કહ્યું, એનું શું કારણ ? સમભાવની અંદર શું આવે ?

**દાદાશ્રી :** સમભાવ એટલે આપણને તેના પર વહાલ આવે તે ખોટું કહેવાય. વહાલ નહીં આવવા દેવાનું. ના ગમતું કરે તો એના પર દ્વેષ નહીં આવવા દેવાનો. રાજી-ઈતરાજી નહીં થવાનું.

**પ્રશ્નકર્તા :** પણ આપે જે સમતાભાવ કહ્યોને, એ રહેતો નથી.

**દાદાશ્રી :** સમતાભાવ રાખવાનો નથી. સમભાવે ફાઈલનો નિકાલ કરવાનો છે. સમભાવ કોને કહેવાય કે તમને કોઈ ગાળો ભાંડે ને તો એની પર દ્વેષ ના થાય અને કોઈ સારું બોલે તો રાગ ના થાય. સારા ઉપર રાગ નહીં અને ખોટા ઉપર દ્વેષ નહીં, એનું નામ સમભાવ. એવી રીતે સમભાવે નિકાલ કરો. સમભાવે નિકાલનો અર્થ તો સમજવો જોઈએને ? તે જ્ઞાની પુરુષ પાસે સમજવો જોઈએ. આ બાજુ ગાળો બોલતો હોય ને આ બાજુ ફૂલાં ચઢાવતો હોય, તો ફૂલાંવાળા પર રાગ નહીં ને ગાળો બોલનાર પર દ્વેષ નહીં.

મનમાં રાગ-દ્વેષ રહિતપણે નિકાલ કરવાનો છે, બીજું કશું કરવાનું છે નહીં. કોઈ તમને કોર્ટે લઈ જાય તો ત્યાં ય રાગ-દ્વેષ નહીં કરવાનો. સામા માણસ ઉપર ક્યારેય પણ, કોઈ પણ ક્રિયામાં રાગ-દ્વેષ ન થવો જોઈએ. ભગવાનને ઘેર સારું-ખોટું છે જ નહીં. આ ડિસ્ચાર્જ કર્મોનો નિકાલ કરવાનો છે.

ડિસ્ચાર્જમાં રાગ-દ્વેષ ના હોય. ડિસ્ચાર્જ એ ભરેલો માલ કહેવાય. એમાં આપણે ભળતા નથી, એટલે રાગ-દ્વેષ ના કહેવાય. નવો માલ ભરવાનો હોય ત્યાં રાગ-દ્વેષ હોય. જ્ઞાનદશામાં ડિસ્ચાર્જ હોયને, એટલે સમભાવે નિકાલ કરી નાખો !

સમભાવ એટલે નફાને અને ખોટને સરખું ના કહે. પણ નફાને બદલે ખોટ આવે તોય વાંધો નહીં, નફો આવે તોય વાંધો નહીં. નફાથી ઉત્તેજના ના થાય. પેલાથી ડીપ્રેશન ના આવે. એટલે કશું નહીં. દ્વંદ્વાતીત થયેલા હોય. આ તો બધું દ્વંદ્વમાં ફસાયેલું જગત છે !

## પુદ્ગલની કુસ્તી, જોવી સમભાવથી !

**પ્રશ્નકર્તા :** એ એટલો જ વાંધો આવે છે. સામો ગાળ ભાંડે ત્યાં સમભાવ નથી આવતો.

**દાદાશ્રી :** એ વાંધો હવે નહીં આવે. હવે બોલીશ નહીં પાછું. પહેલાં ચંદુભાઈ હતોને, ત્યારે વાંધો આવતો હતોને ? તે હવે તું શુદ્ધાત્મા થયો, આખો જ ફેર થઈ ગયો તારામાં એટલે હવે વાંધો ના આવે. એય વ્યવહારથી, બાય રિલેટિવ વ્યુ પોઈન્ટથી એ નામથી છે અને રિયલ વ્યુ પોઈન્ટથી શુદ્ધાત્મા છે. જો એ શુદ્ધાત્મા છે તો એ જે ગાળ ભાંડે છે એ તો રિલેટિવ કરે છે. અને તે તમને નહીં કહેતાં ગાળ પાછાં, આ રિલેટિવને કહે છે. એટલે પુદ્ગલની કુસ્તી કર્મને આધીન થાય છે, એને જોયા કરો. બે પુદ્ગલ કુસ્તી કરે, તેને તમે જોયા કરો. કોણ જીત્યું ને કોણ હાર્યું ને કોણે લપડાક મારી એ જોયા કરો. ના જોવાય ? બહાર કુસ્તીઓ જોવા નહીં ગયેલો ? તે હવે આ જોજે. એટલે આ પુદ્ગલની કુસ્તી, પેલાના પુદ્ગલને તારું પુદ્ગલ બાઝે, એ કર્મના ઉદયને આધીન, એમાં કોઈનો ગુનો ખરો ? એ શુદ્ધ જ દેખાવું જોઈએ. એવું કશું દેખાય છે કે નથી દેખાતું તમને ?

**પ્રશ્નકર્તા :** એ જ હજી વાંધો આવે છે, ત્યાં સમભાવ ના રહે.

**દાદાશ્રી :** કેમ કરીને ના રહે ? કોને ના રહે ? એ તો ચંદુભાઈને ના રહે, તે તમારે શું લેવા-દેવા ? વગર કામના ચંદુભાઈનું આટલું બધું ખેંચ ખેંચ કરો છો.

**પ્રશ્નકર્તા :** એ જુદું જ નથી પડતું ને ?

**દાદાશ્રી :** થઈ ગયેલું છે જુદું. એ તારે વર્તનમાં ગોઠવવું પડે. આમ ખસી જાય તો આપણે પાછો ધક્કો મારીને ખસેડીને સમું કરવું પડે. જુદું થઈ ગયું એટલે બે દહાડા હેન્ડલ ના મારવું પડે ?

'હું ચંદુલાલ છું' એટલે વિષમતા થયા વગર રહે જ નહીં અને 'હું શુદ્ધાત્મા છું' એટલે પછી સમભાવે નિકાલ થઈ ગયો.

## રહસ્ય - સમભાવ, સહજ, સમતા ને નિકાલ તણું...

**પ્રશ્નકર્તા :** ફાઈલનો નિકાલ કરવો છે પણ એમાં તમે એક જ ભાવ કીધો, સમભાવે.

**દાદાશ્રી :** એ સમભાવે મનમાં નક્કી કરોને એટલે પેલા માણસની ઉપર અસર થાય, એના મન ઉપર.

**પ્રશ્નકર્તા :** પછી બીજા શબ્દોના અર્થ મને સમજાવો. બીજું, સમતા.

**દાદાશ્રી :** વીતરાગતા રહે તો બહાર સમતા રહે. વીતરાગતા હજુ લાવવા માટે આ સમભાવે નિકાલ કરવાનો કહ્યો છે. સમભાવે નિકાલ કરીએ એટલે એ જે પરિણામ પામે ત્યારે વીતરાગતાના અંશ બાઝે થોડા થોડા. જેમ જેમ સમભાવે નિકાલ કરતો જાય ને તેમ તેમ વીતરાગતાના અંશ બાઝતા જાય.

**પ્રશ્નકર્તા :** પણ સમતા અને સમભાવ એ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** ફેર. સમભાવે તો નિકાલ કરવાનો છે.

**પ્રશ્નકર્તા :** પણ એ સમતા રાખીનેય નિકાલ થાયને ! આ ભાઈ મને ગોદા મારે, પણ હું એમ કહું કે નમસ્કાર, તો આખી સમતા થઈ ગઈને !

**દાદાશ્રી :** ના, એ સમતા ના કહેવાય. એ સમભાવે નિકાલ કર્યો કહેવાય. સમતા તો કેવું હોય કે ધોલો મારતો હોય અને પોતે એને આશીર્વાદ આપતો હોય એ, ત્યારે સમતા હોય. મહીં સહેજેય પરિણામ ફરે નહીં એ સમતા અને આ તો નિકાલ એટલે તો કશું પરિણામ ફરી જાય, પણ નિકાલ કરી નાખે. ફરી આગળ વધારે નહીં. એ વધવાનું નહીં, એ ઘટી જાય.

સમભાવ એટલે શું ? આ ત્રાજવું આ બાજુ નમ્યું એટલે બીજી બાજુ થોડું કશુંક નાખીને સરખું કરે. તે આ દેડકાંની પાંચશેરી કેટલો વખત ટકે ? છતાંય સમભાવને ઉત્તમ ભાવ ગણ્યો છે. બેલેન્સ રાખવા પ્રયત્ન કરે છેને ? અને સમતા એટલે તો ફૂલ ચઢાવે તેની પર રાગ નહીં ને પથ્થર મારે તો તેના પર દ્વેષ નહીં, ઉપરથી એને આશીર્વાદ આપે !

**પ્રશ્નકર્તા :** હવે ત્રીજો શબ્દ, સહજ ભાવે નિકાલ એ સમજાવો.

**દાદાશ્રી :** સહજ ભાવે નિકાલ એ અમારો હોય, કેટલીક બાબતમાં. સહજ ભાવ એટલે વગર પ્રયત્ને જ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે અમારો સંસારીઓનો નહીં બને ?

**દાદાશ્રી :** ખરુંને ! એય ખરો માલ ! પણ અમારે તો ઘણો ખરો સહજ ભાવનો હોય.

**પ્રશ્નકર્તા :** સહજ ભાવે નિકાલ કરવા માટે, સંસારીઓનો દાખલો આપો.

**દાદાશ્રી :** સહજ ભાવ એટલે શું ? પ્રગમેલું જોઈએ. પ્રગમેલું એટલે ગયા અવતારમાં ભાવ કરેલો અત્યારે સહજ ઉત્પન્ન થાય. એ નિકાલ એટલે અત્યારેય તમારે બની શકે. તમારામાં જો કંઈક જૂના ભાવ કરેલા હોય, તે આજે હેલ્પ કરે. પણ એ જૂના ભાવો છે, એ બધા સહજ ભાવ. સહજ ભાવ એટલે આજની ક્રિયા નથી એમાં.

**પ્રશ્નકર્તા :** બરોબર. તમારે એ બહુ ઈઝીલી થાય છે.

**દાદાશ્રી :** સહજાસહજ.

**પ્રશ્નકર્તા :** હા, હવે ચોથું રહ્યું. ચાતુર્ય, ચતુરાઈ, કૌશલ્ય !

**દાદાશ્રી :** હા, એ કૌશલ્ય બે પ્રકારનું. એક સંસારી કૌશલ્ય અને એક અધ્યાત્મ કૌશલ્ય ! જ્ઞાનીનું કૌશલ્ય. જ્ઞાનીનું કૌશલ્ય કેવું હોય કે એક માણસ બોલ્યો તેથી સાત જણને દુઃખ થાય એવું છે, ત્યારે જ્ઞાની એવું કૌશલ્ય વાપરે ને એવો શબ્દ બોલે કે એને એ બોલનારનેય દુઃખ ના થાય અને પેલા સાતનું દુઃખ ઊડી જાય. એને કૌશલ્યતા કહેવાય, તે એને આપણામાં બુદ્ધિકળા કહે છે. જ્ઞાનકળા અને બુદ્ધિકળા. કૌશલ્ય એ બુદ્ધિકળામાં જાય. એ બુદ્ધિની એક પ્રકારની કળા છે. થોડા શબ્દોમાં બધા લોકોને સંતોષ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હવે જે ફાઈલોનો નિકાલ એ આ ચારમાંથી તમે એક જે કીધો સમભાવે. આ બીજા જે શબ્દો છે તેને અડવા જેવું નથી.

**દાદાશ્રી :** ના, એ સમભાવ રાખવો. સમભાવે નિકાલ કરશો તો એ બધાં પગથિયાં તમને આવશે. સમભાવે નિકાલ સમજી ગયાને તમે ? એ જ, આપણે બીજું કશુંય નહીં આમાં. એકલું વીતરાગોએ જે કર્યું'તું, તે અમે કરીએ છીએ ને એ તમને દેખાડીએ છીએ.

## સમાધાન વૃત્તિ કે સમભાવે નિકાલ ?

**પ્રશ્નકર્તા :** સમાધાન વૃત્તિ અને સમભાવે નિકાલ એ બેમાં ફરક શું ?

**દાદાશ્રી :** ફરક ખરો. સમભાવે નિકાલ અને સમાધાન વૃત્તિ. આપણી વૃત્તિ કેવી હોય ? સમાધાનવાળી. એટલે જ્યાં ને ત્યાં સમાધાન ખોળે. અને આ સમભાવે નિકાલ એટલે આપણને સમાધાન ન થાય તોય નિકાલ કરવાનો અને સમાધાન થાય તોય નિકાલ કરવાનો. એટલે એનો નિકાલ જ કરવાનો, સમભાવથી. એટલે સમાધાનવૃત્તિ તો ક્યારે ? રેગ્યુલર કોર્સમાં હોય તો જ સમાધાન આપણને રહે, ન્યાય-અન્યાય બન્ને જુએ. આ સમભાવે નિકાલમાં ન્યાય-અન્યાય એ જોવાનું નથી.

અમે એક ફેરો એક ઓળખાણવાળાને પાંચસો રૂપિયા આપેલા. આ તો જ્ઞાન થતાં પહેલાંની વાત કરું છું. તે પછી અમે તો કોઈ દહાડો માંગીએ નહીં. પછી મને અમારા મહેતાજીએ એક દહાડો કહ્યું, 'આ આના બે-એક વર્ષ થયા, તે આ ભઈને કાગળ લખું ?' ત્યારે મેં કહ્યું, 'ના, કાગળ ના લખશો. ખોટું લાગે એમને.' અને મને રસ્તામાં ભેગા થયા એ. ત્યારે મેં કહ્યું, 'મહેતાજી કાગળ લખવાનું કહેતા હતા. પેલા પાંચસો રૂપિયા મોકલી આપજો.' ત્યારે કહે, 'કયા પાંચસોની તમે વાત કરો છો ?' ત્યારે મેં કહ્યું, 'તમે બે વર્ષ પહેલાં ન્હોતા લઈ ગયા ? તે વખતના ચોપડામાં જોઈ જાવ.' 'એ મેં તમને આપેલા, તમે આ તો ભૂલ ખઈ ગયા છો' કહે છે. મેં જાણ્યું કે આવી ડિઝાઈન આખી જિંદગીમાં ફરી જોવા- જાણવા નહીં મળે. માટે આપણે આ ધન્યભાગ્ય આજે, મોટામાં મોટો ઉપદેશ આપવા આ માણસ આવ્યો. એટલે મેં એને શું કહ્યું ? આ મારી ભૂલ થઈ હોય વખતે, આજ બપોરે આવો ઘેર તમે. પછી ચા-પાણી પઈને પાંચસો આપી પાવતી લખાવી લીધી. આવો માણસ ફરી આખી જિંદગીમાં મળવાનો નથી. તે મૂઆ પાંચસો નહીં ને હજાર ગયા, પણ આટલો ઉપદેશ મળ્યોને કે આવાં પણ માણસ હોય છે ! માટે ચેતીને જરા ચાલવાનો ભાવ થાયને આપણને ! પણ તે કેવો માણસ મળી ગયો મને ! સ્વપ્નામાંય કલ્પના ના કરી હોય આપણે. ઉપકાર તો ક્યાં ગયો !

હવે ત્યાં આગળ તમે કહો કે સમાધાન વૃત્તિ, ત્યાં શી રીતે મેળ પડે ?! અમે નિકાલ કરી નાખીએ, સમભાવે નિકાલ. તમને સમજાયુંને, હું શું કહેવા માગું છું તે ? આફટર ઓલ આપણે આ ભાંજગડોમાં પડી રહેવું નથી અને પાછું એ પાંચસો જે લઈ ગયો તે કો'કના હાથની સત્તા નથી, એ વ્યવસ્થિતની સત્તાના આધારે એ નિમિત્ત છે. એને આવો વ્યાપાર કરવો છે એટલે આ વ્યવસ્થિત એને ભેગો કરી આપે છે, એની દાનત આવી છે એટલે અને આપણા હિસાબમાં જવાનું હોય. અને આપણને બોધપાઠ મળે છે. તમે જિંદગીમાં જોયેલો ના હોયને આવો ?!

ત્યાર પછી આ તે ઘડીએ તમારા મનમાં કેટલા બધા ડિસ્કરેજ થઈ જાવ, આ પાંચસોની બાબતમાં ! આમ આપણે હોટલમાં પાંચસો રૂપિયા ખર્ચી નાખીએ. ખર્ચીએ કે ના ખર્ચીએ ? મુંબઈ ગયા હોય અને સારી હોટલ હોય તો બે દહાડા રાખીને પણ પાંચસો રૂપિયા ખર્ચી નાંખીએ. અને આમ પાંચસો ગયા તે આપણને છાતીએ ઘા લાગે. કારણ કે પેલું આપણે સમાધાન વૃત્તિ ખોળીએ છીએ ! કોઈ દહાડો સમાધાન ના થાય, કેમ થાય ?! આ સાવ આવું ઊંધું જ બોલે તેને ! એટલે સમભાવે નિકાલ કરી નાખો. ખરું કે ખોટું પણ કેસ ઊંચો મૂકી દેવાનો ! વેર ના બાંધે ને કશુંય નહીં ! ઊંધો ચોંટી પડે તો ઊંધો ચોંટી પડ, છતો તો છતો ચોંટી પડ ! અમે લોભિયો હોયને ત્યાં છેતરાઈને એને ખુશ કરીએ ! માની માણસ હોય તેને માન આપીને ખુશ કરીએ. જેમ તેમ ખુશ કરીને આગળ જઈએ ! અમે આ લોકોની જોડે ઊભા ના રહીએ. એડજસ્ટ એવરીવ્હેર, એવી કોઈ જગ્યા નથી કે અમે એડજસ્ટ ન થઈએ.

**પ્રશ્નકર્તા :** આવી રીતે જ્યાં એડજસ્ટ થવા જઈએ, ત્યાં વ્યવહાર શુદ્ધિ રહે ખરી ?

**દાદાશ્રી :** ચોક્કસ રહે. વ્યવહાર શુદ્ધિ એટલે શું ? કોઈને દુઃખ ન થાય, એનું નામ જીવન. કંઈ ન્યાય તોળવો, એનું નામ વ્યવહાર શુદ્ધિ નથી. અને ન્યાય-અન્યાય કરવા ગયા તો એકને દુઃખ થાય ને એકને સુખ થાય. સમાધાન વૃત્તિ અને સમભાવે નિકાલ, એને એક્ઝેક્ટ હું શું કહેવા માગું છું એ સમજાઈ ગયુંને !

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બસ, બસ. સમાધાન વૃત્તિ તો ક્યારેય ના થાય. સમાધાન ખોળ ખોળ કરુંને તો દસ જગ્યાએ થાય ને બે જગ્યાએ ના થાય, એ ફ્રેક્ચર કરી નાંખે આપણું મન પાછું.

અમારા મનને એક ડાઘ નથી પડ્યો. કો'ક હમણે કહે કે બદમાશ માણસ છો. હું કહું કે ભઈ, બરોબર છે. તારે બીજું કશું કહેવાનું છે ? શાના આધારે તું કહું છું બદમાશ, એ મને સમજાય હવે. ત્યારે કહે, 'તમારા કોટની પાછળ લખ્યું છે, બદમાશ છે !' ત્યારે કહે, બરોબર છે.

## ... એ સહન કરવું કે ગળી જવું ?

**પ્રશ્નકર્તા :** તો સમભાવે નિકાલ કરવો એટલે ગળી જવાનું ? એટલે એવો ભાવ રાખવો કે વર્તનમાં આવવું જોઈએ ?

**દાદાશ્રી :** ગળી જવું એ સમભાવમાં રહ્યો ના કહેવાય ! આપણે મનમાં ભાવ જ કરવાનો સમભાવે નિકાલ કરવો છે. આપણે અમુક ગામ જવું છે એવું નક્કી કરીએ તેથી કરીને ના જવાયું તે એનો વાંધો નથી, પણ તમારે નક્કી કરવાનું. પહેલા તમે નક્કી નહોતા કરતા કે મારે સમભાવે નિકાલ કરવો છે, એવું. એટલે આ પરંપરા થઈ. હવે તમે નક્કી કરો પછી એક્સિડન્ટ થઈ જાય એ વાત જુદી છે. પણ દરેક ફેર નક્કી કરવાનું. ગળી નહીં જવાનું. તે ગળી જવાયું કે બહાર નીકળી ગયું એ વાત જુદી છે. બેઉ ઊલટી છે. ઊલટી થતી હોય તેને દબાવવી નહીં. ઊલટી થતી હોય એને દબાવે તો રોગ થાય.

આપણે આ સમભાવથી નિકાલ કરીએ એનું નામ જ શુદ્ધાત્મા હાજર, ભલે દેખાતું ના હોય. પછી ચંદુભાઈ ચિઢાઈ ગયા, એ વાત જુદી છે ને આપણે સમભાવે નિકાલ કરનારા, તે જુદા છે.

**પ્રશ્નકર્તા :** દાદા, સમભાવે નિકાલ કોણ કરી શકે ? જ્ઞાન લીધું તે કરી શકે કે બીજા કોઈ કરી શકે ?

**દાદાશ્રી :** બીજાને સમભાવે નિકાલ શબ્દ જ ના હોયને ! બીજો

તો સહન કરે બિચારો. પણ સહન કરવું એ તો ગુનો છે. સહન કરવું એ તો સહેજાસહેજ થોડુંઘણું, એ નાની નાની બાબતોમાં સહન કરી લેવું. પણ મોટું સહન કરે તો પછી સ્પ્રિંગ કૂદે પછી. કૂદે એટલે બધાંને મારી નાખે, ઊડાડી મેલે. એટલે સહન નહીં કરવાનું, ગળી જવાનું નહીં, સમભાવે નિકાલ કરવો. આ બધાંય સમભાવે નિકાલ કરે !

**પ્રશ્નકર્તા :** દાદાજી પોતે ગળી જાય ? આ બધાં મહાત્માઓ ગમે તે કરતાં હોય, તો દાદાજી તમે ગળતા નથી ?!

**દાદાશ્રી :** ગળવાનું અમારે ના હોય. અમારે તો કશું ગળવાનું ના હોય. અમારું જ્ઞાન જ એવું છે કે મહાત્મા ગમે તે કરતાં હોય તોય અમને ફીટ થઈ જાય. અમારું જ્ઞાન જ એવું છે. જ્ઞાન એટલે પ્રકાશ. મહાત્મા લીલા રંગનો તો એ લીલા રંગનો દેખાય. આ લાલ હોય તો લાલ રંગનો દેખાય. અમને પ્રકાશ જ દેખાય અને તે ય મહાત્મા એ તો શુદ્ધ પ્રકાશનો છે. એની પ્રકૃતિ અમે જાણીએ, કે આની આ પ્રકૃતિ છે. અમને કશું ગળવું ના પડે. અમે ગળીએ ત્યાર પછી તે ટેન્શન ઊભા થાય. અમે તો મુક્ત રહીએ આમ, એય રોફભેર ! આખા બ્રહ્માંડના રાજા હોય એવી રીતે રહીએ.

## ધન્ય દિવસ, ઈનામનો !

**પ્રશ્નકર્તા :** કોઈ થપ્પડ મારે ત્યારે શું કરવાનું ?

**દાદાશ્રી :** એ થપ્પડ મારે, તે દહાડે ઈનામ મળ્યું છે એમ લખી લેવું. નોંધ કરવી કે આવો દિવસ કોઈ દિવસે આવ્યો નથી. તે ધન્ય છે આ ! એ થપ્પડ મારનારનો દિવસ જ ક્યાંથી હોય તે ?! આપણે ભાગે ક્યાંથી આવે ? આપણે ભાગે જ ના આવે અને તે દહાડે આપણે ધન્ય દિવસ કહેવો, ધન્ય દિવસ !

**પ્રશ્નકર્તા :** અને ત્યારે આપણે વ્યવહાર કેવો કરવો ? સમભાવે નિકાલમાં આપણે શું કરવું ? એ જે થપ્પડો મારી ગયો તે 'જોવાનું' ?

**દાદાશ્રી :** એ કોણ છે ? આપણે કોણ છીએ ? કોણ મારે છે ? કોને મારે છે ? આ બધું 'જોવું'. તમારે 'જોવાનું' કે આ ચંદુભાઈને આ ફાઈલ મારે છે. એય જુએ કે આ ફાઈલ આ ફાઈલને મારે છે, 'જોનાર'ને વાગે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એને સામી મારવાની નહીં ?

**દાદાશ્રી :** હવે એ ચંદુભાઈ સામી થપ્પડ મારતો હોય તોય આપણે 'જોવું', એમાં સામે મારવાની કે ના મારવાની ચિંતામાં નહીં પડવાનું.

૧૯૬૧-૬૨માં એક ફેરો મેં કહ્યું હતું કે 'એક ધોલ મારી જાય, તેને પાંચસો રૂપિયા આપું.' તો કોઈ ધોલ જ મારવા ના આવે. મેં કહ્યું, 'અલ્યા, ભીડ હોય તો મારને !' ત્યારે કહે, 'ના, બા. મારું શું થાય ?!' કોણ મારે ! એવું કોણ કરે આવું ! એ તો મફતમાં આવે છે, તે દહાડે મોટું પુણ્ય ગણવું જોઈએ કે આ આવું મોટું ઈનામ આપ્યું. આ તો બહુ મોટું ઈનામ ! તેય પહેલાં આપણેય આપવામાં બાકી નથી રાખેલું ને, તેનું પાછું આવ્યું છે આ બધું.

## તો ઉકેલ આવી જાયને !

સમભાવ આખા જગત જોડે આપણને છે જ. ફક્ત આપણી જોડે જે બસ્સો-પાંચસો માણસ છે, જે આપણા ઋણાનુબંધવાળા છે ને, એની જોડે જ ભાંજગડ છે. એની જોડે જ નિકાલ કરવાનો છે. આ આટલાં હારુ અનંત અવતાર ભમીએ છીએ, ને આખી દુનિયાની જોખમદારી લઈએ છીએ.

**પ્રશ્નકર્તા :** દાદાએ મોટામાં મોટી શોધ આપી છે કે આખા જગત જોડે તમે વીતરાગ છો અને તમારી બસ્સો-પાંચસો ફાઈલ જોડે જ તમારે રાગ-દ્વેષ છે.

**દાદાશ્રી :** બસ, બીજી ભાંજગડ છે જ નહીં. બસ, આટલું જ છે. આટલાં હારુ બેસી રહ્યા છો ! જો બધાની જોડે હોતને, તો તો આપણે જાણીએ, 'ચાલવા દો ને ! હઉ થશે, એ ખરું' પણ આટલાં બસ્સો-પાંચસો માણસ હારુ અટક્યું છે. પાંચ અબજની વસ્તી છે, તેમાં બધા જોડે આપણે કશી ભાંજગડ નથી. બસ્સો-પાંચસો જોડે જ ને ? તે એટલા હારુ સમભાવે નિકાલ કરો ને ! મારો અક્ષર માનો ને ! તો ઉકેલ આવી જાય ને !

## પદ ગાવાં તે નિકાલી કે ગ્રહણીય ?!

પૂર્વે ક્યારેય સાંભળેલું ના હોય, વાંચેલું ના હોય એવી વસ્તુ બને

ક્યારે, એ શું કહેવાય ? અપૂર્વ. અક્રમ તો અપૂર્વ વસ્તુ છે. અહંકાર ને મમતાનો ત્યાગ કરવાનો હતો, એ થઈ ગયો અને ગ્રહણ કરવાનું હતું પોતાનું સ્વરૂપ શુદ્ધાત્માનું, તે ગ્રહણ થઈ ગયું. હવે ગ્રહણ ને ત્યાગ બેઉ કામ પૂરું થઈ ગયું. એટલે હવે ગ્રહણ-ત્યાગનો કડાકૂટો રહ્યો નહીં. સમભાવે નિકાલ કરવાનું રહ્યું હવે. બધી નિકાલી બાબત, બધો સમભાવે નિકાલ કરી નાખવાનો. બીજું કામ જ શું કરવાનું રહ્યું ? નિકાલ જ કરવાનો છે.

**પ્રશ્નકર્તા :** પેલા ભઈ કંઈ પદ ગાતા હતા, પછી આપે પૂછ્યું કે આ પદ તો ક્રમિકમાંય બધાં ગાતાં જ હશેને ? તો પદ તો ત્યાંય પણ ગવાયને, અહીંયા પણ ગવાય, બન્ને જગ્યાએ સરખી રીતે ગવાય, એમાં ફેર શું ?

**દાદાશ્રી :** એ છે તે ગ્રહણ કરે છે અને આપણે નિકાલ કરીએ છીએ, એ બેમાં ફેર એટલો જ છે. એ ગ્રહણ કરે છે તેય ફોટાગ્રાફી આનાં જેવી જ હોય, એ બેમાં ફોટોગ્રાફીમાં ફેર નહીં. લોકો ફોટોગ્રાફીમાં ફેર માંગે છે. ના, ફોટોગ્રાફીમાં ફેર એટલે તો ઉપાધિ.

**પ્રશ્નકર્તા :** પણ પેલા લોકો ગાય એ ગ્રહણ કરે ને આપણે પદ ગાઈને નિકાલ કરીએ છીએ એ કેવી રીતે કહો છો ?

**દાદાશ્રી :** આપણું નિકાલી છે. આ જે પદ ગાય છે ને એ નિકાલ જ કરવાનો છે ને ! નિકાલ કરવા ગાય છે. આ બધું જે જે કરીએ છીએ એ બધુંય નિકાલી.

**પ્રશ્નકર્તા :** એ તો તમે કહો છો પદ ગાવાના એ જ્ઞાનની ક્લેરિટી (શુદ્ધતા) માટે છે. જ્ઞાનને દ્રઢ કરવા કે ક્લેરિટી માટે છે.

**દાદાશ્રી :** ના. દ્રઢ કરવા નહીં. એનાથી જ્ઞાન દ્રઢ નથી કરતો. પણ જે આ ઉદય આવે છે ને, તે જે પદ ગાવાનું હાથમાં આવે તો એનો નિકાલ કરી નાખે, બસ. દ્રઢ કરવાનું રહ્યું જ નહીં. જ્ઞાન તો મેં આપેલું તે જ જ્ઞાન, બીજું કોઈ જ્ઞાન હોતું નથી. ને આ પાંચ આજ્ઞા એની વાડ અને આ બીજું બધું ઉદયમાં આવે, એ નિકાલ જ કરી નાખવાનો.

**પ્રશ્નકર્તા :** અને નિકાલી છે એટલે એ વાતનો ખ્યાલ પણ આવે

છે કે પેલામાં ક્રમિકમાં જે માણસ પદ ગાતો હોય, એને જો કોઈ વચ્ચે રોકે અગર કોઈ અટકાવે તો એ એનો ગુસ્સો ના માય, ઉપાધિ થઈ જાય.

**દાદાશ્રી :** એને તો મોટી ઉપાધિ થઈ જાય. અને આ નિકાલ કરવાવાળા તો નિકાલ બંધ રાખે. એટલે આ તો ખબર પડી જાય કે આ જુદી જાતનું છે, આ ક્વૉલિટી જુદી છે.

ક્રમિક માર્ગના હોય તે ય સાસરીમાં જાય અને અક્રમવાળો ય સાસરીમાં જાય, પણ પેલો છે તે સાસરીમાં બધું ગ્રહણ કર્યા કરે અને આ છે તે નિકાલ કર્યા કરે. ફેર એટલો જ, બીજો કોઈ નહીં.

એક નિકાલી બાબત ને આ એક ગ્રહણીય બાબત. બસ, બે જ રહીને ? ડીપાર્ટમેન્ટ કેટલાં રહ્યાં ? ખાવું-પીવું, કમાવવું, સંસાર એ બધી નિકાલી બાબત અને 'આ' સત્સંગ એકલી ગ્રહણીય બાબત. બે જ ડીપાર્ટમેન્ટ, ત્રીજું ડીપાર્ટમેન્ટ કરીને શું કામ છે ? બીજું બધું તો ઉદય છે. આ તો નિકાલી બાબત છે, ગ્રહણીય બાબત નથી. આ તો ડિસ્ચાર્જ સ્વરૂપે થાય છે. કર્તાભાવે થતું નથી. પેલા કહેશે, 'આમ.' ત્યારે કહું, 'હા, એમ !' ક્રમમાંય ખાતા-પીતા હતા ને સાડીઓ પહેરતા'તા, સોનું પહેરતા'તા અને અક્રમમાંય પહેરવાનું. અક્રમની રીત જુદી અને પેલી રીત જુદી. પેલી કહેશે, મારે આના વગર નહીં જ ચાલે ને ચાર દહાડા રીસાય. આમાંય રીસાય પણ તોય પોતે સમભાવે નિકાલ કરે. આત્મા જુદો રહેતો હોય. સમભાવથી નિકાલ જ કરવાનો. ગ્રહણેય નહીં કરવાનું ને ત્યાગેય નહીં કરવાનુંને ! ખઈ-પીને મોજ કર પણ તું સમભાવે નિકાલ કરજે, બા !

## નિકાલ એટલે નહીં ડિસ્પોઝ !

**પ્રશ્નકર્તા :** નિકાલ કરવો એટલે ડિસ્પોઝ કરી નાખવું ?

**દાદાશ્રી :** ના. ડિસ્પોઝ નહીં કરવાનું. ડિસ્પોઝ તો નાનાં છોકરાં ય બોલે. નિકાલ કરવો તે મોટું !

એ ડિસ્પોઝ તો માલમાં કહેવાય. પણ આમાં કંઈ ડિસ્પોઝ ના કહેવાયને ! ડિસ્પોઝ તો એના મૂળ ભાવ(કિંમત)ને અડે છે અને ઓછાં

ભાવનેય અડે છે, પણ એ માલમાં. આમાં ફસાયેલાઓનો નિકાલ કરવાનો છે, પણ આ કર્મોનો નિકાલ છે.

ગમતું હોય તેનોય નિકાલ કરવાનો, ના ગમતું હોય તેનોય નિકાલ કરી નાખવાનો. ગમતું હોય એનું ગ્રહણ નહીં, ના ગમતું હોય તેનો ત્યાગ નહીં. ના ગમતું હોય તેનો દ્વેષ નહીં, ગમતું હોય તેની પર રાગ નહીં. નિકાલ કરીને આગળ ચાલ્યા જવાનું, એનું નામ નિકાલ.

## ચાવીઓ નિકાલ કરવાની !

નિકાલ એટલે નવી વસ્તુ ખરીદ કરવાની નહીં અને બીજી બધી કાઢ કાઢ કરવાની અને ઉઘરાણી હોય તે ધીમે રહીને અટાવી-પટાવીને કામ કાઢી લેવાનું અને જેનું જમા હોય તે આપી દો. કારણ કે ઉઘરાણીવાળા તો રાતે બે વાગે આવશે. એને તો ગમે ત્યારે આવવાની છૂટ. અને તમને એ નહીં આપે તો તમારે કષાય નહીં થાય. કારણ કે તમારે ગામ જવું છે અને એને અહીં રહેવું છે. તમારે તમારા દેશમાં જવું છે. તે દેશમાં નહીં જવા દે એ, જો તમે કષાય કરશો તો. એટલે તમારે તો, હિસાબ આપણો હશે તો છોડી દઈને ચાલ્યા આગળ. અને ઉધાર રાખ્યું હોય ને ના આપે તો બને એટલો પ્રયત્ન કરવો. છેવટે અટાવી-પટાવીને કામ લેવું. સાહબ, બહોત તકલીફ હૈ. પાંચ-દશ નીકળ્યા એ સાચા, સોમાંથી. નહીં તો રહ્યું પછી, નિકાલ કરી નાખવાનો. એટલે દુકાન નિકાલ જ કરવાની છે આ કળીયુગમાં. અને હું એ જ કહું છું ! આ અક્રમ વિજ્ઞાન એટલે શું ? સંપૂર્ણ વિજ્ઞાન, નિકાલ કરી નાખવાનો, બસ. કશું કરવાનું નહીં.

વખતે જ્ઞાની ના હોયને અને 'અમારી દુકાન કાઢી નાખવાની' આવી વાત સમજી ગયો કોઈ માણસ, તોય ઉકેલ લાવી નાખે. દુકાન જ ખાલી કરવાની છે હવે. દુકાન ભરવાની હોય, નવી કરવાની હોય તો બધી ભાંજગડો થાય. દુકાન ખાલી કરવાની, એમાં કબાટ ખાલી થઈ ગયું, વેચી દીધું. ત્યારે કહે, 'એ માલ ત્રીસમાં ?' 'અરે ત્રીસ નહીં ને અઠ્ઠાવીસ, આપી દેને અહીંથી. આપણે જવું છે આપણા દેશમાં હવે'. ત્યારે કહે, 'પૈસા શા હારુ લો છો ?' ત્યારે કહે, 'કો'કનાં બાકી હોય તેને આપવા પડશે ને !' જમે-ઉધાર બધું 'લેવલ' કરવાનું, કંઈ રસ્તો કાઢીએ તો જડે.

## સંસાર ટક્યો વેરના પાયા પર !

ફાઈલોનો સમભાવે નિકાલ કર્યો હતો કે એવું જ બધું ? સમભાવે નિકાલ કર્યો તો કોઈની જોડે વેર ના બંધાય. વેર બાંધશો નહીં ને જૂનાં વેરનાં નિકાલ કરજો. જો તમને કશો પુરુષાર્થ કરતાં ના આવડે તો છેવટે આટલું કરજો; વેરનો નિકાલ કરજો. કોઈકની જોડે વેર બંધાયું હોય તો આપણને ખબર પડેને કે આની જોડે વેર જ છે. હું એને નથી પજવતો તોય એ મને પજવ પજવ કર્યા કરે છે. એટલે એની જોડે વેર બંધાયેલું છે એવી ખબર પડે, તો એની જોડે નિકાલ કરજો. અને એ વેરનો નિકાલ થયો એ મોટામાં મોટો પુરુષાર્થ કહેવાય. આ જગત વેરથી જ ઊભું રહ્યું છે. આનું 'બેઝમેન્ટ' બીજી કોઈ વસ્તુ નથી, જગતનું 'બેઝમેન્ટ' જ વેર છે. આ જગત રાગથી ઊભું નથી રહ્યું કે પ્રેમથી નથી ઊભું રહ્યું, પણ વેરથી જ ઊભું રહ્યું છે. કોઈકને સહેજ છંછેડ્યો એટલે એ પોતે બદલો લેવા નિયાણું કરે. આ લોકો કેવા માણસો છે, 'મારું બધું તપ એમાં જાવ, પણ આને તો ખલાસ કરી નાખું' એવું નિયાણું કરે. માટે વેર ના બાંધશો. આપણી ભૂલ થઈ તો માફી માંગી લેજો અને એ ભૂલનો ઉકેલ લાવજો. પણ કેસ ઊંચો મૂકી દેજો. આ જગત વેરથી ઊભું રહ્યું છે એટલે કોઈ જગ્યાએ વેર ઊભું રહ્યું હોય તો આપણે એને ક્ષમાપના કરીનેય, માફી માગીનેય, એને પગે અડીને પણ એની જોડે વેર ના બાંધવું. અને એની જોડેનાં વેર છોડાવી નાખવાં કે એ માણસ ખુશ થઈ જાય કે 'ના ભઈ, હવે વાંધો નથી'. એની જોડે સમાધાન કરી લેવું, જેથી આપણને અટકાવે નહીં.

એવું છે, આ જ્ઞાન તમને મળ્યું પછી વેર લે, તે શાનું વેર લે છે ? વેરનું વેર લે છે. પછી આત્માએ કરીને વેર ના લે. આત્મા તરીકે તમે જાણશો કે આ વેર લે છે પણ તોય ઉકેલ આવી જશે. આ જ્ઞાન પ્રાપ્ત થયા પછી જો સો વેરવી હોયને તોય નિકાલ થઈ જાય. અને જ્ઞાન પ્રાપ્ત થયું ના હોયને તો એક જ વેરવી હોયને તોય ફરી પાછાં કેટલાંય વેરનાં બીજ પડે. જ્ઞાન પછી હવે વેરનાં બીજ ના પડે. કર્મ 'ચાર્જ' ના થાય, કર્મ બંધાય જ નહીં. એટલે પછી વાંધો જ નહીંને !

ભગવાને કહેલું કે આ અવતારમાં તું નવું વેર વધારતો નહીં ને જૂનું

વેર છોડી દેજે. જૂનું વેર છોડીએ તો કેવી શાંતિ થાયને ! નહીં તો આપણા લોક તો પહેલાં મૂંછો મરડતા જાય ને વેર વધારતા જાય, પણ હવે વેર વધારવાનું નહીં. દહાડે દહાડે વેર ઓછું કરવાનું. આ 'દાદા'ને કોઈ વેરવી નથી. કારણ કે વેરનો નિકાલ કરીને આવેલા છે. બધાં વેરનો નિકાલ કરીને આ ભવમાં આવેલા અને તમને એ જ શીખવાડીએ છીએ કે આ ભવમાં વેરને હવે વધારશો નહીં.

કોઈ પેશન્ટ એવા હોય કે તે પૈસા ના આપે ને તમને ઊલટાં ટૈડકાવે. આપણે કહીએ કે, 'ભઈ, પૈસા નહીં આપે તો ચાલશે' તોય એ શું કહેશે, 'ડૉક્ટર, હું તમને જોઈ લઈશ'. 'અલ્યા, અમને જોઈને શું કામ છે ? અમને તો જોઈ લીધેલા જ છે.' જેમ તેમ કરીને કેસ ઊંચે મૂકી દેવો. કોર્ટમાં તારીખો પડે એવું ના રાખવું. આપણે તો જે દહાડે તારીખ આવી હોયને, તે દહાડે નિકાલ કરી જ નાખવાનું. નહીં તો કોર્ટમાં તારીખો પડ્યા કરે અને પછી કેસ લંબાયા કરે ને વેર વધ્યા કરે. એવું આપણે રાખવું જ નહીં.

હવે વેર ક્યારે છૂટે ? પોતાને આનંદ રહે તો. તે કેવો આનંદ ? આત્માના અંગેનો આનંદ, પેલાં પૌદ્‌ગલિક આનંદ નહીં. પુદ્‌ગલના આનંદમાંય વેર વધ્યા કરે અને આત્માનો આનંદ એટલે જ્ઞાની પુરુષ પાસે સત્સંગમાં, ગમે ત્યાં આગળ એ આનંદ મહીં ઉત્પન્ન થયો કે પછી બધાં વેર છૂટી જાય.

## ગમતી - ના ગમતી ફાઈલો જોડે...

હવે આપણને ગમતાવાળાં એ પણ 'ફાઈલ' અને ના ગમતાવાળાં એ પણ 'ફાઈલ'. ના ગમતા જોડે વહેલો નિકાલ કરવો પડે. ગમતાવાળા જોડે નિકાલ થઈ જાય. ના ગમતો છે, માટે પૂર્વભવની જબરજસ્ત 'ફાઈલ' છે. આપણને દેખતાં જ ના ગમે. તે આવીને બેસે, ત્યારે આપણે શું કરવું ? મનમાં નક્કી કરી નાખવાનું કે 'ફાઈલનો સમભાવે નિકાલ કરવો છે'. પછી કહીએ, 'તમે આવ્યા, બહુ સારું થયું. ઘણાં દિવસે આવ્યા. અમને બહુ ગમ્યું. જરા ભાઈ માટે ચા લઈ આવો, નાસ્તો લઈ આવો.' 'ફાઈલનો નિકાલ' કરવા માંડ્યા એટલે નિકાલ થવા માંડે. પણ બધું સુપરફ્લ્યુઅસ

કરવાનું, ડ્રામેટિક ! એ જાણે કે ઓહોહો, મારા પર બહુ ભાવ દર્શાવે છે. એ ખુશ થઈ જાય અને વેર બધું ભૂલી જાય. વેર છૂટી જાય એટલે 'સમભાવે નિકાલ' થઈ જાય. એ ઊઠે ત્યારે આપણે કહીએ કે, 'જો જો ભઈ, અમારો કંઈ દોષ થયો હોય તો...' ત્યારે એ જ કહેશે કે 'નહીં, નહીં, તમે તો બહુ સારા માણસ છો.' એટલે ચૂકતે થઈ ગયું. આ લોકોને કશું જોઈતું નથી. અહંકાર પોષાયો એટલે બહુ થઈ ગયું.

કોઈ માણસ મારવા આવ્યો હોય, ખૂન કરવા આવ્યો હોય, પણ 'ફાઈલનો નિકાલ' કરવો છે એવાં તમારા મનમાં ભાવ ઉત્પન્ન થયા કે તરત એના ભાવ ફરી જશે અને તલવાર કે છરી હશે, તે નીચે મૂકીને જતો રહેશે.

ફાઈલ પ્રત્યે પ્રિજ્યુડીસ છોડી દો એટલે એ ફાઈલ તમારા કહ્યા પ્રમાણે કરે એવું છે. અમારા કહેલા શબ્દમાં રહેને તો સંસાર સરસ ચાલે એવો છે અને મોક્ષે પણ જવાય. એટલું સુંદર વિજ્ઞાન છે આ ! અને ક્ષણે ક્ષણે વિજ્ઞાનનો ઉપયોગ થાય એવું છે, પણ વિજ્ઞાન વાપરતાં આવડવું જોઈએ.

## મોક્ષના વિઝા હાથમાં પણ બાકી ક્લિયરન્સ સર્ટિફિકેટ !

સુષમકાળ તો સારો પણ આ તો દુષમકાળ. એટલે કે દુઃખ મુખ્યતા. નવ્વાણું ટકા દુઃખ ને એક ટકો સુખ. એટલા હારુ ક્યાં સુધી બેસી રહેવું ? રાજ હોય તોય આખો દહાડો મન કોચ કોચ કર્યા કરે, એમાં શી રીતે જીવવાનું ?

બાકી ચોર્યાસી હજાર વર્ષ ગયા પછી અજવાળું થશે, ત્યાં સુધી અંધારા ઘોરમાં ક્યાં સુધી ભટકવાનું ? એના કરતાં પોતપોતાના સ્થાનમાં બેસી જવું. દાદા મળ્યા છે ને ટિકિટ કાઢી આપી છે, વિઝા કાઢી આપ્યા છે તે જવાય, નહીં તો જવાય શી રીતે ? નહીં તો આશા જ ના રખાયને ! એ બધી ફાઈલોનો નિકાલ થાય ત્યારે જવાય. સાધુ થાય તોય ફાઈલોનો નિકાલ ના થાય. તે સાધુ થઈને ફાઈલોનો શી રીતે નિકાલ કરે ? અને આ તો ઘરમાં રહીને ફાઈલોનો બધો નિકાલ થાય. કંઈ નાસી જવાથી નિકાલ

થતો હશે ? અત્યારે એ નાસી જાય, તો શું બધો નિકાલ થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** ફાઈલો તો પાછળ પડે, દાદા.

**દાદાશ્રી :** ફાઈલો તો પાછળ ના પડે પણ મહીં અંદરથી દાવા તો મંડાઈ જાયને ! બહારના ના મંડાય પણ અંદરના દાવા છોડે નહીંને ! બહારના દાવા સારા, તે આ ભવમાં છૂટાય પણ અંદરના દાવા સારા નહીં.

## વેરથી ખડો સંસાર !

માટે વેર છોડો. પ્રેમથી ઊભું રહ્યું નથી આ જગત. લોકો સમજે છે કે પ્રેમથી ઊભું રહ્યું છે. પણ ના, ફાઉન્ડેશન જ વેરનાં છે આ. એટલે તો અમે વેરનો નિકાલ કરવાનો કહીએ છીએ. સમભાવે નિકાલ કરવાનું કારણ જ એ છે. પ્રેમ કરશોને, તો એની મેળે જ વેર થઈને ઊભું રહેશે. કારણ કે આસક્તિનું શું થાય ? વેર લાવે ! અને સમભાવે નિકાલ કરવાનું એટલાં જ માટે કે વેરથી જગત ઊભું રહ્યું છે. રાગ તો, 'હું ચંદુભાઈ છું' એ જ રાગ છે. તે 'હું ચંદુભાઈ છું' એ તો છૂટી ગયું, એટલે રાગ ગયો. હવે વેર કેમ છોડવાં આ લોકો જોડે ? ત્યારે કહે, સમભાવે નિકાલ. હા, એ ગાળો ભાંડતો હોયને, તોય આપણે ઊલટું તમારે એમ કહેવું કે 'ચંદુભાઈ, કંઈક તમારી ભૂલ હશે, ત્યારે જ ગાળો ભાંડેને બહાર ?' હા, નહીં તો કોઈ મૂરખ માણસે ય નવરો નથી.

એક દહાડો તમારા ગામમાં જઈને બધાંને તમે જાહેરાત કરી દો કે, ભઈ, મને ગાળ ભાંડી જાય તેને સો રૂપિયા આપું. પણ કોઈ ગરીબમાં ગરીબ માણસેય ના આવે. ના બાપા, એના કરતાં અમે મજૂરી કરીને પાંચ રૂપિયા લાવીશું, પણ આવું ના કરે કોઈ. જે કરે છે એ તમારો પૂર્વનો હિસાબ છે એટલા પૂરતી લેણ-દેણ છે. આ બે ગાળો આપી હોય, એટલે બે તમને પાછી જમે કરાવી જાય. ત્યારે તમે જાણો કે આ મને બે ગાળો શેની આપી ? અલ્યા મૂઆ, આ ચોપડાનો નહીં તો આગલા ચોપડાનો હિસાબ હશે, સરભર ખાતું કરી દેને અહીંથી. હિસાબ વગર તો કશું છે જ નહીં. માટે આ બધી ફાઈલોનો નિકાલ કરવાનો, ખાતાં સરભર કરી દેવાનાં. આ તો આવડેને, ખાતું સરભર કરવાનું !

## હિસાબ ચૂકવી નિકાલ લાવવો !

**પ્રશ્નકર્તા :** જે કંઈ ફાઈલો છે, તેનો વહેલી તકે નિકાલ થઈ જાય તો સારું એવો ભાવ રહ્યા કરે છે.

**દાદાશ્રી :** એ તો રહે જ ને ! એવું છે કે આપણી ભાવના છે ને વહેલું થવાની, એટલે વહેલો ઉકેલ આવી જશે અને કેટલાંક માણસ શું કહે છે કે 'સાહેબ, હમણાં અડચણ ના આવે તો સારું.' ત્યારે એને એ મોડી આવશે. મરતી વખતે આવશે. મરતી વખતે જ્યારે શરીર મજબૂત હશે નહીંને, ત્યારે અડચણો આવશે. એટલે અલ્યા, મોડું ના બોલાવીશ. બધાને કહો કે 'આજે હજુ છે મારામાં શક્તિ. શરીર મજબૂત છે. બધા આવે તો હું પેમેન્ટ કરી દઉં. દાદાઈ બેંક ખુલ્લી છે. લઈ જાવ બધા, હવે મારામાં શક્તિ છે. હવે હું તમને ધક્કા નહીં ખવડાવું.' આ તો દાદાઈ બેંક છે, ધક્કા બેંક નથી. આ તો કેશ પેમેન્ટ. ધીસ ઈઝ ધ કેશ બેંક ઈન ધી વર્લ્ડ. માટે આપણે હવે ઉકેલ લાવી નાખવાનો છે.

આ તો આપણો જ હિસાબ છે. આપણા જ ખાતા છે ને આપણી જ સહી છે. તે લઈ જાવ. એટલે કોઈ આપણી સહીવાળો કાગળ દેખાડે ત્યારે તેને કહેવું પડે કે લઈ જા, ભઈ. બારસોની સહી હશે તો બસો આપીએ તો એટલા ઓછા થયા, હજાર રહ્યા. પાછાં બસો આપીએ તો આઠસો રહ્યા. એમ કરતાં કરતાં કશું જ ના રહે ત્યારે આપણે એ લોકોને કહીએ કે, 'હવે લઈ જાવ ?' ત્યારે એ કહે, 'હવે શેના લઈ જઈએ ? અમે હવે માગતાં જ નથીને !' આપણે એને કહીએ કે, 'તું દુઃખીયો છે તો ચોંટી પડને ! વધારે માગને !' ત્યારે એ કહે કે, 'ના, એમ તે કંઈ ચોંટી પડાતું હશે ? કંઈ તમારો ને મારો હિસાબ હશે તો હું ચોંટી પડુંને ! પાંચ રૂપિયા ય તમારા બાકી હોય તો હું પાંચસો માટે ચોંટી પડું. પણ મહીં કંઈ લેવા ય નથી ને દેવા ય નથી, ત્યાં હું શું ચોંટી પડું ?!' એટલે હિસાબ નહીં હોય તો કોઈ ચોંટી પડવા આવે ય નહીં એવું કાયદેસરનું જગત છે !

## કઈ રીતે નિકાલ કરવો ?

ડિસિઝન ગોઠવી દીધેલું હોય કે આ સમભાવે નિકાલ કરવો છે

આપણે. એટલે પહેલાં જે હસતો આવતો હતો તો એની જોડે હસીને નિકાલ કરતા હતા. ચિડાઈને આવતો હતો તો એની જોડે ચિડાઈને નિકાલ કરતા હતા. પણ હવે તો એ હસતો આવે તોય સમભાવે, એ ચિડાયેલો આવે તોય સમભાવે. આપણે સમભાવે નિકાલ જ કરવો છે. આપણે અહીં પોલીસવાળાની લાઈન ઊભી હોય અને એ ઘાંટાઘાંટ કરતાં હોય, ચિડાતા હોય તો આપણે શું કરીએ ? સમભાવે નિકાલ કરતાં કરતાં જઈએને ! સમભાવે નિકાલ ના કરીએ તો શું થાય ? પોલીસવાળો દંડો મારે. એ ત્યાં આગળ આપણે ડાહ્યા થઈ જઈએને ! એવું આ સમભાવે નિકાલ કરવાનું ને ડાહ્યું થઈ જવાનું. એટલે હવે સંપૂર્ણ રહે એવું કરો.

## ખુશ નહીં, પણ નાખુશ રાખવાનું નહીં !

**પ્રશ્નકર્તા :** બીજાને ખુશ કરવામાં અને સમભાવમાં કશો તફાવત છે ?

**દાદાશ્રી :** સામાને ખુશ કરવાનું નહીં પણ નાખુશ ના કરે તો સમભાવ રહે. એવી રીતે આપણે વર્તવું કે સામો નાખુશ ના થાય, તો સમભાવ રહે. નાખુશ થાય તો સમભાવ ના રહે.

**પ્રશ્નકર્તા :** સામાને ખુશ કરતી વખતે આપણે પોતાનું હિત જોવું કે નહીં ?

**દાદાશ્રી :** સામાને ખુશ કરવાનો નહીં ને નાખુશ નહીં રાખવાનો. કોઈ નાખુશ ના થાય અમે એવી રીતે વર્તીએ છીએ. અમે બધાને ક્યાં ખુશ કરવા આવીએ ?!

**પ્રશ્નકર્તા :** એ જેટલું ખાય એટલું તમે ખાવ તો એ ખુશ થાય, પણ મારે તો મારું હિત જેટલું જ ખાવું કે નહીં ?

**દાદાશ્રી :** આપણા હિત જેટલું જ ખાવું.

## સામાનું સમાધાન એ જ છૂટ્યા !

ફાઈલનો સમભાવે નિકાલ કરવો એટલે શું ? એના મનનું સમાધાન કરી ઉકેલ લાવવો. પછી એવું નથી સો છે તે સો ના આપું તો અસત્ય

ગણાય. સત્ય એટલે સત્ય જ હોવું જોઈએ એવું નહીં. એ પૂંછડાં છે મૂઆ. આપણી પાસે સોની સગવડ ના હોય અને નેવુંની સગવડ હોય તો આપણે કહીએ કે ભઈ, જો કંઈ ઠેકાણું નથી અત્યારે, આમતેમ. ચાલશે કે નહીં ચાલે ? 'અરે, ચાલશે. ચલેગા, ચલેગા.' તો બસ થઈ ગયું. સત્યના પૂંછડાં નહીં પકડવાનાં. કારણ કે આ જગતનું જે સત્ય છે તે અહીં અસત્ય છે. જગતનું જે સત્ય માનેલું છે, સામાજિક સત્ય છે તે ભગવાનનું સત્ય નથી, રિલેટિવ સત્ય છે અને જ્યાં સુધી સંસારમાં રહેવાનું છે, તેને માટે એ કામનું છે. જેને મોક્ષે જવાનું છે, તેને તો જેમ તેમ ઉકેલ લાવી નાખવાનો. ફાઈલોનો નિકાલ એમ શાથી કહ્યું કે કાયદો-બાયદો ના ઘાલીશ, મૂઆ. જેમ તેમ કરીને ઊંચું જ મૂકને આને અહીંથી. છેવટે કશુંય સમજણ ના પડે તો, આમ દાઢીમાં હાથ ઘાલીને પણ એને રાગે પાડી દેને ! અરે, છેવટે કશું જ ના અપાય તો પગે લાગીને કહીએ કે છોડી દેને મને. છોડી દે તો બસ, એનું નામ નિકાલ કહેવાય. કપટથી રહિત. આપણી પાસે હોય તો બધું આપી દેવું અને કંઈક ફસાયા હોય તો છેવટે આ લોકોને પગે લાગીને પણ, એટલે બસ થયું. 'હા, આ ગયા, ચલેગા. કાગળ ફાડી નાખીશ' કહે છે અને જો લડવા જઈએ તો પેલા ભેંસના ભાઈ જેવું લડે એવા છે, 'આવી જા' કહેશે.

**પ્રશ્નકર્તા :** સામા પક્ષે પછી એવું લાગે કે આપણે સાચું ના બોલીએ ને ખોટું કરીએ તો એ કપટ કહેવાય.

**દાદાશ્રી :** જેવી રીતે મગ ચઢે એવી રીતે ચડાવવાના. મીઠા પાણીથી ના ચડે તો ખારા પાણીથી ચડાવવા. ખારા પાણીથી ના ચડે તો ગમે તે પાણીથી, છેવટે ગટરનાં પાણીથી ય ચડાવવાના. મગ ચડાવી લેવાનાં. કામ સાથે કામ. આ સંસારના લોકો એવું ના કરે. એ અમુક આગ્રહ રાખે કે 'આમ જ કરવું છે' ને આ આપણું આત્માના હેતુ માટે છે. પુદ્ગલની ભાંજગડમાં પડી ના રહેવું.

## નિકાલ નહીં તો બંધન ખરું ?

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી ફાઈલનો નિકાલ ના થાય ત્યાં સુધી આપણે બંધાયેલા રહીએને ?

**દાદાશ્રી :** ના, આપણે કશુંય બંધાયેલા નહીં. આપણે તો આવું બોલવું કે ફાઈલનો સમભાવે નિકાલ કરવો છે. એવું નક્કી રાખજો.

**પ્રશ્નકર્તા :** સંબંધ તોડવાથી તૂટતો નથીને ?

**દાદાશ્રી :** તોડવાથી સંબંધ વધે ઊલટો, નિકાલ કરવાથી ઉકેલ આવશે. પાર્લામેન્ટમાં રહીને સંબંધનો નિકાલ લાવવાનો છે, પાર્લામેન્ટથી જુદું થઈને નહીં !

ફાઈલનો સમભાવે નિકાલ કરવાનો એટલું જ કામ કરવાનું છે. આ તો 'વ્યવસ્થિત' જ છે, એમાં ચિંતા-ઉપાધિ કરવા જેવું છે જ નહીં. કામ કર્યે જાવ. આપણે શું કહીએ છીએ ? કામ જેટલું થાય એ કર્યા કરો. પછી વ્યવસ્થિત છે. પણ તમારે ભય રાખવાનું કોઈ કારણ નથી. ફાઈલોનો સમભાવે નિકાલ કરવાનો, એટલું કરવાનું છે.

**પ્રશ્નકર્તા :** સમભાવે ફાઈલનો નિકાલ તો કરીએ પણ છતાંય મનમાં ઉદ્વેગ થાય તો શું કરવું ?

**દાદાશ્રી :** મનમાં ઉદ્વેગ થાય કે આ અધોવેગ થાય, જે વેગ થાય એ 'જોયા' કરવાનું. આપણે જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં રહેવું. બીજી બધી વસ્તુઓ જડ વસ્તુઓ છે. ચેતન જેવી દેખાય છે, પણ છે જડ.

## અક્રમમાં ઉદાસીનતાની નહીં જરૂર !

**પ્રશ્નકર્તા :** સ્વરૂપજ્ઞાન થયા પછી, સંસારમાં ઉદાસીનતા જ રહેને ? પછી તો ક્યાંય રસ ના આવેને, અનુભવ થયા પછી ?

**દાદાશ્રી :** ઉદાસીનતાની જરૂર જ નથી. ઉદાસીનતાનો માર્ગ જ ન્હોય આ. આ તો નિકાલ કરવાનો. કેરી ઘોળીને રસ લાવતા હોયને, તો આપણે કહીએ, 'જુઓ, મહીં ફલાણા મસાલા-બસાલા નાખજો, રસમાં હં.' અને પછી ખા. આ એવું નહીં કે થાળી સારી આવી તો લોકોને આપી દેવાની. આ તો ભોગવતાં ભોગવતાં જવાનું. આ એવું ઉદાસીનતા લાવવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** ઉદાસીનતા લાવવાની નહીં, સહજ ઉદાસીનતા થાય.

**દાદાશ્રી :** પણ સહજ ઉદાસીનતાની જરૂર જ નથી, આ લાઈનમાં. આ તો અમારી આજ્ઞા પાળીને સમભાવે નિકાલ કરો. કેરી આવે તો કેરી ખાવ, જે આવે એ ખાવ. બધું વિચાર નહીં, થાળીમાં જે આવે એ ખાવ. ઉદાસીનતા થઈ જાયને, એ તો આ વૈરાગ માર્ગમાં. વૈરાગથી ઉદાસીનપણું આવે. આમાં વીતરાગપણું આવે. આપણે અહીં ઉદાસીનપણું બિલકુલેય ના હોય, સીધી વીતરાગતા જ. આ વેઢમી-લાડવા બધું જ ખાવાની છૂટ આપી, તેનું કારણ શું ? નહીં તો, ના કહી દેત કે ભાઈ, આવું તેવું બધું ખાવાનું નહીં ? બધું ખાવ જે આવે એ, અમે એ જ્ઞાનથી જોયેલું છે કે વોટ ઈઝ ડિસ્ચાર્જ એન્ડ વોટ ઈઝ ચાર્જ. એ અમે જોઈને કહ્યું છેને, ડિસ્ચાર્જને ડિસ્ચાર્જ કહેલું છે. ડિસ્ચાર્જમાં અમે તમને આઘુંપાછું કરો, એવું કશું કહેતા નથી. જગત આખુંય ડિસ્ચાર્જને ચાર્જ સમજે છે. એટલે ઉદાસીનતા થવાની જરૂર જગતને છે.

## ફાઈલો, હોમની તે ફોરેનની !

આ બધી ફોરેનની ફાઈલો હોમની ઑફિસમાં ના લઈ જવાની હોય. તે ફોરેનની ફાઈલો બહાર મૂકી દેવાની ને પછી હોમની ઑફિસમાં જવાનું આપણે. એ ભૂલ થાય તેથી આ ડખો થાય. તમને કહ્યું હોય તમારી ઑફિસમાં, કે ભઈ, અમુક આ ફાઈલો આ અમારી ઑફિસમાં લાવશો નહીં. આ ફાઈલો તમારે ત્યાં રાખજો. એટલે ફરીવાર એવું કરો કે ના કરો ? એવું આમાં કરવાનું છે. બીજું શું કરવાનું છે ? ફોરેનની ફાઈલો બહાર મૂકી રાખવાની. હોમની ઑફિસમાં બેઠા હોય તે વખતે નહીં. પછી બહાર આવીએ છીએ, ત્યાર પછી અમે જોઈએ છીએ, તપાસ કરીએ છીએ. પણ હોમની ઑફિસમાં બેઠા હોય તે ઘડીએ ફાઈલ-બાઈલ અંદર નહીં. એવું આપણે અહીં વ્યવહારમાં કરીએ છીએ. આપણે ફાઈલો ઑફિસમાં સહી નથી કરતા ?

**પ્રશ્નકર્તા :** કરીએ છીએ.

**દાદાશ્રી :** હા, એવો હિસાબ રાખવો જોઈએ આપણે. તમે ઑફિસમાં

લઈ જાવ છો ? પેલાને ખબર જ ના પડે કે આ આમને ફોરેન તરીકે બહાર મૂકે છે આ. આપણે એકલા જ જાણીએ કે આ ફાઈલો બહાર મૂકીએ છીએ. એ તો એમ જ જાણે કે એમની ઑફિસમાં લઈ જાય છે ! એવું નાટક ભજવવાનું છે. અમે એવું નાટક ભજવીએ ! લોકો એમ જાણે કે ઓહો ! એમની હેડ ઑફિસમાં લઈ ગયા ફાઈલો. અમે બહાર મૂકી રાખીએ !

આ જગતમાં કોઈ પણ એવું કારણ નથી કે જે કિંચિત્‌માત્ર પણ ક્લેશ કરવા યોગ્ય હોય. એટલે મહીં દુઃખ પરિણામ થાય એવું કોઈ કારણ નથી. કારણ કે આત્મા પોતે સુખ પરિણામવાળો છે ! પોતે આત્મા છે, એનું સુખ કોઈ લઈ શકે એવુંય નથી, અવ્યાબાધ સ્વરૂપ છે. જાહોજલાલી છે પોતાની પાસે અને આ પરભારી વસ્તુમાં, 'ફોરેન ડીપાર્ટમેન્ટમાં' એટલું બધું ન રાખવું જોઈએ આપણે. ફોરેન એટલે ફોરેન, ત્યાં સુપરફ્લ્યુઅસ રહેવું !

બાંગ્લાદેશમાં પૂર આવ્યા હોય તો હિન્દુસ્તાનના પાર્લામેન્ટમાં પેલા બાંગ્લાદેશવાળાને લખે કે અમારે અહીં બહુ ચિંતા થાય છે. અને આપણે અહીં આગળ ચા-નાસ્તા ચાલતા હોય ટેબલ ઉપર. આ વડાપ્રધાન ને આપણા પરદેશના પ્રધાન હોય, તે ચા-નાસ્તા કરતાં જાય ને લખતાં જાય. એ સુપરફ્લ્યુઅસ કહેવાય. એવું આપણે રાખવું. શું જોડે લઈ જવાના છીએ તે ?

દાદાએ જ્ઞાન આપ્યું, અપની કોઈ ચીજ રહી નહીં હવે ! ઊલટું આ મન-વચન-કાયા હતા તે દાદાને સોંપીને આવ્યા, ત્રણ-ત્રણ પોટલાં સોંપી દીધાં. હવે દાદાને સોંપ્યા, તેમને પૂછ્યા સિવાય આપણે વપરાય જ નહીં, આમ જોવા જાય તો પણ અમે છૂટ આપી કે ભઈ, ફાઈલોનો નિકાલ કરજો.

## જ્ઞાની કરે સમભાવે નિકાલ !

એક શબ્દ એવો બોલો કે જેમાં બધી ફાઈલ આવી જાય, કોઈ ફાઈલ બાકી ના રહે. એટલે એક જ શબ્દમાં કહેવું હોય તો જે જે આપણને સંયોગ થાય એ બધી ફાઈલ. સંયોગ શબ્દમાં બધી ફાઈલો આવી જાય કે ના આવી જાય, ગણતરી કરતાં ?

જેટલા સંજોગો એટલી બધી ફાઈલ. એ પછી મનુષ્ય રૂપે હો કે બીજા રૂપે હો કે આ રૂપે હો. જેટલા સંજોગો એટલી ફાઈલ અને તે વિયોગી સ્વભાવના છે. માટે સમભાવે નિકાલ કરજો. આ ત્રણ જણ આવ્યા, સમભાવે નિકાલ કરી નાખ્યો, છે કાંઈ બૂમાબૂમ ! અમારે દસ-પંદર ફાઈલ આવતી હશે કે નહીં આવતી હોય રોજ ?

**પ્રશ્નકર્તા :** ઘણી બધી.

**દાદાશ્રી :** એ બધાંનો નિવેડો લાવું, સમભાવે નિકાલ કરું. કોઈ અવળા સ્વભાવનો હોય, કોઈ એવા સ્વભાવનો. સમભાવે નિકાલ તો કરવો પડેને ?!

એ તો અમારા લક્ષમાં હોય જ કે આ શુદ્ધાત્મા છે અને અત્યારે આ ફાઈલ રૂપે છે મારે. ફાઈલને મારે શું કરવું, તે મારે સમજવાનું ! બે દ્રષ્ટિ હોય અમારી, નિશ્ચયથી તો નિર્દોષ છે, વ્યવહારથી ય નિર્દોષ છે અને પછી આ ફાઈલનો સમભાવે નિકાલ કરવાનો. હવે મારા નામનો ક્લેઈમ ના નોંધાય કોઈ જગ્યાએ. એટલે કોઈ સંયોગ નડતો નથી એવું વિજ્ઞાન આપ્યું છે. એટલે સુધી સંયોગ કે પોતાની બેગ ઊઠાવી જતો હોય તો વ્યવહારથી કચકચ કરે, પણ અંદરથી પેટમાં પાણી ના હાલવું જોઈએ. બધું સંયોગ જ છે ને ! અને એ કંઈ કાયમને માટે હોતું નથી.

સંયોગો વિયોગી સ્વભાવના જ છે. કોઈ પણ સંજોગ તને બાઝશે, એ વિયોગી સ્વભાવના છે. માટે તમારે ખસેડવો નહીં પડે એને. નહીં તો વીતરાગ કોઈ થાત નહીં.

## સંયોગો સ્વભાવે જ વિયોગી !

**પ્રશ્નકર્તા :** ફાઈલોનું દબાણ સખત આવે, ત્યારે એમાંથી કેવી રીતે છૂટાય ?

**દાદાશ્રી :** ફાઈલોનું દબાણ આવે એ સંયોગ છે અને તે સંયોગ પાછાં વિયોગી સ્વભાવના. આપણે કહીએ, ના છૂટાય તો સારું હવે, પણ તોય એ છૂટીને જતાં રહેશે. કેવી રીતે છૂટાય એવું પૂછવાનું નહીં. આપણે

કહીએ કે હવે આ ફાઈલો ઊભી રહો, તોય એ ભાગી જશે. કારણ કે વિયોગી સ્વભાવની. એવું નથી કહ્યું મેં ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, લાવ્યા છે એ તો પૂરું કરવું પડશેને ?

**દાદાશ્રી :** ફાઈલોનો નિકાલ તો કરવો પડશેને !

**પ્રશ્નકર્તા :** દરેક ક્ષણનો સંયોગ એ ફાઈલ જ છે ને ?

**દાદાશ્રી :** બધાં જ, સંયોગ માત્ર ફાઈલ છે. પણ ઓછી સમજણ-વાળાને આ મોટા મોટા માણસોની ફાઈલ લાગે. વધુ સમજણવાળાને પેલું આકર્ષણને ફાઈલ સમજે અને પૂરી સમજણવાળાને સંયોગ માત્ર ફાઈલ.

શુદ્ધાત્મા ને સંયોગો બે જ છે. તે બધી ફાઈલોનો સમભાવે નિકાલ કરોને ! અને સંયોગો વિયોગી સ્વભાવના છે. ત્યાગ કરવાની જરૂર નથી. જો ત્યાગ કરીશ તો ફરી વાર આવશે. ત્યાગ કરીશ તો સામે આવશે. ત્યાગે સો આગે !

## અક્રમ જ્ઞાન સ્વયં સક્રિય !

આપણું જ્ઞાન સ્વયં કર્યા જ કરે છે. આપણા સ્વયંથી થતુંય નથી. જ્ઞાન પોતે જ કર્યા કરે છે. આ સક્રિય જ્ઞાન કહેવાય છે. આ જગતનું જે જ્ઞાન છે એ અક્રિય જ્ઞાન છે, તમારે કરવું પડે. જૂઠું બોલશો નહીં એ જ્ઞાન છે તે તમે જૂઠું ના બોલો તો ચાલે, નહીં તો એ જ્ઞાન નકામું જાય. અને આ તો જે જ્ઞાન છે, તે એની મેળે જ્ઞાન જ કરે, એ પોતે જ કર્યા કરે. કો'ક અવળું બોલ્યો, તે ઘડીએ મહીં જ્ઞાન પોતે જ કહે કે આપણે સમભાવે નિકાલ કરો અને પેલું તો થાય નહીં. અને સંયોગો વગર ક્રિયા થતી નથી. સંયોગ એ જ ક્રિયા છે અને ક્રિયા એ જ સંયોગ છે. અને એ જ પુદ્ગલ છે. આત્મા ને પુદ્ગલ બે જ, આત્મા અને સંયોગ બે જ છે અને તે સંયોગ પાછાં વિયોગી સ્વભાવનાં છે. એટલે તમારે એ સંયોગને ખસેડવો પડે અને તમે ખસેડવા જાવ તો આત્મા તરીકે રહેતા નથી. આત્માનું પદ ખોઈ નાખો છો. સંયોગને ખસેડવા જાવ તો અહંકાર ઊભો થાય. માટે સંયોગ વિયોગી સ્વભાવના છે, માટે 'જોયા' કરો તો નિકાલ એની મેળે જ થાય.

પગે ફ્રેક્ચર થયું'તું, પગે સંયોગ ભેગો થયો'તોને, નથી ચલાતું એવો, પણ તે એની મેળે જ જતું રહ્યુંને ? ગમે તે સંયોગો ભેગા થઈને પણ જતાં રહે છે ને ? એ કંઈ રહેવા માટે આવતાં નથી.

આનંદમાં ના હોત તો તકલીફ ડબલ થાત. આપણે તો આનંદમાં જ છીએ. તકલીફ આવી છે, પછી જતી રહેશે ધીમે ધીમે. કારણ કે તકલીફ આવી એ સંયોગ છે, તે વિયોગી સ્વભાવના છે. આપણે એને કાઢી નહીં મૂકવાની, એ આવ્યા છે તે જતા રહેશે. એટલે આપણે ધીરજ રાખવાની જરૂર. કાઢી મેલો તો ગુનો ઊભો થાય, પેલો દાવો માંડે !

**પ્રશ્નકર્તા :** ખૂબ સમતા રહે છે.

**દાદાશ્રી :** બસ, બસ. એ તો આવે. આ પવન નથી બહુ આવતો ? પવન વાય કે નહીં ? એ પછી ધડંધડા ઊડાડે છેને ! એ તો પછી એય બંધ થઈ જશે ને હતા તેના તે.

**પ્રશ્નકર્તા :** દાદા, હમણાં તો વાવાઝોડા જેવું આવ્યું છે.

**દાદાશ્રી :** વાવાઝોડા આવે. પછી વાવાઝોડું જતું રહે એ પછી સેફસાઈડ. એટલે બધાંને આવે વાવાઝોડું. આ તો વચ્ચે જરા પેલું વાવાઝોડું આવે તો બારણા બંધ કરીને બેસી રહેવું. પણ બે કલાક પછી વાવાઝોડું બંધ થાય એટલે પછી બારણા ઊઘાડીએ. એવી રીતે આપણે ત્યાં વાવાઝોડું આવે તો એક દહાડા- બે દહાડા તો આપણે બારણા બંધ કરીને મહીં હોમ ડિપાર્ટમેન્ટમાં બેસી રહેવું. અને બહાર ચંચળતા થયા કરશે એ જોયા કરવી. એવું ના બને ?

**પ્રશ્નકર્તા :** એટલે આપણે ધીરજ રાખવાની, સમતા રાખવાની.

**દાદાશ્રી :** બસ, બીજું શું ? આપણે છે તે જોયા કરવાનું ને સમભાવે નિકાલ કરવાનો અને એ ફાઈલ કહેવાય, વાવાઝોડું આવ્યું તે. સમભાવે નિકાલ કરવાનો એટલે જતું રહે પછી. અને જેટલા છે હિસાબમાં તેટલા જ આવશે, બીજા નહીં આવે.

આ ઓછું ગપ્પું છે અહીં આગળ, આ તો વૈજ્ઞાનિક છે. અહીં તો કોઈની ડખલેય ના ચાલે. ભગવાનનીય ડખલ ના ચાલે આમાં. વૈજ્ઞાનિક થિયરીમાં ભગવાનની કેમ કરીને ડખલ ચાલે ? તો એ ભગવાન ન્હોય ! કારણ કે ડખલવાળા ભગવાન હોય જ નહીં હંમેશાય !

## ગમતા - ના ગમતાનો કર સમભાવે નિકાલ !

જે જે પ્રકારનો સંયોગ ભેગો થયો એ બધી ફાઈલ. અહીંથી જતાં હોય અને વાંદરાની ખાડી આવે એટલે સંયોગ ભેગો થાય. એ ફાઈલ ના કહેવાય ? ત્યાં આપણે કહીએ, 'આ સરકાર જુઓને, ગટરો સમી નથી કરતી ને આ બધું...' એ બગડ્યું. ફાઈલનો સમભાવે નિકાલ કરવાનો. ના ફાવે તો નાક દાબી રાખ થોડીવાર. નહીં તો પછી આપણે સમભાવે નિકાલ કરવો હોયને તો ગંધાતું હોય તોય આપણને વાંધો ના આવે. આ દુનિયા ગંધાતું જ બધું ચલાવી લે છેને ! સુગંધીવાળું તો કોઈ જગ્યાએ હોતું જ નથીને ? ઓશીકું ખરાબ આવ્યું, ત્યાં આખી રાત રહેવાનું તો આપણે શું કરવાનું ? કકળાટ કરવાનો ? તો શી રીતે એનો સમભાવે નિકાલ કરો ?

**પ્રશ્નકર્તા :** એને એડજસ્ટ થઈ જવાનું.

**દાદાશ્રી :** હા. એડજસ્ટ થઈ જવાનું. આ નથી સારું ત્યાં આપણે કહેવાનું કે 'બહુ સારું છે. આ બાજુ સારું છે, આમ ફેરવી નાખોને ! આમ સારું છે' એમ કહીને પછી સૂઈ જવું.

આત્મા સિવાય બીજું શું ? ત્યારે કહે, સંયોગ. એ સંયોગ એટલે શું ? ત્યારે કહે, એ ફાઈલ. ફાઈલનો સમભાવે નિકાલ કરો.

**પ્રશ્નકર્તા :** એટલે મનના વિચાર પણ ફાઈલો જ થઈ ગઈને ?

**દાદાશ્રી :** બધી ફાઈલો. કશું ફાઈલ વગર બાકી નથી. તે સંયોગ બધાં ફાઈલો છે. ભાવતું આવ્યું હોય તો એને ગોઠવણી કરો અને સમભાવે કેમ કરીને નડે નહીં, નુકસાન ન થાય અને આપણાં મનને તૃપ્તિ થાય

એવો બધો રસ્તો ખોળી કાઢો. ભાવતું વધારે ખાવામાં વાંધો નથી. પણ પછી એને બદલે બીજું બાદ કરો, એમતેમ કરીને નિકાલ કરો. એટલે એ નુકસાન ન કરે આપણને. પછી બટાકાનું શાક ભેગું થયું તો એ ફાઈલ. ના ભાવતું શાક ભેગું થયું તો એ ફાઈલ. તે એનો સમભાવે નિકાલ કરવાનો. ભાવતું શાક ભેગું થયું તેય નિકાલ કરવાનો. ગમતું ખમીસ ભેગું થયું તેય નિકાલ કરવાનો.

હા, એટલે બધી ફાઈલોનો નિકાલ કરવાનો છે. આ તમે અમુક જ ફાઈલોનો નિકાલ કરો છો ને, હું બટાકા નથી ખાતો, બટાકાને વગોવે. એ બટાકાનો સમભાવે નિકાલ કરવાનો. અને બટાકાનો શી રીતે સમભાવે નિકાલ કરવાનો, ખાતો નથી તો ? ભગવાનની આજ્ઞામાં જ છીએને નહીં ખાતા તે. ત્યારે એ બટાકાનું શાક મૂકતો હોય તો થોડું મૂકજો કહીએ. એમાંથી એક ફોડવું લઈ આપણે ખાવું. એ સમભાવે નિકાલ થઈ ગયો. કંઈ ભગવાનને રીસ ચડવાની નથી. ભગવાને કંઈ સાવ છોડી દેવાનુંય નહોતું કહ્યું, ઈકોનોમી કરજો. છોડી દેશો તો તમને કેફ ચડશે કે મેં બટાકા છોડ્યા છે અને બટાકા જ્યાં દેખશો ત્યાં રીસ ચડશે. આ ડુંગળી છોડી હોય અને ડુંગળી જ્યાં દેખાય ત્યાં શું થાય ? રીસ ચઢે. પછી ત્યાં શું બોલે એ ? આ જ્યાં ને ત્યાં ડુંગળા કેમ ભરી રાખો છો ? મૂરખ, તારું શું ગયું ? ડુંગળીએ તારું નામ નથી દીધું. ડુંગળી તારું ખઈ ગઈ નથી અને મૂઆ ડુંગળીને શું કરવા ગાળો ભાંડું છું ?! આ ડુંગળી જોડે દ્વેષ કરેલો છોડે કે ડુંગળી ! જો સમભાવે નિકાલ કર્યો હોય તો ? ઉકેલ આવેને ? તમને આ અક્રમ વિજ્ઞાન કેવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** ઘણું સચોટ છે.

**દાદાશ્રી :** એટલે કાચું ન પડે પછી કંઈ.

**પ્રશ્નકર્તા :** એટલો બધો વિચાર કરીને કર્યું છે કે એમ લાગે કે આમાં બુદ્ધિથી બધું નક્કી કરેલું છે. પછી ભલેને બુદ્ધિને છોડી દીધી હોય.

**દાદાશ્રી :** હા, પણ અનુભવમાં તો લીધેલું છે ને ? નહીંતર પછી શું કરવા ડુંગળા ભરી રાખ્યાં છે ? કહેશે. અલ્યા મૂઆ, ભગવાને ડુંગળી

છોડવાની એટલા માટે નહોતી કહી. રાગ-દ્વેષ કરવા હારુ નહોતી કહી. તેં તો ઊલટો દ્વેષ જ કર્યો અને બે ટુકડા ખઈશ તેથી કંઈ મરી જવાનો નથી કે ભગવાનને ખોટું લાગવાનું નથી. સમભાવે નિકાલ કરને ! આ તો મને ભાવે છે એટલે આટલું બધું ખઈ જાય. નથી ભાવતું એ અડવાનું નહીં. આપણે શું કહીએ ? સમભાવે નિકાલ કરો.

ના ગમતો માણસ હોયને, 'છીટ, છીટ, હટ' કરે. 'અલ્યા મૂઆ, આવું કરવાનું રહેવા દેને !' એને બદલે કહીએ, 'ક્યારના આવ્યા છો ? બેસો. ચા પીશો ?' ના ગમતું તો આપણે અંદર છેને ? પણ એને ખબર ના પડે એવું રખાય કે ના રખાય ? સમભાવે નિકાલ કરવો હોય તો રખાય કે ના રખાય ?

**પ્રશ્નકર્તા :** રખાય.

**દાદાશ્રી :** એ કપટ ગણાતું નથી. કપટ તો આપણે એની પાસે કશું લેવું કે એનો લાભ ઊઠાવવો હોય ત્યારે કપટ કહેવાય. એનો સમભાવે નિકાલ કરવો ને એ કપટ નથી પણ ઊંચામાં ઊંચી વસ્તુ, થિયરી છે.

**પ્રશ્નકર્તા :** એના અહંકારને આપણે તિરસ્કાર કરતા નથી...

**દાદાશ્રી :** એ જે પેલો તિરસ્કાર કરે છે એ મૂઓ અધર્મ કરી રહ્યો છે અને આપણે ધર્મ કરી રહ્યા છીએ. 'આવો ભઈ, બેસો. બહુ સારું થયું, આજે ભેગા થયા ઘણે દહાડે.' અને આપણેય શું કહીએ છીએ ? નાટકીય જ કહીએ છીએને, નાટકીય બોલજો.

ના ગમતું આવેને એનો સમભાવે નિકાલ કરવો તે મોટામાં મોટું તપ કહેવાય. સમભાવે નિકાલ કરવો એટલે શું ? સામા માટે અભાવ ના થાય, બીજું કશું ના થાય. ના ગમતાનું પ્રોટેકશન કરીને જતા રહેવાનો ભાવ ના કરે, જતાં રહેવુંય ના ફાવે. પલાયન થઈ જવું તેય ખોટું કહેવાય. આનો નિકાલ કરવો જ જોઈએ. કેટલાંક માણસો કહેશે, ના, નથી ગમતો. આ હેંડો, ઊઠોને અહીંથી. એ બહુ ભયંકર ભૂલ કહેવાય. ના ગમતું આવે, ત્યાં બેસી જ રહેવું પડે.

## આપણા જ હિસાબો !

સળગતા કોલસા આપણી પર પડે તો બધું જ્ઞાન આપણને તરત હાજર થાયને કે નાખનારો માણસ એ શુદ્ધાત્મા ખરોને ? તમારો હિસાબ આ. તમે શુદ્ધાત્મા, તમારી પર નાખ્યું નથી. ચંદુલાલ પર નાખ્યું છે. તે ચંદુલાલનો હિસાબ હતો. તે આ એણે હિસાબ ચૂકતે કર્યો. તે ચંદુલાલના કર્મનો ઉદય, તે પેલો નિમિત્ત છે. તમારે સમભાવે નિકાલ કરવાનો. તે ઊલટો આશીર્વાદ આપ કે મને એ કર્મમાંથી તેં મુક્ત કર્યો.

સામો માણસ તો કર્મથી મુક્તિ આપવા માટે આવ્યો છે. આ જગત આખું કર્મથી તમને મુક્તિ આપવા ફરે છે. ત્યારે તમને એમ લાગે છે, કે આ મારો વેરવી છે ને આ મારો પ્રેમી છે. જગત આખું કર્મથી મુક્ત કરવા માગે છે. લોકો પછી વધારેમાં વધારે લબદાઈને પછી નિકાચિત કરી નાખે છે.

## અવળો વ્યવહાર, ખીલવે આત્મશક્તિઓ !

કોઈ રોંગ વ્યવહાર આવે નહીં તો આપણી શક્તિ ખીલેય નહીં. એટલે આ ઉપકાર માનવો કે, 'ભઈ, તારો ઉપકાર. કંઈક શક્તિ તેં મને ડેવલપ કરી આપી.'

**પ્રશ્નકર્તા :** બરોબર છે, હા. એ પરમ સત્ય છે.

**દાદાશ્રી :** સમજે તો ઉકેલ આવે. નહીં તો ઉકેલ નથી આવે એવો. ધર્મ કંઈ પુસ્તકોમાં ના હોય, ધર્મ તો વ્યવહારમાં જ હોય. ધર્મ પુસ્તકમાં હોતો હશે ? ફક્ત તમારે એમ રહેવાનું કે મારે વ્યવહારમાં આદર્શ રહેવું છે. એવી ભાવના રાખવી. વ્યવહાર બગડવો ના જોઈએ. પછી બગડ્યો તો એનો સમભાવે નિકાલ કરી નાખવો જોઈએ.

આપણે ત્યાં સહેજે ડખો કે ડખલ કશું હોય છે ? જરા મતભેદ થાય, ભાંજગડ થાય, બધું થાય, પણ તે નિકાલી ભાવ, પેલું તાંતો નહીં. અને પછી સવારમાં ચા ફર્સ્ટ ક્લાસ થાય પાછી. સાંજના લડ્યો હોયને, મીઠું નાખ્યું હોયને દૂધમાં અને સવારના ચા થાય એ દૂધની ! દૂધ ફાટી ગયેલું ના હોય, બાર કલાકમાંય.

**પ્રશ્નકર્તા :** આપણે આપણું મોક્ષનું કામ કરી લેવું. ફાઈલો તો આપણને છોડે નહીં.

**દાદાશ્રી :** કોઈ આપણું થાય નહીં. આ આત્મા આપણો થાય, બીજું કોઈ ના થાય. મોક્ષે જવાનો એ જ આપણો ભાવ થાયને ! તે પારકું કામ લાગે ?

**પ્રશ્નકર્તા :** ના લાગે.

**દાદાશ્રી :** છતાંય વ્યવહાર છોડી ના દેવાયને ? નિકાલ કરી નાખવો. લોકોને ખોટું ના દેખાય તેવું. અમે ના ગમતા જોડે નિકાલ કરીએ છીએને, નથી કરતાં ?

## ડ્રામેટિક રહીને કરો નિકાલ !

કોઈ કહે કે, 'તમે તો નાલાયક છો ?' ત્યારે કહીએ, 'ભઈ, તેં તો આજે જાણ્યું, અમે તો પહેલેથી જાણીએ છીએ આ.' એટલે નિકાલ થઈ ગયો. એ આપણે પહેલેથી ના જાણતા હોઈએ ?

**પ્રશ્નકર્તા :** આપણે એમ કહીએને, કે 'અમે તો પહેલેથી જ નાલાયક હતા, તેં આજે જાણ્યું.' તો કહેશે કે, 'નાલાયક તો છો. પાછાં શરમ વગરનાય છો.' એમ કહે પાછાં.

**દાદાશ્રી :** તો કહેવું, 'ભઈ, બાકી અમને તો આવી સમજણ પડી.' બાકી બનતાં સુધી બોલવું નહીં. મૌનથી પતે તો પતાવી દેવું. પણ આ તો આપણા મનને કહેવું. મન સમાધાન માગે કે ના માગે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે ડ્રામેટિક એનું નામ કે એ હાર્ટિલી જ હોય. હાર્ટ જ આખું ડ્રામામાં જાય છે. આપણે ડ્રામાની બહાર છીએ. હાર્ટિલી ડ્રામા !

**પ્રશ્નકર્તા :** તો હાર્ટિલી ડ્રામેટિક વાતચીત કરીએ ત્યારે એ પણ જાગૃતિ હોવી જોઈએને કે બીજાને કિંચિત્‌માત્ર દુઃખ ન થાય ?

**દાદાશ્રી :** એ જાગૃતિ એની મેળે હોય જ. હાર્ટિલી વાણી નીકળેને ! ડ્રામેટિક તમે બોલશોને એટલે તમને હાર્ટિલી હોય જ. એ તો જાગૃતિ ઓછી હોય તો ડ્રામેટિક કહેવાય નહીંને ! જાગૃતિ ફૂલ, એનું નામ જ ડ્રામેટિક. હું ભર્તૃહરિ રાજા, અંદર હું લક્ષ્મીચંદ તરગાળો, આ બધી જાગૃતિ હોવી જોઈએ.

ડ્રામેટિક બોલશે તો કોઈ ફાઈલ જોડે બગડશે નહીં અને આ ફાઈલ જોડે આવવાની છે. આ ફાઈલો કંઈ એકદમ ડિસમિસ થવાની નથી. એ જોડે આવવાની છે. હા, કારણ કે રિએક્ટ થઈ છે ને ! માટે ફાઈલો બગાડશો નહીં. એ છૂટી જવાની નથી આ.

આ ફાઈલનો નિકાલ કરવા માટે આરોપિત ભાવે 'હું છું', એમાં ડ્રામેટિક ભાવ રાખવો. ડ્રામાનો નિકાલ તો કરવો પડેને ?

## ઠપકો પણ ઉપયોગપૂર્વકનો !

**પ્રશ્નકર્તા :** ફરજ બજાવતાં ખોટું થયું હોય, તે પ્રત્યે અંગુલિનિર્દેશ કરવામાં, થોડુંક શિક્ષાત્મક પગલું ભરી લેવામાં આવે, ત્યારે ખોટું કરનારને દુઃખ થાય. આપણા માટે મનમાં ઘૃણા પણ કદાચ ઉપજે, તો ત્યાં શું કરવું ? કેવી ભાવના ભાવવી ?

**દાદાશ્રી :** તમે તો જ્ઞાન લીધેલું છે, ત્યાં એના શુદ્ધાત્માને બહાર બેસાડીને આપણે કહેવું કે 'દેહધારી ભાઈના મન-વચન-કાયાનો યોગ દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મથી ભિન્ન એવા હે શુદ્ધાત્મા !' જે ભાઈ હોય તેને આવી રીતે, એનાં શુદ્ધાત્માને કહીએ બહાર બેસો. મારે આ પુદ્ગલ ગુનો કરે છે, એટલે પુદ્ગલને જરા શિક્ષા આપવી છે. એટલે પછી વાંધો નહીં ! અને શિક્ષા તો આપવી જ પડેને ! શિક્ષા વગર ચાલે નહીં ને ફરજોથી બંધાયેલા છીએને ? આ બેંક સાચવનારા ગુરખા હોય, તે બધાને જવા દે તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** ચોરી વધારે થાય.

**દાદાશ્રી :** હા, ડ્યુટીવાળી જોબ. ફરજ તો પાળવી જ જોઈએ. એટલે વાંધો નહીં, પણ આ ભગવાનને બહાર બેસાડવાના !

**પ્રશ્નકર્તા :** એ સામી વ્યક્તિ પછી આપણા માટે ઘૃણા કરે, તો આપણને કશું નહીંને ?

**દાદાશ્રી :** આપણને કશું નહીં. એના આત્માને બહાર બેસાડીએ એટલે આપણે કશું લેવા-દેવા નહીં અને પછી ઘૃણા કરેને, તો એના આત્મા વગર કરે, એમાં ભલીવાર હોય નહીં ને ?! આત્મા બહાર બેઠેલો છે ! આત્મા થઈને કરે ત્યારે જવાબદારી આવે.

## સ્પેશ્યલ રીતો નિકાલ તણી !

**પ્રશ્નકર્તા :** ધારો કે આપણા હાથની નીચે કોઈ કામ કરતી વ્યક્તિ હોય ઑફિસની, એ ઑફિસ ટાઈમે ના આવતી હોય અથવા તો જે ઓફિસનું કામ હોય એ બરાબર ના કરતી હોય, હવે એ ફાઈલને આપણે સમભાવે નિકાલ કરવા જઈએ તો ફરજની રૂએ એને ઠપકો પણ આપવો પડે. એટલે સામો પાછો એનો પ્રત્યાઘાત આપણને મળવાનો જ છે, તો એનું આપણને પણ કર્મબંધન થાય ?

**દાદાશ્રી :** જ્ઞાન લીધેલું હોયને, તો કર્મબંધન થાય નહીં. પણ પ્રત્યાઘાતી ઈફેક્ટ ન પડે એટલું તમારે સાચવવું પડે. કારણ કે એ મૂર્ખ છે એટલે પ્રત્યાઘાતી ઈફેક્ટ લઈ લે. એટલે તમારે એક કાગળ પર લખી અને કહેવું, ભઈ, આ વાંચીને મને પાછો આપ. આપણે ટેબલ આગળ જઈને કહીએ કે વાંચ, બે વખત વાંચ પછી મને પાછો આપજે. તે શું ભાવાર્થ છે તે તમે સમજ્યા ?

આ બધા સેન્સિટીવ માઈન્ડના છે. તે ઉશ્કેરાટ થાય, એટલે અવળા થાય. અમે તને મારીએ તો શું કરું ?

**પ્રશ્નકર્તા :** કશું ના થાય. મહીં કશું ભાવ ના બગડે.

**દાદાશ્રી :** ફરી મારીએ તો ?

**પ્રશ્નકર્તા :** તો ય ના બગડે.

**દાદાશ્રી :** અને અમે કહીએ કે અમે આ મારીએ છીએ એ ખોટું

કરીએ છીએ ત્યારે શું કહું તું ?

**પ્રશ્નકર્તા :** તો બીજો વધારે માર ખાવાની ઈચ્છા થાય.

**દાદાશ્રી :** અમારું સ્યાદવાદ હોય. અમે આને કહી કહીને મારીએ કે ભઈ, હવે તને અનુકૂળ આવે છે આ વાત ? અને એને કહી કહીને સ્ટેપિંગથી ચઢાવીએ. સેન્સિટીવ અમારું ના હોય આમાં. જ્યાં બુદ્ધિ હોય ત્યાં સેન્સિટિવનેસ હોય અને સેન્સિટિવ એટલે ઉશ્કેરાટ. અને ઉશ્કેરાટ હોય એટલે સામો માણસ છે તે વેર બાંધે. એટલે જ્યાં ઉશ્કેરાટ છે એ લોકોએ એઝ ફાર એઝ પોસીબલ, જો બીજી રીતે કહેતાં ન આવડે તો લેખિત આપવું, લખવામાં ઉશ્કેરાટ હોતો નથી. સામાને આઘાત લાગે એવો ઉશ્કેરાટ ના હોય. એ લખીને આપણે કહેવું, 'લે, વાંચી લે. તને દંડ કરીશ, તને સસ્પેન્ડ કરીશું.' એને એવું કંઈ કહેવું જોઈએ તમારે. એમાં વાંધો નહીં અને અંદરખાને ભાવ કેવો રાખવો કે એનું બગડે નહીં.

**પ્રશ્નકર્તા :** હા, એ તો બરાબર છે.

**દાદાશ્રી :** અંદરખાને એક બાજુ એનું બગડે નહીં એવું રાખવું અને એક બાજુ કહેવું જ જોઈએ, નહીં તો ઊંધે રસ્તે ચાલ્યો જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, હજુ થોડુંક આગળ ક્લેરિફિકેશન મારે જોઈએ છે કે, આપે કહ્યું કે એને લખીને આપો, તને સસ્પેન્ડ કરીશ. ધારો કે એક-બે વખત મૌખિક કહ્યું. આપણે જાણીએ કે એ શુદ્ધાત્મા છે, આપણે સમભાવે નિકાલ કરવા પ્રયત્ન કરીએ છીએ. એને લખીને આપ્યું, કંઈ જવાબ ના આપ્યો, એણે મૂકી દીધું ને એની જે દરરોજની રીત છે એ પ્રમાણે એણે ચાલુ રાખ્યું. ફરી પાછું લખીને આપ્યું તો પણ એ પ્રમાણે ચાલુ રાખ્યું. ફરી એક્શન લેવા કહ્યું. હવે એક્શન લઈએ એટલે તરત એ એવું ગ્રુપ ઊભું કરે અથવા તો એ પોતે એમ કહે કે જો આ જ્ઞાન લીધું પણ જ્ઞાનનો છાંટોય દેખાતો નથી. આ જાતની વાત કરે અને ફરી એક્શન લેવાય એટલે આપણો વિરોધી થઈ જ બેસે. ફરજની રૂએ આ બધું કર્યું છે. અંદર આપણે શુદ્ધ ભાવ છે તો આવાં સંજોગોમાં શું કરવું ?

**દાદાશ્રી :** આપણે એમને કહી દેવું કે હું એક્શન લેવાનો છું આવતી ફેરે અને એક્શન એવું લેવું કે એક્શન લીધા પછી વાળી લેવાય એવી સ્થિતિ તો રાખવી. બધો આપણે પ્રયત્ન રાખવો અને તમે વાળી લેવાની સ્થિતિ રાખો ત્યાં સુધી તમારો ગુનો ગણાતો નથી. તમારે દાનત એને ખરાબ કરવાની નથી હોતી. એનું સારું કરવાનું એટલું જ જોવામાં આવે છે. પછી એ તમારે હાથે કંડમ થઈ ગયા, તોય એની કિંમત નથી. ગ્લોબ ઊડી જાયને તોય કિંમત નથી.

## રાખો શુદ્ધ ભાવના જ !

**પ્રશ્નકર્તા :** તમે કહો છો દાદા, કે આપણે સમભાવે નિકાલ કરવો. દાખલો આપું આમ ધારો કે કોઈ જગ્યા છે, એનાં પર એક જ માણસને લેવાનો છે. એક પોઝિશન ખાલી છે અને ચાર જણા એને માટે ટ્રાય કરે છે, એ ચારમાં એક હું જ છું ધારો કે. હવે હું મહેનત કરું, બરાબર કામ કરું આમતેમ અને છે ને હું સિલેક્ટ થઈ જાઉં ધારો કે અને પેલા ત્રણ જણા દુ:ખી થાય અને એ ત્રણ જણાનો હું વગર લેવે-દેવે દુશ્મન થઈ ગયો. હવે એનો કેવી રીતે ઈલાજ કરવો ?

**દાદાશ્રી :** આ અમારું વિજ્ઞાન કેવું છે કે તમને ફરજિયાત એવું નથી કહેતું કે તમે આવું કરી જ નાખો. તમારે તો ફક્ત મનમાં નક્કી કરવું કે મારે આ સમભાવે નિકાલ કરવો છે. તમારે તો ફક્ત ભાવના જ એટલી કરવાની, થાય કે ના થાય એ તમારે જોવાનું નહીં. એ મારે જોવાનું.

**પ્રશ્નકર્તા :** પણ આપણે તો પેલા લોકો જોડે લેવા-દેવા ના હોય.

**દાદાશ્રી :** એ તમારે જોવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** પણ તોય આપણે તે લોકોને દુભવ્યા.

**દાદાશ્રી :** એ એનું ગમે તે થાવ કે તમારું ના થાવ એનો સવાલ નથી, તમને એ વખતે ભાવના શું હતી કે મારે સમભાવે નિકાલ કરવો છે, બસ એ જ. તમે આજ્ઞા પાળોને અમારી, એટલે જવાબદારી અમારી થઈ ગઈ અને પછી 'યુ આર નોટ બાઉન્ડ'. અમારી પાંચ આજ્ઞા પાળેને એને

વર્લ્ડમાં કોઈ અડચણ આવે તેની જોખમદારી અમારી અને એક ચિંતા થાય તો બે લાખનો દાવો જો માંડો તો મળશે એમ કહ્યું બધે. ગેરન્ટી આપું છું.

## કોહવાયેલું કાપવું એ જ સમભાવે નિકાલ !

**પ્રશ્નકર્તા :** આપણા હાથ નીચેના માણસને કાઢી મૂક્યો, તો ત્યાં સમભાવે નિકાલ કેવી રીતે કરવો ? કોઈને ફાયર કરીએ તો એને તો દુઃખ થાય ને ?

**દાદાશ્રી :** ના. તે તો તમારે સમભાવે નિકાલ કરવાનો. એ દુઃખ થતું હોય એવું તમને એમ લાગે, શંકા પડે કે આને દુઃખ થશે તો ? તો તમારે એનું નામ યાદ કરીને એનું પ્રતિક્રમણ કરવાનું કે ભઈ, મારે તો ના છૂટકે કરવું પડે છે. એવાં પ્રતિક્રમણ કરવાના. પણ જે જે દુનિયામાં ફરજો છે એ તો બજાવવાની.

**પ્રશ્નકર્તા :** વ્યવહારનો પ્રિન્સિપલ છે કે, પેલું પપૈયું આખું હોય, પણ અમુક ભાગ સડી ગયો હોય તો એ કાપીને બાજુએ મૂકી દેવું. એ બરોબર છે પ્રિન્સિપલ ?

**દાદાશ્રી :** હા, બરોબર છે.

**પ્રશ્નકર્તા :** એને સમભાવે નિકાલ કહેવાય ?

**દાદાશ્રી :** હા.

## ભેંસની ભાષામાં નિકાલ !

ભેંસ છે ને આ બારણા આગળ આવી અને આમ જોતી હોય, એટલે તમે સમભાવે નિકાલ કરો કે, 'એય જતી રહે અહીંથી, જતી રહે અહીંથી'. એ મહીં પેસે તો ઊલટી ગૂંચાય બિચારી. ગૂંચાય તો ફાયદો કે બહાર રહે તો ફાયદો ?

**પ્રશ્નકર્તા :** બહાર રહે તો ફાયદો.

**દાદાશ્રી :** હવે એ એને બિચારીને ભાન નથી, મહીં પેઠી એટલે આપણે શું કરવું પડે ? 'બેન, તમે બહાર જાવ, તમે બહાર જાવ' એમ

સમભાવે નિકાલ નહીં કરવાનો. એક લાકડી લઈને પગમાં ધીમે રહીને ઠોકી દેવી. કારણ કે આપણે 'બેન' કહીએ તો એ સમજે નહીં. એની ભાષામાં વાત કરીએ, આપણે મારીએને, એટલે એ સમજે કે અહીં આગળ આ ના કહે છે પેસવાનું. એટલે વધુ નુકસાન થતું અટકાવ્યું, એનું નામ અહિંસા.

અહિંસા કોનું નામ કહેવાય ? વધુ નુકસાન થતું અટકાવ્યું, ભેંસને અને આપણને, બન્નેને નુકસાન થતું અટકાવ્યું, એનું નામ અહિંસા. અને નહીં તો પછી પેલી અહિંસા પાળીને મહીં પેસવા દીધી અને પછી આ પેલું મૂંઝાયા કરે બિચારી અને આપણેય મૂંઝાયા કરીએ, એમાં શું સ્વાદ કાઢવાનો ? અને સમભાવે નિકાલ કરવામાં વાંધો ના રાખશો. બધું થઈ શકે. વિજ્ઞાન છે આ, ધર્મ નથી આ. ધર્મમાં બધા વાંધા હોય.

## વ્યક્તિગત અભિપ્રાય !

**પ્રશ્નકર્તા :** દાદા, આપનું જ્ઞાન લીધા પછી તમે કહ્યું સમભાવે નિકાલ કરવો, તો કોઈ નાલાયક માણસ હોય તો એની આગળ આપણે સમભાવે નિકાલ કરવો ?

**દાદાશ્રી :** આપણે શું ? નાલાયક છે તે એને ઘેર. આપણે એની જોડે બહુ નવો હિસાબ ગોઠવવો નહીં.

**પ્રશ્નકર્તા :** આ તો અમારી ચોખ્ખી દાનત છે, પણ સામો જે પ્રતિભાવ આવ્યો તેની વાત છે આ.

**દાદાશ્રી :** એ આવે તો આપણે સમભાવે નિકાલ જ કર્યા કરવો. અને એ માણસને માટે ખરાબ વિચાર આવે તો મહીં પ્રતિક્રમણ કરવું કે, 'આમ ખરાબ વિચાર શું કરવા કરો છો એના માટે ?!' આપણામાં એને માટે ખરાબ વિચાર આવે, એનો પછી પડઘો સામાને પડે.

**પ્રશ્નકર્તા :** એવી એને પ્રતીતિ થાય ખરી ?

**દાદાશ્રી :** પ્રતીતિ એટલે સારી રીતે. તેથી તો આ જગત ઊભું રહ્યું છે. આ એક જ વસ્તુથી જગત ઊભું રહ્યું છે. ખરાબ વિચાર આવ્યો કે

તરત પ્રતિક્રમણ કરો. પછી જુઓ કે એ માણસ શું કરે છે તમારા માટે ! આ વિજ્ઞાન છે. આ વિજ્ઞાનની દ્રષ્ટિએ કહું છું. ખરાબ વિચાર આવે, તેને શું કરો અત્યારે ? એને અંદર પોષો છો ?

**પ્રશ્નકર્તા :** એને દૂર કરવા માટે પ્રયત્ન કરીએ.

**દાદાશ્રી :** દૂર શું કરવા કરવાનું ? એ આવ્યા ને દૂર જ છે. આપણે એને પ્રતિક્રમણ કરીએ એટલે એનું નામ દૂર થયા કહેવાય. પ્રતિક્રમણ કર્યું એટલે એ અભિપ્રાય આપણો નથી. પ્રતિક્રમણનો અર્થ શું ? વિચાર આવ્યો, તેનો અભિપ્રાય આપણો નથી આ. પ્રતિક્રમણ આખું ના આવડે તો 'ના ભઈ, એની માફી માગું છું અને આવાં વિચાર ના આવશો.' ગમે તે બોલવું. ટૂંકમાં બે શબ્દ બોલો તો ચાલે, પણ એનાથી અભિપ્રાય ફેર પડી જવો જોઈએ.

## ગેરન્ટી એક અવતારની !

**પ્રશ્નકર્તા :** સામી પાર્ટી જો તૈયાર ના હોય તો સમભાવે નિકાલ કેવી રીતે કરવો ? એક હાથે તાળી કેવી રીતે પાડવી ?

**દાદાશ્રી :** તમારે તમારા મનમાં નક્કી કરવાનું કે મારે આ ફાઈલ આવે છે, એનો સમભાવે નિકાલ કરવો છે, એટલું જ કરવાનું. સામો તાળી પાડે કે ના પાડે તે આપણે લેવા-દેવા નથી. તમે તમારી ભાવના ફેરવો કે તરત બધું રાગે પડી જશે.

**પ્રશ્નકર્તા :** હવે આ જે ફાઈલો હોય છે, એ તો બધી પૂરી કરવી પડશે ને ? નાની કે મોટી બધી જ ફાઈલો ?

**દાદાશ્રી :** એ તો પૂરી કર્યે જ છૂટકો.

**પ્રશ્નકર્તા :** પણ કેટલીક ફાઈલો એકતરફી નિકાલ કરે તો ? એકતરફી ફાઈલ નિકાલ થાય ?

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં. ફાઈલનો નિકાલ થયે જ છૂટકો છે.

**પ્રશ્નકર્તા :** પણ ઘણી વખતે આપણે છૂટવું હોય ને સામો ના છોડતો હોય, તો પછી એકતરફી પોતે છૂટી શકે કે ના છૂટી શકે ?

**દાદાશ્રી :** એ છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** કઈ રીતે ?

**દાદાશ્રી :** આપણી વીતરાગતા જોઈને. એ તો આપણી વીતરાગતા હોય તો બધું છૂટી જાય. સામો જમે કરે કે ના કરે, તેની આપણે જોવાની જરૂર નથી ! નહીં તો એવું હોય તો કોઈ છૂટે જ નહીં જગતમાં.

**પ્રશ્નકર્તા :** આપણે સમભાવે નિકાલ કરીએ, એનો દુરુપયોગ કરે તો કરવા દેવો ?

**દાદાશ્રી :** દુરુપયોગ કરવાની કોઈની શક્તિ નથી. અને જે દુરુપયોગ થવાનો, એમાં કોઈ બંધ થવાનો નથી. જેટલો દુરુપયોગ થવાનો છે, એમાં કશું ફેરફાર થાય એવું નથી. અને નવો દુરુપયોગ કરવાની કોઈની શક્તિ નથી. એટલે ભડક રાખશો નહીં. બિલકુલ ભડક કાઢી નાખજો. એક અવતાર પૂરતી તો ભડક કાઢી નાખજો તમે. એની ગેરન્ટી અમારી પાસે છે.

## પછી નહીં જવાબદારી તમારી !

**પ્રશ્નકર્તા :** દાદા, હવે ભારે ફાઈલો આવે છે.

**દાદાશ્રી :** ભારે આવે પણ એ નિકાલ થશે, તમારી એવી તૈયારી રાખો કે મારે કોઈ પણ પ્રકારે ગમો-અણગમો કરવો નથી. એવી કેડ મજબૂત રાખો.

**પ્રશ્નકર્તા :** છતાંય જો સમભાવે નિકાલ ના થાય તો પછી એ કુદરત ઉપર છોડી દેવું ?

**દાદાશ્રી :** પછી આપણે કશું લેવા-દેવાનું રહ્યું નહીં. આપણે સમભાવે નિકાલ કર્યો. આપણે આજ્ઞા પાળી એટલે યુ આર નોટ રિસ્પોન્સિબલ !

## ન જોવાય પરિણામ !

**પ્રશ્નકર્તા :** કેટલીક વખત એવું લાગે કે અમુક અમુક ફાઈલો હોય, તે બહુ ભારે છે. આનો આપણે નિકાલ કરી શકીશું કે કેમ ? આ કંઈ અઘરું લાગે છે, આ નહીં થાય એવાં જે વિચાર આવે...

**દાદાશ્રી :** હા, એને ચીકણી ફાઈલ કહેવાય. બહુ ચીકણી હોય એ તો !

**પ્રશ્નકર્તા :** હા. એટલે એ વખતે આ ડગી જવાય છે કે આ થશે કે નહીં ? આ ફાઈલ આપણને નહીં છોડે.

**દાદાશ્રી :** એ તમારે ડગવાની જરૂર નહીં. એ છોડે કે ન છોડે, તેની ચિંતા રાખવાની નથી. આપણે તો તમે અત્યારે શું કરવા બેઠાં છો ? ત્યારે કહે, ફાઈલનો સમભાવે નિકાલ કરવો. એનું પરિણામ તમે જોવા માંગતા નથી. તમને મેં પરિણામ જોવાનું નથી કહ્યું, મેં તમને આજ્ઞા પાળવાનું કહ્યું છે, ફાઈલનો સમભાવે નિકાલ કરો. એ તમે પરિણામ જુઓ છો કે આ ફાઈલ છોડે એવી નથી અગર આ ફાઈલ નથી છૂટતી, એ પરિણામ જોવાનું મેં તમને કહ્યું નથી. પરિણામ જોશો તો કાદવમાં ઘૂસી જશો. આ ફાઈલનો સમભાવે નિકાલ એટલું કરીને તમે છૂટા. બીજી જવાબદારી મારી, ચઢી બેસશે તો.

**પ્રશ્નકર્તા :** બસ, સમજાઈ ગયું. એમાં મારી થોડી ભૂલ હતી સમજવામાં.

**દાદાશ્રી :** સમભાવે નિકાલ કરું છું એટલું જ, પછી થાય કે ન થાય એય જોવાનું નથી. સહેલી ને સરસ વાત છેને !

આમને સારું, એકુંય ચીકણી ફાઈલ નહીં. એટલે પછી ભાંજગડ નહીંને ! કો'ક લીંટ નાખેલી હોયને તો આપણે કપડું આમ ધો ધો કરીએ તો આપણો હાથ બગડે પણ એ ચીકાશ જાય નહીં, એનું નામ ચીકણી ફાઈલ. લે કાઢ સ્વાદ ! એ ચીકણી ફાઈલ.

## ચીકણી ફાઈલોની સામે સમભાવ !

ચીકણી ફાઈલ આપણી નજીકમાં જ હોય પાછી, બહાર આઘીપાછી ન હોય. ચીકણી એટલે આમ ધો ધો કરીએને, સાબુ લઈને ધોઈએ તોય ના જાય. જેમ ડામરવાળું કપડું થયું હોયને, એને સાબુ ઘસીએ તો શું થાય ? ઊલટો ડામર સાબુ પર ચોંટી જાય. આ આવી ફાઈલો ! ત્યાં આગળ જાગૃતિ મૂકવી પડે છે કે સાહેબ, હવે હું શું કરું ? મારો તો સાબુ ઊંચા ભાવનો અને આ સાબુ ઘસ્યો તો સાબુને આ ચોંટે. જ્યારે જ્ઞાની પુરુષ ઘાસલેટ લાવશે એની મહીં બોળી નાખવાનું. બે લીટર બગડે, પણ આ બોળી નાખવાનું કે પત્યું. જ્ઞાની પુરુષ રસ્તો દેખાડે. નહીં તો એ પાણીએ જાય નહીં. જેમ જેમ પાણી રેડો તેમ વધારે ચીકણું થાય. આપણા લોકો પાણી રેડ રેડ કરે, ચીકણી ફાઈલ માટે !

**પ્રશ્નકર્તા :** ચીકણી ફાઈલોનો નિકાલ કરવા જન્મોજન્મ તો લેવા જ પડે છે ને ? આ ફાઈલોને લઈને જ ભાંજગડ છે ને ?

**દાદાશ્રી :** ખરું કહે છે, ફાઈલોના નિકાલ માટે જ છે ને ! જો જો ફાઈલો સાથે ફરીથી વેર ના બંધાય. વેરને લઈને આ હિસાબો ઊભાં રહ્યાં છે. ફાઈલો છેવટે મૂકીને જ જવાની છે ને ? ચીકણી ફાઈલ ના હોયને તો સંસાર સારો લાગે. મોક્ષ માટે એ નુકસાન કરે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આવી ચીકણી ફાઈલો હોય, એનો નિકાલ કરવાની કળા દેખાડો.

**દાદાશ્રી :** એનો નિકાલ કરવાનો. એક જ વાત કે જાણે મગજ આપણું બોબડું ના થઈ ગયું હોય એવું મૌન પકડવું જોઈએ. બીજો કોઈ ઉપાય નહીં, બોલ્યા કે બગડ્યું.

**પ્રશ્નકર્તા :** આપણે મૌન રહીએ છતાંય સામેવાળાનો ડખો આપણને રહ્યા જ કરે...

**દાદાશ્રી :** હા, રહ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** તો એવી કળા શીખવાડો કે સામેવાળી ફાઈલ ખુશ રહે અને નિકાલ થાય.

**દાદાશ્રી :** ખુશ રહેવું એ બહુ અઘરું. એમનું ધારેલું ના થાય એટલે એ ખુશ રહે જ નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, મારા પ્રસંગમાં એવું છે કે સામેના માણસને ખુશ કરવો હોય તો જાણીને જ છેતરાવું પડે છે, તો જ એ ખુશ થાય, નહીં તો ના થાય. એટલે અત્યારે આપણને જે દુઃખ વર્તે છે અથવા તો એને દુઃખ વર્તે છે, તે આપણે આપણી પકડ રાખીએ છીએ અને એ એની પકડ રાખે છે.

**દાદાશ્રી :** પકડ જ રાખે, બસ. પકડ છોડી દઈએને એટલે ઉકેલ આવે.

**પ્રશ્નકર્તા :** દાદા, જો આપણે આપણી પકડ છોડી દઈએ તો સત્સંગેય ગુમાવવો પડે. ઘરનાં એમની પકડ રાખે ને આપણે આપણી પકડ છોડી દઈએ તો સત્સંગ ગુમાવવો પડે.

**દાદાશ્રી :** એ જો સત્સંગ ગુમાવાતો હોય તો આપણી પકડ રાખીએ પણ સત્સંગ ના ગુમાવવો. પછી દેખ લેંગે. ઓછામાં ઓછી ખોટ જાય એવો ધંધો કરવો. ઓછામાં ઓછી ખોટ એટલે શું, કે સત્સંગમાં જાય તો સો નફો મળે. ત્યાં પકડ પકડ્યાના ત્રીસ રૂપિયા દંડ થાય તો ય સિતેર આપણા ઘરમાં રહ્યાને !

**પ્રશ્નકર્તા :** કહેવું પડે વીતરાગનું વિજ્ઞાન ! બરાબર, તોય નફો રહે !

**દાદાશ્રી :** એટલે આપણે નફો કંઈક રહેતો હોય તો ભલે, આ તો બીજું કશું નફો-ખોટ જતાં જ નથી. એ તો અહંકારનું પ્રોજેક્શન છે. સંસાર એટલે શું ? અહંકારનું પ્રોજેક્શન સામાને મારવું ને જીતવું.

**પ્રશ્નકર્તા :** સત્સંગમાં આવું છું તે ઘરવાળાને ગમતું નથી. બાકી આપણે એમની સાથે કોઈ દહાડો અવળો વ્યવહાર કરતાં નથી, છતાં ય ખુશ કેમ થતાં નથી ?

**દાદાશ્રી :** તારે હિસાબ ભોગવવાનો છે, ત્યાં સુધી ખુશ કેમ કરીને થાય ?

**પ્રશ્નકર્તા :** ખુશ ના થાયને તોય વાંધો નહીં, પણ નોર્મલ રહેને તોય આપણને ગમે ?

**દાદાશ્રી :** નોર્મલ રહે જ નહીં. નોર્મલ હોય તો ય આપણે 'ખુશ જ છે' એમ માનવું. એમને આપણે નથી ગમતા. આપણા આચાર-વિચાર છે એ એમને ગમતા નથી એવું જાણીએ છતાં ય આપણે એમની જોડે બેસીને ખાવું પડે, રહેવું પડે, ઊંઘવું પડે, હા કહેવી પડે. શું થાય ? છૂટકો જ નહીંને ? એ કર્મ ભોગવ્યે જ છૂટકો. જે કાળે, જે ક્ષેત્રે, જે દ્રવ્ય-ભાવ બધુંય સાથે થઈને જે ભોગવવું, એમાં ચાલે જ નહીં. નાસી જાવ તો ક્યાં સુધી નાસી જાવ ?

આ આપણી જોડે આશરો લેવા આવેલા હોયને, એ લોકો આશરો લેવા આવ્યા છે ને આપણે આપવાનો છે, બેઉ એગ્રીમેન્ટ તો પૂરું થવું જોઈએને ? રાગપૂર્વક નહીં, ટાઈમપૂર્વક. ટાઈમ જવો જોઈએ. લેણાદેણા ચૂકતે કરી નાખો. ફાઈલો જ છેને ?

ફાઈલોને 'મારું, મારું' કરીને છાતીએ વળગાડી, નહીં ? આ પુસ્તકને હું 'મારું' ન કહું ત્યાં સુધી પુસ્તકને સારું લાગે. મારું કહ્યું કે પુસ્તકને ખરાબ લાગે, રીસ વાળવા તૈયાર થાય. બધાનું એવું ને ? મારું કહ્યું કે ચોંટ્યું, ભૂત વળગ્યું. છતાં મારું બોલવાનો વાંધો નથી. ડ્રામેટિક મારું બોલવાના હોય તો બોલોને ! ડ્રામામાં બોલે જ છેને ! આ મારું રાજ્ય, આવડું મોટું છે, આમ છે, તેમ છે. એવું બધું નાટક જ કરાવવાનું છે પણ સાવચેતીથી !

## પકડો સમભાવ, છોડો ફાઈલનો ભાર !

**પ્રશ્નકર્તા :** દાદાજી, આ જ્ઞાન આપે આપ્યું, હવે ન બોલવાની કળા અને બધામાં આપણે શુદ્ધાત્મા જોઈએ અને અંદર એને નમસ્કાર કરીએ, એટલે ચીકણી ફાઈલનો નિકાલ થઈ જાયને ?

**દાદાશ્રી :** ફાઈલ એટલે વિચાર આવ્યા વગર રહે નહીં, બોલ્યા વગર રહેવાય નહીં. ના બોલવાની કળા ત્યાં ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એની રીત તો હશેને, દાદાજી.

**દાદાશ્રી :** એ તો આપણે નિયમ રાખવાનો કે વખતે આપણે બોલવું નથી. છતાં બોલાઈ જવાય એ ફાઈલની નિશાની. જેટલી ફાઈલ ચીકણી હોય એટલું બોલાય. નહીં તો આપણા ધાર્યા પ્રમાણે ના બોલવું હોય તો ના ય બોલાય. એ ફાઈલ જે ચીકણી છે તેની સાથે ના બોલવું હોય તો બોલાઈ જવાય. પણ આ નથી બોલવું એવું નક્કી રાખવું જોઈએ. એને માટે આપણે નથી બોલવું, નથી વિચારવું કે નથી વર્તવું, એ આપણા મનમાં નક્કી રાખી અને પછી એ ફાઈલનો નિકાલ કરવો. ફાઈલો કહી, આ ફાઈલો ગણાય. 'ફાઈલ મારે આમ નડે છે' એવું બોલાય નહીં ! ફાઈલ તો એની મેળે નિકાલ થઈ જ જાય. નડે છે શું ? જાગૃતિ કાચી રહી એ નડે. ફાઈલ તો નિકાલ થઈ જાય, જે આવી એ ફાઈલ છ મહિને-બાર મહિને પણ નિકાલ થઈ જાય. એને ધ્યાનમાં લેવાની નહીં બહુ. નિકાલ કરવો છે એવું નક્કી રાખવું. તો જ્યારે ભેગી થાય ત્યારે નિકાલ કરવો છે એ નિશ્ચય હાજર રહે.

**પ્રશ્નકર્તા :** એટલે જાગૃતિ પૂરી હોય તો ફાઈલ કંઈ નડતી જ નથી. અને આ જે નડે છે એ જાગૃતિની કચાશ છે હજુ.

**દાદાશ્રી :** આપણે નિકાલ કરવો છે અને એને નથી નિકાલ કરવો, તોય કહીએ 'આવી જા', અમારે નિકાલ કરવો જ છે. તોય પણ આપણે જીતીશું, એ જીતવાના નથી. કારણ કે એ પૌદ્‌ગલિક કાયદાની બહાર છે. આ તો પૌદ્‌ગલિક કાયદાની અંદર છે. એ કહેશે, મારે મોક્ષે જવા દેવા નથી. આપણે કહીએ, મારે જવું છે. તો આપણે જઈશું અને એ થોડો વખત હરાવડાવી, હંફાવડાવી અને પછી ભાગી જશે. કમઠ તરીકે દશ અવતાર સુધી પાર્શ્વનાથ ભગવાનનો ભઈ થયો. પણ છેવટે એને ભાગવું પડ્યું, ભગવાન ના ભાગ્યા.

## ફાઈલ જશે પણ રાગ રહેશે !

**પ્રશ્નકર્તા :** રાગવાળી જે ફાઈલો છે, એ કઈ રીતે આગળ

ભોગવવાની આવે ફરી ?

**દાદાશ્રી :** દ્વેષવાળી ચીકણી અને રાગવાળી ચીકણી. બેઉ સરખી ચીકણી. દ્વેષવાળી વધારે ચીકણી હોય એવું નહીં. એ તો આપણા રાગ-દ્વેષને જ બંધ કરવાના. તમારા રાગનો જ નિવેડો કરવાનો થશે. પેલી ફાઈલને લેવા-દેવા નહીં. આ રાગ રહ્યો ને પેલી ફાઈલ તો ગઈ. હવે મહીં રાગ ઊભો રહ્યો, તે ફરી નિકાલ કરી, ફરી સહી કરી આપવી પડશે.

**પ્રશ્નકર્તા :** એ ગમે તે રીતે નીકળે. આપણે એની સાથે સંમત નથી એવું જુદું રાખવું ?

**દાદાશ્રી :** ના, બીજા કોઈની સાથે, ગમે તેની સાથે સંબંધ થઈને, આ જ રીતે આમ રાગનો જ સંબંધ થાય પાછો અને પછી એનો નિવેડો આવી જાય. પેલી ફાઈલ જોડે કશી લેવા-દેવા નહીં, એ ફાઈલ તો ગઈ બધી.

## આ ભવ સમભાવે નિકાલમાં !

**પ્રશ્નકર્તા :** ભાવ ઘણો હોય, છતાં સમભાવે નિકાલ ન થાય તો શું કરવું ?

**દાદાશ્રી :** સમભાવે નિકાલ ન થાય, તેની જોખમદારી નહીં. આપણે ભાવ છે, આપણે નક્કી એવું રાખવું જોઈએ કે ન થાય, તોય પણ આપણે આપણું ફેરવવાનું નહીં કે હવે સમભાવે નિકાલ નથી કરવો. બળ્યો, હવે નિકાલ નથી કરવો, એવું નહીં. મારે સમભાવે નિકાલ કરવો જ છે. આપણે ભાવ છોડવો નહીં. ન થાય એ 'વ્યવસ્થિત'ના તાબાની વાત છે.

**પ્રશ્નકર્તા :** પણ કોઈ વખત થાયને ભલે આજે ન થાય, કાલે-પરમ દિવસે તો થશે જ !

**દાદાશ્રી :** એંસી ટકા થઈ જ જાય. એંસી ટકા તો એની મેળે જ નિકાલ થઈ જાય. આ તો કોઈને દશ-પંદર ટકા જરા બાકી રહી જાય. એય બહુ ચીકણી ફાઈલ હોયને તો ના થાય, તો વ્યવસ્થિતના આધીન છે. તેનું

ગુનેગાર 'વ્યવસ્થિત' છે, આપણે ગુનેગાર નથી. આપણે તો નક્કી કર્યું કે મારે સમભાવે નિકાલ કરવો જ છે. આપણા બધા પ્રયત્નો સમભાવે નિકાલ કરવાના હોવા જોઈએ.

ચીકણી તમારે જ નહીં, આ તો બધાં લોકોને ચીકણી હોય. અત્યારે તો લોક ચીકણી જ લઈને આવ્યા છેને ! અને ચીકણી ના લાવ્યા હોય તો જ્ઞાની પાસે કંઈ નિરંતર બેસી રહેવાય ?! પણ કેટલી ચીકણી લાવ્યા છે ફાઈલો ?!

**પ્રશ્નકર્તા :** એવું કંઈક કરો કે ફટ દઈને ઊડી જાય, ઓગળી જાય !

**દાદાશ્રી :** એવું કરીએ તો આત્માની જે શક્તિ છેને, તે પ્રગટ ના થાય. જ્યાં સુધી હું કરી આપુંને, ત્યાં સુધી તમારી શક્તિ પ્રગટ થયા વગર રહે. આપણે પ્રગટ કરવી જ છેને ! આવરણ આપણે તોડવા હોય તો, આપણે આ ફાઈલનો નિકાલ કરવો છે, એવું નક્કી કરીએ ત્યારથી એ આવરણ તૂટશે. એમાં તમારે કશું આમાં મહેનત છે નહીં. ભાવ જ કરવાનો છે, મનમાં નક્કી કે ફાઈલનો નિકાલ કરવાનો છે. પેલી ફાઈલ વાંકી થયા કરે તોય આપણે ફાઈલનો નિકાલ કરવો. નહીં તો આત્મા નિરાલંબ ના થાયને ! ફાઈલના નિકાલ બાકી હોય ત્યાં સુધી અવલંબન રહી જાય. અવલંબન રહી જાય ત્યાં સુધી ઍબ્સોલ્યૂટ ના થાય. નિરાલંબ આત્મા એ ઍબ્સોલ્યૂટ આત્મા, તે ત્યાં સુધી આપણે જવાનું છે. ભલે આ ભવમાં નહીં જવાય, તેનો વાંધો નથી. આવતે ભવ તો થઈ જ જવાનું, પણ આ ભવમાં આપણે આજ્ઞા પાળીને, એ જ ઉકેલ છે. સમભાવે નિકાલ કરવો, એ બહુ મોટી આજ્ઞા છે. અને તે કેટલીક ચીકણી હોય તે ? કંઈ બસ્સે-પાંચસે ઓછી હોય છે ? બે-ચાર જ હોય છે. પણ તે ખરી મઝા જ ત્યાં આવેને ?!

**પ્રશ્નકર્તા :** આ બધું કરતાં કરતાં ચાર ડિગ્રી તાવ આવી જાય ઘણી વખત.

**દાદાશ્રી :** નહીં, એ તાવ આવી જાય છેને, તે જ નિર્બળતા નીકળી જાય છે બધી. અને જેટલી નિર્બળતા નીકળી એટલું બળવાનપણું આપણામાં ઉત્પન્ન થાય. પહેલાં હતું, તેના કરતાં વધારે બળવાન લાગે !

## ... બોલતાં જ પડ ખસતાં જાય ફાઈલોના !

**પ્રશ્નકર્તા :** એટલે ઘણીવાર આપણે અમુક ફાઈલ હોય એનો નિકાલ આપણી બુદ્ધિ પ્રમાણે, સમજણ પ્રમાણે, સમભાવે કરવા પ્રયત્ન કરીએ. પેલો ભાવ આવી જાય કે સમભાવે નિકાલ કરવાનો છે, પણ હકીકતમાં એ સમભાવ નથી દેખાતો.

**દાદાશ્રી :** એ સમભાવ નથી દેખાતો, છતાં એનું નામ જ સમભાવ. એ સમભાવ નથી થયો, છતાં પણ આપણે શબ્દ બોલ્યાને કે આપણે સમભાવે નિકાલ કરવો છે. બસ એટલી જ તમારી જવાબદારી, બીજી રીતે નિકાલ થાય છે. આ ગૂઢ સાયન્સ છે. આ જેમ ડુંગળી હોય છેને, તે આપણે સમભાવે નિકાલ કરીએ એટલે એક પડ એનું જતું રહે પણ આપણને તો એ પડના પડ દેખાય પાછાં. એટલે આ જે રીતે સમભાવે તમે નિકાલ કરો છો, એનાં હજારો પડ છે. માટે તમારે એમ ના જોવું કે આ ફરી પાછું એનું એ જ દેખાય છે. હજારો પડ છે એટલે એકવાર એ તમે જેટલું કર્યું એટલાં પડ ઓછાં થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** એટલે આપણે એવું માનવાનું કે આ પડ આપણે ઓછું કર્યું છે.

**દાદાશ્રી :** હા. તેને ચીકણી ફાઈલ કહી. જેના પડ વધારે છે, એને ચીકણી ફાઈલ કહી.

**પ્રશ્નકર્તા :** દાદા, સમભાવે નિકાલ કરવો છે એ ભાવના થઈ એટલે એ અમલમાં આવવું જોઈએ, પણ એનો અમલ કેમ ના થાય ?

**દાદાશ્રી :** ના, એ નિકાલ થઈ ગયો. તમે જેવું બોલ્યાને એટલે થઈ ગયો ત્યાં, એક પડ પેલાનું ઊતરી ગયું. દેખાય એવું ને એવું પાછું. પણ એમ કરતાં કરતાં હજારો પડ હશે એ જતાં રહેશે. આપણે સંતોષ માનવો કે મેં સમભાવે નિકાલ કર્યો. દાદાની આજ્ઞા પાળી છે. એક્ઝેક્ટ વિજ્ઞાન જ છેને ?

**પ્રશ્નકર્તા :** પણ એમાં જે સ્ટેજ લઈએ દાદા, પહેલાં ભાવ થયો કે સમભાવે નિકાલ કરવો. પછી ખરેખર સમભાવે નિકાલ થાય તો એ આનંદ જે આવે એ કંઈ જુદો જ થાય !

**દાદાશ્રી :** ના, પણ ખરેખર નિકાલ થાય કે ના થાય એની જરૂર જ નથી. આપણે તો ખાલી આજ્ઞા પાળવાની જરૂર છે. બીજા કોઈની વસ્તુનો અધિકાર આપણને નથી.

**પ્રશ્નકર્તા :** ના, દાદા, હું શું કહું છું કે આપણે ભાવના કરી એટલે વાયબ્રેશન ઊભા થયા. એનું ફળ જે આવ્યું કે સમભાવે જ નિકાલ થયો. સામાને સંતોષ થઈ ગયો.

**દાદાશ્રી :** એમાં સામાને સંતોષ થાય કે ના થાય, આપણે સમભાવે નિકાલ કરીએ ત્યારે એ ગાળો ભાંડતો હોય તો આપણે જાણવું કે હજુ આ પડ વધારે છે. એટલે વાંધો નહીં. આપણે કહીએ કે જેટલી ભાંડવી હોય એ ભાંડી લો ને પછી ચા મૂકો, એવું ધીમે રહીને આપણે કહેવું. હા, એ તો કંઈ પોતાના આધીન ઓછું છે, પેલો ગાળો ભાંડે છે તે ?

**પ્રશ્નકર્તા :** સામાને જો આપણો પડઘો પડે તો જ આપણને સંતોષ મળે ને કે ભઈ સમભાવે નિકાલ થયો.

**દાદાશ્રી :** એટલે એને સંતોષ ના થાય તો ય આપણે સંતોષ લઈને કહેવું કે ચા-બા મૂકો અને નાસ્તો કાઢો પેલો. પછી ખઈને જઈએ બહાર.

## મોક્ષને ધક્કે ચઢાવે ચીકણી ફાઈલો !

મોક્ષે જવા માટે ઉપકારી વધારેમાં વધારે કોણ ? તો કહે, ચીકણી ફાઈલ. અને મોળી ફાઈલ આપણને નીકળવા ના દે. મોળી એટલે મીઠી લાગતી હોયને, તે આપણને મોક્ષે જવામાં મદદ ના કરે. તમારે જવું હોય તો જાવ, નહીં તો કંઈ નહીં. નહીં તો નાસ્તો કરો નિરાંતે, એટલે મેં તો જમે કરેલું. એટલે અમારા ભાભીને રોજ કહું, 'તમે છો તો આ હું પામ્યો છું, નહીં તો ના પામું'. ચીકણી ફાઈલો છે ને !

તમે જો વિચારી જોશો તો તમને ખબર પડશે કે ચીકણી ફાઈલો આપણને હેલ્પ કરે છે. જ્ઞાન ના મળ્યું હોય તો આપણને મગજ ખલાસ કરીને આપણને આ ઊંધે રસ્તે લઈ જાય, નીચે અધોગતિમાં લઈ જાય. પણ જ્ઞાન મળ્યું હોય તો ઉપકારી છે !

ફાઈલ એટલે તૃતિયમ બોલે. એવું તૃતિયમ બોલે એટલે આપણું માથું દુઃખે, હેડેકના શબ્દો આ. માથાનો દુખાવો ઊભો થઈ જાય. હવે એ શાથી બોલે છે ? ત્યારે કહે, એ જ ફાઈલો છે, ચીકણી ફાઈલ. પછી મનમાં સમજે કે આ જ્ઞાન મળ્યું એટલે આ ન થવું જોઈએ. નહીં તો ચોંટે જ કે 'હું ખરી છું', એવું જાણેને ! આ તો તરત 'હું ખોટી છું' એવું તરત સમજ પડે. તને કલાક પછી સમજણ પડે ને કે આ ભૂલ થઈ !

**પ્રશ્નકર્તા :** તરત ખબર પડે.

**દાદાશ્રી :** તરત ! લે, ત્યારે આ જ્ઞાનનું બળ કેવું છે ?! આ જ્ઞાનેય કેટલું અસર કરે આ !

## જાળવીને 'પટ્ટી' ઉખાડાય !

આ ચીકણી પટ્ટી હોય ને, તે અહીં આગળ ચોંટી ગઈ હોય તો આપણે આમ ઊખાડવા જઈએ તો વાળ હઉ ઉખડી જાય. માટે બહુ ચીકાશ હોય ત્યાં તો જરા વસમું પડી જાય ને ! મોળી ફાઈલ હોય તો બહુ સારું, આમ બોલતાંની સાથે છૂટી જાય. ત્યાં કશી ભાંજગડ જ નહીં ને ! ચીકણી ફાઈલ તો બહુ વસમી.

આપણે પટ્ટી ઉખાડીએ તો વાળ હઉ તૂટે, તેવી ચીકાશવાળી ફાઈલો બહુ થોડી હોય. તે એ ફાઈલો જોડે જરા સાચવીને કામ લેવું. એ પટ્ટી ઉપર પાણી રેડવું, ભીની કરીને ધીમે ધીમે ઉખાડવી. નહીં તો વાળ સાથે પટ્ટી ઉખડેને તો કેટલી લ્હાય બળે ! પેલી એક પટ્ટી જો આટલું દુઃખ દે છે, તો 'આ' પટ્ટીઓ તો કેટલું દુઃખ દેશે ? આ ફાઈલો એ ય પટ્ટીઓ જ છે. એનો આત્મા જુદો છે, પણ આ ફાઈલ એટલે પટ્ટીઓ. પટ્ટી ઉખાડતાં ઉતાવળથી ઉખેડે તો ? વાળ હઉ ઉખડી જાય. તે લોક કહેશે, 'અલ્યા, આવી જોશથી ના ઉખાડાય.' ને ઉખાડનારાને વઢે ને ! તે આપણે તો કહ્યા પ્રમાણે કરીએ. ગરમ પાણી કરાવીએ, પટ્ટીની પર ધીમે ધીમે પાણી ચોપડીએ, અટાવી-પટાવીને ધીમે ધીમે કાઢવાનું. આ બધી પટ્ટીઓ જ ચોંટેલી છે, તે કેવી છે ? વાળ હઉ જોડે ઉખાડશે એટલે વેર બાંધશે. એટલે સાચવીને કામ લઈએ તો એકેય વાળ ઉખડે નહીં. પહેલાં તો

ટપાલની ટિકિટ પણ જો સિક્કો ના માર્યો હોય ને તો તેને ઉખેડી લેતા હતા, તે કોઈને ખબર ના પડે એવી રીતે ઉખેડી દેતા હતા. જુઓ, અક્કલવાળા છે ને !

## ફાઈલ ચીકણી કે ગુંદર ?

આ તો તમારા હાથનું ન્હોયને ! આ તમે કર્યું કે ચંદુભાઈએ કર્યું ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈના હાથનું. ચંદુભાઈએ કર્યું.

**દાદાશ્રી :** તો તમે શું કરવા ચોંટી પડો છો ?

**પ્રશ્નકર્તા :** ના દાદા, ભૂલ થઈ ગઈ. ઉખડી ગયો, ના ચોંટાય.

**દાદાશ્રી :** આનું નામ ફાઈલને ! એ ગુંદર ચીકણો હોય છે. ચોપડનારા ચીકણા નથી હોતા. પટ્ટી ચીકણી નથી હોતી.

**પ્રશ્નકર્તા :** એ ફોડ પાડોને, એ ગુંદર નીકળી જાય એવું કરી આપોને.

**દાદાશ્રી :** નીકળી ગયેલો જ છે. મેં તમને શુદ્ધ જ કરી આપ્યું છે. તમને સમજણ ના પડે તો હું શું કરું ?

**પ્રશ્નકર્તા :** બે શબ્દમાં મોટું સાયન્સ કહી દીધું. ગુંદર ચીકણો હોય છે, ચોપડનારો ચીકણો નથી, પટ્ટી ચીકણી નથી અને આપ કહો છો, મેં તમને શુદ્ધ કરી આપ્યા છે, પણ તમે ચોંટો છો.

**દાદાશ્રી :** પોતાને ખ્યાલ ના રહે, તેમાં અમે શું કરીએ ? પૈણાવ્યા હોય છતાં એ કહે, સાહેબ, મને કેમ પૈણાવતા નથી ? એવું બોલે ત્યારે લોકો શું કહે એને ?

**પ્રશ્નકર્તા :** સમજતો જ નથી !

**દાદાશ્રી :** ત્રીજા ક્લાસમાં મૂકી દો કહેશે, મેન્ટલ હોસ્પિટલમાં.

**પ્રશ્નકર્તા :** બહુ સરસ વાત કહી. છૂટું પાડી નાખે એવી વાત કહી.

**દાદાશ્રી :** છૂટું પાડી નાખેલું છે. જુદું થઈ ગયું છે અને તમને પરિણામમાં બધું ય અહંકાર-મમતા જતી રહેલી, તમે એક્સેપ્ટ કરો છો ને ? ગુંદર જતો રહ્યો છે એવું તમે એક્સેપ્ટ કરો છો ને ? ગુંદરે ય અમારો ન્હોય એવું. પટ્ટી ચીકણી હોતી નથી. પટ્ટી ઉખડતી જ નથી. એ પટ્ટીને શું કરવા તોડો છો ? મૂઆ, પટ્ટી એવી નથી. અંદર ગુંદર એવો છે. મોળો ગુંદર લગાડ્યો હોય તો મોળી. પટ્ટી એવી નથી. મોળી ય નથી ને ચીકણી ય નથી અને ચોપડનારો ય એવો નથી. કેવો ગુંદર વાપર્યો તે તું જાણું, બા. કઢાઈયો ગુંદર વાપર્યો છે કે બીજો વાપર્યો છે ?

## ચીકાશ કઈ રીતે ખપે ?

**પ્રશ્નકર્તા :** આપને પ્રશ્ન પૂછેલો કે અનુભવ થાય છે પણ આનંદ થતો નથી. તો આપે કહેલું કે ચીકણાં કર્મો છે તેથી, તો એ ચીકણાં કર્મો કેવી રીતે જલ્દી ખપે ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મામાં રહીએ તો જલદી ખપી જાય. જો ચીકણાં કર્મોમાં આપણે ના ચોંટીએ ને આપણે પેલું 'જોયા' કરીએ એટલે જલ્દી ખપી જાય.

**પ્રશ્નકર્તા :** એ પ્રોસેસ તો ચાલુ જ છે.

**દાદાશ્રી :** બસ, તો ખપી જવાનાં, વાર નહીં લાગે. ઘરની ફાઈલો જોડે ચીકણાં કર્મ લાવ્યાં હોય, બહારની ફાઈલ જોડે મોળાં હોય. ઘરની ફાઈલ જોડે ચીકણાં હોય એવો અનુભવ ખરોને ?

હમણે કોઈ જોડે ગાડીમાં ઓળખાણ થઈ ને કોઈએ ચા પાઈ, તો એ બધી મોળી ફાઈલો. પણ આ ચીકણી ફાઈલોનો નિકાલ કરવો બહુ અઘરો હોય. તમે સમભાવે નિકાલ કરો તોય ફરી ફરી ચીકાશ આવે પાછી. 'સમભાવે નિકાલ જ કરવો છે' એટલું જ તમારે બોલવાનું, એની મેળે થઈ જશે. કારણ કે ઘણાં કાળની આ ફાઈલો ચોંટેલી છે ! અને ઘણો હિસાબ ગોઠવાઈ ગયેલો છે !!

એક ચીકણી ફાઈલ આવવાની હોય ને તેનો સમભાવે નિકાલ કરવો હોય તો, હવે એને માટે આવતાં પહેલાં જ આપણે એનો શુદ્ધાત્મા પહેલો

જોઈ લેવો જોઈએ. રિલેટિવ ને રિયલ જોઈ લીધું. પછી આપણે એનો સમભાવે નિકાલ કરવાનું નક્કી કરેલું હોય, તે સમભાવે નિકાલ થઈ જાય. સામી ફાઈલ વાંકી હોય તો નિકાલ ના થાય. તે તમારે એ જોવાનું નથી. તમારો તો નિશ્ચય કે સમભાવે નિકાલ કરવો છે, પછી શું બન્યું એ જોવું.

**પ્રશ્નકર્તા :** આપણે કહીએ છીએ કે અમુક ફાઈલો ચીકણી છે, પણ એ ચીકાશ કોની ? એ ચીકણી કરે કોણ ?

**દાદાશ્રી :** એ તો કરનાર ભોગવે છેને અત્યારે. ચીકણી કરી ત્યારે તો આ કરનારને ભોગવવી પડેને !

**પ્રશ્નકર્તા :** દાદા, ચીકણી તો અન્યોન્યના કારણે હોયને ? એકલાના કારણે ન પણ હોયને ?

**દાદાશ્રી :** એ તો અન્યોન્ય કારણ.

**પ્રશ્નકર્તા :** ચીકણી ફાઈલો હોય તો એને દૂર કેવી રીતે કરવી ?

**દાદાશ્રી :** દૂર કરાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** દૂર એટલે ચીકાશ દૂર કેવી રીતે કરવી ?

**દાદાશ્રી :** વીતરાગતાથી. ચીકાશ તો ઓગળ્યા જ કરે નિરંતર, પણ આપણે ચીકાશ કરીએ તો પછી ફરી ઊભી થાય. આપણે વીતરાગતા દાખવીએ એટલે છૂટ્યા કરે. એટલે આપણે સમભાવે નિકાલ કરવાનો છે, એ વીતરાગતાનો જ ભાગ છે.

**પ્રશ્નકર્તા :** પણ વધારે પડતું આપણાથી ચીકણું થવાનું થયું તો પછી પ્રતિક્રમણ કરવું પડેને ?

**દાદાશ્રી :** હા. જો જરૂર પડે તો પ્રતિક્રમણ કરો, તેય આપણે કરવાનું નથી. તેય ચંદુભાઈને કહેવાનું, 'ભઈ, પ્રતિક્રમણ કરો !' આ અતિક્રમણ આપણે ક્યાં કરીએ છીએ ! અતિક્રમણ ચંદુભાઈએ કર્યું ત્યાં ચંદુભાઈને કહેવાનું પ્રતિક્રમણ કરો.

**પ્રશ્નકર્તા :** સંસારનું મોટામાં મોટું કાર્ય સમભાવે નિકાલ કરો.

**દાદાશ્રી :** બસ, આ ફાઈલોની જ ભાંજગડ છે. આ ફાઈલોથી જ તમે અટક્યા છો. આ ફાઈલોએ જ આંતર્યા છે, બીજા કોઈ આંતરનાર નથી. બીજે બધે વીતરાગ છો તમે.

## 'જોવા'થી જ ખસે પડો ફાઈલના !

**પ્રશ્નકર્તા :** અમને જ્ઞાન મળ્યું એટલે રાગ-દ્વેષ તો જતા રહ્યા એવું કહો છો, પણ ચીકણી ફાઈલ આવે ત્યારે તો રાગ-દ્વેષ થાય છે, તે શું ?

**દાદાશ્રી :** એટલે એ તો નિશ્ચયથી રાગ-દ્વેષ ગયા, પણ વ્યવહારના રહ્યાને ! વ્યવહારમાં ચિડાઈ જઉં છું ને લોકોની ઉપર ? એ બધું ખલાસ થઈ જશે ત્યારે કામ થશે. જ્ઞાતા-દ્રષ્ટા રહે ત્યારે જતા રહે બધાં. 'ચંદુભાઈ'ને થઈ જાય ને 'તમે' 'જોયા' કરો તો એ જતા રહે.

**પ્રશ્નકર્તા :** એટલે આ ચિડાય તોય આપણે 'જોયા' કરવું ?

**દાદાશ્રી :** એ 'જોયા' કરવાનું બને નહીંને તમારાથી આ તો. મૂળ વાત આ છે.

**પ્રશ્નકર્તા :** અમે 'જોતાં' હોઈએ કે આ ચંદુભાઈ ગુસ્સો કરે છે તોય બુદ્ધિ અમારી એમ કહે કે આ ફાઈલ ઊભી રહી હજી.

**દાદાશ્રી :** ઊભી રહે તો ફાઈલ ફરી આવે.

**પ્રશ્નકર્તા :** તે વખતે આપણે ગુસ્સે થઈએ તોય આપણે 'જોતાં' રહીએ તો ફાઈલનો નિકાલ થયેલો કહેવાય ?

**દાદાશ્રી :** ચોખ્ખે ચોખ્ખું 'જોયું' હોય તો પછી કશું ના થાય. પણ આપણે મનમાં પોતાની મેળે માની લઈએ તો ઊભું રહ્યું, કારણ કે ખરેખર 'જોયું' ના હોય !

**પ્રશ્નકર્તા :** આપણે એક્ઝેક્ટ 'જોતાં' હોઈએ તો સામાને અસર થાય ?

**દાદાશ્રી :** સામાને અસર તો બધી થાય. આપણને અસર ના થાય. જોનારને અસર ના થાય.

**પ્રશ્નકર્તા :** તો આપણે ફાઈલનો સમભાવે નિકાલ કરીએ છીએ, તે આપણને અસર થાય એના લીધે છે ?

**દાદાશ્રી :** ત્યારે બીજા કોના હારુ ? એના હારુ ?

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે આપણા હિસાબે પેલો ભેગો થયો'તો અને એ સમયે આ જે નીકળ્યું એને આપણે 'જોયું', એટલે એ પછી આપણો નિકાલ થયેલો કહેવાય ? જો કરેક્ટ જોયું હોય તો ? એક્ઝેક્ટલી 'જોયું' હોય તો ?

**દાદાશ્રી :** એ તો આપણો સમભાવ રહ્યો એટલે એને નિકાલ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** આ નિકાલ થઈ ગયો તો પછી પાછો એ નિમિત્ત ભેગો નહીં થાય ને ?

**દાદાશ્રી :** થાયને ! ફરી બીજું પડ હોય, બીજો પાછો હિસાબ હોય તો ભેગો થાયને !

**પ્રશ્નકર્તા :** એ તો બીજું, પણ આના માટે નહીં હોયને પાછો ?

**દાદાશ્રી :** ના. એ ગયું.

## ફેમિલી જોડે સમભાવે નિકાલ !

**પ્રશ્નકર્તા :** દાદા, આપણે જોઈન્ટ ફેમિલીમાં રહેતા હોઈએ અને સામેની પાર્ટી 'હું શુદ્ધાત્મા છું' જાણતી ન હોય તો આપણે શું કરવું ? એ સવાલ આવી જાય છે આ જગ્યાએ.

**દાદાશ્રી :** સામી પાર્ટી જાણે તેની આપણે જરૂરેય નહીંને !

**પ્રશ્નકર્તા :** આપણે શુદ્ધાત્મા જાણીને બોલીએ નહીં, સહન કરીએ તો પછી સામો એનો દુરુપયોગ કેમ કરે છે ?

**દાદાશ્રી :** સામો તો ભ્રાંતિવાળો છે એટલે દુરુપયોગ કરે ને સદુપયોગ કરે, તે પણ આપણે જાણવાનું કે આ ફાઈલ નં. ૧ની ઉપર કરે

છે, મારી ઉપર નહીં. ફાઈલ નં. ૧ તો જ્યારે ત્યારે છોડવાની જ છે ને ! ફાઈલ નં. ૧ની સાથે આપણે લેવા-દેવા નથીને ! એની જોડે હિસાબ છે એટલા ચૂકવશે. ભ્રાંતિમાંય ચૂકવાય છે પણ પેલો કહે છે, મેં ભોગવ્યું.

**પ્રશ્નકર્તા :** મેં જ્ઞાન લીધું છે અને મારા ઘરમાં દેરાણી-જેઠાણી, હસબંડ બધાંને આ વાતમાં જરાય રસ નથી અને એમને છે તો હું અહીં આવું તેય ગમતું નથી. એટલે આખી ફેમિલીમાં-કુટુંબમાં બધેય છે તો ખરાબ વાતો કરીને ટીકા કર્યા કરે, તો હવે આનો શું ઉપાય ? કેવી રીતે આપણે એમાં રહેવું જ્ઞાનથી ? અત્યારે તો હું ચૂપ રહું છું, કશું બોલતી નથી.

**દાદાશ્રી :** હા, ચૂપ જ રહેવાનું અને એ વઢવું હોય તોય ભલે વઢે, ચૂપ રહેવું હોય તો ભલે ચૂપ રહે. આપણે 'જોયા' કરવું. એમની મેળે ઠંડા થઈ જશે એક દહાડો. ચૂપ રહેવાથી ઠંડા રહેશે એવું ય માનવું નહીં અને વઢવાથી ઠંડા રહેશે તેવુંય માનવું નહીં, એ કાળ ઠંડા કરશે.

આ તો આપણું વિજ્ઞાન છે ! એક ક્ષણવારેય કોઈ જગ્યાએ ફસાય એવું નથી, અટકે એવું નથી, જો પૂરેપૂરું સમજે તો. એક્ઝેક્ટ વિજ્ઞાન છે. જે વિજ્ઞાનમાં હું રહું છું એ જ વિજ્ઞાન તમને આપ્યું છે.

## એકને સારું ને એકને ખોટું ?!

**પ્રશ્નકર્તા :** આપે જે કહ્યું કે ફાઈલોનો સમભાવે નિકાલ કરો તો એમાં ઘરમાં બે ફાઈલો હોય, એમાં એકનો સમભાવે નિકાલ કરવા જઈએ તો બીજાને ખોટું લાગે. બીજાને એવું થાય કે મને અન્યાય થાય છે, સામાનો પક્ષ લે છે, તો ત્યાં શું કરવું ?

**દાદાશ્રી :** સમભાવે નિકાલ કરવાનું એ તો આપણા મનમાં રાખવાનું, પછી જે થાય એ ખરું. બીજી એવી બધી ગોઠવણી નહીં કરવાની; વકીલાત નહીં કરવાની. મારે ફાઈલોનો સમભાવે નિકાલ કરવો છે, એટલું મનમાં તમે રાખોને એટલે પછી જે બોલાય, એના જવાબદાર તમે નહીં. તમારા મનમાં નક્કી હોવું જોઈએ કે મારે સમભાવે નિકાલ કરવો જ છે. એ તો

પછી સામે કોઈને ખોટું લાગે, એકને આમ કરીએ, એવું કરવાની જરૂર નથી. તમારે મનમાં જ કરવાનું. પછી બધાં જોડે જે 'ડિલિંગ' થાય એ સાચું. એ 'ડિલિંગ'ની જવાબદારી તમારી નહીં. તમારો ભાવ જ જોઈએ કે મારે સમભાવે નિકાલ કરવો છે. વેર વધારવું નથી.

**પ્રશ્નકર્તા :** તે છતાંય વેર વધે તો ?

**દાદાશ્રી :** એવું તમને લાગે. પણ તમારે નિકાલ કરવો છે એવું તમે નક્કી રાખો છોને ! વેર વધી જાય તેય તમારે જોવાની જરૂર નથી. તમારે તો આ એક જ સિદ્ધાંત છોડવો નહીં, કે સમભાવે મારે નિકાલ કરવો છે.

## છૂટી જવું, ગાંડા કાઢીને ય !

કોઈને દુઃખ થાય એવો શબ્દેય બોલાય એ ગુનો છે. જો બોલ્યા હોયને તો આપણે કહેવું, 'અરે ભઈ, મારું મગજ-બગજ કંઈ ખસી ગયું તે ઊંધું-ખોટું કંઈક આ પેસી ગયું છે. તેથી આમ બોલાઈ જવાયું માટે માઠું લગાડશો નહીં.' એવું કહીએને એટલે પેલો છોડી દે પછી. નહીં તો પેલો છોડે જ નહીં પછી.

હું શું કહેવા માંગું છું તે સમજ્યા તમે ? ગાંડાઘેલા થઈને છૂટી જવું. વહુયે એમ કહેશે, 'તમે ચક્કર છાપ છો.' તો કહીએ 'હા, ખરેખર મારું ખસી ગયેલું જ છે. નહીં તો આવું તે બોલાતું હશે મારાથી ?!' ત્યારે કહેશે, 'કશો વાંધો નહીં. પણ આવી બહુ ભાંજગડ કરશો નહીં.' એટલે વાળી લેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** તે આ જ મુખ્ય વાત છેને, વાળી લેતાં આવડવાની એ જે કળા, એ આપની પાસે શીખવાની મળે.

**દાદાશ્રી :** એ તો અમે શીખવાડીએને ! અમે તમને શીખવાડીએ, પણ 'હું ચક્કર છું' એવું બોલતાં આવડવું જોઈએને !

હું તો હીરાબાને ય ખુશ કરી નાખું આવું બોલીને. હીરાબા ઉપરથી મને કહે, 'હં, તમે તો બહુ સારા માણસ, આવું શું બોલો છો ?!' આમ કરીને વાળી લેવું. આપણી દાનત ખોરી નથી. વાળી લેવામાં કદી સંસારી

ચીજ આપણે એની પાસેથી પડાવી લેવી હોય તો ખોટું. આપણે તો એનું મન સ્વચ્છ કરવા માટે વાળી લેવું. આપણે જે પથરા નાખ્યા છે, એ પથરા તો વેર બાંધે, મૂઆ !

ગમે એવો ઢીલો માણસ હોય, આપણી જોડે એનું ચાલતું ના હોય, તો પણ જો એના મનને પથ્થર વાગ્યા હોયને તો વેર બાંધે. એટલે ત્યાંય આડાઅવળી કરીને મન ચોખ્ખું જ કરી નાખવું. 'પહેલેથી જ આવો હતો હું અને આ ચક્કર છાપ છું.' ત્યારે એ કહેશે, 'સારો માણસ છે પણ આ થઈ ગયું.' તરત આપણું નામ ચોપડીમાંથી ફાડી નાખે આમ. નોંધ ફાડી નાખે તે. તમને બોલતાં ના ફાવે, આ ચક્કર છે એવું ?!

ફાઈલોનો સમભાવે નિકાલ કરવાથી બધું શુદ્ધ થઈ જાય. ક્લિયરન્સ કરી નાખવાનું. અમારે તો ભૂલ ચલાવાય નહીં એકેય રીતે. ભૂલ થતાંની સાથે જ અમારે મશીન ચાલુ હોય મહીં. એટલે ભૂલો જ ના રહે.

ઘરમાં જમીને તરત ચિઢાઈ બે-ચાર શબ્દો આપીને ગયા અહીંથી, એટલે પછી એનેય બોજો રહે આખો દહાડો ઠેઠ સુધી, તમે ફરી ભેગા ના થાવ ત્યાં સુધી રહે અને તમનેય ત્યાં સુધી બોજો રહે. અને આપણે એ ધીમે રહીને પછી બેસી જરા દવાખાનામાં મોડું થાય તો વાંધો નહીં. લાવો, જરા મહીંથી ઈલાઈચી લાવો, લવિંગ લાવો, કહીને પછી બધું સંકેલી લેવું અને 'અમારી ભૂલો થાય છે. વળી તમે બહુ સારા માણસ છો. જુઓને, ઉતાવળમાં અમારી કેવી ભૂલ થઈ ગઈ ?!' એટલે નિવેડો આવી જાય. વાંધો ખરો એમાં ?

તમારી જોડે મારે કંઈ અથડામણ થઈ હોય પછી હું કહું, 'ચંદુભાઈ, મારી ભૂલચૂક હોય તો માફ કરજો.' એટલે ઉકેલ આવી જાય કે ના આવી જાય ?

**પ્રશ્નકર્તા :** આવી જાય.

**દાદાશ્રી :** પછી તમે છોડી દો કે ના છોડી દો ? અને પછી એને બદલે હું તમને કહું કે 'મારી વાત તમે સમજ્યા નહીં. મૂઆ, મૂરખ છું !

તું શું સમજવાનો છે, બળ્યું !' આ સમજ્યા હોત તો આ ડખો જ ના થાતને ! નથી સમજ્યા ત્યારે તો ડખલ થાય છે. એટલે આપણે નિકાલ કરી નાખવાનો. ચીકણું કરીએ તો શું થાય પછી ? ગૂંચાય આ બધું. આ બધાં જગતના લોકોને ગૂંચાયેલા કર્મ તેથી છેને ! એ નિવેડો લાવોને !

છોકરાં જોડે આપણી ભૂલ થઈ વખતે, એટલે ત્યાં આગળ છોકરો છે માટે આપણે એ ભૂલનો સ્વીકાર ના કરીએ તો પછી શું થાય એમાં ? છોકરો ડંખ તો રાખેને મનમાં કે તમે સાચી વાતેય માનતા નથી. તે આપણે કહી દઈએ કે ભઈ, મારી ભૂલ થઈ. એ તો કંઈ સમજ ફેર થઈ ગયો. તરત જ ઉકલી જાય. આમાં વાંધો ખરો ? ભૂલ સ્વીકાર કરે તો છોકરો બાપ થઈ જાય ખરો ? છોકરો છોકરો રહેને ! અને જો તમે ભૂલ નહીં સ્વીકારો તો છોકરો બાપ થશે !

## કોમનસેન્સથી ઝટપટ નિકાલ !

એ હું અભ્યાસ કરીને શીખેલો. મારા ભત્રીજા ભરૂચ મિલના માલિકો-શેઠિયાઓ, તે એ કહે, 'કાકા, તમે આ ધર્મમાં પેસીને બધું બગડી ગયા. તમારા વિચારો બધા ફેરફાર થઈ ગયા.' મેં કહ્યું, 'કેમ શું થયું ?' ત્યારે કહે, 'પહેલાં તો બહુ સારા હતા, નામ કાઢવા જેવા માણસ હતા'. ત્યારે મેં કહ્યું, 'ભઈ, તમને શું ખબર ? તમે કંઈ એમની જોડે ઓછાં રહો છો ? એ તો હું જોડે રહું, તે હું જાણું કે આ કેવા છે તે ! આ તો પહેલેથી જ આવાં ને આવાં જ છે.' એટલે પેલા ખોળે, તમે કોની વાત કરો છો આ ?! એ પણ કોણ તે ? એ ગૂંચાય બધું, પછી માફ કરી દે. એ લોકોને ખુશ કરી નાખું. આ પાછલાં ના ફાવતા હોયને તેને ચૂંટી ખણીનેય ખુશ કરી આવું. આ મનુષ્ય તો બિચારા બહુ સારા હોય છે. એનું વસાઈ ગયેલું તાળું આપણને ઊઘાડતાં ના આવડે, તેમાં કોઈ શું કરે ? મને તો બધાં તાળાં ઊઘાડતા આવડે. કારણ કે મેં શું કહ્યું છે કે મારી પાસે એવા પ્રકારની કોમનસેન્સ છે, કે જે એવરીવ્હેર એપ્લીકેબલ છે. બધાં તાળાં ઊઘાડી નાખે. હવે એ તમે મારી જોડે બેસો એટલે થોડાં થોડાં તાળાં ઊઘાડતાં તો આવડી જાય અને છેવટે તમારે બહુ વાસેલાં નહીંને ! તે તાળાં ઊઘાડવાના ય ના

હોય. મેં તે બહુ વાસેલું હોય આમ. એટલે મને આવડી ગઈ એ કળા. તમારે તો ભાંજગડો નહીંને ? આપણે તો મોક્ષે જવાનું છે, બધું ચોખ્ખું કરીને.

## નિકાલમાં નફો-ખોટ ના જોવાય !

**પ્રશ્નકર્તા :** આ સમભાવે નિકાલ કરવાની પ્રક્રિયામાં ભવિષ્યમાં નુકસાન થશે એવું આપણને લાગે તોય આપણે એવી રીતે જ કરવું ?

**દાદાશ્રી :** એ નુકસાન થાય કે નફો થાય, આપણે સમભાવે નિકાલ કરવું. નુકસાન અટકાવવા નથી આવ્યા આપણે, નફો કરવા નથી આવ્યા, આપણે મોક્ષે જવા આવ્યા છીએ. તમારે આ બધાં દુઃખમાંથી મુક્ત થવું છે કે દુઃખમાં પડી રહેવું છે ?

**પ્રશ્નકર્તા :** વસ્તુ સાચી છે.

**દાદાશ્રી :** પણ આ 'સમભાવે નિકાલ કરવો' એ આજ્ઞા પાળવી, નુકસાન થતું હોય કે ગમે તે થતું હોય. અને નહીં આજ્ઞા પાળોને, તો વધારે નુકસાન થવાનું.

## કોર્ટે લડે છતાં સમભાવે નિકાલ !

સમભાવે નિકાલ કરતાં કરતાં કોર્ટ થાય, બીજું થાય તોય પણ આગળ ચાલવામાં તો એનો વાંધો નથી. એ તો ભઈ પહેલાંનો હિસાબ તમે કરેલો, ગાંડો હિસાબ, તે ગોઠવણી થાય બધી. તે આપણે એકલા કરવું પડે. મનમાં એમેય થાય કે બળ્યું, આ કોર્ટ ને એવું આ કરવાનો વખત આવ્યો ! તે પછી સંજોગ ઊભા થઈ જાય. પણ આપણે તો જરાય કશું બન્યું નથી એવી રીતે જ રહો. પ્રકૃતિ પ્રકૃતિ જોડે લડે છે, એમાં આપણું શું ? અને લાખ રૂપિયા આપ્યા છે એટલે પાછા લેવા માટે લડે છે આ પ્રકૃતિ અને પેલી પ્રકૃતિ લાખ નહીં આપવા માટે લડે છે એ જોવાનું. એની ફરિયાદ જ ના હોય. ફરિયાદ કરવી એય ગુનો છે.

આ મશીનના ગીયર હોય છે, એની મહીં આંગળી આવે તો એ કંઈ

છોડી દે ? આપણે બનાવેલું હોય, તો આપણને કંઈ છોડી દે ? ત્યાં બૂમાબૂમ કરીએ કે ભઈ, મેં બનાવેલું છે તને. તો એ ગીયર છોડી દે ?

**પ્રશ્નકર્તા :** ના છોડી દે.

**દાદાશ્રી :** આ ગીયરો છે બધાં. માણસો દેખાય છે, છતાં પણ ગીયરો છે. તો બૂમ પાડવાનો અર્થેય નહીંને ! એ ટાઈમ પૂરો થઈ જશે. પછી એવો ટાઈમ પાછો આવશે જ નહીં. હિસાબ ચૂકતે કરવાના છે. ત્યાં સુધી શું કરવું પડે આપણે ? મૌનમ્... ધારયતે !

## કોર્ટે લડાય, પણ સમભાવથી !

**પ્રશ્નકર્તા :** દાદા, હવે એથી ઊલટો પ્રશ્ન કહીએ કે આપણે કોર્ટે જવાની ભાંજગડ ના કરીએ. કો'ક આપણને કોર્ટમાં ઘસડી જાય, તો તે વખતે શું ?

**દાદાશ્રી :** આપણે છે તે ચંદુભાઈને લઈ ગયા, એ જોયા કરવું પડે અને ચંદુભાઈ કંટાળે તો ચંદુભાઈને કહેવું કે 'કંટાળો છો શું કરવા ? હિસાબ ચૂકતે કરી નાખોને ! એ લઈ જાય છે, આપણે શોખથી નથી ગયા. આ પેલો ખેંચી જાય છે એ તો.'

**પ્રશ્નકર્તા :** એમાં ભરપૂર કષાય છે એના.

**દાદાશ્રી :** હા, એને કષાય થઈ જાય છે ને આ કષાય રહિત, એ વાત જ જુદી છે ને !

**પ્રશ્નકર્તા :** કોઈ સમસ્યા એવી જ હોય કે કોર્ટે ગયા વગર ઉકેલ આવે જ ના તો ?

**દાદાશ્રી :** હા, તો જવું પડે. જવાબ ના હોય અને તમારે કોઈની સાથે કોર્ટે જવું પડે તે જવાનું જ. તે આપણે ચંદુભાઈને કહેવાનું કે 'સારો વકીલ કરજો, તો બહુ દોડધામ ના કરવી પડે. અને થોડું જૂઠું બોલવું પડે તો બોલજો, પણ કોર્ટને રીતસર લાગે એવું કરજો. તે કોર્ટમાં ગાંડું દેખાય એવું ના કરતા વિવેકની ખાતર. જૂઠું-સાચાનો નિયમ નથી, વિવેકપૂર્વક કરજો.'

આ વિજ્ઞાન એ અક્રમ છે. નહીં તો લોકો ગાંડા કહેશે કે કોર્ટમાં આવો પુરાવો અપાતો હશે ? 'મારા બાપની વહુ થાય' એવું કહેવાય ?

**પ્રશ્નકર્તા :** એ તો જ્યાં જ્યાં જે જે યોગ્ય છે તે પ્રમાણે કરવું.

**દાદાશ્રી :** બધું જ કરવું પણ રાગ-દ્વેષ રહિત થાય, એમ ભગવાને કહ્યું. હરેક ક્રિયા કરો, રાગ-દ્વેષ રહિત થતી હોય એ ક્રિયાના જોખમદાર તમે નથી અને આ જે વિજ્ઞાન આપ્યું છે એ વિજ્ઞાનમાં જે પચાસ ટકા આજ્ઞા પાળે છે, એને વીતરાગતા રહે છે એવું અમે માનીએ છીએ. એટલે આ વિજ્ઞાન જુદી જાતનું છે. એટલે જ કોઈને કશું કહીએ નહીંને ! નહીંતર અમે વઢીએ નહીં લોકોને, કે કોર્ટમાં કેમ ગયો છું ? આમ કેમ કર્યું ?

**પ્રશ્નકર્તા :** વિવેકપૂર્વકવાળી વાતને જરા સમજવાની જરૂર છે.

**દાદાશ્રી :** વિવેકની જ વાત છે. કોર્ટમાં વિવેકપૂર્વક એટલે શું ? વકીલે કહ્યું હોય કે આ પ્રમાણે બોલજો ને ત્યાં તમે કહો કે હું જે થયું છે એ બોલીશ બા, બીજું નહીં બોલું. એમાં લોકો પછી હસશે. એટલે આપણે વકીલે કહ્યું એમ કહી દેવાનું.

**પ્રશ્નકર્તા :** આ ગામડામાં અમારા લોકોને આ મિલકતોની બાબતમાં જ પ્રશ્નો ઊભા થાય છે. હવે સમભાવે નિકાલ કરીએ તો આપણી મિલકત જતી રહે છે, હક્ક છોડી દેવો પડે, તો શું કરવું ?

**દાદાશ્રી :** જતી રહે એવું હોતું જ નથી. એવું કશું બનતું જ નથી. આ સમભાવે નિકાલ કરશોને, તો ફાયદો થશે. તેમ વિષમથી કરશો તો સર્વસ્વ આ મિલકત જશે ને તમેય જશો. ભય રાખ્યા વગર સમભાવે નિકાલ કરો. કશું જતું રહેતું નથી. મને પૂછજો પાછા, તમારે શું થયું છે હકીકત કહેજો.

સમભાવે નિકાલ કરવાનો તે મને પૂછજો કે ભઈ, સામો ગજવું કાપે એટલે સમભાવે નિકાલ કરવો એટલે એને જોયા કરવું ? ત્યારે કહે, ના, પકડીને પોલીસવાળાને સોંપવો. અને ચપ્પુ દેખાડે તો છોડી દેવો.

આપણો ધંધો શું ? રાગ-દ્વેષ નહીં કરવા. હવે તમે પૈસા માગતા હોય, જો એની પાસે સગવડ ના હોય, અગવડ હોય તો છોડી દેવા. કારણ કે રાગ-દ્વેષનું કારણ છે બધું. આગળ વધીએને, વકીલો ખોળવા જઈએ. વકીલો કંઈ મફત મળે છે ? જતાં પહેલાં પોણો સો રૂપિયા લાવો તો હું અરજી લખી આપું, કહે છે. અલ્યા મૂઆ ! પોણો સો રૂપિયા ? જે હિન્દુસ્તાન દેશમાં સલાહ તો ફ્રી ઑફ કોસ્ટ આપતા હતા, જમાડતા'તા ઊલટાં સલાહ આપીને. ત્યારે કહે, 'ના, પોણો સો રૂપિયા આપી દો ! એટલે એ દુઃખદાયી છે. પણ છતાંય આપણી પાસે બીજી સગવડ ના હોય તો દાવો માંડવામાં વાંધો નથી, પણ રાગ-દ્વેષ ના થાય. તેય સમભાવે નિકાલ કરવાનો. દાવો માંડવાનો કાયદેસર, સમભાવે નિકાલ કરવાનો. તમે મને પૂછજો, હું બધું દેખાડીશ. રસ્તા બધા હોય અહીં. સમભાવે નિકાલ કરવો એનો અર્થ એવો નથી થતો કે હપુચું છોડી દેવું.

**પ્રશ્નકર્તા :** જે કીધુંને કે સમભાવે નિકાલ કરવામાં જતું કરવું પડે, એ મારા મગજમાં નહીં ઊતર્યું.

**દાદાશ્રી :** જતું કરવાનું નથી. જતું કરવાનો હેતુ નથી આપણો. સમભાવે નિકાલ કરવાનો. એની જોડે અકળાવું નહીં. બધી વાતચીત કરવી અને અકળાઈ જવાતું હોય તો વાત ના કરવી આપણે. સમભાવે નિકાલ કરવો. એના તરફ દ્વેષ ના થવો જોઈએ. ગમે એવું નુકસાન કરતો હોય તોય દ્વેષ ના કરવો. તમે નુકસાનને માટે દાવો માંડો, બધું જ કરો પણ દ્વેષ ના થવો જોઈએ. કારણ કે એની અંદર શુદ્ધાત્મા છે એ વાત તો ચોક્કસ છેને ?

**પ્રશ્નકર્તા :** હા, એ બરોબર.

**દાદાશ્રી :** અને એ દ્વેષ શુદ્ધાત્માને પહોંચે. એટલે સમભાવે નિકાલ કરવો. એટલે તમારે દાવો માંડવાનો વાંધો નહીં. વખતે બે ધોલ મારવી પડેને, તો મારવી તો નહીં જ બનતા સુધી. પણ મારવી હોયને તો એક કલાક વિધિ કર્યા પછી મારવી. 'હે ભગવાન, તમે બહાર બેસો, આજ તો મારે બે ધોલ મારવી છે' કહીએ. પણ એક કલાકની વિધિ કરવી પડે, એનાં

કરતાં એ ધંધામાં પડવું નહીં એ સારું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એક કલાક વિધિ કરે ત્યાં સુધી એ ઊડી જ જાય મારવાનું, મારવાનો ભાવ જ ઊડી જાય.

**દાદાશ્રી :** એમ નહીં, એક કલાક વિધિ કરે અને પછી મારે તેની જોખમદારી હું લઉં છું. એક કલાક વિનંતી કર, એ બહાર બેસી જશે. નહીં તો ભગવાન બહાર બેસે નહીં એ તો. દાતણ જોઈતાં હોય તો બાવળિયાને કહેવું કે 'ભગવાન, બહાર બેસો. મારે દાતણ બે ટુકડા લેવાં છે. વધારે વેસ્ટેજ ના કરવું. એ બે ટુકડા આપણે લઈ લેવા. દાતણ માટે એક ફેરો બોલવાનું, ત્યાં કલાક નહીં. અને ભગવાનને બહાર બેસાડીને એટલું કરજો, નહીં તો દાતણ તોડ્યાની એ જોખમદારી છે. કારણ કે આત્મા છે. વાંધો ખરો આમાં, કહેવામાં વાંધો ખરો ?

## થાય 'કરવા'થી ઊંધું, 'જોવા'થી છત્તું !

એક સેન્ટ તીર્થંકરોનું વિજ્ઞાન બહાર નથી કોઈ જગ્યાએ, આટલુંય નથી રહ્યું. કારણ કે ઓવરટર્ન થઈ ગયેલું છે બધું. દુષમકાળ, કાળેય થઈ ગયો દુષમ અને જ્ઞાનેય દુષમ થઈ ગયું બધું, એટલે લોક બફાઈ ઊઠ્યું છે આ બધું. એટલે મૂળ વસ્તુ આ છે. એટલે નિરંતર અહીં મોક્ષ જ રહે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અમુક અમારી કુટુંબની ફાઈલો છે તેનો નિકાલ નથી થતો, પૂંછડે અટકી ગઈ છે. તો અમારે શું કરવું ?

**દાદાશ્રી :** સ્ટેશને રાહ જોયા કરીએ પણ ગાડી તો એના ટાઈમે જ જવાની. બહાર જો જો કરીએ તો મૂર્ખ કહેવાઈએ. આ વીતરાગોનું વિજ્ઞાન છે, મોક્ષમાં રહીને કામ કરો. બધું કામ થઈ જશે ! વીતરાગ વિજ્ઞાન હોય ત્યાં કંઈ પણ પ્રિય ના હોય, ત્રાસ ના હોય, દુઃખ ના હોય, કશુંય નહીં. કેવું વિજ્ઞાન ! ચોવીસ તીર્થંકરો કેવા થઈ ગયા ?! લોકો જો સમજ્યા હોત તો કલ્યાણ થઈ જાત. એક અક્ષરે જો મહાવીરને ઓળખ્યા હોત તો કામ થઈ જાત.

છતું કરવાના વિચાર નહીં કરવાના, એની મેળે છતું થયા જ કરે. અને બહુ ઉપાધિ થતી હોય તો અહીં આવીને આશીર્વાદ લઈ જવા એટલે થઈ જાય. છતું કરવાનું ના હોય, કરવાથી ઊંધું જ થાય. હંમેશાં કંઈ પણ 'કરવું' તે ઊંધું જ થાય અને છતું એની મેળે થાય એવો નિયમ.

**પ્રશ્નકર્તા :** 'બ્યુટીફૂલ' ! કેવું સુંદર આપ્યું. આ તો સાવ સહેલું કરી નાખ્યું, દાદા.

**દાદાશ્રી :** ત્યારે શું બધું ? છતું એની મેળે થાય, કરવાથી ઊંધું થાય.

**પ્રશ્નકર્તા :** આ તો મોટું રહસ્ય બહાર પાડ્યું, દાદાએ. લોકો તો બધા છતું કરવા જાય છે.

**દાદાશ્રી :** કરવાથી તો બધા ઊંધું કરી રહ્યા છે ને ! ઊંધું કરવું હોય તો 'કરો'. છતું કરવું હોય તો જ્ઞાતા-દ્રષ્ટા રહો, આજ્ઞામાં રહો.

## સાચી સમજ સમભાવે નિકાલની !

**પ્રશ્નકર્તા :** એ સમભાવે નિકાલ નથી થતો.

**દાદાશ્રી :** નથી થતો ? તો શું થઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** હવે મારે એવું છે, ફાઈલ નં. ૨ મારાથી એકદમ વિરુદ્ધ છે. તેથી તેની સાથે મારે સંઘર્ષ થાય છે અને સમભાવે નિકાલ નથી થઈ શકતો.

**દાદાશ્રી :** પણ આપણે છે તે ચંદુભાઈને કહેવાનું કે 'સમભાવે નિકાલ કરોને'. પણ બહુ ચીકણું હશે, નિકાચિત હશે તો વાર લાગશે.

**પ્રશ્નકર્તા :** બીજા સાથે હોય તો સહજ થઈ જાય છે પણ અહીં નથી થતો.

**દાદાશ્રી :** સાચવી સાચવીને કરોને હવે. આ જેમ પટ્ટી ઊખાડીએ છીએને અને લહાય ના બળે ને એવી રીતે ધીમે રહીને.

**પ્રશ્નકર્તા :** અમારે તો ફાઈલ જોડે વૈચારિક મતભેદો વધતા જાય છે.

**દાદાશ્રી :** મતભેદો પણ શાને માટે વધતા જાય ? આપણે સમભાવે નિકાલ કરવાની આજ્ઞા પાળવી જોઈએને ?

**પ્રશ્નકર્તા :** પણ સમભાવે નિકાલ કરવાની આજ્ઞા પાળવા છતાંય આ જ પરિસ્થિતિ રહ્યા કરે.

**દાદાશ્રી :** ના, એવું કશું નથી. સમભાવે નિકાલ કર્યો છે, એ આજ્ઞા પાળે તો કોઈ ઊભું રહેતું નથી. એ વાક્યમાં એટલું બધું વચનબળ છે કે ન પૂછો વાત !

**પ્રશ્નકર્તા :** પણ સમભાવે નિકાલ કરવામાં એકપક્ષી જ વિચારણા થઈને ?

**દાદાશ્રી :** એ એકપક્ષી બોલવાનું નહીં. આપણે તો સમભાવે નિકાલ કરવો છે એટલું નક્કી કરવાનું. એટલે એની મેળે થયા જ કરે. ન થાય તોય ડુંગળીનું એક પડ તો ઊતરી જ જશે. પછી ડુંગળીનું બીજું પડ દેખાય. પણ બીજે વખતે બીજું પડ ઊતરશે એમ કરતાં કરતાં ડુંગળી ખલાસ થશે. આ તો વિજ્ઞાન છે. આમાં તરત જ ફળવાળું છે, એક્ઝેક્ટનેસ છે. આ ચંદુભાઈ શું કરે એ તમારે જોયા કરવાનું. સામી વ્યક્તિમાં શુદ્ધાત્મા જોવાના અને ફાઈલ તરીકે સમભાવે નિકાલ કરવાનો !

**પ્રશ્નકર્તા :** હા, પણ સમભાવે નિકાલ કરવામાં આપણને વ્યવહારિક મુશ્કેલી પડતી હોય તો...

**દાદાશ્રી :** વ્યવહારિક મુશ્કેલી તો આવે ને જાય. ઍબ એન્ડ ટાઈડ, પાણી વધે ને ઘટે, રોજ દરિયામાં એ તો બેઉ વખત વધ-ઘટ થયા જ કરે.

**પ્રશ્નકર્તા :** અમારા મતભેદ એ કક્ષાનાં છે કે ભેગા રહી જ ન શકાય.

**દાદાશ્રી :** તોય સમભાવે નિકાલ કરીને લોકો એટલા સરસ રીતે રહી શક્યા છેને ! અને છૂટું થઈનેય શું ફાયદો કાઢવાનો ?

**પ્રશ્નકર્તા :** એની સમજવાની તૈયારી જ ના હોય, દરેક સગાવહાલાં

સાથે ફાવતું જ ના હોય અને વ્યવહાર જ ના રાખવો હોય એ રીતે ફાવતું હોય, તો શું કરવું ?

**દાદાશ્રી :** રીત રાખવાની નહીં, કઈ રીતે રહેવાય છે એ જોવાનું. ડિઝાઇનનો રસ્તો ન્હોય આ. આ જ્ઞાન ડિઝાઈનવાળું ન્હોય. કઈ રીતે રહેવાય છે એ જોવાનું.

**પ્રશ્નકર્તા :** એ રીત વ્યવહારિક રીતે યોગ્ય હોય કે અયોગ્ય હોય ?

**દાદાશ્રી :** એ તમારે જોવાનું નથી. તમારે તો આ રીતે રહેવાનું. શાંતિ જોઈતી હોય, આનંદ જોઈતો હોય, તો આ રીતે રહો. અને નહીં તો આપણે પેલી રીતમાં ઊતરો. ડિઝાઈન કરો તો માર ખાશો. બીજું કશું નવું મળી જવાનું નથી. અજ્ઞાનતાની નિશાની માર ખાય, બીજું કંઈ નહીં ! આને ઓવરવાઇઝ કહેવાય છે ! ઉપરથી દોઢ ડહાપણ પોતાનું કરવા જાય છે ! તત્ત્વદ્રષ્ટિ મળ્યા પછી શા માટે બીજું જોવું ? ના મળી હોય તો બીજું હતું જ ને !

**પ્રશ્નકર્તા :** પણ પછી આને કર્મબંધ માનીને સહન કર્યા કરવું આ પરિસ્થિતિને ?!

**દાદાશ્રી :** કશું માનવાનું જ નહીં. માનવાનું આપણે શાનું ? આપણે જ્ઞાતા-દ્રષ્ટા, જોવાનું જ. શું બને છે એ જોવાનું. વોટ હેપન્સ ! કાલે ઘેર ગયા પછી ખાવાનું મળ્યું હતું કે ન્હોતું મળ્યું ?

**પ્રશ્નકર્તા :** એ તો મળે જ છે ખાવાનું !

**દાદાશ્રી :** તો શી ઉપાધિ ? ખાવાનું મળે છે, સૂવાની જગ્યા મળે છે ! પછી શું જોઈએ છે ? વહુ ના બોલતી હોય તો 'રહે તારે ઘેર, આજ પેલી બાજુ સૂઈ જા' કહીએ. એ ના બોલતી હોય તો એને કંઈ બા કહેવાય ? ના કહેવાય. એટલે નવી ઘડભાંજ તો કરવી જ નહીં. એક જ અવતાર જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે ચાલી જાય તો લહેર થઈ જાય. અને તે પોતાને સુખ સહિત હોય છે !

**પ્રશ્નકર્તા :** કોઈ પણ સંજોગોમાં સમભાવે નિકાલ જ કરવાનો ?

**દાદાશ્રી :** સમભાવે નિકાલ કરવો એટલો જ આપણો ધર્મ. કોઈ ફાઈલ એવી આવી ગઈ તો આપણે નક્કી કરવું કે સમભાવે નિકાલ કરવો છે. બીજી ફાઈલ તો એડજસ્ટમેન્ટવાળી હોય, તેને તો કશું બહુ જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** પણ જ્યાં ટોટલ ડીસ્એડજસ્ટમેન્ટ હોય ત્યારે શું કરવું પછી ?

**દાદાશ્રી :** સમભાવે નિકાલ કરવાનો ભાવ આપણે મનમાં નક્કી કરવાનો ! 'સમભાવે નિકાલ કરવો છે' એટલો જ શબ્દ વાપરવાનો !

**પ્રશ્નકર્તા :** સામો કોઈ એડજસ્ટમેન્ટ ના લે તો શું કરવું ?

**દાદાશ્રી :** એ ન લે તો આપણે જોવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** પણ આપણે પછી શું કરવું ? આપણે છૂટું થઈ જવું ?

**દાદાશ્રી :** આપણે જોયા કરવાનું. બીજું તો એના કે આપણા તાબામાં નથી કંઈ ! માટે જે થાય એ આપણે જુઓ. છૂટા થઈ જાય તોય વાંધો નથી. આપણું જ્ઞાન એવું નથી કહેતું કે તમે છૂટા ના થશો કે છૂટા થાવ એમેય નથી કહેતું. શું થાય છે એ જોયા કરવાનું. છૂટા થઈ જાવ તોય કોઈ વાંધો નહીં ઊઠાવે કે તમે કેમ છૂટા થઈ ગયા ને ભેગા રહો છો તોય કોઈ વાંધો નથી ઊઠાવતા ! પણ આ ડીસ્એડજસ્ટમેન્ટ એ ખોટી વસ્તુ છે !

**પ્રશ્નકર્તા :** સ્વભાવ જ વિરોધી હોય તો એ ચેન્જ કેવી રીતે થઈ શકે પછી ?

**દાદાશ્રી :** જગતનું નામ જ વિરોધી સ્વભાવ ! જગતનો અર્થ જ વિરોધી સ્વભાવ. અને એ વિરોધીનો નિકાલ નહીં કરીએ તો વિરોધ રોજ જ આવશે ને આવતે ભવેય આવશે ! એના કરતાં અહીં જ હિસાબ ચૂકવી દો, તે શું ખોટું ? આત્મા પ્રાપ્ત થયા પછી હિસાબ ચૂકવી દેવાય.

'આજ્ઞા પાળવી છે' એટલું બોલવું, બસ. બીજાં એડજસ્ટમેન્ટ તો કોના હાથમાં છે ? વ્યવસ્થિતના હાથમાં છે !

તમે 'સમભાવે નિકાલ કરવાનું' નક્કી કરશો તો તમારું બધું રાગે પડશે. એ શબ્દમાં જાદુ છે. તે એની મેળે બધો નિવેડો લાવી આપશે.

**પ્રશ્નકર્તા :** સમભાવે નિકાલ કરવો એટલે સામી વ્યક્તિ જે કંઈ કહે એ હા એ હા કરવું ?

**દાદાશ્રી :** એ કહે કે અહીં બેસો તો બેસીએ. એ કહે કે બહાર જતાં રહો, બહાર જતાં રહીએ. એ વ્યક્તિ કંઈ નથી કરતી, આ તો વ્યવસ્થિત કરે છે. એ તો બિચારી નિમિત્ત છે ! બાકી હા એ હા કરવાની નહીં, પણ ચંદુભાઈ શું હા કહે છે કે ના કહે છે, એ 'આપણે' જોવું ! પાછું હા એ હા કરવી એવું કંઈ તમારા હાથમાં સત્તા નથી. વ્યવસ્થિત તમને શું કરાવડાવે છે એ જોવું. આ તો સહેલી બાબત છે, એને લોકો ગૂંચવે છે.

**પ્રશ્નકર્તા :** પણ સામો માણસ છૂટા થવામાં રાજી હોય તો આપણે છૂટા થવું ?

**દાદાશ્રી :** એ તો સારો કહેવાય, ઘણો સારો કહેવાય. બીજી જગ્યાએ તો મારી મારીને દમ કાઢી નાખે ! તમને માર્યા તો નથીને ?! તો બહુ સારું ! મારા તો ધન્યભાગ્ય કહીએ !

**પ્રશ્નકર્તા :** પછી એ તો એમને એમની રીતે રહેવું હોય.

**દાદાશ્રી :** તમે કલ્પનાઓ શા માટે કરો છો કે એ આવું કરશે ?

**પ્રશ્નકર્તા :** એ કરી જ રહ્યા છે, એને અનુભવી જ રહ્યા છીએ.

**દાદાશ્રી :** નહીં. અનુભવ થાય છે, તોય તમારે કલ્પના નહીં કરવાની. આ કલ્પનાથી જ બધું ઊભું થયું છે, ગાંડું ! બિલકુલ સીધું છે અને સમભાવે નિકાલ કરવાની અમારી આજ્ઞા પાળેને, તો એક વાળ જેટલી મુશ્કેલી નથી આવતી અને તે બધાં સાપની વચ્ચે હઉ ! અને આ તો એ સાપણ ન્હોય, એ તો સ્ત્રી છેને ?! અને કશું નથી, આ તો તમે જ આ બધું ચીકણું કર્યું છે !

## કળાની નહીં, નિશ્ચયની જરૂર !

જીવન જીવવાની કળા જાણવી પડે !

**પ્રશ્નકર્તા :** દાદા, તો પછી સમભાવે નિકાલ કરવામાં અમુક કળા પણ જોઈએ એવું થયુંને !

**દાદાશ્રી :** એ કળા નહીં હોય, તો પણ એવું બોલશે તોય એને કળા આવડી જશે પછી. એટલું બોલેને 'દાદાની આજ્ઞા પાળવી છે !' પછી કળા નહીં આવડતી હોય તોય આજ્ઞા પાળે છે માટે આવડશે.

**પ્રશ્નકર્તા :** પણ એ પૂરેપૂરું નિકાલ ના થાયને, આવી રીતના કળા સાથે એડજસ્ટમેન્ટ જો ના આવડ્યું તો ?

**દાદાશ્રી :** વળી કળા ક્યાંથી હોય તે આ કાળમાં ?! જીવતાં જ નથી આવડતું તો ત્યાં કળા ક્યાંથી આવડે ?! આ બધી સ્ત્રીઓ મારી પાસે આવે છે અને કહેશે, આ ધણીની પરીક્ષા લો જોઈએ. તો લાખોમાં બે-ત્રણ પાસ થાય, તેમાં નિષ્પક્ષપાતી લઉં તોય ! ધણી થાય તો કકળાટ કેમ થાય છે ? મતભેદ કેમ પડે છે ? મતભેદ પડે છે, માટે તને ધણી થતાં આવડતું નથી.

આ તો સમભાવે નિકાલ કરવાનો કહ્યો, એનો અર્થ એટલો જ કે જે પૈણ્યા છો, એને તો ઉકેલ લાવવો જ પડેને ! અને તેય છે તે છૂટકારો થાય તો એના જેવું ઉત્તમ એકુંય નથી ! છૂટકારો તો કરવો જ પડશેને જ્યારે ત્યારે ! ત્યાં સુધી નવમું ગુંઠાણું (સંપૂર્ણ બ્રહ્મચર્યનું) ઊંચકાય જ નહીંને ! ને નવમું ગુણસ્થાનક જાય નહીં ને દહાડો વળે નહીં !

## છોકરાં જોડે નિકાલનો રાહ !

**પ્રશ્નકર્તા :** છોકરાંઓ ડિમાન્ડ કરે કે સ્કુટર લેવું છે, ટી.વી. લેવું છે. હવે વર્ષનો પગારેય એટલો ના હોય ! તો અહીંયા સમભાવે નિકાલ કેવી રીતે કરવો, દાદા ?

**દાદાશ્રી :** છોકરાંઓને કહીએ, લાવોને ! કમાઈને લાવો. મારે વાંધો નથી. હું મારી કમાણી પ્રમાણે લાવ્યો છું. તમે તમારું કમાઈને લાવો. મને વાંધો નથી. હું વઢીશ નહીં. પછી શું કર્યું ? બેંકમાંથી લોન લીધી ?

**પ્રશ્નકર્તા :** ના. ના પાડી એટલે મોઢું ચઢાવીને ફર્યા કરે. હવે ત્યાં કેવી રીતે નિકાલ કરવો ?

**દાદાશ્રી :** એનું મોઢું ચઢેલું હોય એ જોવું 'આપણે' કે આ ડિઝાઈન કેવી દેખાય ! આપણે કોઈને કહીએ કે તારું મોઢું ચઢાવ, તો એ ચઢાવેલું કામ ના લાગે. એ તો એક્ઝેક્ટલી ચઢી જવું જોઈએ. ત્યારે ડિઝાઈન જોવાની મઝા આવે. તે આપણે નિરાંતે જોવું ને ખુશ થવું ! 'જોવું ને જાણવું' એ દાદાજીએ કહ્યું છે એ પ્રમાણે કરું છું, એમ એમને કહીએ ! 'તમે ફીકર ના કરશો, મારે કંઈ તમને વઢવું નથી. પણ જોઉં છું ને જાણું છું' કહીએ. જો ખવડાવી-પીવડાવીને મોટા કર્યા ત્યારે ફેણ માંડતા શીખ્યા ! અહીં જ, પાછાં ઘરમાં જ ! અલ્યા, બહાર ફેણ માંડોને ! ત્યાં તો બકરી !! ઘરમાં જ ફેણ માંડે. તમે બહુ નસીબદાર કે ફેણ માંડનાર છે ! છોડીઓ તો ફેણ માંડે નહીં બિચારી ! આ છોકરાં ફેણ માંડે.

**પ્રશ્નકર્તા :** છોકરાં સિનેમાના પૈસા માગે.

**દાદાશ્રી :** તે કેટલા ? પાંચ રૂપિયા લેતા હશે !

**પ્રશ્નકર્તા :** વધારે થઈ જાય, દાદા. બહુ મોંઘું થઈ ગયું છે બધું હવે.

**દાદાશ્રી :** હા, તે મહિનામાં બે-ત્રણ જોતો હશે !

**પ્રશ્નકર્તા :** મહિનામાં દસ-પંદર ફિલમ જોઈ કાઢે છે !

**દાદાશ્રી :** પૈસા તો એની મા પાસેથી લઈ જતો હશેને ?

**પ્રશ્નકર્તા :** હા. કોઈક વાર મારી પાસે માગે.

**દાદાશ્રી :** ના, આપણે ના આપવા. આપણે તો એની માને આપવું. છોકરાંને ભાંજગડ, વઢવાડ થાય તો એની મા જોડે થાય. આપણે ક્યાં કરીએ આ બધું ?! કેશિયર જોડે વઢે હંમેશાંય. 'કેમ આપતી નથી, કેમ આપતી નથી ?' કહેશે. ત્યારે એ એમ કહેતી હોય કે ટાંકીમાંથી આવે તો આપુંને ? પણ છોકરો તો નિમિત્તને જ બચકાં ભરી લે. એટલે આપણે

તો એની માને આપીએ. તે એની મા એને આપે. પછી ના આપે તો એની મા ને એ, બે વઢંવઢા કરે. આપણે દેખીએ કે કૈસી દુનિયા ચલતી હૈ ! અને વાઈફ ખુશેય થઈ જાય પાછાં કે મારા હાથમાં રોફ સોંપ્યો ! એટલે બેઉ રીતે ફાવીએ આપણે. મને આવડે આવું બધું.

નાચલણિયું નાણું એટલે જે નાણું બજારમાં ચાલતું ના હોય, બજારમાં કોઈ ઘરાક ના થાય, તે પછી ભગવાન પાસે પડી રહે. ઘરમાં ચલણ ચલાવવું, એના કરતાં આપણે ચલણ છોડી દો ! હું તો ચલણ છોડી દઉં, એટલે પછી ભાંજગડ જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ પેલું રહેને, દાદા ! ઘરમાં હું વડીલ, હું બાપ, મારું ચલણ હોવું જોઈએ.

**દાદાશ્રી :** આ છોકરાંનો તાપ ખાવા બાપ થવાનું ? આવી પીડામાં કોણ ઊતરે વગર કામનાં ? લોક તો સમજે કે આ તો બહુ પક્કાઈ કરી છે કંઈક ! ગઠવિદ્યા કરી હશે કંઈક ! તીર્થંકરો એવા પાકા હતા ! લક્ષ્મીને અડવા કરવાનું નહીં. કેમ કરીને નાસી છૂટવું એ જાણે તીર્થંકરો ! અને આબરૂભેર જાય. આવા ભવાડા ના કરે.

## છોકરાંને ઠપકો અપાય કે નહીં ?

**પ્રશ્નકર્તા :** આપણો છોકરો ખોટું કરતો હોય તો એને ઠપકો આપવો, ફાધર તરીકે કહેવું જોઈએ કે પછી કર્માધીન છે એમ રાખવું જોઈએ ?

**દાદાશ્રી :** તમારે છે તો ચંદુભાઈને કહેવું કે 'શું જોઈને તમે ફાધર થયા છો ? આ છોકરાને કહો તો ખરા. આવું કેમ ચાલે ? આમ ફાધર તરીકે આપણે પાડોશી ધર્મ ના બજાવીએને તો આપણે હઉ ખોટા દેખાઈએ.'

**પ્રશ્નકર્તા :** છોકરાને ચોખ્ખું કહીએ તો આપણને કર્મ બંધાય ?

**દાદાશ્રી :** આપણને શાનાં બંધાય ? આ તો હિસાબ છે. તે જેટલો હિસાબ હશે, એક ભવનો લાગવો હશે તો લાગશે. આપણે તો એને કહી છૂટવું કે, ભઈ, તમે આ છોકરાને સુધારો. આવું ના ચાલે.

પોતે ફાધર છે, જવાબદાર છે એટલે છોકરાને કહેવું-કરવું, છતાં મારવાની સિસ્ટમ ના રાખવી. મારવાથી છોકરાં જડ થઈ જાય. વધારેમાં વધારે અમે શું કહીએ ? સમજાવો એને. જો તું ચોરી કરીશ ને પકડાઈશ તો પોલીસવાળા શું કરે તે જાણું છું તું ? એટલે સમજણ પાડીએ. તે બહુ દહાડા સમજણ પાડીએ ત્યારે એને ફીટ થઈ જાય જ્ઞાન. અને જ્ઞાન ફીટ થયા પછી કરતો હોય તો એ પસ્તાવો કર્યા કરે કે આ ખોટું થાય છે. એ બસ ત્યાં સુધી લઈ જવો. આપણે એને ધીબ ધીબ કરીએ, પણ ન્હોય ધીબવા જેવો. એ તો કર્માધીન કરે છે બિચારો. એને ભાનેય ના હોય તે ઘડીએ.

**પ્રશ્નકર્તા :** પણ એવા સંજોગોની અંદર પણ આપણે સમભાવે નિકાલ કરવાની આજ્ઞા બરોબર પળાઈ એમ કહેવાય ખરુંને ?

**દાદાશ્રી :** પાળીને ! જ્યારથી નક્કી કર્યું કે મારે સમભાવે નિકાલ કરવો છે, એનું નામ પાળ્યું.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ સમભાવે નિકાલ કરવો એવું નક્કી કર્યું ત્યાં 'હું' તો છૂટો જ પડી જઉં છું, એટલે ચંદુભાઈ કર્યા કરે.

**દાદાશ્રી :** તે બધે છૂટું જ પડી જવાનું છે આપણે !

**પ્રશ્નકર્તા :** પણ પછી ચંદુભાઈને કહેવું પડે કે તમે આમ કરો.

**દાદાશ્રી :** હા, તે ચંદુભાઈને આપણે કહેવાનું પણ આપણે શું લેવા-દેવા ? પાડોશીને આપણે કહેવાની ફરજ છે.

આ હું તો એટલે સુધી કહું કે, ભઈ, મેં તારું પૂર્વભવમાં શું બગાડ્યું છે, તે તું મારી પાછળ પડ્યો છે ?! એમ કહીને એને પાછો વાળું. ત્યારે એ જ કહેશે, 'ના દાદાજી, તમે કશું જ બગાડ્યું નથી.' પાછો વાળું. અમે વઢતા હોઈશું કે નહીં લોકોને ?

**પ્રશ્નકર્તા :** હા, વઢો છો ને !

**દાદાશ્રી :** મારી જોડે રહેનારાને વઢવાનું હોય, તે કેવું ? ડ્રામેટિકલી. એટલે એને બીજી ખરાબ અસર ના થાય, એની સારી અસર એને પડે.

## ચોરી કરે ત્યારે નિકાલ !

એવું છે ને, આપણે ત્યાં શું શીખવાડવામાં આવશે ? એક માણસ બધી રીતે દોષિત થયેલો હોય, એના દોષો કાપવા જઈએ તો દોષ એ આચાર છે અને આચાર ઉદયાધીન છે. એટલે કશું વળે નહીં અને આપણે વઢ્યા કરીએ ને એ વળે નહીં. વઢ્યા કરે ને પેલો ઊલટો ભાવ અવળા કરે. બાપ છોકરાને વઢે, રોજ હોટલમાં જઉં છું. પેલાને જવું નથી છતાં જાય છે, બિચારાને છૂટકો નથી. જવું નથી છતાં ઉદય એને લઈ જાય છે. પાછો આ બાપ કહે છે, તું ગયો કેમ ? એટલે છોકરાને પછી બહુ કહે કહે કરેને, તે છોકરો બાપને કહે કે, 'હું જવાનો નથી.' પણ મનમાં નક્કી કરે, આપણે જવાના જ છીએ. છોને બોલે ! ઊલટા ભાવ બગાડીએ છીએ. આ લોકોને હજી બાપ તરીકે જીવતાં નથી આવડતું. મા તરીકે જીવતાં નથી આવડતું. ગુરુ તરીકે જીવતાં નથી આવડતું. ત્યારે તો મારે બૂમો પાડવી પડે છે બળી આ, કંઈ આવડે છે જીવતાં ? આ તો બધા ખાય છે, પીવે છે ને ફરે છે !

**પ્રશ્નકર્તા :** આપણો દીકરો હોય અને ચોરી કરતો હોય તો આપણે ચોરી કરવા દેવી એમ ?

**દાદાશ્રી :** ના. એટલે વિરોધ રાખવાનો. દેખાવમાં વિરોધ, અંદર સમભાવ. બહાર દેખાવમાં વિરોધ અને ચોરી કરે તેની ઉપર આપણે નિર્દયતા સહેજ પણ ન થવી જોઈએ. જો અંદર સમભાવ તૂટી જશે તો નિર્દયતા થશે અને જગત આખું નિર્દય થઈ જાય છે. પછી એને કહેવાનું. એ છોકરો અંદરખાને સમજી જાય કે મારી ઉપર એ બૂમો પાડે છે પણ મારા બાપને દ્વેષ નથી. પેલો સમભાવ અંદરથી છે એટલે. સમભાવ રાખેને, એટલે પછી બાપ શું કરે ? પછી દીકરાને બેસાડીને કહે છે, 'બેસ બા, બેસ, હો. આમ હાથ-બાથ ફેરવેને ! એટલે એને બિચારાને ઠંડક લાગે. દિલ ઠરે એનું. પછી આપણે કહીએ, 'ભઈ, આપણી શું આબરૂ ? આપણે કોણ ખાનદાન ?' એટલે ભાવ ફેરવે. એટલે ના જ કરવું જોઈએ એવું એ નક્કી કરે. આ કરવા જેવી વસ્તુ જ ન્હોય. આ ઝેર ખાવા જેવી વસ્તુ છે, એવું એને ફીટ થઈ જાય.

નક્કી કરે તો એને ઉપર ચડાવ્યો કહેવાય, નહીં તો અધોગતિ કરે છે. આ તો બાપને બાપ થતાં આવડતું નથી. મારે લખવું પડ્યું કે અનક્વોલિફાઈડ ફાધર્સ એન્ડ અનક્વોલિફાઈડ મધર્સ. હે હિન્દુસ્તાનના જીવો ! આવું લખવું પડે, સારું લાગે ?

પહેલું તો આપણે પૂછવું પડે, તું જાણી જોઈને કરું છું કે થઈ જાય છે ? ત્યારે કહે, મારે નથી કરવું. બે-ત્રણ વખત ન'તું કરવું તોય ત્યાં જવાઈ ગયું. એટલે છોકરો એ સમજે કે આ મારે નથી કરવું છતાંય થઈ જાય. માટે ત્રીજું કો'ક ભૂત છે. એ કર્મના ઉદયનું ભૂત છે. એટલે નથી કરવું એમ છતાં થઈ જાય એવું કહેને ત્યારથી આપણે જાણીએ કે ફર્યો આ. એની સમજણ ફરી ત્યાર પછી આપણે એને શું કહેવું જોઈએ કે હવે પ્રતિક્રમણ કરજે, જ્યારે જ્યારે ભૂલ થઈ જાય. ત્યારે 'હે ભગવાન, આજે મારાથી આ થયું, એની માફી માગું છું. ફરી નહીં કરું હવે.' પ્રતિક્રમણ શીખવાડીએ, બસ. બીજું કશું નહીં.

## ફાઈલ છે, સગો નહીં !

એને તેથી જ ફાઈલ કહેવાય. અજુગતો ગોદો મારે, એનું નામ ફાઈલ. તેથી અમે ફાઈલનું નામ અમથું નથી પાડેલું. એક છોકરો નવ-દશ વર્ષનો હતો, તે દર્શન ન્હોતો કરતો. તે એના બાપે ઊંચકીને માથું અડાડી દેવડાવ્યું. પછી એ છોકરાએ બાપને માર્યો છે, માર્યો છે, તે ખૂબ માર્યો ! ફાઈલને સમભાવે નિકાલ કરી નાખો. આ ફાઈલો છે, સગાઈ ન્હોય. આમચા-તુમચા કરવા રહ્યાને, તે માર ખઈને મરી ગયા, મૂઆ.

સુવાવડ કરવી એટલી ફરજ આપણી. પછી એને ધવડાવવો અને ના ધવડાવવો હોય તો દૂધ લાવીનેય પણ પાઈને મોટો કરવો, એ બધું કરવું, એ બધી આપણી ફરજ. પછી સ્કૂલમાં ભણાવવાનો, પૈસા આપવા એ બધી આપણી ફરજ. એ સારી રીતે પાસ થઈ ગયો, નોકરી મળી. એ કહેશે, 'હવે મને પગાર મળે છે.' તો આપણે એ બાજુ દિશા બંધ. એ આઈટમ પૂરી થઈ ગઈ, આપણી હવે. આઈટમ કમ્પ્લિટેડ !

**પ્રશ્નકર્તા :** એ ફાઈલ પૂરી થઈ ગઈ.

**દાદાશ્રી :** હા, ફાઈલ પૂરી થઈ ગઈ. હવે એ ફાઈલમાં પાછા લીસરડા માર માર કરે ત્યારે શું થાય ?

આપણે સમભાવે નિકાલ કરવો એનો અર્થ જ બધો જુદો છે. એવું કંઈક બન્યું તો સમભાવે નિકાલ કરો અને આપણે શુદ્ધાત્મા તરીકે તો કોઈ જાતની સગાઈ જ નથી. આ તો હિસાબ જ છે સામસામી લેવા-દેવાના. તે ય રૂપિયાના લેવા-દેવા નહીં. શાતા વેદનીય ને અશાતા વેદનીય એ જ છે, તે ચૂકવવાનું છે. છોકરો જરા સારાં કપડાં પહેરીને ફર્સ્ટ ક્લાસ પાસ થઈને આવ્યો હોય, તે દહાડે આપણને શાતા વેદનીય વર્ત્યા કરે. અને પછી કોઈ દહાડો છોકરો ગર્લફ્રેન્ડને લઈને આવ્યો હોય એટલે પાછું અશાતા વેદનીય ચાલુ થાય. આપણે કહીએ કોણ છે આ ? ત્યારે કહે, 'મારી ફ્રેન્ડ છે, બોલશો નહીં.' ત્યારે અશાતા વેદનીય વર્તે. બસ વેદનીય ચૂકવાય છે. દુઃખ દેવા આવ્યો છે કે સુખ દેવા આવ્યો છે, માલૂમ પડે. તેના પરથી માપ કાઢી જોવું કે લેણાનો છે કે અલેણાનો છે. લોક નથી કહેતા, અમારો છોકરો લેણે પડ્યો છે ? લેણે એટલે વધારે શાતા આપે છે. કંઈક તો સમજવું પડશેને છેવટે ?

## કારકુન મોટો કે ફાઈલો ?

**પ્રશ્નકર્તા :** અમારે તો બહુ નિકાલ કરવાનો છે હજુ.

**દાદાશ્રી :** હા, પણ ફાઈલોનો નિકાલ કરવાનો છેને ? કારકુન મોટો કે ફાઈલો મોટી ?

**પ્રશ્નકર્તા :** કારકુન મોટો.

**દાદાશ્રી :** હા, કારકુન તો કહે કે હવે એક રૂમની ફાઈલોનો શો હિસાબ છે, બીજી પાંચ લાવો. કારકુન કંઈ કંટાળી જાય ? તારે ચાહે એટલી લાવને !

**પ્રશ્નકર્તા :** હું ફાઈલોને છોડવા માગું છું તો ફાઈલો વધે છે, કરવું શું ?

**દાદાશ્રી :** ફાઈલોને છોડવી છે અને છોડવાનો પ્રયત્ન ના કરીએ તો ?

**પ્રશ્નકર્તા :** તો વધે. પણ આ તો છોડવાનો પ્રયત્ન કરવા જતા બાઝતી જ જાય તો શું કરવું, દાદા ?

**દાદાશ્રી :** આ ફાઈલો છે એવું જાણતા જ ન્હોતાને, ત્યાં સુધી છોડવાનો પ્રયત્ન ન્હોતા કરતાને ! જાણતા ના હોય તો એને ફાઈલનું દુઃખ લાગેય નહીં. જાણ્યું આ બધી ફાઈલો છે માટે દુઃખ થાય છે, માટે બોજો જણાય છે, નહીં તો બાર છોકરાવાળાને બોજો ના લાગે પણ આપણે કહીએ કે બાર ફાઈલો છે, તો બોજો લાગે. એટલે 'ફાઈલ' જાણવી, એ જ્ઞાન થવું એ કંઈ જેવી તેવી સહેલી વાત નથી. પછી છોને બધી ફાઈલો વધે. વધે તો નિકાલ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** એક ફાઈલમાંથી બીજી ફાઈલ ઊભી થાય છે.

**દાદાશ્રી :** ફાઈલો તો આવેને ! ફાઈલો તો આપણે ઊભી કરેલી છેને, એ તો આવેને ! જો બીજા કો'કે ઊભી કરી હોય તો આપણે તેને વઢીયેય ખરાં.

## સામટી ફાઈલોનો સમભાવે નિકાલ !

**પ્રશ્નકર્તા :** એક ફાઈલનો સમભાવે નિકાલ હજુ કરી ના રહ્યા હોય ત્યાર પહેલાં બીજી બે તો આવી ગઈ હોય તે અમુક વખતે એવો કંટાળો આવી જાય છે કે આનો ગમે તેમ નિકાલ કરી દઈએ. એટલે આ આજ્ઞાઓ જે પાળવાનો પ્રયત્ન કરીએ છીએ, પણ પાળી શકાતી નથી તો હવે શું કરવું ?

**દાદાશ્રી :** એ તો ફાઈલોનો ભેગો નિકાલ કરવો.

**પ્રશ્નકર્તા :** પણ નિકાલ ન કરી શકે, એટલી તાકાત નથી. તો ઓવર-ઓવર થઈ જાય છે.

**દાદાશ્રી :** ના, એ તો તમે કહો કે ફાઈલનો સમભાવે નિકાલ કરવો છે ને, એ થઈ જશે. એ તો લાગે એવું આપણને. આપણા મનમાં એમ થયું કે નહીં પળાય, એટલે બગડે.

**પ્રશ્નકર્તા :** ના, નહીં પળાય એવું નહીં. જેમ જેમ આપણે સમભાવે નિકાલ કરવાનો પ્રયત્ન કરીએ છીએ એમ વધારે આવે છે એવું લાગે છે.

**દાદાશ્રી :** આપણે નક્કી જ કરવાનું કે દાદાની આજ્ઞા મારે પાળવી છે, બસ. પ્રયત્ન નહીં કરવાનો. પછી એની મેળે સહજ થાય.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર વધી જાય એટલે આજ્ઞામાં ઓછું રહેવાય.

**દાદાશ્રી :** એ જેટલો છે એટલો વ્યવહાર જ છે, બીજો નવો કંઈ ઉત્પન્ન થવાનો નથી. માટે ઉકેલ થાય છે આ બધો. ગભરાવાનું કોઈ કારણ નહીં. બધી આજ્ઞા પળાય એવું નક્કી કરવું !

## જ્ઞાન પછી નહીં નવી ફાઈલો !

**પ્રશ્નકર્તા :** દરેક ફાઈલનો સમભાવે નિકાલ, જે ફાઈલ છે એ ખબર છે પણ એમાં એક વાક્ય એવું આવે છે કે નવી ફાઈલ ઊભી નહીં કરવી.

**દાદાશ્રી :** નવી તો થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** આ જે નવી ફાઈલ એ અમે ઊભી નથી કરતાં, છતાં નવી ફાઈલ આવ્યે જ જાય છે.

**દાદાશ્રી :** નવી ફાઈલ તો એ બને નહીં. તમને હંડ્રેડ પરસેન્ટ વાત કરીએ છીએ. જે નવી લાગે છે તે આપણે એ ચોગરદમમાં હજી એની તારવણી કાઢી નથી એટલે એવું લાગે છે. જ્યારે તારવણી કાઢશું ત્યારે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ જ હશે એની પાછળ. અને સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે માટે એ હતી જૂની.

**પ્રશ્નકર્તા :** પછી આપણા કુટુંબીઓમાં જે મેમ્બર્સ છે એમાં એક નવું એડીશન થાય, કોઈ બાળક જન્મે અગર તો મેરેજથી આવે તો એ આપણે નવી જ ફાઈલ કહેવાયને ?

**દાદાશ્રી :** ના, જૂની ફાઈલ વગર તો આ બાળક જન્મે નહીં. આપણને ભેગી થઈ એ જૂની ફાઈલ.

**પ્રશ્નકર્તા :** આપણને ખબર નથી કે આ ફાઈલ છે આપણી.

**દાદાશ્રી :** ના, એ તો પહેલાંના હિસાબથી જ ભેગા થયા. ભેગું થવું એ ફાઈલ હોય તો જ ભેગા થાય, નહીં તો ભેગા ના થાય.

**પ્રશ્નકર્તા :** એટલે નવી ફાઈલનો અર્થ એ કે આ જીવનમાં આપણા સંસર્ગમાં જેટલા આવે એ બધી આપણી જૂની જ ફાઈલો છે, નવી ફાઈલ છે જ નહીં.

**દાદાશ્રી :** જૂની વગર ભેગા ના થાય આપણને. ભેગા થવું એ સાયન્ટિફિક સરક્મસ્ટેન્શિયલ એવિડન્સ છે.

**પ્રશ્નકર્તા :** ત્યારે હવે તમે નવી ફાઈલ કોને કહો ?

**દાદાશ્રી :** નવી ફાઈલ હોય જ નહીં. નવી ફાઈલ તો જેને જ્ઞાન નથીને, એને નવી ફાઈલ ઊભી થાય. એને ભાવકર્મ કહેવાય છે. ભાવકર્મ એટલે શું ? એ જેને ચાર્જકર્મ કહે છે એ નવી ફાઈલ. જ્યાં ચાર્જકર્મ નથી કરતા, એને નવી ફાઈલ હોય નહીં. એટલે જે જૂની ફાઈલ હોય એ ભેગી થાય. ગેડ બેસી ગઈને ?

**પ્રશ્નકર્તા :** હા, હવે બેસી ગઈ. હવે ખ્યાલ રહેશે.

**દાદાશ્રી :** એટલે જ્ઞાન ના હોય, તે ચાર્જ કરીને નવી ફાઈલો ઊભી કરે. આપણે તો જૂની છે એ ડિસ્ચાર્જ થયા કરે. આ જે બાળકનો જન્મ થયો તેય આપણી જૂની ફાઈલ.

**પ્રશ્નકર્તા :** આજ્ઞામાં સમજાવો છો કે ફાઈલોનો સમભાવે નિકાલ કરવાનો અને નવી ફાઈલ ઊભી નહીં કરો તો આ નિકાલ થઈ જશે ?

**દાદાશ્રી :** હા. નવી ફાઈલ નહીં ઊભી કરો એટલે શું કે આપણે એની ઉપર ચાર્જ નહીં કરો કોઈ જાતનું, તો પછી આ ફાઈલનો નિકાલ થઈ જશે. એમાં ચાર્જ કરવાનું છે જ નહીંને પણ, આ તો એક સાધારણ વાત કહેવા માટે એને કહીએ છીએ. જરા કાચો રહે નહીં. બાકી ચાર્જ થતું જ નથી ત્યાં આગળ.

**પ્રશ્નકર્તા :** આપણે નવું કામ વધારીએ તો 'ફાઈલો' વધે ?

**દાદાશ્રી :** એવું છે, કે 'ફાઈલો' જેટલી છેને તેટલું કામ વધશે. હવે નવી 'ફાઈલ' ઊભી નહીં થાય. કામ વધે તો આપણે જાણવું કે આપણી પાસે ફાઈલો હજી પડી છે. માટે 'ફાઈલ' નથી તો કામ જ નથી ને ! ધંધો મોટો ચાલે પણ ફાઈલ ના હોય તો કશું કામ જ ના રહે.

## જલદી જલદી કે રાઈટ ટાઈમે ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ વ્યવહારની બધી 'ફાઈલોનો' જલદી જલદી નિકાલ થઈ જાય એવું કંઈક કરોને ?

**દાદાશ્રી :** એવું છે, આ 'ફાઈલ' તો એની મેળે વખત થાયને એટલે પૂરી થયા જ કરે છે. ૧૯૭૯માં પૂરી થવાની તે '૭૯માં પૂરી થશે, '૮૦માં થનારી '૮૦માં થશે, '૮૧માં થનારી '૮૧માં થશે... આ ઈન્જીનને અને ડબ્બાને કંઈ કાયમનું લગ્ન નથી હોતું. જે ડબ્બા જોડ્યા, તે પાછા જ્યાં આગળનો હોય, વડોદરાનો હોય તો ત્યાં તે ડબ્બો પાછો કાપી નાખે. ઈન્જીન તો એની મેળે હંમેશાંય આગળ ચાલ્યા જ કરે છે. અમારે ય બધા ડબ્બા છે પાછળ ને બધું ચાલ્યા કરે છે.

## ફાઈલ પૂરીનો પુરાવો !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એમ થાય કે આ ફાઈલોનો હવે નિકાલ જલદી કેમ થશે એમ મનમાં થયા કરે એનું શું ?

**દાદાશ્રી :** એ જ ભાંજગડ આ નુકસાન કરે છે. એનો નિકાલ થવાનો જ છે. માટે તમે બીજા કાર્યમાં પડો. છૂટકો જ નથી એને, ફાઈલોને પોતાને જ છૂટકો નથી નિકાલ થયા વગર. એટલે બીજું કશું કામ કરવાનું રહી જશે, આની રાહ જોશો તો. એટલે બીજું કામ કરો તમે. નિકાલ થાય એની રાહ જુઓને, તો એ ફાઈલો જાણે કે ઓહોહો ! આપણો રોફ તો બહુ વધ્યો છે ! નહીં તો એ નિકાલ થઈ જ જવાનો છે. માટે તમારે એની મહીં બહુ એટલું બધું રાખવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે આ બધો ઉપયોગ ફાઈલોનો નિકાલ કરવામાં જે રાખીએ છીએ, તેને બદલે ઉપયોગ બીજે રાખવો ?

**દાદાશ્રી :** હા, ઉપયોગ ભલે ત્યાં રહ્યો, નિકાલ થઈ જ જવાનો છે, ટાઈમ થયોને તો ઘંટડી વાગશે. એ તમારે હાજર થઈ જજો. તમારે ફાઈલોને કહેવું કે જ્યારે આવવું હોય ત્યારે ઘર તમારું છે. અને તરત વીતરાગતાથી નિકાલ કરવાનો, સચ્ચિદાનંદ.

**પ્રશ્નકર્તા :** એટલે ફાઈલોનો નિકાલ કરવાની અંદર ઉપયોગમાં ઝલાઈ જવો ના જોઈએ.

**દાદાશ્રી :** એ 'આ ક્યારે થાય ? જલદી થાય', એ તો બુદ્ધિ ઊંધા રસ્તે કહેવાય.

## ફાઈલો ઓછી તેમ શુદ્ધ ઉપયોગ વધે !

**પ્રશ્નકર્તા :** દાદા પાસે આવ્યા પછી અમારી ફાઈલો ઓછી થતી જાય.

**દાદાશ્રી :** તેમ તેમ પોતાની આત્મશક્તિઓ પ્રગટ થતી જાય. પોતે આત્મા રૂપ થતો જાય. ફાઈલ પૂરી એટલે તરત જ શક્તિ વધતી જાય. ફાઈલો ઓછી થાય, તેમ ઉપયોગ વધે ઊલટો. જેમ અત્યારે જે ઉપયોગમાં રહો છોને, તે પૂરો ઉપયોગ રહી શકતો નથી આ ફાઈલોને લીધે. જેમ જેમ ફાઈલ ઓછી થતી જાય તેમ તેમ ઉપયોગ વધતો જાય. એ ફાઈલ પૂરી થઈ ગઈ એટલે ઉપયોગ શુદ્ધ થયો, આખો સંપૂર્ણ થઈ ગયો, એમાં બીજું શું રહેવાનું ?

**પ્રશ્નકર્તા :** પછી નિરંતર ઉપયોગમાં જ રહેવાશેને ?

**દાદાશ્રી :** જેટલી ફાઈલ ઓછી થઈ એટલે ઉપયોગ આખો થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતનો ઉપયોગ હોવો જોઈએ ?

**દાદાશ્રી :** રીત ના હોય એની. પોતે શુદ્ધ છે અને ગાળો ભાંડનારો

શુદ્ધ છે. એ ગાળો ભાંડતો હોય ચંદુભાઈને, તે વખતે શુદ્ધતા એની જાય નહીં, તો એ શુદ્ધ ઉપયોગ કહેવાય અને તે વખતે મનમાં એમ થાય કે નાલાયક છે, એટલે ઉપયોગ ચૂક્યા. માટે એટલું ફરી ધોવું પડશે. કારણ કે આ વિજ્ઞાન છે. બિલકુલ જતું ન રહે, પણ ફરી ધોવું પડશે. ફાઈલને ફરી સહી કરવી પડશે. અજ્ઞાને કરીને બાંધેલાં, તે જ્ઞાને કરીને ધોવાં પડશે. અને જ્ઞાને કરીને નહીં ધોવાય અને અજ્ઞાનથી થશે તો ફરી એ જ ફાઈલ પાછી ધોવી પડશે. તમને કર્મ નહીં બંધાય પણ ધોવી તો પડશે જ તમારે.

**પ્રશ્નકર્તા :** દાદા, ફાઈલો જેમ ઓછી થતી જાય, તેમ અહીંયાં ઉપયોગમાં વિચારો પણ વધારે આવતા જાય ?

**દાદાશ્રી :** એવો કોઈ નિયમ નથી. વિચારો તો કેટલાકને હપૂચી એકુંય ફાઈલ ઓછી ના થઈ હોયને, તેને આખો દહાડો ચોવીસેય કલાક વિચાર રહે. માટે એનેય આપણે એમ કહેવું કે ભઈ, આને ફાઈલ ઓછી થઈ ગઈ છે ? ના. એ તો તમને આ ક્લીયર થતું જાય એટલે વિચાર ના દેખાતા હોય તેય દેખાવા માંડે. એટલે તમને એમ લાગે કે આ વધતું જાય છે. વધતું નથી, હતાં જ પણ દેખાતા ન હતા અને નિવેડો આવતો જાય. આવ્યા માટે એટલો નિવેડો આવશે. સંયોગ વિયોગ થયા વગર રહેતો નથી. માટે જો જ્ઞાનપૂર્વક વિયોગ થાય તો તમારે ચોખ્ખું થઈ ગયું અને એ ક્યાંક બીજી જગ્યાએ ધ્યાન રહી ગયું, તો ફરી ધોવું પડશે.

## ફાઈલોની ગૂંચે જાગૃતિ ડીમ !

**પ્રશ્નકર્તા :** નિજ સ્વભાવમાં આપણે તન્મયાકાર થઈએ એનો અર્થ એવો કે આપણે નિજ પદમાં જ છીએ ?

**દાદાશ્રી :** હા, નિજ સ્વભાવ એ જ નિજ પદ !

**પ્રશ્નકર્તા :** એટલે આ નિજ સ્વભાવમાં સ્થિરતા નથી રહેતી, એનો અર્થ એ કે આજ્ઞા પાલન નથી થતી ?

**દાદાશ્રી :** ના, ના. પેલી ફાઈલો છેને ! ફાઈલોમાં છે તે ગૂંચાય,

તે ઘડીએ જાગૃતિ પેલી ત્યાં આગળ જ વપરાઈ જાય ઘણીખરી. એટલે આ જરાક મંદ પડે. એટલે એ તો ફાઈલનો નિકાલ કરવા માટે જવું જ પડશેને જ્યારે ત્યારે ! એ ટાઈમ તો બગાડવો જ પડશેને ? જ્યારે ફાઈલ વગરની જગ્યા થશે ત્યારે મજા ઓર આવશે. અને જે ખાલી થવા માંડી એટલે ફાઈલો ખાલી જ થઈ જવાની. દશ-પંદર-વીસ વર્ષ, પછી તો ફાઈલો રહેતી જ નથી બધી.

## ફાઈલોથી અટક્યું સ્પષ્ટ વેદન !

**પ્રશ્નકર્તા :** દાદા, આપણા જ્ઞાન પછી મહાત્માઓને એટલી ખબર પડી કે આત્મા અનંત સુખનું ધામ છે. હવે એ જે સ્પષ્ટ વેદન અનુભવમાં આવવું જોઈએ, ત્યાં બાધક કારણ કયું છે ?

**દાદાશ્રી :** એ વેદનમાં બાધક કારણ ફાઈલોનું બહુ જોર છે. એ ફાઈલોનું જોર જો વધારે ના રહે તો અનુભવ વધતો જાય.

એવું છેને, કોઈ બપોરે દોઢ વાગે કહે કે મારે બહાર જવામાં શું હરકત છે ? ત્યારે કહે, ભઈ, અત્યારે દોઢ વાગ્યો છે. પાંચ વાગે જજેને, નહીં તો અકળામણમાં દમ નીકળી જશે તારો ! એટલે આ ફાઈલોનું જોર છે ને તેને લીધે બધું આમ થયા કરે. ફાઈલો ઓછી થશે એટલે એની મેળે જ ફેર પડશે. ફાઈલો ઓછી થાયને એવું કરો. પાંચ આજ્ઞા પાળો. બસ એટલું જ કરવાનું, બીજું કરવાનું છે નહીં.

આ બધી ફાઈલો ઓછી થશેને, પછી તો આનંદ માશે નહીં. આનંદ ઊભરાશે ને પાડોશવાળાનેય લાભ થશે. કારણ કે કોઈ પણ વસ્તુ ઊભરાય એટલે બહાર નીકળે, ને બહાર નીકળે એ બીજાંને કામ લાગે. તે પાડોશીને ય લાભ થશે. અત્યારે ફાઈલનો નિકાલ કરવામાં જ આનંદ આવતો નથી. આ ડખા બધા એ આનંદને ચાખવા દેતા નથી.

**પ્રશ્નકર્તા :** ફાઈલનો નિકાલ જ્ઞાન મળ્યા પછી કેટલા વખતમાં થઈ જાય ?

**દાદાશ્રી :** એ તો જેવી ચીકણી, આમ બહુ ચીકણી હોય તો આખી જિંદગી ચાલ્યા કરે અને મોળી હોય તો દસ-બાર મહિનામાં ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** ના, પણ એટલે એક લાઈફમાં થઈ જાય કે બે-ચાર લાઈફમાં થઈ જાય કે કેટલો વખત લાગે જ્ઞાન મળ્યા પછી ?

**દાદાશ્રી :** ના. એક-બે અવતાર. જેને નિકાલ કરવો છે, તેને વાર ના લાગે. નિકાલ નથી કરવો, તેને બહુ વખત જાય. નિવેડો લાવવો છે, એને વાર નથી. મૂળ આત્મશક્તિનો સ્વભાવ શું છે કે જો તમારે નિવેડો લાવવો છે, તો એ નિવેડો લાવવામાં હેલ્પ કરશે. નિવેડો લાવવો હોય તો અક્રમમાં આવી જવાનું અને અત્યારે આવી જ ગયો છે માર્ગ. પણ તમે પરિચયમાં રહેતા નથી ? અહીં કેટલા કલાક મારા પરિચયમાં રહેલા એ કહો ?

**પ્રશ્નકર્તા :** દસેક કલાક પૂરા રહ્યા હોઈશું.

**દાદાશ્રી :** હવે દસ કલાકમાં તમે આવડું મોટું જ્ઞાન માંગો છો ! અત્યારે તમારે ત્યાં આવ્યું છે એ જ મોટું અજાયબી છે. દશ કલાકમાં આવડું મોટું ફળ ભોગવો છો, નહીં ? જ્ઞાની પુરુષની જોડે એક-બે કલાક કાઢવા હોય તો બહુ પુણ્યૈ જોઈએ. દશ કલાકનું ફળ આટલું મળે છે, તો પછી છસ્સો કલાક કાઢ્યાનું ફળ કેટલું હશે ?

મારી જોડે આવ્યા હતાને, જોડે ને જોડે રહ્યા હતાને, એનું ફળ તો મળ્યા વગર રહે જ નહીં.

## શું હિસાબ પત્યો ?

**પ્રશ્નકર્તા :** આપણા પાછલાં જનમનો હિસાબ પતાવી દેવો. હવે આપણે એવું કરીએ એક વખત ચોપડો ખોલે તો આપણે ચલ ભઈ, તારું બરાબર છે એમ કરીને જવા દઈએ. બીજી-ત્રીજી-ચોથી વાર આવું આપણે કેટલી વાર કર્યા કરવું ?

**દાદાશ્રી :** જ્યાં સુધી એ સંયોગ હોય ત્યાં સુધી. સંયોગ પછી એની મેળે છૂટો થઈ જાય પછી આપણને ભેગો ના થાય. હિસાબ પૂરો થઈ ગયો. પછી ફરી ભેગો જ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** એમ ક્યારે ખબર પડશે કે આની જોડે પૂરો થઈ ગયો હિસાબ ?

**દાદાશ્રી :** એ તો આપણને એની ઉપર રાગ-દ્વેષ ના થાય, કંઈ થાય નહીં. આપણને એનો બોજો ના લાગે. એ આવે તો ઈઝીનેસ, જાય તો ઈઝીનેસ એવું રહે ત્યારે છૂટું થઈ ગયું.

## ફાઈલોનો વિલય ક્યારે ?

**પ્રશ્નકર્તા :** દાદા, જે આપણી આ વ્યવહારની ફાઈલો ખરી, ચીકણી ફાઈલો કહીએ, તો એનો સંપૂર્ણ વિલય થયો ક્યારે કહેવાય ?

**દાદાશ્રી :** આપણે માટે એ અવળું બોલે તોય મનમાં દુઃખ ન થાય તો આપણે તો વિલય થઈ ગયો. આપણા તરફનું પહેલું થાય પછી એના તરફનું થઈ જાય. એક બાજુ આપણે છે તે અવાજ કરીએ એટલે પેલું પ્રતિઅવાજ થાય. પણ અમુક હદ સુધી પછી આપણો અવાજ બંધ થઈ જાય એટલે પછી એ બંધ થઈ જાય. એટલે આપણને એ ગમે તે અવળું-સવળું કરે તો ય પણ એની પર દ્વેષ થવો ન જોઈએ. એટલે આપણું છૂટી ગયું.

**પ્રશ્નકર્તા :** આપણા તરફથી વિલય થઈ ગયો હોય, પણ સામા તરફથી થયો નહીં હોય તો ?

**દાદાશ્રી :** એ આપણે જોવાનું નહીં. દુઃખ આપણા તરફથી ના થયું હોય, તો દુઃખ આપણને થાય નહીં. આપણને દ્વેષ હોય તો દુઃખ થાય. દ્વેષ ના હોય તેને દુઃખ જ નહીંને !

**પ્રશ્નકર્તા :** ફાઈલ પૂરેપૂરી ઉકલી ગઈ, એનો નિકાલ થઈ ગયો એવું ક્યારે કહેવાય ?

**દાદાશ્રી :** મનમાં ના રહે એના સાથે એટલે થઈ ગયું. આપણા મનમાં અને એના મનમાં ના રહે એટલે થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એના મનમાં પણ ના રહેવું જોઈએ !

**દાદાશ્રી :** રહે તો આપણે વાંધો નહીં, આપણા મનમાં બિલકુલ ક્લીયર થાય એટલે થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એટલે આપણને એના માટે વિચાર પણ ના આવે એવું ? વિચાર આવતા બંધ થઈ જાય એના માટે.

**દાદાશ્રી :** હા.

## મહાત્માઓ વચ્ચેની વઢવાડ (!)

**પ્રશ્નકર્તા :** આ બધા મહાત્માઓ જે છે, એને અંદર અંદર કોઈવાર ઊંચું મન થઈ જતું હશે, તો એનો તાંતો રહે, તો એમાં કેવી રીતે નિકાલ લાવવાનો ?

**દાદાશ્રી :** એ તો સમભાવે નિકાલ જ કરવાનો, બીજું કશુંય નહીં. એ તો જે માલ ભરેલો છે એ તો નીકળ્યા કરે. પણ આપણે અંદર સમજી લેવું કે આ માલ નીકળ્યો. કચરો નીકળે એટલું આપણે જાણવું. અને તે અથડાયું તો આપણે જોવું જોઈએ. અથડાયા તો કરે જ, એમાં ચાલે નહીં. જે માલ ભરેલો છે એ અથડાયા વગર રહે નહીંને !

**પ્રશ્નકર્તા :** પણ આપણા જે મહાત્માઓ છે દાદાના....

**દાદાશ્રી :** મહાત્માને જ થાય. બહારનાં તો અથડાય, એને તો લઢવાડ જ છે ને ! આ અહીં અથડામણ એ લઢવાડ નથી.

**પ્રશ્નકર્તા :** મહાત્મા ધારો કે આવેશમાં આવી જાય અને એ પણ એક સામે આપી દે, તો એમાં બેમાં ભૂલ કોની ?

**દાદાશ્રી :** ભૂલ કશી જોવાની જ નહીં. એ તો મહાત્મા, જેને જાગૃતિ હોય, તે પ્રતિક્રમણ કરે કે મારી આ બહુ ભૂલ થઈ ગઈ, આવું ના થાય. એટલે શું થાય છે, એ 'જોયા' કરો.

**પ્રશ્નકર્તા :** આવેશના પ્રસંગમાં પેલાએ પણ એક આપી દીધી, પણ અંદર એ પ્રતિક્રમણ કરે, પશ્ચાતાપ કરે, પછી જાગૃતિ રહે, તો એ એનો સમભાવે નિકાલ થયો કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** હા, સમભાવે નિકાલ જ થઈ ગયો. ફક્ત એને બીજી ડખલ કરવાની જરૂર શું તે ?

## મહાત્માઓ દાદાની ફાઈલ !

**પ્રશ્નકર્તા :** પણ અહીંયા તમે ઘણીવાર જે ફાઈલનો નિકાલ કરોને એ જોવાની ખૂબ મઝા આવે.

**દાદાશ્રી :** તે તો સમજણ પડે ત્યારે ને કે આ ફાઈલનો નિકાલ કર્યો, કેવો કર્યો એય સમજ પડવી જોઈએ ને ? એટલે આ જોઈ જોઈને શીખવાનું છે.

**પ્રશ્નકર્તા :** એકેએક મહાત્માઓ તમારી ફાઈલ જ ને ?

**દાદાશ્રી :** હા, ફાઈલો છે બધા.

**પ્રશ્નકર્તા :** આપને એનો નિકાલ સમભાવે કરવો પડે. કારણ કે અમારો અહંકાર ગમે ત્યારે વાંકો થાય.

**દાદાશ્રી :** અરે એ તો, ગમે તેવું ચક્કર બોલે. જેવું ફાવે એવું બોલે, પણ એનું શું થાય હવે ?!

**પ્રશ્નકર્તા :** અમે બધા તમારી ફાઈલો છીએને ?

**દાદાશ્રી :** આ ફાઈલો ખરી. પણ આ ફાઈલો મને બોજારૂપ ના લાગેને અને બીજી હોય તેય બોજારૂપ ના લાગેને, એટલે નિર્બોજ જેવું લાગ્યા કરે. બાકી, ખઈએ-પીએ બધું ફાઈલો જ કહેવાય પણ નિર્બોજ જેવું, અસર નહીંને !

મારે ફાઈલોના નિકાલ ઘણાખરા થઈ ગયેલા, તો ય પણ આ ય ફાઈલો જ કહેવાયને પછી ? પણ આ બધી મરજિયાત ફાઈલ કહેવાય. આમાં મુશ્કેલી ના પડે. અને પેલી ફરજિયાત ફાઈલ, રાતે બે વાગે છોડે નહીં આપણને !

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ કે આ હિસાબે તમારે ફાઈલો ઘણી ?

**દાદાશ્રી :** બહુ પાર વગરની.

**પ્રશ્નકર્તા :** મહાત્મા ને મહાત્માનાં ફેમિલી બધાં ફાઈલ ?

**દાદાશ્રી :** ફેમિલી-બેમિલી બધું આખું ટોળું ! ઘણી ફાઈલો, પણ અમારી સમજણ જુદી તેથીને ! એ બધી ભૂલને કાઢી નાખું.

**પ્રશ્નકર્તા :** પણ એકેય ફાઈલ સાથે રાગ-દ્વેષ નહીંને, વીતરાગ ફાઈલ છે આ તો.

**દાદાશ્રી :** વીતરાગ. એટલે ખરેખર આ બધાં અમારે ફાઈલ નથી કહેવાતા. અમારે ને તમારે ચીકાશ નહીંને કોઈ જાતની. ચીકાશ હોય એ ફાઈલ કહેવાય. અમારે ફાઈલ ના હોય. અમે તમારી ફાઈલ નહીં ને તમે અમારી ફાઈલ નહીં. ફાઈલ તો ઘડીકમાં ડિપ્રેશન ને એલિવેટ કરાવડાવે તે.

## દાદા જેવા ના થવાય !

**દાદાશ્રી :** તને આ સત્સંગથી ફાયદો થયો છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હવે ફાઈલોનો નિકાલ રહ્યો.

**દાદાશ્રી :** બહારની ફાઈલો ના હોય તો મહીંલી ફાઈલો હોય. સંપૂર્ણ જ્ઞાની થાય ત્યારે ફાઈલો ના હોય. અમારે ફાઈલો ના હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, તમારે નહીં પણ અમને જ્યાં સુધી કેવળજ્ઞાન નહીં થાય ત્યાં સુધી ફાઈલો રહેવાની ?

**દાદાશ્રી :** ના, કેવળજ્ઞાન તો હજુ આગળ રહ્યું. મારાથી આગલું સ્ટેશન રહ્યું. પણ મારા સુધી આવશે તો ય બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આ જન્મની અંદર મહાત્મા તમારી દશા સુધી પહોંચી શકશે ?

**દાદાશ્રી :** ના પહોંચી શકે. અરે, આ પદ જે તમને મળ્યું છે ને તે બધા સાધુઓ, જૈનોને, વૈષ્ણવોને બધા ભેગાં કરે અને તમારું પદ કહે તો એ કહેશે આવું પદ હોય જ નહીં. એ તો સત્યુગમાંય નહોતું. આ તમારું પદ જ કોઈની ધારણામાં ના આવે એવું ગજબ પદ છે, ઊંચું પદ છે. હવે વધારે આગળ આવવાની ઈચ્છા ના કરવી. અમારી આજ્ઞામાં રહો.

પાંચ આજ્ઞા જે છે ને એમાં રહેવાય તો બસ થઈ ગયું. ટાઈમ થાય એટલે સ્ટેશન આવે. આપણે ગાડીમાં બેસી રહેવાનું. આપણે જવાનું નથી. એ એની મેળે આવશે સ્ટેશન. દાદર સ્ટેશન પર આપણે ગાડીમાં બેઠાં એટલે બેઠાં. તે બેઠેલાં હોઈએ તો ય ઔરંગાબાદ આવે છે. આપણે જતાં નથી તો ય ઔરંગાબાદ આવે છે અને બીજા લોક જાય જ છે.

**પ્રશ્નકર્તા :** અહીંથી ખસવાનું જ મન ના થાય બિલકુલ !

**દાદાશ્રી :** થાય નહીં તે પણ છૂટકો જ નહીંને ! ફાઈલો છે એટલે ફાઈલનો નિવેડો તો લાવવો પડેને !

**પ્રશ્નકર્તા :** દાદા, એવો સમય આવશે કે નિરંતર, ચોવીસ કલાક આપની પાસે જ રહેવાય.

**દાદાશ્રી :** હા, આવશેને, જેણે ભાવના એવી કરી છે. આ ટ્રેન તો જાય છે, પછી જેને મુંબઈ જવું હોય તે મુંબઈ જાય છે, સુરત જવું હોય તે સુરત જાય છે. જ્યાં જવું હોય ત્યાં. પોતે પોતાના ધાર્યા પ્રમાણે જ જવાય છેને ! આપણી ભાવના હશે તો પાસે રહેવાશે.

## રહ્યો નિકાલ કરવાનો પરીષહનો !

ક્રમિક માર્ગમાં તો બધા પરીષહને જીતો, કહેશે. ટાઢ વાય તે પરીષહ. હવે ટાઢ તો બહાર વાય છે પણ પરીષહ મહીં ઉત્પન્ન થાય છે, બળ્યા. તાપ બહાર લાગે પણ મહીં અકળામણ થઈ જાય. મહીં એ થઈ જાય. ભૂખ લાગે એ પરીષહ, તરસ લાગે તે પરીષહ. તરસ લાગી હોયને, જગતમાં પાણી ના મળે તો ! સ્ત્રીનું નામ દે કે પાણી માગે ? પછી સ્ત્રી એ પણ પરીષહ છે. એને જીતો કહે છે. પણ આ તો દાદાનું વિજ્ઞાન છે, એ શું કહે છે કે પરીષહનો નિકાલ કરો. જીતવાનું ક્યારે ? આપણી પાસે હથિયાર નથી. આપણે અહિંસક બની ગયા. શુદ્ધાત્મા એટલે અહિંસક. એટલે હથિયાર હોય તો લો, જીતો. પણ હથિયાર નથી, તે હવે નિકાલ કરી નાખવાનો.

પરીષહ હવે ક્યારે આ જીતે ? એક જીતાય એવો નથી. બહુ ટાઢ વાતી હોય, હિમનો બરફ પડે એવું હોય, ઓઢવાનું હોય નહીં, તે ટૂંટિયું

વાળીને સૂઈ જાઓ. વિચાર ના કરશો કે તે દહાડે ગોદડામાં સૂઈ ગયા હતા ત્યારે કેવી મઝા પડી હતી !

પરીષહ એટલે શું કે આ ચંદુભાઈને વહેલું ઊઠવાની ટેવ છે, તેમને કહીએ કે અહીંથી આઠ વાગ્યા સુધી પલંગમાંથી ખસવાનું નથી તે પરીષહ. અને આમને મોડું ઊઠવાની ટેવ છે, તેમને સવારના વહેલા ઊઠાડીએ તો પરીષહ ઉત્પન્ન થાય. અમને પરીષહ ઉત્પન્ન થાય નહીં. તમારે પરીષહ નિકાલ કરવાનો રહ્યો !

રાત્રે ઊંઘ ના આવી તોય સમભાવે નિકાલ અને ઊંઘ આવી તોય સમભાવે નિકાલ. શું બને છે એ જોયા કરો. અમે જે રસ્તે ગયા છીએ તે જ રસ્તો બતાડીએ છીએ, બીજો રસ્તો નથી બતાડતા. એટલે અનુભવનો જ રસ્તો બતાડીએ છીએ. એમાં વાર જ ના લાગેને ? કરવાનું કશું જ નથી, જાણવાનું છે બધું.

## ફાંસીનો ય સમભાવે નિકાલ !

**પ્રશ્નકર્તા :** આર્તધ્યાન ને રૌદ્રધ્યાન અત્યારે મને નથી થતાં આપના જ્ઞાન મળ્યા પછી, પણ ધારો કે થતાં હોય તો એના માટે કેવી રીતે પુરુષાર્થ કરવો અમારે પછી ?

**દાદાશ્રી :** તે પુરુષાર્થ એ જ કરવાનો. તમને તો આર્તધ્યાન-રોદ્રધ્યાન હોય નહીં. ફાંસીએ બેસાડી દીધા તોય તમારે પુરુષાર્થ શો કરવાનો ? સમભાવે નિકાલ કરવાનો.

**પ્રશ્નકર્તા :** આર્તધ્યાન-રૌદ્રધ્યાનનો સમભાવે નિકાલ કરવાનો.

**દાદાશ્રી :** આર્તધ્યાન-રૌદ્રધ્યાન તો કશું હિસાબમાં જ નથી. ફાંસીની સજા આમ ઊઘાડી જાહેર કરી. એ કહે, હવે ત્રણ કલાક પછી ફાંસી છે, તોય સમભાવે નિકાલ કરવાનો તમારે. કારણ કે નિકાલ કોનો કરવાનો છે ? જે નિકાલી છે તેનો નિકાલ કરવાનો કહ્યો છે. જે નિકાલી નથી એ નિકાલ કરનારો છે અને નિકાલી બાબતો, એ બે જુદી છે. નિકાલ કરનારો સ્થિર

છે, કાયમનો છે. નિકાલી બાબતો અસ્થિર છે તે ચાલી જવાની છે. એ નિકાલી બાબતમાં આર્તધ્યાન-રૌદ્રધ્યાન હોય છે. નિકાલ કરનારમાં નથી હોતું. આ સમજણપૂર્વક બધું હોવું જોઈએ. પછી અણસમજણથી જેટલી ભૂલ થાય એટલું તમે દાઝો. આ વિજ્ઞાન છે તમને ભૂલ થાય તો તમે દાઝો, એમાં હું શું કરું ? બાકી સમજણપૂર્વક હોવું જોઈએ !

## સ્થાપના હવે ઇન્ટ્રિમ ગવર્મેન્ટ તણી !

આપણે શુદ્ધાત્મા થયા, ત્યારે કહે, 'આ ફાઈલ નંબર વન.' જે આપણી ગુનેગારી હતી, તે આપણે એનો નિકાલ કરી નાખવાનો છે, બીજા કોઈની ગુનેગારી ન્હોતી એમાં. આ ગુનેગારી છે ત્યાં સુધી આપણે શુદ્ધાત્મારૂપ થઈ ગયા નથી. કારણ કે આ ફાઈલનો નિકાલ કરવો, ત્યાં સુધી આપણે શુદ્ધાત્મા થઈએ નહીં, ત્યાં સુધી અંતરાત્મા થવાય. અંતરાત્માના બે કામ, ફાઈલોનો નિકાલ કરવાનો ના હોય તો શુદ્ધાત્માનાં ધ્યાનમાં જાય અને ફાઈલનો નિકાલ કરવાનો થાય તો ફાઈલનો નિકાલ કરે. બે કામ કરવાના એટલે ઈન્ટ્રિમ ગવર્મેન્ટ કહેવાય અને ફાઈલના નિકાલનું કામ થઈ ગયું એટલે ફૂલ ગવર્મેન્ટ.

અંતરાત્મા તો કેવળ એક જ વસ્તુ પર આવ્યો કે આ ફાઈલોનો નિકાલ કરવાનો ને હું શુદ્ધાત્મા. એ શુદ્ધાત્મા પ્રાપ્ત થયા પછી અંતરાત્મા પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** પણ જેણે જ્ઞાન લીધું હોય તેને શું ?

**દાદાશ્રી :** તેને જ અંતરાત્મા પ્રાપ્ત થાય, બીજાને અંતરાત્મા પ્રાપ્ત ના થાય.

**પ્રશ્નકર્તા :** આ જે તમે કહ્યું ને કે, પુરુષોત્તમ થવું હોય તો ફાઈલોનો જ્યાં સુધી નિકાલ ના થાય ત્યાં સુધી ઈન્ટ્રિમ ગવર્મેન્ટ રહેશે, તો બધી ફાઈલોમાંથી નીકળી જવાય, નિકાલ થઈ જાય, એના માટે ઝડપીમાં ઝડપી રસ્તો કયો ?

**દાદાશ્રી :** ઝડપી કરનારા જ પોતે અટવાઈ પડ્યા છે. તમારે ફાઈલો

બંધ થઈ જાયને, તે બૂમાબૂમ કરી મેલશો હમણાં. સિનેમાની ફિલમની પેઠે જુઓ તો વાંધો ખરો, જોવા માટે ? જ્યાં સુધી પૂર્ણ થયું નથી, જ્યાં સુધી ફૂલ ગવર્મેન્ટ થઈ નથી, ત્યાં સુધી સેમી ગવર્મેન્ટ તો રહેશેને ? સેમી ગવર્મેન્ટ ક્યાં સુધી ? ફાઈલનો નિકાલ નહીં થાય ત્યાં સુધી. ફાઈલોનો નિકાલ થઈ રહ્યો એટલે તમે ઈન્ટ્રિમ ગવર્મેન્ટમાંથી ફૂલ ગવર્મેન્ટ થઈ જશો. ઈન્ટ્રિમ ગવર્મેન્ટ શાથી ? ત્યારે કહે, ફાઈલોનું કામ બાકી છે તેથી, નહીં તો ફુલ ગવર્મેન્ટ. પ્રતીતિ ફુલ ગવર્મેન્ટની તમને છે જ. લોકોને એ પ્રતીતિ જ આવવી મુશ્કેલ છે. પ્રતીતિ આવી નહીં, જો આવી હોત તો આ કામ બાકી ના રહે.

## કરવી વાતો, ફાઈલ નંબર વન જોડે !

**પ્રશ્નકર્તા :** ફાઈલ નંબર વન છે પોતાની. એને છે તો, હેન્ડલ કરવાની બહુ અઘરી પડે છે ઘણી વખત. એને પછી વઢવી-કરવી પડે.

**દાદાશ્રી :** સમજાવી-પટાવીને કામ લેવું. જરા ઉપર બેઠા હોય તો 'નીચે બેસો, ડાહ્યા થાવ' એમ કહેવું પડે.

**પ્રશ્નકર્તા :** એવું બધું કહીએ તોય ફાઈલ ના માને. ઘણીવાર એવું બને.

**દાદાશ્રી :** એ તો થઈ જાય દાદાના નામથી, કે દાદાનું તો માનો કહીએ. એ થોડુંઘણું કાચું હશે તો ફરી કરવું પડશે. પછી એનો વાંધો નહીં. પણ તમે કહો છો ખરાને એને ? ફાઈલ નંબર વનને તમે કહો છો ત્યાંથી જ, તમે શુદ્ધાત્મા થઈ ગયા એ અજાયબી જ કહેવાયને ! એ પુરાવો ઓછો છે કંઈ ? તમે એને કહો છો ત્યાંથી પોતે શામાં છો ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મામાં.

**દાદાશ્રી :** ત્યાર પછી એ ઓછું કહેવાય કંઈ ? આપણે તો ફાઈલ નંબર વન કહીએ ને, એટલે શુદ્ધાત્મા પૂર્ણ થઈ ગયો. બાકી હવે ફાઈલ નંબર વન સિવાય બીજું શું રહ્યું ? ત્યારે કહે, 'શુદ્ધાત્મા એકલો જ !'

એ જો બહુ કૂદાકૂદ કરતો હોય તો કહીએ, 'ચંદુભાઈ, જરા ધીરા

પડો. આમ ના કરો. ધીમા રહીને કામ કરો.' બે જુદું જ છે. કહેનાર ને કરનાર બધું જુદું છે. કહેનાર એટલે ચેતવનાર. ચેતવે છે કોણ ? ચેતન. ચેતવનાર અને કરનાર બે જુદાં છે. એટલે આપણે કહેવાનું, 'શાને માટે આ ભાંજગડ કર્યા કરો છો, ધીમે ધીમે રહીને કામ લોને !' જો એક દહાડો અકળાયેલાં હોયને તો પાંચ જણના કેસ બગડી જાય. એટલે આપણે એમને કહેવું પડે કે તમે ઘેરથી અકળાઈને આવ્યા છો, માટે અહીં ઉતાવળ કરશો નહીં. એવું બધું કહેવું પડે. સમભાવે નિકાલ કર્યા વગર તો શી રીતે ચાલે ? તમે અકળાયેલા હોય ને ખાવા-કરવા બેસો તો ચાલે કંઈ ? ખાવાનું તો બધું પદ્ધતિસર કરવું પડે. અકળામણ તો થઈ જાય. મનુષ્યદેહ છે તે કોને ન થાય ? એક જ્ઞાની એકલાંને અકળામણ ના થાય. બીજાં બધાંને અકળામણ તો થઈ જાયને ! અકળામણ થઈ જાય છે ?

**પ્રશ્નકર્તા :** ઘણી વખત ડિપ્રેસ પણ થઈ જવાય છે.

**દાદાશ્રી :** એ તમારે કહેવું કે 'ડિપ્રેસ થશો નહીં. શા માટે ડિપ્રેસ થાવ છો, અમે છીએને તમારી જોડે.'

**પ્રશ્નકર્તા :** ફાઈલ નં. ૧ ડિપ્રેસ થાય ખરી ?

**દાદાશ્રી :** થાય ને, ડિપ્રેસ ના થાય તો બીજું શું થાય ? એલિવેટ થાય તો ડિપ્રેસ થાય. ખુશ થાય ને રાજી થાય કે નાખુશ થાય એ જ ધંધો એનો. આપણે કશું નહીં.

## ઓળખ ભિન્ન અહંકાર ને પ્રજ્ઞા તણી !

તે આપણે પોતે કેવા હતા, તે આપણને જોતાં ફાવે. આ પૂર્વભવનો ફોટો છે આ. આ જે ક્રિયા થઈ રહી છે એ પૂર્વભવનું પ્રોજેક્શન છે, પ્રોજેક્શન ગયા અવતારનું. અત્યારે આ ફિલ્મ ચાલુ છે. એટલે પહેલાં કેવા હતા એ ખબર પડે.

**પ્રશ્નકર્તા :** આ ખબર કોને પડે કે આપણે પહેલાં આવાં હતા, અત્યારે આવાં છીએ. કારણ કે જે જ્ઞાતા-દ્રષ્ટા છે, એને તો આવો કોઈ પ્રશ્ન આવે ?

**દાદાશ્રી :** આ બધું છે તે પ્રજ્ઞાનું. અહંકાર એમેય બોલે છે કે મૂઆ, અમે આવા હતા. પ્રજ્ઞા કહે છે તમે આવા હતા. એ બેઉ અમે ને તમે છે જ. તમે એ ફાઈલ ને અમે એ અમે. ફાઈલ નં. વન તમે, એટલે એક નંબરની ફાઈલ તો તમે ઓળખો કે ના ઓળખો ?

**પ્રશ્નકર્તા :** હા, ઓળખીએ.

## દેહ જ્ઞેય ને આપણે જ્ઞાયક !

**દાદાશ્રી :** ફાઈલ નં. વન જે છે એ તો કર્માધીન છે. એટલે ફાઈલ નં. વનથી કંઈ ખોટું થાય, તેમાં આપણે શું ? આજે આપણે શુદ્ધાત્મા થયા છીએ. એ જાણેને કે તે દહાડે થઈ હશે આવી ફાઈલ. પણ હવે તો આપણે શુદ્ધાત્મા થયા ને આ ફાઈલ છે તે વ્યવસ્થિતના આધીન. એટલે હવે ફાઈલથી ઊંધું થઈ જાય, કંઈક મોટું જીવડું વટાઈ ગયું, તો પછી એમાં આપણે શુદ્ધાત્મા છીએ એટલે આપણી જવાબદારી નથી. આપણે તો જ્ઞાયક છીએ. આજે આપણા ધર્મમાં રહેવાની જરૂર છે. તે દહાડે અજ્ઞાનતામાં આપણો જે ધર્મ હતો તે કર્યો હતો, કર્તાપદનો. હવે જ્ઞાયક ધર્મ કરવાનો. હવે કર્તાપદનો ધર્મ ના થાય. એ વ્યવસ્થિતના તાબામાં કહ્યું.

શુદ્ધાત્માનો જ્ઞાયક સ્વભાવ છે, કર્તા સ્વભાવ નથી. જે સ્વરૂપ થયા, તે સ્વરૂપ રહેવાનો શો વાંધો ? તે જ આપણે સ્વભાવમાં રહેવાનું. જ્ઞાયક સ્વભાવનું ફળ શું મળે ? ત્યારે કહે, પરમાનંદ. તે આપણને જોઈતો હોય, તે આપણને મળ્યા કરે. અને આ ફાઈલનો નિકાલ સમભાવે થયા કરે. ફાઈલો આપણી જ બોલાવેલી છેને ? ભૂલથી બોલાવેલીને ?

હવે 'મારું છે' મોઢે બોલીએ ખરા, પણ કંઈ અંદરથી નહીંને ! હૃદયથી કોઈ ચીજ મારી છે, એમ નહીંને ? મમતા પણ છૂટી ગઈને ? એક કલાકેય આ દેહનું માલિકીપણું કોઈને છૂટે નહીં. દેહની વાત કરીએને ત્યારે કહે, દેહ તો મારોને એટલે મને જ દુઃખ થાય ને ! મને વાગ્યું છે, મને સણકા મારે છે એવું બોલે. સાધુ-આચાર્ય મહારાજ એવું જ બોલેને ? એમાં કંઈ ચાલે જ નહીંને ! કારણ કે જ્યાં સુધી 'હું છું' એ દેહાધ્યાસ છે, ત્યાં સુધી બીજું બોલાય જ નહીંને ! અને તમે તો કહો કે મારી ફાઈલ

બગડી છે, ફાઈલ નંબર વન. એ કંઈ ઓછું જ્ઞાન નથી, જેવું તેવું જ્ઞાન નથી. આ જ્ઞાન એવું સરળ ને સહેલું છે !

**પ્રશ્નકર્તા :** બીજી બધી ફાઈલો છે, એનો તો સમભાવે નિકાલ આપણે કરીએ છીએ. પણ આ ફાઈલ નંબર વનનો સમભાવે નિકાલ કેવી રીતે કરવો એ વિગતવાર સમજાવો. કારણ કે ફાઈલ નંબર વનના જ બધા ડખા હોય છે.

**દાદાશ્રી :** એ ડખાને જોવાથી જ જતાં રહે, ફાઈલ જોવાથી જ. વાંકો હોય કે ચૂકો હોય, એને ફાઈલની જોડે ભાંજગડ બહુ ના હોય. એ જોવાથી જ જતાં રહે. સામો ફાઈલવાળો ક્લેઈમ માંડે તો એનું પ્રતિક્રમણ કરવું પડે. આમાં દાવા માંડનારો કોઈ નહીંને ! એટલે એને 'જોવા'થી જ જતાં રહે. ખરાબ વિચાર મનમાં આવતાં હોય, થોડા આડા આવતાં હોય, બુદ્ધિ ખરાબ થતી હોય, એ બધું 'જોયા' જ કરવાનું. જે જે કાર્ય કરતા હોય તેનો વાંધો નહીં, એ 'જોયા' જ કરવાનું. આ તો સરળમાં સરળ મોક્ષમાર્ગ છે, સહેલામાં સહેલો મોક્ષ.

**પ્રશ્નકર્તા :** 'જોયા' કરવું એટલે એની સાથે સહમત નહીં થવાનું ?

**દાદાશ્રી :** સહમત તો હોય જ નહીં ત્યાં આગળ. જોયા કરને !

**પ્રશ્નકર્તા :** પણ આપણાથી જે ડખો થયો, એને આપણે 'જોયો' અને 'જાણ્યો', તો આપણા ડખાથી સામેવાળાને દુઃખ થયું હોય તો આપણે પ્રતિક્રમણ કરવું પડેને ?

**દાદાશ્રી :** અતિક્રમણ કેમ કર્યું, સામાને દુઃખ થાય એવું ? એનું પ્રતિક્રમણ કરવું પડે. સામાને દુઃખ થાય એવું ના કરવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** રોજ પ્રતિક્રમણ કરે છે, છતાંય સુધરતું નથી.

**દાદાશ્રી :** ના, એ તો બહુ માલ ભરેલો. જબરજસ્ત માલ ભરેલો. પ્રતિક્રમણ કરે એ જ પુરુષાર્થ.

**પ્રશ્નકર્તા :** આ બહુ માલ ભર્યો છે, એ તો બચાવ નથી થઈ જતો ?

**દાદાશ્રી :** ના, ના. બચાવ આમાં હોય જ નહીંને ! જગત આખું પ્રતિક્રમણ ના કરે. જગત આખું એક તો ગોદો મારે ને પછી પાછું કહે કે મેં ખરું કર્યું છે.

## ફાઈલ એકનો નિકાલ !

**પ્રશ્નકર્તા :** ફાઈલ નંબર એકનો ખરેખરો નિકાલ ક્યારે કર્યો કહેવાય ?

**દાદાશ્રી :** ખૂબ ઊકળી હોય ફાઈલ નંબર એક, તે ઘડીએ ઠંડું પડે ત્યારે જાણવું કે આ ફાઈલનો ખરો નિકાલ થયો.

**પ્રશ્નકર્તા :** એ સમજાવો બરોબર.

**દાદાશ્રી :** ઊકળે તો ખરીને, પણ હવે તો બંધ થઈ જવાનુંને ! હંમેશાંય આ જે સંયોગ છેને વિયોગી સ્વભાવના છે. એટલે એની મેળે વિયોગ થઈ જ જવાનો. ત્યાં સુધીમાં સ્થિરતા છોડવી નહીં આપણે. એ જતું રહેશે એ તો. એ તો આપણા કરેલા છે. મહીં કોઈકની ઓછી ડખલ છે ? કોઈકની ડખલ હોય તો વાત કહેવા જઈએ કે આવું મને થાય છે. આ તો બોલાયેય નહીંને ? આપણી ડખલનું પરિણામ આપણે સમજવું ના જોઈએ ? અને છેટા રહીને જુઓ એટલે જતું રહે એવું છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ ફાઈલ નંબર એકનો નિકાલ કરુંને, હવે અંદર જે કંઈ થતું રહે છે એ બરોબર દ્રષ્ટિમાં આવ્યા રાખે તો એનો મતલબ એ થયો કે ફાઈલ નંબર એકનો નિકાલ થાય છે ?

**દાદાશ્રી :** કેમ ના થાય પણ ? પહેલાં તો આપણી જોડે ફાઈલ નંબર એક બાજુ એવી દ્રષ્ટિ જ નહોતી. જે કરતાં હોય તે 'હું જ કરું છું' કહેતા હતા. હવે તો ફાઈલ નંબર એક કરે છે, તેને તમે જાણો છો.

**પ્રશ્નકર્તા :** એક તો જાણે શું છે કે અંદરથી ક્લેશ ઉત્પન્ન થતો હોય અને આપણે જાણતા પણ હોઈએ.

**દાદાશ્રી :** ક્લેશ થાય જ નહીં. આ વિજ્ઞાન જ એવું છે કે ક્લેશ ના થાય.

**પ્રશ્નકર્તા :** તો જે કંઈ અંદર થાય છે એ શું છે તો ?

**દાદાશ્રી :** એ સફોકેશન છે, ગૂંગળામણ છે. ગૂંચવાડા ઊભા થાયને, કશું સમજણ ના પડે તેથી, એ તમને મહીં ગૂંચાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આ સફોકેશન દૂર કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એ તો બધું જ્ઞાની પુરુષની આજ્ઞાઓ બરોબર પદ્ધતિસર-ની પાળો.

## ફાઈલ એકનો નિકાલ, સૂક્ષ્મતાએ !

આ પહેલા નંબરની ફાઈલની જોડે કશી ભાંજગડ નહીંને ? કોઈ જાતની નહીં ? અહોહો ! અને ગુનો નહીં કરેલો પહેલા નંબરની ફાઈલનો ?

હું પૂછું છું આપણા મહાત્માઓને કે, 'પહેલા નંબરની ફાઈલનો નિકાલ કરો છોને સમભાવે ?' ત્યારે કહે છે, 'પહેલા નંબરની ફાઈલ ઉપર શું નિકાલ કરવાનો હોય ?' અલ્યા, ખરી ફાઈલ જ પહેલા નંબરની છે. આપણે જે દુઃખી છીએ, આપણને અહીં જે દુઃખ લાગે છેને, તે અસહજતાનું દુઃખ છે. મને કોઈકે પૂછ્યું હતું કે 'આ પહેલાં ફાઈલ નંબર ૧, તે એને ફાઈલ ના ગણીએ તો શું વાંધો ? એ શું કામનું છે ? એમાં કંઈ બહુ ખાસ એ હેલ્પીંગ નથી.' ત્યારે મેં આવો જવાબ આપ્યો કે, 'બધું બહુ જ આ ફાઈલ જોડે તો માથાકૂટ કરી છે આ જીવે. અસહજ બનાવી દીધો છે.'

ત્યારે કહે છે, 'આ બીજી ફાઈલો જોડે આપણે કંઈ નુકસાન કર્યું હોય તો સમજાય પણ આપણી ફાઈલ જોડે, પહેલા નંબરની ફાઈલ જોડે શું નુકસાન કર્યું એ સમજાતું નથી.' આ બધાં નુકસાન કર્યા હોય તે આ ફોડ પાડીએને ત્યારે સમજાય બળ્યાં.

'સમભાવે નિકાલ કરીએ છીએ આ બધી ફાઈલો જોડે. પછી આ બીજા નંબરની ફાઈલ જોડે તો ઝઘડા થયા હોય, ભાંજગડ થઈ હોય તો એનો નિકાલ સમભાવે કરીએ, પણ આ ફાઈલ નંબર એક અમારી જ ફાઈલ. આની જોડે શું નિકાલ કરવાનો ?' પણ આ લોકોને ખ્યાલમાં જ નહીં કે શું નિકાલ કરવાનો છે. બધાં પાર વગરના નિકાલ કરવાના છે.

તે મેં એને સમજણ પાડી. ત્યારે એય કહે છે, 'આય વાત બહુ વિચારવા જેવી થઈ આ તો.'

બહાર ભાષણો ચાલતા હોય એ બધાં, વડાપ્રધાન ને એમના. તે ઘડીએ થૂંકવાનો થયો હોયને તે થૂંકે નહીં. સભામાં બેઠો હોય, પેશાબ કરવા જવું હોય તો બે-દોઢ કલાક સુધી જાય નહીં. બને કે ના બને એવું ? સંડાસ જવાનું હોય તોય હમણે કલાક પછી હવે. નહીં તો સભામાં ઊઠે તો આબરૂ જાયને ? અને સંડાસ જવાનું હોય તો આંતરે ખરો કલાકેક ?

**પ્રશ્નકર્તા :** હા. તોય આંતરે. એને ના ચાલે ત્યારે જાય.

**દાદાશ્રી :** પણ આ જે બધું કર્યુંને, સહજ જે સ્વભાવ હતો દેહનો, તે સહજ સ્વભાવ તૂટી ગયો. આને સહજ રહેવા દીધો જ નથી. એટલે બધી બહુ બાબતમાં એવું કર્યું છે. એટલે પહેલા નંબરની ફાઈલને બહુ નુકસાન કરેલું હોય.

આ શરીરને સહજ નથી રહેવા દીધું, તે જ છે તે આ તમારી પહેલા નંબરની ફાઈલનો સમભાવે નિકાલ કરવાનો છે. અસહજ થઈ ગયો છે બધી વૃત્તિઓ દબાય દબાય કરીને. થાકી ગયો હોય તોય ચાલ ચાલ કરે.

કોઈ હોટલમાં ખાવા બેઠો હોય, પહેલા નંબરની ફાઈલ ધરાઈ ગઈ હોય ને પેલો સારો સ્વાદિષ્ટ ખોરાક હોય તો ઠોક ઠોક કરે, એ નુકસાન કરે. પહેલા નંબરની ફાઈલને તો બહુ હેરાન કરે આપણા લોકો.

સારું પુસ્તક હોય તો વાંચ વાંચ કર્યા કરે, ટાઈમ થયો હોય ઊંઘવાનો તોય. થોડો ઈન્ટરેસ્ટ પડ્યો છેને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ પહેલા નંબરની ફાઈલ આવી હશે એવી કલ્પના જ ક્યાંથી આવે ?

**દાદાશ્રી :** હા, 'હું જ છું' બધું.

**પ્રશ્નકર્તા :** હા. એ તો આપની પાસે આવ્યા અને આપે એવો કંઈક જાદુમંતર કર્યો ત્યારે ખબર પડી કે હવે અમારી આ ફાઈલ છે. નહીં તો

અમેય એ જ હતા.

**દાદાશ્રી :** 'હું જ છું' ત્યારે તું ચોટલી શું કરવા બાંધે છે ? ત્યારે કહે, 'મારે પરીક્ષા ચાલે છે હમણે. અલ્યા 'તું છું' એટલે કરને, વાંચને ? ત્યારે કહે, 'ના, ઊંઘી જવાય છે'. ત્યારે તે તું નહીં ? ત્યારે એ એને પછી ભેદ સમજાતો નથી.

નાટક જોવા જવું હોય તો પહેલા નંબરની ફાઈલને ઊંઘવું હોય તો ઊંઘવા ના દે અને નાટક જોવા જાય. ત્રણ વાગ્યા સુધી નાટક જુએ અને નાટકમાં એકાદ ઝોકુંય આમ આવી જાય. ત્યારે કો'ક કહેશે, 'ભઈ, નાટક જુઓને, અમથા આમ શું કરવા કરો છો ?' પાછો જાગે. પાછો ના હોય તો કશું આંખોમાં ચોપડીને બેસે. પણ આની પાસે ગમે તેમ કરીને મારી-ઠોકીને કામ લીધું. આ ફાઈલને ઊંઘમાં ઓબ્સ્ટ્રક્ટશનો (અવરોધ) કર્યાં. શેમાં ? નાટક જોવા તે ઊંઘમાં ઓબ્સ્ટ્રક્ટશન કરે.

આ અનિયમિત થઈ ગયું. અનિયમિત એટલે અસહજ થાય. અસહજ થાય એટલે આત્માને અસહજ કરે. જેનો દેહ સહજ, તેનો આત્મા સહજ. એટલે પહેલા ફાઈલ નંબર વનને જ સહજ કરવાની. જાગરણ કરે કે ના કરે ? પુણ્યશાળી છો, તમારા હિસાબમાં નાટકો-બાટકો છે નહીં. અમારા ભાગમાં તો બહુ નાટકો હતાં. પહેલા નંબરની છે કોઈ ભૂલ ? પહેલા નંબરની ફાઈલ જોવા જેવી ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ખરી, દાદા ! પહેલા નંબરની જ ફાઈલ.

**દાદાશ્રી :** અહીંથી મુંબઈ જાય ગાડીમાં તો ઊંઘને ઓબ્સ્ટ્રક્ટશન કરે કે ના કરે આપણા લોક ? ઊંઘવામાંય છે તે ગાડીમાં બેઠો, મુંબઈ જવા હારુ, આખી રાતનો ઉજાગરો. શરીર તો આમ આમ હલાહલ કરે. કો'કની ઉપર પડે આમ, જોડે હોયને ! તે આપણને થાય કે તમે આ આવડા મોટા માણસ થઈ, કોન્ટ્રાક્ટર જેવા તમે આ મારી ઉપર પડ્યા ! આપણા કોટને પાછો એ તેલવાળો કરે. હવે એમને શું કહીએ ? કહેવાયેય શું આપણાથી ? કારણ કે એનો કંઈ ગુનો છે નહીં. આપણે બેઠા એટલે આપણો ગુનો. એમનો શું ગુનો ? એ તો સહજ રીતે ઊંઘે છે બિચારા.

પણ દેહને સહજ ના થવા દીધો ને અસહજ થયો, તેનો આ બધો હિસાબ છે. ભગવાન શું કહે છે, 'દેહને સહજ કરો'. ત્યારે આમણે અસહજ કર્યો.

ગાડીમાં છે તે થાક લાગ્યો હોય તોય નીચે ના બેસે. પહેલા નંબરની ફાઈલ શું કહે, 'બહુ થાકી ગયો છું' તોય આ આબરૂદાર માણસ નીચે ના બેસે. બને કે ના બને એવું ? હું કહું કે 'બેસ ને હવે, બેસ.' આ લોક જોશેને ! પણ લોક તને કોણ ઓળખે છે આમાં અને ઓળખતા હોય તો શું પણ ? કોઈ આબરૂદાર છે આમાં ? ગાડીમાં કોઈ આબરૂદાર દેખાયો તને ? આબરૂદાર હોય તો આપણી આબરૂ જાય. મેં તો બહુ આબરૂદાર જોયેલાં. એટલે મને તો સમજણ પડી ગયેલીને, તે થર્ડ ક્લાસની મુસાફરી કરતો હતો ત્યારે છે તે બેગ હોય તો નીચે મૂકીને એની ઉપર બેસું, બેગ બગડશે તો વાંધો નહીં.

એટલે મારું કહેવાનું આ અસહજ દેહને કરીએ ને પછી કહે છે, હવે મને ભૂખ નથી લાગતી. ભૂખ લાગી હોય તે ઘડીએ થાય છે, ઉતાવળ શું છે ? વાતચીત હમણે ચાલવા દો. દોઢ કલાક નીકળી જાય અને પછી આવું ને આવું કરેને રોજ. પછી કહે, 'મને હવે ભૂખ બિલકુલ મરી ગઈ છે'. ત્યારે મૂઆ, શી રીતે જીવતી રહે તે ? તે પ્રયોગ જ એ કર્યા છેને ! અલ્યા, ભૂખ લાગે ત્યાર પછી બે કલાકે ખાય, એવું પત્તા રમવા બેઠો હોય. કેટલાંક મોજશોખમાં રહી જાયને, થાય છે, થાય છે. તે બે કલાક પછી ભૂખ મરી જાય પછી ખાય. એટલે આવી રીતે બધું અસહજ થઈ ગયું છે.

અરે, એક માણસ તો મેં જોયો હતો આજથી ત્રીસેક વર્ષ ઉપર. તે ચા મંગાવી સ્ટેશન પર અને પેલાએ કપમાં ચા એના હાથમાં આપી. ત્યારે ગાડી ઊપડવાની થઈ. હવે એના મનમાં એમ થયું કે આ ચાના પૈસા નકામા જશે, એણે મોઢેથી રેડી દીધી મહીં મારા હારાએ, દઝાઈ મર્યો. તે તો મેં જાતે જોયું હતું. હા, આખો કપ જ રેડી દીધો મહીં ચાનો. પહેલી રકાબી પી લીધી અને પછી પોણા ભાગનો કપ રહ્યોને અને ગાડી ઊપડવાની થઈ એટલે પેલો દુકાનવાળો કહે, 'એય, પી લો, પી લો.' તો આણે પી લીધી. પી લીધા પછી જે લ્હાય બળી, બહુ મુશ્કેલીમાં મૂકાયો હતો બિચારો. આપણા લોક તો હોંશિયાર લોકો, બહુ પૈસા નકામા ન જવા

દેને ?! એક પૈસોય નકામો ના જવા દે.

એટલે સમજણ પાડી તે કહે છે, 'ઓહોહો, આવી ચીજો બહુ કરી છે'. ત્યારે મેં કહ્યું, 'તું આવ. હું તને ટૂંકું સમજાવું, એના પરથી સમજી જાને ?' સમભાવે નિકાલ નથી કર્યો ફાઈલ નંબર એક જોડે. આ ફાઈલને તે પાછી સહજ કરવાની છે, સમભાવે નિકાલ કરીને.

## ફાઈલ કોની ?

**પ્રશ્નકર્તા :** આપે આજ્ઞા આપી કે સમભાવે ફાઈલનો નિકાલ કરવો, તો હવે એ ફાઈલનો સમભાવે નિકાલ કોણ કરે છે ? રિયલ કરે છે કે રિલેટિવ કરે છે ? કારણ કે રિયલને તો ખાલી જોયા કરવાનું છે અને રિલેટિવ તો વ્યવસ્થિત છે પાછું.

**દાદાશ્રી :** પ્રજ્ઞાશક્તિ કરી લે છે, મોક્ષે લઈ જવા.

**પ્રશ્નકર્તા :** આ ફાઈલ નંબર એક છે તે કોની શુદ્ધાત્માની કે મૂળ આત્માની કે કોની ?

**દાદાશ્રી :** મહીં જે પ્રજ્ઞાશક્તિ છે ને તેની. પ્રજ્ઞાશક્તિ એને મોક્ષે લઈ જવા સ્થાપેલી, જે બંધાયેલા હતા તેને. એટલે આ ચંદુભાઈ છે તે એ પ્રજ્ઞાશક્તિની ફાઈલ છે. કારણ કે 'એને' મોક્ષે લઈ જવા માટે આ ફાઈલ અંતરાય કરે છે. પણ આત્મા હાથ ઘાલતો નથીને, સીધો-ડિરેક્ટ !

## ત્યાં થાય છે અધ્યાત્મ વિજય !

**પ્રશ્નકર્તા :** 'હું ચંદુભાઈ છું' એમ કહું, એના કરતાં 'આ ફાઈલ નંબર એક છે' એનાથી વધારે છૂટાપણું રહે છે.

**દાદાશ્રી :** હા, વધારે છૂટાપણું રહે, જુદું જ રહે. ચંદુભાઈની પાછળ તો બધાં બહુ લફરાં રહ્યાં. ફાઈલની પાછળ તો લફરું જ નથી રહેતું ને ?! ફાઈલ એટલે ક્લિયરન્સ બીજું બધું. આત્મા ક્લિયર, એનું નામ ફાઈલ.

**પ્રશ્નકર્તા :** ફાઈલ નંબર એક એટલે એટ એ ટાઈમ છૂટું જ હોય.

**દાદાશ્રી :** છૂટું જ.

**પ્રશ્નકર્તા :** ‘હું ચંદુભાઈ છું’ એની સ્મૃતિ કરતાં, આ ફાઈલ નંબર એકની સ્મૃતિ વધારે હોય છે.

**દાદાશ્રી :** ચંદુભાઈની પાસે તો બધું બહુ એ રહ્યું. ચંદુભાઈ અક્કલવાળો છે, ઓછી અક્કલવાળો છે, વધારે અક્કલવાળો છે. ઊંચો છે, નીચો છે, કાળો છે, શામળો છે એ બધું કેટલું ચંદુભાઈની પાસે લફરાં અને ફાઈલ કહ્યું એટલે બધું આવી ગયું એની મહીં.

**પ્રશ્નકર્તા :** એનું વર્ણન ના કરવું પડે, આવી જાય બધું.

**દાદાશ્રી :** F... I... L... E... ફાઈલ કહ્યું કે બધું આવી ગયું.

આ તો ફાઈલ છે ને ! ફાઈલ નંબર વન, એ આખી ફાઈલમાં આત્મા છે જ નહીં. અને આ ફાઈલ ખસેડી એમાં કોઈ જાતનું મિક્ષ્ચર નથી. અને આ ફાઈલમાં સેન્ટ પણ આત્મા છે નહીં. સમજાય એવી વાત છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે.

**દાદાશ્રી :** તેથી આપણે કયો ભાગ ફાઈલ કહ્યો ? ત્યારે કહે, જેમાં સેન્ટ ચેતન નથી એવું. અને ફાઈલ સિવાય કયો ભાગ શુદ્ધાત્મા ? ત્યારે કહે, એમાં સેન્ટ પણ અચેતન નથી એ. હા, ચોખ્ખે ચોખ્ખું, ક્લિયર. આ ફાઈલ નંબર વન બોલ્યા એ તો અધ્યાત્મ વિજય કહેવાય. એ તો પોતે આત્મા થઈને બોલે ! અને આ તો ‘ફાઈલ’ છે. દેહને તો પોતાનો માન્યો જ નથીને ? ‘ફાઈલ’ જ થઈ ગયેલી છેને !! ફાઈલ એટલે જુદું. પોતે જુદો ને ફાઈલ જુદી ! પછી કંઈ સાઢું-સહિયારું રહે ?

દેહ એ ફાઈલ, ઘર એ ફાઈલ, વીંટી એ ફાઈલ, જણસો એ ફાઈલ, કપડાં ફાઈલ, પેટી ફાઈલ, બધું ફાઈલ. હું અને આ ફાઈલો બે જુદા છીએ. એટલે દેહ એ ફાઈલ છે, દેહ મારાથી જુદો છે. મન એ ફાઈલ છે, તો મન જુદું છે. આવું જુદું ભાન રહેવું જોઈએ. એને મોટામાં મોટું જ્ઞાન કહ્યું

છે. તમને બધું ફાઈલ લાગે છેને ?

આ ફાઈલો જ છે એવું જાણે ત્યારથી તો એ મોક્ષે જવાનો. એને માટે કોઈ વાંધો ના ઊઠાવી શકે. બાકી જગતમાં કોઈ મોટો સંતપુરુષેય શું કરી શકે ? મારું પેટ, મારા પગ. એ બધું ફાઈલો જો જાણે ત્યારે કામ થઈ જ ગયુંને ! જેણે ફાઈલો જાણી, ત્યારે એનું કામ થઈ જ ગયુંને ! જેણે ફાઈલો જાણી, ફાઈલ શબ્દ ઇટસેલ્ફ બોલે છે કે હું ને આ જુદાં છે !

આ જ્ઞાન કેટલું સરળ મૂકેલું છે આ બધું. પહેલેથી જ ફાઈલ કહેવામાં આવે છે અને એ ત્યારે એક્સેપ્ટ કરે છે. પેલો હા ય પાડે છે.

**પ્રશ્નકર્તા :** લોકો ભણેલા તો હોયને, તે આ ભાષા તરત એને ખ્યાલમાં આવી જાય કે ના, આ તો ફાઈલ છે.

**દાદાશ્રી :** પણ એવી પુણ્યૈ ક્યાંથી લાવે ? બે મહિનામાં પચ્ચીસ કરોડ કમાય એવી પુણ્યૈ ક્યાંથી ભેગી થાય ? એવી પુણ્યૈ આ લોકોની ભેગી થઈ છે, કરોડો અવતારે જે ના પ્રાપ્ત થાય તે કલાકમાં પ્રાપ્ત થાય છે.

**પ્રશ્નકર્તા :** અને આવા કાળમાં !

**દાદાશ્રી :** આવા કાળમાં, હા.

આપણે અહીં પહેલે જ દહાડેથી જુદો પાડીએ છીએ. એ એમ કહે છે કે હું તો શુદ્ધાત્મા છું અને આ ચંદુભાઈના નામની ફાઈલ છે. ફાઈલ કહ્યું ત્યારથી જ આત્મા જુદો પડ્યો. બાકી કોઈએ ફાઈલ નહીં કહેલું.

આપણે ફાઈલ કહ્યું છે તે સારું છે, નહીં ? ફાઈલ નંબર એક કહ્યું એટલે થઈ ગયો આત્મા.

**પ્રશ્નકર્તા :** આ બધું સાયન્સ એવું છે ને, ઓટોમેટિક જ છૂટું પડાવી દે.

**દાદાશ્રી :** વિજ્ઞાન જુદી જાતનું છે.

**પ્રશ્નકર્તા :** એ ફાઈલ શબ્દથી જ લોકો વિચારતા થઈ જશે.

**દાદાશ્રી :** બસ, એનાથી જ બધું એ થઈ જશે. આમચા પોટ આમચા પોટ તો ક્યાં સુધી આમચા પોટ. પોટ શેને કહે છે એ ?

**પ્રશ્નકર્તા :** પોટ એટલે પેટ !

**દાદાશ્રી :** ક્રમિક માર્ગમાં પોતાના દેહને મારો દેહ માનતા'તા, પોતાના પગને મારો પગ માનતા'તા અને તેથી આગળ જોઈ જોઈને બહુ ચાલતા'તા, જીવડું વટાઈ જશે મારાથી. અને આ આપણું અક્રમ તે સીધું જ પ્રાપ્ત થઈ ગયું અને આને ફાઈલ ગણવા માંડ્યા આપણે.

કોઈ સાધુ-આચાર્ય મહારાજ શરીરને ફાઈલ કહે નહીં. એ મારું શરીર છે. ફાઈલ કહે ખરાં ? મારું શરીર, આ દાંત મારા છે, નાક મારું છે, આંખ મારી છે અને આ મારું શરીર જાડું બહુ થઈ ગયું છે, મારું શરીર પાતળું બહુ છે, તે સૂકાઈ ગયો છું. હું આમ છું, તેમ છું. તે બધી શરીરની જ ભાંજગડ ને ?

હું આત્મા છું, જુદો છું એવું બોલેને તો એ આત્મા આત્મારૂપે હોતો નથી અને આ બધું ફાઈલ છે બોલે તો આત્મારૂપે છે. કારણ કે ફાઈલમાં આત્મા સિવાય બધી વસ્તુઓ આવી જાય છે અને ફાઈલ નં. વન એની સાથે આત્મા પૂરવાર થઈ ગયો, હું આત્મા જ છું, શુદ્ધાત્મા છું. બહુ મોટું વિજ્ઞાન છે આ તો.

આ ફાઈલ છે એવું જ ભાન નથી આ જગતને ! ત્યારે મને એક જણે કહ્યું હતું, 'આમાં ફાઈલ શબ્દ મૂકીએ તે એનો અર્થ એટલો જ થઈ ગયો કે આત્મા સિવાય બધી વસ્તુ બાકી રહી, તેને ફાઈલ તમે કહો છો ! એટલે આ ફાઈલ નંબર વન કહો એટલે તમે શુદ્ધાત્મા થઈ ગયા. કારણ કે એ જુદો પડી ગયો. ફાઈલ નંબર વન બોલતાંની સાથે જ આત્મા જુદો પડી ગયો પછી. કારણ કે આપણે શુદ્ધાત્મા અને સામી ફાઈલ નંબર વન, બે જ છે. ફાઈલ નંબર વનની જોડે મારે સમભાવે નિકાલ કરવો છે, એ કોને ભાવ હોય ? ત્યારે કહે, 'બીજો, જે જુદો પડે તેને'. ત્યારે કહે, 'આત્મામાં એ ભાવ છે ક્યાં ?' ત્યારે કહે, 'પ્રજ્ઞા છે ત્યાં સુધી પ્રજ્ઞાનો

ભાવ હોય ત્યાં. પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે ને પ્રજ્ઞા કામ કરી લે છે. મૂળ આત્મા કામ કરતો નથી. જ્યારે સમ્યક્ દર્શન થાય ત્યારે પ્રજ્ઞા ઉત્પન્ન થાય. જેને કૃષ્ણ ભગવાને સ્થિતપ્રજ્ઞ કહ્યું છે એ જુદી. સ્થિતપ્રજ્ઞ દશા એ જુદી છે અને આ તો સહજ પ્રજ્ઞા છે. મોક્ષે લઈ જતાં સુધી છોડે જ નહીં, તમને. ચેતવ ચેતવ ચેતવ કરે. એનો સ્વભાવ જ મોક્ષે લઈ જવાનો છે. મારી-ઝૂડીને આમથી-તેમથી હલાવી કરીને પણ છેવટે રાગે પાડી દે.

## ફાઈલ કહેતાં ઊડે મમતા !

**પ્રશ્નકર્તા :** પણ એમાં આપે જે ફાઈલ શબ્દ મૂક્યો છેને, એ ફાઈલ શબ્દનું અંગ્રેજી અર્થઘટન એટલું બધું મોટું છે કે ફાઈલ શબ્દ આવે એટલે લાગે કે આ મારું નહીં. એટલે સમભાવ કરવાનું અંદર જરા પોઝિટિવ થવાય.

**દાદાશ્રી :** ફાઈલ શબ્દ એટલે ફાઈલ નંબર વન એવું જે બોલે છે એ આત્મા છે, એ વાત નક્કી થઈ ગઈ. એટલી બધી ઊંડી વાત છે એ.

**પ્રશ્નકર્તા :** એક મનોવૃત્તિ ઉત્પન્ન થાયને, કે સમભાવે નિકાલ કરવો છે. એટલે દ્રષ્ટાભાવ આખો ડેવલપ થાય છે અને અહમ્ ઊડી જાય છે.

**દાદાશ્રી :** હા, એ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે પછી 'હા, ખબર પાડી દઉં, આમ જોઈ લઈશ' એ વસ્તુ નથી આવતી.

**દાદાશ્રી :** હા, જાય બધું.

**પ્રશ્નકર્તા :** એટલે જે પ્રયોગે વપરાયેલો છે આ જ્ઞાનની અંદર કે ફાઈલ અને સમભાવે નિકાલ. એ ફાઈલ બોલવાથી અંદરથી એવી એક જાતની સમજણ ઊભી થઈ જાય છે કે આ પોતાનું નથી, આ પારકું છે અને એટલે આ સમભાવે નિકાલ કરવાની સરળતા થઈ જાય છે. પોતાનું માન્યું હોય તો સમભાવે નિકાલ કરવામાં કઠણ પડે.

**દાદાશ્રી :** ફાઈલ એટલે જુદી છે એવી વસ્તુ, બધાંને ખબર પડે. એ શબ્દો એવા નીકળ્યા છે ને બધા !

**પ્રશ્નકર્તા :** એ આ દાદા, જે આપ કહો છો તે એમ લાગે છે કે આપ જે બોલેલા તે ભવિષ્યમાં એનાં શાસ્ત્રો થશે. તે આ શાસ્ત્રનું જ આ જાણે વાક્ય છે એવું જ લાગે છે. ફાઈલ શબ્દ જે મૂક્યો, હવે એનું વિવરણ કરનારા કરશે કે ફાઈલ એટલે શું ?!

**દાદાશ્રી :** જેટલાં શબ્દો નીકળ્યા એટલાં બધા એક્ઝેક્ટ થઈ ગયાને !

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટ થઈ ગયા છે.

**દાદાશ્રી :** છોકરાને ને પોતાને સંબંધ છે. પણ આ ફાઈલોને ને આપણે સંબંધ નથી. કારણ કે ફાઈલ હંમેશાં વેગળી જ હોય.

**પ્રશ્નકર્તા :** ફાઈલ શબ્દ વાપરે તો મમતા ના રહે.

**દાદાશ્રી :** મમતા નહીં, તો જ ફાઈલ અને ત્યાં મમતા ય ઊડી જાય પછી. આખી ઢબ જ વૈજ્ઞાનિક છે. એનો રસ્તો જ વૈજ્ઞાનિક, તેથી કલાકમાં ફળ આપે ! તમને જ્ઞાન લેતી વખતે કલાક જ થયો હતો કે વધારે લાગ્યો હતો ? પણ કેવું ઊગી નીકળ્યું ? નહીં તો કેટલા અવતારે જ્ઞાન પ્રગટ થાય ! એ તો આપણું અક્રમ વિજ્ઞાન છે તે એ એમ સમજે છે કે આ ફાઈલ નંબર ટુ, આ ફાઈલ નંબર વન, આ વન નંબરની ફાઈલને ઓળખે. વિજ્ઞાન બહુ ફર્સ્ટ ક્લાસ છે આ.

**પ્રશ્નકર્તા :** આ ફાઈલ નંબર વન છે, એ તો ગજબની શોધ છે.

**દાદાશ્રી :** એવું છે ને, આ બધી, એક એક શબ્દ એ શોધખોળ છે, નહીં તો કરોડો અવતારેય છૂટો ના થાય માણસ.

## નિકાલ શબ્દની ઈફેક્ટ !

**પ્રશ્નકર્તા :** આપે નિકાલી શબ્દ જે પ્રયોજ્યો છે, એમાં માણસને સાયકોલોજિકલ ઈફેક્ટ જ થાય છે. આ નિકાલ શબ્દ જ એવો છે.

**દાદાશ્રી :** ઈફેક્ટ જ થાય છે, નિકાલ શબ્દની. આ એકેએક શબ્દ ઈફેક્ટિવ છે, નિકાલ એકલું નહીં, રિયલ ને રિલેટિવ તો એટલું બધું

ઈફેક્ટિવ માણસને પડી જાય છે, એટલે આ બધાં શબ્દો ઈફેક્ટિવ છે અને નિકાલ તો બહુ મોટો શબ્દ છે. આ એક એક શબ્દ, આ તો આજે નહીં એનું પાછળેય એનું પૃથક્કરણ થશે હજુ તો.

'નિકાલ' શબ્દ સારો લાગે છે ને ? આ 'નિકાલ' શબ્દ શાસ્ત્રમાં કોઈ જગ્યાએ નથી. કોઈ શાસ્ત્રમાં હોય નહીં ને ! 'સમભાવે નિકાલ કરજો !' એ અક્રમ વિજ્ઞાનનો પ્રતાપ ! અને લોકો તો એવા ખુશ થઈ ગયા છે, આ વિજ્ઞાનથી.

**પ્રશ્નકર્તા :** આ 'નિકાલ' શબ્દ વાપર્યા પછી કોઈ ઠેકાણે પક્કડ નથી, નહીં તો બધે જ પક્કડો હતી.

**દાદાશ્રી :** હા, પકડ જ હોય અને આ તો નહીં ગ્રહણ, નહીં ત્યાગ, નિકાલ ! આપણું આ સમભાવે ફાઈલના નિકાલમાં જપ-તપ-ત્યાગ બધું ય એમાં આવી જાય.

આમ વાતો કરતાં હોય કે 'હવે આ દુકાનોનો બધો નિકાલ કરી નાખવો છે' એટલે આપણે સમજી જઈએ કે શું નિકાલ કરવા માગે છે અને પછી એનું કેવું થશે પરિણામ, તે પણ આપણે સમજી જઈએ. 'નિકાલ' શબ્દ બોલે ત્યાં સમજી જઈએ અને 'વેચી દેવું' કહે તો સમજણ ના પડે. કારણ કે શું સામાન હશે ને વેચાતી કોને કહે છે ? પણ 'નિકાલ' કહે એટલે તરત સમજી જાય કે આ નિકાલ કરી નાખવાનો હોય.

નિકાલી છે એટલે તારી નિકાલી ને આની નિકાલી. આપણે જુદા ને આ નિકાલી જુદું એટલે અભેદતા ઉત્પન્ન થાય. આ એટલી બધી સાયન્ટિફિક વસ્તુ છે કે જ્યારે આનું પૃથક્કરણ કરશે ને, જ્યારે એ સાયન્ટિસ્ટો ફોરેનના ભેગા મને થશે, ત્યારે આ વાત વધારે સમજાશે. જો એવું જોગાનુજોગ બેઠો ને, મને ભેગા થયા તો એને બધી આગળની રૂપરેખા બધી આપીશ. પછી બૈરી-છોકરાં એ વસ્તુ તો નિકાલી બાબત છે, એની ગ્રહણીય બાબત નથી આ. ત્યાગની બાબત હોય તોય એ વળગણ થયું. ગ્રહણની બાબત હોય તોય વળગણ થયુંને ! એ નિકાલ બાબતનું વળગણ ના રહ્યું. ત્યાગ હોયને, તો ત્યાગમાં ને નિકાલમાં ફેર ખરો કે નહીં ? શું ફેર કહો ?!

ત્યાગ વસ્તુ શું કહે છે ? આપણામાં કહેવત છે 'ત્યાગે ઈસકુ આગે' એવી કહેવત સાંભળેલી ? 'ત્યાગે સો આગે'. એક બૈરી અહીં છોડી કોઈએ તો પછી દેવગતિમાં એને બીજી વધારે સારી બૈરીઓ મળે. એટલે જે તમે છોડ્યું તેથી એનું પુણ્ય બંધાય અને તેનું વધારે ફળ મળશે. આ સમજમાં આવ્યુંને ? 'ત્યાગે ઈસકુ આગે' જેટલું ત્યાગ કરો, તેનું ફળ આગળ એને મળશે. આપણે અહીંથી ઘરમાંથી દસ મણ અનાજ ખેતરમાં નાખી આવ્યા. એ ત્યાગ કર્યું. પછી એનું ફળ આગળ આવેને ! તે આ દુનિયામાં ત્યાગે સો આગે. જો તારે જોઈતું હોય તો ત્યાગ કર, કહે છે.

અને આ નિકાલ એટલે લેવાય નહીં ને દેવાય નહીં. નિકાલ કરી નાખો, ભઈ. આપણે હવે લેવા-દેવા ના રહ્યું. એટલે નિકાલી બાબતનું વિજ્ઞાન જુદી જાતનું.

નિકાલ ને ફાઈલ. નિકાલ શું કહે છે કે જે વિજ્ઞાનમાં ત્યાગ કરવાનું ન કહે, ગ્રહણ કરવાનું ન કહે, ત્યાં નિકાલ કરવાનું હોય. આપણે ત્યાં તો ગ્રહણેય કરવાનું નહીં, ત્યાગે કરવાનું નહીં. ગ્રહણ-ત્યાગ અહંકારી કરી શકે. જગત આખું ગ્રહણ-ત્યાગમાં જ પડેલું છે. ગૃહસ્થીના આચારોનો ત્યાગ કરે સાધુઓ અને પાછા સાધુપણાના આચારો ગ્રહણ કરે. એટલે મુક્તિ ક્યારેય પણ ન મળે. આ મુક્તિ મળે એવી વસ્તુ જ નથી આ. મુક્તિ તો એવું હોવું જોઈએ કે પહેલેથી જ વાક્યોય એક એક મુક્ત લાગે આપણને. મુક્ત લાગે, મીઠાશવાળાં લાગે વાક્યો. એટલે એની વાત જુદી છે. આ બીજું તો બધું જંજાળ છે, આ તો ભંગજાળ છે.

## દાદાનું છે આ વિજ્ઞાન !

હવે આ એકલું જ કરવા જેવું છે. આ વિજ્ઞાન છે, આ ધર્મ નથી. એટલે તમે અહીં મને પૂછો ને પછી તમને જે કહીએ એ પ્રમાણે જ કરવું. સમભાવે નિકાલ કરવાનો. બહુ બળ છે એમાં તો. એક શબ્દમાં તો એટલું બધું વચનબળ મૂકેલું છે કે છૂટકારો મેળવાય. અને નુકસાન કશું થવાનું નથી. નહીં તો નુકસાન તો આ દુનિયામાં આવ્યા ત્યારથી નફો ને નુકસાન રહેવાનું છે.

સમભાવે નિકાલ કરવો છે એવું કહીએ, એટલે આ મહીં બધું ફેરફાર થઈ જાય. અમારી વાણીનું વચનબળ છે આ. એ વાક્યમાં વચનબળ મૂકેલું છે. એનાંથી બહુ સરસ કામ થાય. અને છેવટે બે વરસે-પાંચ વરસે પણ સમભાવે નિકાલ એની જોડે થઈ જશે. એની જોડે વ્યવહાર સંબંધ જ નહીં રહે, રાગ-દ્વેષનો સંબંધ જ નહીં રહે, 'ફાઈલ' નહીં રહે.

હવે સમભાવે નિકાલ કર્યો એ એક શબ્દ શું કહે છે ? એટલું પુણ્ય બંધાય, તે આવતા ભવમાં ઉકેલ આવી જાય. આ ફાઈલોનો સમભાવે નિકાલનો અર્થ જ એવો છે એ આત્માને આત્મા બનાવનારો છે. કોઈ કાળે હોતું જ નથીને ! આજે કોઈ માને નહીં આ વાત ?! એ ચાખે ત્યારે માને.

## અહો અહો ! આ અક્રમ વિજ્ઞાન !

એટલે આ કહું છું આ અક્રમ વિજ્ઞાન બહુ સાયન્ટિફિક છે, વિજ્ઞાન છે. એ તો જ્યારે બહાર પડશે ત્યારે ખબર પડશે કે આ શું છે ! આખું જગત એક દહાડો સો-બસો વર્ષે, પાંચસો વર્ષે પણ આફરીન થશે આની પર. અને વિજ્ઞાન એટલે અવિરોધાભાસ, સિદ્ધાંત. સિદ્ધાંત એનું નામ કહેવાય કે અસિદ્ધાંતપણાને ક્યારેય પણ ન પામે. બાકી સિદ્ધાંત છે કઈ જગ્યાએ ? કોઈ જગ્યાએ સિદ્ધાંત જોવામાં જ આવ્યો નથીને ! પચ્ચીસ પાના વાંચો ત્યારે વિરોધાભાસ થઈને ઊભું રહ્યું હોય. આ તો વિરોધાભાસ વાણી જ કોઈ દહાડો નથી નીકળી. ફ્રેશ હોય, નવું હોય, એને હેલ્પિંગ કરતું હોય.

એનું એ જ, પણ ફ્રેશ હોય. ફાઈલ શબ્દ તો બહુ સારો અંગ્રેજીમાં મૂક્યો છે પણ ! કારણ કે લોકો પછી પાછળ તપાસ કરવાના કે આ કયા યુગમાં થયું હશે ? એટલે અંગ્રેજોના યુગમાં આ થયું હશે એવી શોધખોળ કરશે. પછી કોઈ બાપોય રચનાર નથી, ચરોતરમાં થયેલું છે આ. એટલે આ ભાષા ઇટસેલ્ફ બધું કહી આપશે. ખોળનારને જડી આવશે.

## દસ લાખ વર્ષે પ્રગટ્યું આ વિજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** દાદાનું જે આ વિજ્ઞાન છે, તેની અંદર અમને મૌલિક વસ્તુ એવી લાગી કે દાદા અહમ્‌નું વિરેચન કરી નાખે. અહમ્‌નું નિરસન કરી નાખે છે અને બીજી કોઈ ઠેકાણે અહમ્‌નું નિરસન ના જોયું.

**દાદાશ્રી :** હોઈ શકે નહીં, બની શકે નહીં. બનેલુંય નહીં ક્યારેય પણ એથી દસ લાખ વર્ષ કહ્યા. અક્રમ દસ લાખ વર્ષે આવ્યું છે. તે આ અહમ્ ઊડી જવાથી તમારી અને ભગવાન મહાવીરની દશામાં ફેર કેટલો કે મહાવીરની દશામાં એમને નિકાલ કરવાનું હોતું નથી. એમને ફાઈલ જ નથી હોતી અને તમે ફાઈલોમાં ગૂંચવાયેલા છો એટલો જ ફેર છે. બાકી ચિંતા વગર એ હતા ને તમેય ચિંતા વગરનાં છો !

## ફાઈલ વગરના એ ભગવાન !

બીજું કોઈ છે જ નહીં. ત્યાં આપણી ભૂલોનું ફળ આપણને ભોગવવાનું. માલિકી આપણી, ઉપરી ય કોઈ નહીં. મહીં બેઠા છે તે જ ભગવાન આપણા. આ શુદ્ધાત્મા એ જ ભગવાન. ફાઈલ વગરના શુદ્ધાત્મા ભગવાન કહેવાય ને ફાઈલવાળા શુદ્ધાત્મા, એ શુદ્ધાત્મા કહેવાય.

ચંદુભાઈને ફાઈલો છે ત્યાં સુધી આપણે શુદ્ધાત્મા. ફાઈલો છે ત્યાં સુધી બુદ્ધિ રહેવાની, પણ આપણે આ બધાથી જુદા છીએ. આપણે આમાં એકેય નથી. દાદાએ જે આ જુદા પાડ્યા ત્યારથી ફાઈલ હોય તો મહીં બેસવું, બેસીને ટોળામાં ફરવું, નથી ગમતું છતાં જોડે રહેવું પડે એટલે મહીં જરા ખૂંચ્યા કરશે પણ મહીંથી છૂટા પડ્યા પછી છૂટું જ છે. એ ફાઈલોનો સમભાવે નિકાલ કરીએ એટલે બધાથી છૂટતાં જઈએ.

**પ્રશ્નકર્તા :** તમારી સ્થિતિ પામવી છે દાદા, બધી ફાઈલો હોય તોય અડે નહીં.

**દાદાશ્રી :** હા, એટલે હવે ફાઈલ રૂપે લાવ્યા છીએ. હવે ફાઈલનો સમભાવે નિકાલ લાવી નાખવાનો. બસ, એટલે પતી ગયું, બધું કામ પતી જાય.

❖❖❖❖❖

## [૪.૧]

# ભરેલો માલ

### 'ન્હોય મારું' કહ્યે, છૂટે !

**પ્રશ્નકર્તા :** આપણે જાણીએ છીએ કે આ કરવા જેવું નથી, આ ખોટું છે છતાં ભૂલ થાય છે. તે પાછલાં જે બધાં કર્મો લઈને આવેલા છે, એને લીધે ?

**દાદાશ્રી :** એ તો માલ કચરો ભરી લાવ્યા'તા. પૂછ્યા વગરનો માલ. અજ્ઞાની લોકોને સમજણ પડે તે માલ બધો. એ આપણે કાઢવો તો પડશેને ? જેવો ભરેલો માલ હોય તે.

જે સમજણ પડે છે કે આ ખોટો માલ ભરી લાવ્યા છે, ત્યાં આગળ આત્મવિજ્ઞાન છે, ત્યાં પ્રજ્ઞા છે એ 'જુએ' છે. જોનારમાં એ પ્રજ્ઞા છે. પ્રતિક્રમણ કરીને આ 'મારું ન્હોય' એટલું બોલે તોય બહુ થઈ ગયું. 'મારું' કહીને વળગાડ્યું. હવે આ 'મારું ન્હોય' કહીને છોડી દેવું. જ્ઞાન આપ્યા પછી સરસ રહે. જ્ઞાન આપ્યા વગર ના થાય. જ્ઞાન આપીએ ત્યારે બધા પાપો ભસ્મીભૂત થઈ જાયને ! ત્યારથી હલકો થઈ ગયો. નહીં તો બિચારા સત્સંગ સાંભળ્યા કરે પણ ભલીવાર ના આવે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધે પાંચ-પાંચ વર્ષ થયા તો ય હજુ અમારો મેળ નથી કેમ પડતો ?

**દાદાશ્રી :** મેળ હવે તો પડ્યો જ કહેવાય. એવો કઈ જાતનો મેળ પાડવાનો ?

**પ્રશ્નકર્તા :** આ ભૂલોમાંથી.

**દાદાશ્રી :** અંદર ચોખ્ખું થઈ જાય. હજુ નીકળ્યા કરવાનો માલ તો. કચરો જે ભરેલોને, તે તો નીકળે જ ને ? નહીં તો ટાંકી ખાલી ના થાયને ? પહેલાં તો કચરો નીકળે છે એવું જાણતા ન હતા. સારું નીકળે છે એવું જાણતા હતાને ?! એનું નામ સંસાર અને આ કચરો માલ છે એવું જાણ્યું એ છૂટા થવાની નિશાની.

એવું છે ને, જેમ જેમ વર્ષો જાયને તેમ તેમ મોહ ઓછો થતો જાય, વધે નહીં. પછી અમુક વર્ષે તો બિલકુલ ખલાસ થઈ જાય. આપણે ટાંકીમાં ત્યાં જોવા જઈએને તો કશુંય ના હોય. ત્યારે તે ઘડીએ આ વાંધા ના આવે, તે ઘડીએ બહુ મજા આવે.

## આ તો છે સિદ્ધાંત !

**પ્રશ્નકર્તા :** મને લાગે છે કે ઉપર સારો દેખાઉં છું, પણ મારો સ્વભાવ એમનો એમ જ છે.

**દાદાશ્રી :** અમે જાણીએ જ છીએ કે આ માલ આવો જ છે. એક એક શીશી (જ્ઞાનની) પાઈએ જ છીએ, રોજ. એ સ્વભાવ આખો ચેન્જ થઈ જશે. કુંટુંબમાં ખોળશે કે ભઈ આપણા ક્યાં ગયા ? કારણ કે પાવરફુલ આ જ્ઞાન તો બધું. એ કંઈ ગોટાળિયું નથી બધું, પણ હવે માલ કચરો ભરેલો તેનું શું થાય ?

પછી મને કોઈ કહેશે કે 'દાદા, આ તો એના ઘરમાં તકરાર કરતો હતો.' એ તકરાર કરીનેય ભરેલો માલ ખાલી કરે છેને ! કંઈ નવું ભરે છે ?! એને વાપરવા માંડ્યો એટલે એ ખાલી થઈ જાય. આપણી પાસે નવી આવક નથી. નવી આવક ના હોય ને વપરાય એટલે રહે કે ?!

બાકી આ તો સિદ્ધાંત છે. એ સિદ્ધાંત કોઈ જગ્યાએ બ્રેકડાઉન થતો

હોય તો મને કહો ! આપણો સિદ્ધાંત બ્રેકડાઉન થતો નથી.

ભરેલો માલ લાવ્યા હતા, તે મને પૂછીને લાવ્યા હતા ?

**પ્રશ્નકર્તા :** પૂછ્યા વગર.

**દાદાશ્રી :** હા, બધું પૂછ્યા વગર ભર ભર કરેલો. સ્ટોરમાં ગયા તે જે આવે તે લીધું પોતાને ફાવે એ, પણ દાદાને નહીં પૂછ્યું કે આ લઉં કે આ લઉં. મને પૂછીને લીધું હોત તો ચોંટત નહીં કશું. કારણ કે મારી આજ્ઞા થઈ કહેવાય ને ! હવે ચોંટ એ ઊખડી ગઈ, પણ ભરેલો માલ નીકળે છે.

**પ્રશ્નકર્તા :** આપણે આ ગાડીને કંટ્રોલમાં રાખવા માટે એના અમુક નિયમો હોય છે એ પાળીએ છીએ. અમુક સ્પીડની બહાર ના જતા રહીએ. નેવું-પંચાણુંની સ્પીડ કરીએ તો ઠોકી દઈએ. એવી રીતે જ આપણા જીવનમાં, એટલે ચંદુભાઈને, કાયાને અમુક કંટ્રોલમાં રાખવા પડેને ?

**દાદાશ્રી :** એ ગાડી તો એનો કંટ્રોલર છેને ! તે કંટ્રોલર થાવ તો પછી નિયમમાં રાખવાને માટે પ્રયત્ન કરવો પડે. પણ તોય રહેતા નથી નિયમમાં. કારણ કે આ પરસત્તા છે, આપણી સત્તા જ નથી. પોતે એને પોતાની માની અને લોકો ઠોક ઠોક કર્યા કરે છે. પોતાની સત્તા માની ને, એટલે એને કંટ્રોલમાં કરવા જાય છે. ટાંકી ભરેલી હોયને, તે ખાલી ના કરો અને એનો જો કંટ્રોલ કરો તો આગળ ઉપર તમારે છે તે લાંબું લંબાશે. આ ડિસ્ચાર્જ એટલે ભરેલી ટાંકી.

**પ્રશ્નકર્તા :** હજુ બરાબર સમજાયું નથી.

**દાદાશ્રી :** આપણે આ ચાર્જ ના રહ્યું હવે. કર્મનો કર્તા ના રહ્યો. કૉઝિઝ ના રહ્યાં. ફક્ત ઈફેક્ટ રહી. ઈફેક્ટ એટલે ભરેલી ટાંકી. એટલે આપણે જો એને ઓછું કરવા જઈશું તો આગળ લાંબું લંબાશે. એનાં કરતાં નીકળી જવા દો જલદી જેમ બને તેમ. જે નીકળતું હોય એને 'જોયા' કરો. ઈફેક્ટ હંમેશાં કેવી હોય કે આપણે બેટરીની અંદર સેલ પૂરીએને, હવે

સેલને ઓછો વાપરીએ તો લાંબો ચાલે અને ખૂબ વાપરીએ તો જલદી ઉકેલ આવી જાય. સેલ છૂટા થઈ જાય ને આપણેય છૂટા થઈ જઈએ. આ મન-વચન-કાયાની ત્રણ બેટરીઓ છે. તે આ પાવર ભરેલો છે મહીં. એ પાવર હવે વપરાઈ રહ્યો છે. નવો પાવર ભરાતો નથી. એટલે પાવર જો વહેલો વપરાઈ જાય તો જલદી ઉકેલ આવી જાય. પછી તો એકદમ નિરંતર સમાધિ રહે ને આપણો ધંધો ચાલ્યા કરે બધો.

ટાંકી ભરેલી હોય, તે જેની મોટી ભરી હોય તેનો મોટો માલ ને નાની ભરી હોય તો નાનો. અમુક જાતનો માલ ભર્યો હોય, વિષયોનો વધારે ભર્યો હોય તો એને વિષય વધારે નીકળે. જેણે માનનો વધારે ભર્યો હોય તો માન વધારે નીકળે. જેણે હિંસાનો વધારે ભર્યો હોય તો હિંસા વધારે નીકળે. જેણે જે ભરેલો હોય, તે માલ નીકળે બધો. એ 'જોયા' કરવાનું આપણે.

કર્તાપણું છૂટ્યા પછી હવે કરવા જઈએ, એ કશું બને એવું નથી. એમ પણ કોઈથી કશું થઈ શક્યું નથી. આ તો ઇટ હેપન્સ, થઈ રહ્યું છે એને પોતે કર્તા માને છે. આ ત્રણ બેટરીઓમાં પાવર ભરેલો છે. નવો પાવર બંધ થાય તો પછી બેટરીઓ ડિસ્ચાર્જ થઈ ગઈ. એટલે મુક્ત થઈ ગયા અને અત્યારથી દુઃખમુક્ત થયા છીએ. હવે દુઃખ રહે જ નહીં. રાગ-દ્વેષ થાય નહીં, વીતરાગતા રહે. તે ચંદુભાઈ શું કરે છે એ તારે 'જોયા' કરવાનું, બસ એટલું જ કામ !

આ અવતારમાં ક્ષાયક સમકિત પ્રાપ્ત થયું છે. હવે એ અમારી આજ્ઞામાં જેટલું રહેવાય એટલી સમાધિ રહે. હવે એ આજ્ઞામાં તમારે રહેવું હોય નિરંતર, પણ મહીં માલ ભરેલો તે રહેવા ના દે. એટલે આપણે બને એટલો પ્રયત્ન વધારે રાખવો. માલનો સ્વભાવ શું છે ? આજ્ઞામાં ન રહેવા દેવું. હવે એ માલ શું ભરેલો છે ? ત્યારે કહે છે કે, આમથી મૂર્છાના પરમાણુ ભર્યાં, આમથી અહંકારના પરમાણુ ભર્યાં, આમથી લોભના પરમાણુ ભર્યાં, બધા જે પરમાણુ ભરેલાંને, હવે એ પરમાણુ છે તે, એમનો વખત પાક્યો હોય ને, તો એ પાછાં ઢોલકી વગાડે. 'મૂઆ, તમે કેમ ઢોલકી વગાડો છો ?' ત્યારે કહે, 'અમે છીએને મહીં.' તે એમનો સમભાવે

નિકાલ કરી નાખવો.

## નિકાલ કરવાનો કે થઈ રહ્યો ?

જેમ જેમ પેલો માલ નીકળતો જાય, તેમ ખાલી થતો જાય. ભરેલા માલને દ્રવ્યસંગ્રહ કહેવાય છે. એ સારોય હોય ને ખોટોય હોય, બેઉ હોય. ભાવજાગૃતિ થયા પછી નીકળે, નહીં તો નીકળે નહીં. એટલે આ લોકોને ભાવજાગૃતિ હોય નહીં એટલે પેલું દ્રવ્યસંગ્રહમાં જ પડ્યા રહેવાનું. સારું આવે તો સારું ને ખોટું આવે તો ખોટું.

**પ્રશ્નકર્તા :** અને ભાવજાગૃતિ આવ્યા પછી સારું-ખોટું બન્નેવનો નિકાલ જ થયા કરે.

**દાદાશ્રી :** નિકાલ જ થયા કરે.

**પ્રશ્નકર્તા :** હવે દાદા, આપે ભાવજાગૃતિની વાત કરી. ભાવજાગૃતિ થયા પછી નિકાલ થયા કરે છે. હવે કોઈનો સારો ડિસ્ચાર્જ હોય તો ય એ ભલે સારો હોય, સુગંધીદાર હોય પણ એ ય પૂરેપૂરો ડિસ્ચાર્જ જ્યાં સુધી ના થાય ત્યાં સુધી....

**દાદાશ્રી :** ત્યાં સુધી નિકાલ જ ના કહેવાય ને ! પણ સારું-ખોટું તો આપણે અહીં કહીએ છીએ પણ ત્યાં નથી ને !

**પ્રશ્નકર્તા :** એ તો દાદા, પણ આપે આ નિકાલની વાત કીધી કે આ સારો છે તે ય નિકાલ કરવો પડશે. તો સારાની અંદરે ય પછી અભિનિવેષ બિલકુલ રહે જ નહીં ને ?

**દાદાશ્રી :** એ તો હોય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** હં. કારણ કે આજ ગમે તેવો સારો છે તોય પણ એનો નિકાલ કરવાનો છે.

**દાદાશ્રી :** નિકાલ કરવાનો છે. તેથી 'નિકાલ' શબ્દ મૂકેલો. એનો નિકાલ કરી નાખવાનો. સારું-ખોટું ત્યાં હોય જ નહીં ને ! એટલે આ તો ડિસ્ચાર્જ કરવાનો, એનો નિકાલ કરી નાખવાનો.

**પ્રશ્નકર્તા :** હવે નિકાલ કરવાનો તેય આપનું જ્ઞાન તો એવા પ્રકારનું છે કે નિકાલ કરવાનો નથી, પણ નિકાલ થઈ જ રહ્યો છે, પોતે જો જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો તો.

**દાદાશ્રી :** એ શબ્દ એને સમજમાં આવી જવો જોઈએ. નિકાલ થઈ રહ્યો છે. નિકાલ કરવાનું કહેવાથી શબ્દ એની સમજમાં આવી જાય અને એ નિકાલ કરે જ છે. કારણ કે ડિસ્ચાર્જ અહંકારથી ડિસ્ચાર્જ નિકાલ થયા કરે છે. એટલે નિકાલ કરે જ છે. પછી 'એ થઈ રહ્યો છે' એ જરા આગળનાં સ્ટેજમાં છે, એ જોનાર તૈયાર થાય ત્યારે. એટલે 'હું શુદ્ધાત્મા છું' એવું પ્રતીતિમાં હોય ત્યાં સુધી હું આ નિકાલ કરું છું એમ કહે. પ્રતીતિ પછી જ્ઞાનમાં પરિણામ પામે, તેમ તેમ પોતાને દેખાતું જાય કે નિકાલ થઈ રહ્યો છે, એમ પછી રહે !

## ભરેલો માલ નીકળવો જ જોઈએ !

**પ્રશ્નકર્તા :** દાદા, જે પ્રસંગ બન્યો હોય, એ આપણા ધ્યેયને નુકસાન કરતો હોય, એને આપણે વિચારે કરીને આખો એને સમજી લઈએ. જેથી ફરી એ વસ્તુ ના બનવી જોઈએને ?

**દાદાશ્રી :** ના. એ બને જ. બનવી જ જોઈએ. ના બને તો ખોટું કહેવાય. મહીં જેટલો માલ ભરેલો છે એટલી બનશે. નહીં ભરેલો હોય એ નહીં બને. તારે તો પ્રતિક્રમણ કર્યા કરવાના. ના બનવી જોઈએ, એ પાછો કરનાર કોણ છે આનો ? કરનાર તો અકર્તા કિરતાર થયો. આ તો સમજણ નહીં ત્યારે આવું બોલે છે ને !

**પ્રશ્નકર્તા :** દાદા, એવું થઈ જાય છે. તેથી મેં પૂછ્યું, કે આ ફરી આવું કેમ થઈ જાય છે ?

**દાદાશ્રી :** આપણે ઊંધું ને અવળું કરેલું એટલે પછી શું થાય ? દરેક કામમાં ના થાય, અમુક જ કામમાં થાય.

**પ્રશ્નકર્તા :** એ બોધ લેવાની અને તારણ કાઢવાની એ શક્તિ કેવી રીતે ખીલે, દાદા ?

**દાદાશ્રી :** છે જ શક્તિ મહીં. બોધે ય લીધેલો છે. ખોટું છે એ ય જાણે છે પણ અટકે નહીં ને ? માલનો જથ્થો વધારે ભરેલો, તે અટકે નહીં અને ઓછો ભરેલો હોય તો અટકી જાય.

**પ્રશ્નકર્તા :** અમારું સ્વરૂપ આટલું બધું શુદ્ધ થશે ત્યારે અમારો એક-બે અવતાર પછી મોક્ષને ?

**દાદાશ્રી :** સ્વરૂપ તો શુદ્ધ થઈ ગયું. હવે દુકાન કાઢવાની બાકી રહી છે. દુકાનદાર માણસ હતો, તે દુકાન વધાર્યા કરતો હતો. પછી મહીં થાકી ગયો અને બહુ દુઃખી થયો. ત્યારે કહે, 'બળી, હવે દુકાન કાઢી નાખવી છે.' એટલે દુકાન કાઢી નાખવાની શરૂઆત કરી. પણ એ પૂરેપૂરી કાઢી શી રીતે નાખે ? એ તો કોઈ જ્ઞાની પુરુષ આ જન્મમાં મળી આવે તો. જ્ઞાની પુરુષ એના રસ્તા દેખાડે કે દુકાન કેવી રીતે પછી કાઢી નાખવી ! જે શરતો બધી જ્ઞાની પુરુષે કહી હોય, એ શરતોથી પછી સમભાવે નિકાલ કરી નાખવો બધો.

## દેવાંના કારણે ન જણાય નફો !

**પ્રશ્નકર્તા :** દાદાનું જ્ઞાન મળ્યા પછી જ્ઞાન પ્રકાશના બધાય પ્રવાહ ખુલ્લા કેમ ના થઈ જાય ?

**દાદાશ્રી :** બધા થઈ ગયા છે, પણ તમારા પહેલાના જે ડેબીટ સાઈડનાં દેવાં છેને, તે પ્રેઝન્ટ થયા કરે છે. બાકી બધાં જ્ઞાન ખુલ્લાં થઈ ગયા છે. હવે આ દેવાં વળાય છેને, જ્યાં સુધી આ દેવું વળે છેને, ત્યાં સુધી આપણને જોઈએ એવા રૂપિયા વાપરવા મળતાં નથી. હજુ હાથ તો ખેંચમાં ને ખેંચમાં જ રહે. એવું છે આ ! પાછલું દેવું પાર વગરનું છે, આ બધાય દેવું વાળે છે. જેમ જેમ દેવું ઓછું થઈ જાય, તેમ તેમ હલકો થતો જાય !

વાત તો સમજવા જેવી છે, નહીં તો એક જ ફેરો આ જ્ઞાન મળ્યા પછી કલ્યાણ થઈ જાય. પણ કાં તો એ દિલ લાગેલું નથી. બાકી આ બાજુ દિલ લાગેલું હોય તો એને ઍક્ઝેક્ટ મહીં લાઈટ થઈ જ જવું જોઈએ.

તમારા દેવાંને લઈને તમારું ગૂંચાયેલું રહે છે. આ તો પરમાત્મપદ તમને આપેલું છે ! અમારું દેવું પૂરું થઈ ગયેલું. અમે પરમાત્મપદ ભોગવીએ છીએ. તમારે પૂરું થવા માંડ્યું છેને ?!

## પ્રતિક્રમણથી થાય ચોખ્ખો ભરેલો માલ !

**પ્રશ્નકર્તા :** સવારના ઊઠીને હું નક્કી કરું કે મારે પાંચ આજ્ઞામાં જ રહેવું છે, કોઈને દુઃખ નથી દેવું. તોય પાછું દેવાઈ જાય એવું કેમ ?

**દાદાશ્રી :** દેવાઈ જાય એ તો બધું મહીં માલ ભરેલો છે એટલે. પછી આપણે હવે નક્કી કર્યુંને, નવેસરથી વ્યાપાર ચોખ્ખો કરવો છે એટલે હવે ચોખ્ખો થઈ જશે.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત આપણે ગમે એટલું નક્કી કર્યું હોય તોય બોલી જ જવાય.

**દાદાશ્રી :** ના બોલવું હોય તોય બોલી જ જવાય. ગોળી છૂટી જાય, આપણા હાથમાં નથી એ ગોળી. એ બે-ચાર કલાક સુધી વાળી રાખીએ અને બે-ચાર કલાક સુધી દબાવી રાખીએ તોય પાછું ફૂટે.

**પ્રશ્નકર્તા :** હું આમ મનમાં નિશ્ચય કરું કે આવું નહીં કરવું જોઈએ, છતાં બોલાઈ જાય.

**દાદાશ્રી :** એ ચાલે નહીં. ફક્ત આપણે એનું પ્રતિક્રમણ કરવું એટલો ઉપાય. બીજો કોઈ ઉપાય ના મળે. એ બંધ કરવાનું નથી પણ 'આવું ના હોય તો સારું', એવું આપણે ચંદુભાઈને કહેવાનું. છતાં જે માલ છે તે નીકળ્યા વગર રહેશે જ નહીં. ટાંકીમાં ડામર ભરેલો હશે તો ડામર નીકળશે અને કેરોસીન ભર્યું હશે તો કેરોસીન નીકળશે. જે ભર્યું હશે એવું નીકળ્યા કરશે. પણ આ અક્રમ વિજ્ઞાન છે એટલે પોતાનાં કર્મો ખીચોખીચ ભરેલાં છે, નિકાલ કરવાનાં બધાં બહુ બાકી છે ને આ જ્ઞાન પ્રગટ થયું છે એટલે શું થયું ? તે પોતાને ચિંતાઓ ને એ બધું બંધ થઈ ગયું અને આ નિકાલ કરવાનો એકલો બાકી રહ્યો. નિકાલ કરી રહે, તેમ આનંદ

વધતો જાય. ચિંતા બંધ થઈ જાય, ઉપાધિ બંધ થઈ જાય. તમારે કોઈ ઉપાધિ-ચિંતા રહે છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એટલે પેલો ફાઈલોનો નિકાલ થયા કરે તેમ તેમ બોજાં ઓછાં થતાં જાય.

ચૌદ વર્ષે ફાઈલો ખલાસ થઈ જાય. કારણ કે ટાંકી ભરેલી છે, બીજી આવક નથી. પછી એ ટાંકી ખાલી થાય છે અને અમુક વર્ષે એનો ઉકેલ આવે છે. બહુ ચીકણો માલ ભરેલો છે, તે પાંચ-સાત વર્ષ વધારે થાય, પણ ખાલી જ થયા કરે.

**પ્રશ્નકર્તા :** ચૌદ વર્ષ પહેલાં ખાલી ન થાય ?

**દાદાશ્રી :** થાય ને ! એ તો જેવો જેનો પુરુષાર્થ. ત્રણ વર્ષમાં ખાલી કરે. એક કલાકમાં ખાલી કરી નાખે એવા માણસો હોય છે. એવો પુરુષાર્થ પણ હોય છે. પણ ચીકણો માલ એવો લાવ્યા છો કે એ પુરુષાર્થ તમારો જાગ્રત જ ના થાય.

## રહ્યું પાણી હવે પાઈપ લાઈનનું !

એવું છે ને, આ મહીં ટાંકીમાં માલ ભરેલો છે. હવે કયો માલ ભરેલો છે ? ત્યારે કહે, સાતસો માઈલ છેટે મોટું સરોવર છે, તેનું પાણી અહીં બોમ્બેમાં આવતું હોય અને આપણે અહીં આગળ એક નાનું તળાવ છે તે ભરી લેવું છે. તે મ્યુનિસિપાલિટીવાળાએ કહ્યું કે ત્યાંથી અહીં પાણી આવવા દો. એટલે ત્યાંથી પાણી આવે છે ને આ તળાવ ભરાઈ જવા આવ્યું, થોડું બાકી રહ્યું એટલે આણે ફોન કરીને કહ્યું કે તમે ત્યાં બંધ કરી દો. એટલે પેલાએ બંધ કર્યું. ત્યાર પછી પણ પાણી આવ્યું ને પછી ઊભરાઈને બહાર નીકળવા માંડ્યું એટલે આણે કહ્યું, 'બંધ કરો, બંધ કરો.' ત્યારે પેલા કહે, 'મૂરખો છું, ક્યારનું બંધ કર્યું.' તે આ સાતસો માઈલનું પાણી આવે છે. એટલું તો સમજવું પડેને ? એટલે ત્યાં સુધી ધીરજ પકડવી

પડે, એટલે આ માલ નીકળી જતાં સુધી. નવું આવતું નથી, જૂનું નીકળે છે એ પછી. ધીરજ તો પકડવી જોઈએ ને ? તારે નીકળતું નથી ? ડહોળું નીકળે છે કે સારું નીકળે છે ?

**પ્રશ્નકર્તા :** ડહોળું.

**દાદાશ્રી :** એટલે હવે એ જે મન છે અને ચિત્ત છે, તે ચંદુભાઈનો ભરેલો માલ છે. તમે શુદ્ધાત્મા છો એટલે તમારે ચંદુભાઈના તાબામાં શું માલ છે એ જોયા જ કરવાનું. મન કઈ બાજુ ફરે છે, ચિત્ત ગમે ત્યાં ભટકતું હોય તો પણ વાંધો નથી. ખાલી થયા કરે ને ખાલી થઈ ગયા પછી કશું રહેશે જ નહીં. પછી તમે પાણી ખોળો તો જડશે નહીં. એટલે તમારે વાંધો નહીં રાખવાનો.

## સારો-ખોટો બેઉ નિકાલી !

'હું શુદ્ધાત્મા છું' એ ઉપયોગમાં રહીએ, એનું નામ શુદ્ધ ઉપયોગ કહેવાય. તે પછી ગમે તેવો માલ ભરેલો હોય, ગમે તેવા બંધ પડેલા હોય, મન તો નિર્જરા થયા જ કરવાનુંને ? તેમાં આપણું શું જાય છે ? જ્યાં સારો ને ખોટો બેઉ માલ નાખી દેવા તૈયાર થયા છીએ, તો પછી એની પીડા શી ? મારી પાસે બહુ સારો ઉપયોગ રહે એવું છે. મારું ચિત્ત સારું છે તો ય નાખી જ દેવાનું અને તમારું ય નાખી દેવાનું. ત્યારે બેઉની કિંમત સરખી જ થઈ ગઈ ને, માટે એમાં શું કામ ઉપયોગ પેસવા દેવો ? ચંદુભાઈ કેવા છે તે જોયા કરવું અને ભરેલા માલ વગર તો આ કંઈ નીકળતું હશે ?

## દાદાની સૂક્ષ્મ હાજરીથી ય મુક્તિ !

**પ્રશ્નકર્તા :** દાદા, એવું કેમ આ તમારી હાજરીમાં એક પણ વૃત્તિ બિલકુલ ઉછાળા મારતી નથી ને જેવા તમે જશો એટલે પાછળ આ ભાઈ જાણે કે ઠેરના ઠેર, બધું શરૂ થઈ જાય પછી રોજિંદો ક્રમ !

**દાદાશ્રી :** અમારી સૂક્ષ્મ હાજરી રાખી શકો, તો એવું ના થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, સૂક્ષ્મ હાજરી એટલે કેવી રીતે રાખવાની ?

**દાદાશ્રી :** આંખ મીંચીએ ને દેખાય. જ્યાં જુએ ત્યાં દાદા દેખાય. દાદા દેખાય એટલે તમારે જોખમદારી નહીં. આ તો આજ્ઞામાં રહો એટલે જેની આજ્ઞા પાળોને તેની જોખમદારી.

**પ્રશ્નકર્તા :** આજ્ઞા પાલન કરનાર મહાત્માથી કોઈ પરોપકાર થઈ જતો હોય તો તેનું શું ?

**દાદાશ્રી :** પરોપકાર થઈ જતો હોય અને પર-અપકાર થઈ જતો હોય તો ય તેનો નિકાલ થઈ ગયો. જે નિકાલી બાબત હોય, એને સંભારવાની જ ના હોય ને ? પર-ઉપકાર કર્યો કે પર-અપકાર કર્યો એ બધું ડિસ્ચાર્જ ! જ્ઞાન ના હોય તો પારકાં ઉપર ઉપકાર કરવો, પરોપકાર કરવો એ તો પુણ્યને માટે છે. પણ જ્ઞાન લીધા પછી કંઈ પણ કોઈને અપકાર કરવો ને કો'કને પરોપકાર કરવો બે ય સામસામી શબ્દો છે, એને ને આજ્ઞા પાળવા જોડે લેવા-દેવા નથી. આજ્ઞા પાળવાની જોડે તો કોઈ વસ્તુ અડે નહીં. આખા શાસ્ત્રમાં કોઈ વસ્તુ એવી નથી કે જે આજ્ઞાની જોડે અડે. પણ આજ્ઞા આપનાર એક્ઝેક્ટ હોવો જોઈએ.

કામ કાઢી લેવાનું છે. પછી ભલે આપણું મન જાડું હોય તો આપણે વધારે બેસી રહેવું. પણ ઉકેલ લાવોને ! કળિયુગનો માલ છેને, તે બહુ માલ ભરેલો હોય. આપણે તો આ જ્ઞાન પામ્યા તે જ મોટી પુણ્યૈ કહેવાય, જબરજસ્ત પુણ્યૈ કહેવાય.

## ભરેલો માલ દેખાડે દાદાનો ય દોષ !

**પ્રશ્નકર્તા :** દાદાની ઉપર બહુ ભાવ છે, છતાં મને કોઈ વખત દાદા માટે જરાક અવળા ભાવ થઈ જાય છે પછી બહુ આંસુડાં પડે.

**દાદાશ્રી :** તે એનો વાંધો નથી. આ વિજ્ઞાન જ એવું છે કે જે થતું હોય એ જોયા કરવાનું. એટલે આ વિજ્ઞાન જ તમને છોડાવશે. આ વિજ્ઞાન જ એટલું બધું સુંદર છે કે ઠેઠ સુધીનું કામ કાઢી નાખશે. આ જ્ઞાન આપ્યા પછી મેં હિંસકભાવ તમારામાં ઉત્પન્ન થયેલો જોયો જ નથી.

**પ્રશ્નકર્તા :** છતાં આપ એવી કોઈ કૃપા કરો કે આનાથી હવે છૂટાય.

**દાદાશ્રી :** એવું છે, તમને તો શું નહીં થતું હોય એ હું બધું ય જાણું. તમને તો મારા માટે ભાવ બગડ્યા કરે તે ય હું જાણું પણ છતાંય હું જાણું કે તમે છૂટશો. કારણ કે તમને ખબર પડે છે કે આ ખોટું થયું છે. એ ભાવ જે મારા માટે ઉત્પન્ન થાય છે, એનું શું કારણ ? એ પૂર્વભવની નિર્જરા છે. એ નિર્જરા તમને ખબર પડી જાય કે આ ખોટું થયું, આમ ના થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા, એ તો તાબડતોબ ખબર પડી જાય છે.

**દાદાશ્રી :** એટલે હું તમને ઓળખું, હું તો સારી રીતે જાણું કે તમને મારા પર આવો ભાવ જ થાય. હવે એનું શું કારણ ? મારામાં કશું ખરાબ દેખાતું નથી પણ એ પૂર્વભવનો અહંકાર છે. આ બધો જે માલ નીકળે છે એ પૂર્વભવનો કચરો માલ નીકળે છે અને આપણું જ્ઞાન દેખાડે છે કે આ ખોટું છે, આમ ના હોવું જોઈએ. આ અવળા ભાવ દેખાય છે છતાં એમાં હિંસકભાવ નથી, એ તમને કહી દઉં. એટલે તમે કામ કાઢી નાખવાના એ તો મને ખાતરી જ છે. આ વિજ્ઞાન જે આપેલું છે એ જ્ઞાન જ ક્રિયાકારી છે. તે આ જ્ઞાન જ એની મેળે બધું કામ કર્યા કરે છે. નહીં તો લાખો અવતારે ય ના છૂટાય એવું છે ત્યાં હવે એક જ અવતાર બાકી રહે, એવું આ એક અવતારી વિજ્ઞાન છે.

## ડખોડખલ નહીં, ત્યાં 'ખરી પડે' !

આ વિજ્ઞાન કેવું છે, એની મેળે ખરી પડશે, કાઢવાનું નથી. કારણ કે જીવતું નથી. આ સંસારની ટેવો છેને, જેને જ્ઞાન નથી મળ્યું તેને એ જીવતી છે અને આની ટેવો મડદાલ છે એટલે જ્યારે ત્યારે એની મેળે, જેમ ગીલોડી(ગરોળી)ને એની પૂંછડી કપાઈ ગયેલી હોય તો ય હાલ્યા કરે, પણ આમ તે કાયમ હાલ્યા કરશે ? ક્યાં સુધી ? એમાં જીવન નથી, એમાં બીજા તત્ત્વો છે, એ તત્ત્વો નીકળવા માંડ્યા, એટલે પછી બંધ પડશે. એવું અહીં છોડવાનું નથી. બિલકુલ કશું છોડવાનું નથી, એની મેળે છૂટી જાય છે.

**પ્રશ્નકર્તા :** આ 'ખરી પડે' જે કહ્યુંને, એ શબ્દ મને બહુ ગમ્યો. એવો વિચાર કરું છું કે કેટલો સહજ ભાવ છે, 'ખરી પડે' એમાં !

**દાદાશ્રી :** અને 'ખરી પડે' ત્યાં સુધી તમારે 'જોયા' કરવું પડે.

**પ્રશ્નકર્તા :** પ્રયત્નો નહીં કરવાના.

**દાદાશ્રી :** નહીં. ડખોડખલ જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે એનો યોગ્ય સમય આવશે ત્યારે ખરી પડશે ?

**દાદાશ્રી :** એની મેળે જ ખરી પડશે. ભલેને, લોક આમનું બોલવું હોય તો આમ બોલે ને તેમનું બોલવું હોય તો તેમ બોલે. પણ આપણે જો ડખો કરીએને, તો બધું ડખલ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમે ઝાડના મૂળિયાની અંદર પેલી દવા મૂકી આપી છે ને, એટલે પાન-બાન દેખાય પણ બધાં ખરતાં ને ખરતાં રહ્યાને ! હવે તો ધીરે ધીરે અમારાં બધા કબાટો ખાલી થઈ જશે.

**દાદાશ્રી :** હા. એટલે કબાટ તો બધાં ખાલી જ થઈ જવાનાં ને ! તે આપણને મોક્ષે જવાની ઈચ્છા થઈ એટલે આ સંસારભાવ તૂટ્યો, એની મેળે જ તૂટ્યો. આપણે અહીંથી મામાની પોળ જવું છે, એ તરફ ગયા એટલે આપણે ટાવર તરફ નહીં જઈએ, એ નક્કી થઈ ગયું. એટલે આ બાજુ મોક્ષ ભણી વળ્યો એટલે પેલો ત્યાગ જ થઈ ગયો, ભાવત્યાગ જ વર્ત્યા કરે. એટલે એની મેળે ખરી પડવું જોઈએ. 'ખરી પડવું' શબ્દ સમજ્યા તમે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મૂર્છા ના હોયને એટલે ભરેલો માલ બધો ખરી પડે. એનો કાળ આવે એટલે ખલાસ થઈ જાય !

**પ્રશ્નકર્તા :** દાદાજી, એ પાછો પ્રશ્ન આવે કે અજાગૃતિ કેમ થઈ જાય ?

**દાદાશ્રી :** પણ થઈ જાયને, પેલો ફોર્સ વધારેને !

**પ્રશ્નકર્તા :** એ તો આપે દાખલો આપ્યો છે ને કે અડધા ઈંચની નળી સામે આંગળી રાખો તો રહે, પણ દોઢ ઈંચના પાઈપ સામે ન રહે.

**દાદાશ્રી :** કો'કને પાંચ ઈંચની હોય તો શી રીતે રહે ? એવું આખો દહાડોય ના રહે. પણ તોય સત્સંગમાં પડી રહેવાથી એ બધું ખાલી થઈ જશે. કારણ કે જોડે રહેવાથી, અમને જોવાથી અમારી ડિરેક્ટ શક્તિઓ પ્રાપ્ત થાય, એટલે જાગૃતિ એકદમ વધી જાય !

**પ્રશ્નકર્તા :** થઈ ગયા પછી જોવાય છે, પણ જ્યારે થતું હોય છે ત્યારે એટલી જાગૃતિમાં નથી રહેવાતું કે ત્યારે ને ત્યારે પણ જુદાપણું દેખાય.

**દાદાશ્રી :** મહીં તે ઘડીએ જુદાપણું જોતા હતા, પણ આ જે કર્મોનો ધક્કો વાગ્યો એટલે ખસી ગયું.

## વિચારો ય ભરેલો માલ !

મનમાં ખરાબ વિચાર આવે તે ય સંયોગ ને સારો વિચાર આવે તે ય સંયોગ. ખરાબ ને સારા તો આ લોકોએ નામ પાડ્યાં છે. ભગવાનને ત્યાં એવું કશું છે નહીં. એ જ્ઞેય છે અને તમે જ્ઞાતા છો. તમારે જોયા કરવાનું કે ખરાબ વિચાર આવે છે. આ ભાઈને માટે સારા વિચાર આવે તે ય જ્ઞેય છે. સાઠ વર્ષે ય પૈણવાનો વિચાર આવે. એને ય નિકાલ કહ્યો. પૂરણ કર્યુ'તું એ ગલન થાય છે. ગલન થતી વખતે આપણે નિકાલ કરવાનો.

**પ્રશ્નકર્તા :** દાદા, સાઠ વર્ષે ઉદય આવે તો લગ્ન કરી લેવા કે વિચારોને ખાલી જોયા કરવાનું, ખાલી જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું !

**દાદાશ્રી :** હવે ભરેલો માલ, એટલે આપણે જોયા કરવાનો કે શું ઘાલેલો છે આ માલ ? આ સાઠ વર્ષે આવી ફજેતા જેવી વાત કહે મહીંથી ! એટલે એ ભરેલા માલ પર રાગ-દ્વેષ નહીં કરવો અને અજ્ઞાની ભરેલો માલ જ્યારે ખાલી થાય છે ત્યારે રાગ-દ્વેષ કરે છે, તેથી નવો ભરાય છે. એટલે આ ભરેલો માલ આશ્રવ થઈને એ ખાલી થવાની તૈયારી કરે છે અને નિર્જરા થઈ ગઈ, એ ખાલી થઈ ગયું કહેવાય. એ અરસામાં છે તે, આ

રાગ-દ્વેષ કરે છે એટલે બંધ પડે છે.

**પ્રશ્નકર્તા :** યાદ આવે, તે એને માટે શું કરવું ?

**દાદાશ્રી :** યાદ આવે તો આપણે જોયા કરવું કે ઓહોહો, હજુ તો મહીં આવો માલ ભરેલો છે. એવું જોયા કરીએ એટલે ઉકેલ આવી જાય. હવે આપણે એમાં તન્મયાકાર ના થઈએ. ભરેલા માલને જોઈને જવા દેવો. આપણે જરૂર નથી આજે. વખત થાય એટલે જતો રહે પછી.

**પ્રશ્નકર્તા :** પણ નીકળતી વખતે એને શું કરવાનું ?

**દાદાશ્રી :** શું ભર્યું તે જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** આવું બધું નીકળે તો ગમે નહીંને પણ ?

**દાદાશ્રી :** કેમ ના ગમે ? ઊલટું સારું, ગમે એવું છે. ઓછું જ થઈ જાય ને ! ના નીકળે તો મહીં ને મહીં રહી જાય. જેટલો માલ ભરેલો હોય એટલો માલ નીકળ્યા કરે.

જે પરિસ્થિતિ પુદ્ગલની થાય એને જુઓ. ગૂંગળામણ થઈ હોય કે બીજું થયું હોય એને જોયા કરોને ! એ પછી ગમે તેવું થયું હોય તે ડિસ્ચાર્જ છે. કચરો આવવાનો ને જતો રહેવાનો, આપણે જોયા કરવાનું છે. કચરો ખપે છે એ જાણી જવું જોઈએ. આ કયા ગોડાઉનનો માલ ? ગોડાઉન નંબર એક, ગોડાઉન નંબર નવ.... ?

## નિઃશંક થાવ, પણ ઉદ્ધત નહીં !

**પ્રશ્નકર્તા :** દયા ને અહિંસા એ મનમાં આવ્યા જ કરે છે, એ કઈ રીતે આવ્યા કરે છે ?

**દાદાશ્રી :** એ તો બધો માલ જ એ ભરેલો. જેમ કો'ક માણસે માર્કેટમાંથી મારવાનો માલ ભર્યો હોય, દ્વેષનો ભર્યો હોય ત્યારે દ્વેષ આવે, અહિંસાનો ભર્યો હોય તો અહિંસાનો આવે. દયાનો ભરેલો હોય તો દયાનો આવે. જે માલ વધારે ભર્યો હોય એ વધારે આવે.

**પ્રશ્નકર્તા :** ધંધા-ઉદ્યોગના કારણે કેટલાક પ્રકારની જીવહિંસા થાય તો એણે કેવી જાગૃતિ રાખવી ઘટે ? કેવા ભાવો એના હોવા જોઈએ ?

**દાદાશ્રી :** જ્ઞાન ના હોય તેને તો દોષ બેસે જ પોતાને. જ્ઞાન હોય, તેને દોષ શી રીતે બેસે ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ નિમિત્ત તો બનતો હોયને ?

**દાદાશ્રી :** એ નિમિત્તના ફળ મળ્યા કરે. નવો દોષ બેસવો એટલે શું ? બીજાં બીજ નાખવા. આ બીજાં બીજ ના નાખે એટલે દોષ બેસે જ નહીંને ?

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, તો આ ઉદયકર્મને જ કારણે છે એમ જ માની લે, ને એવું માનીને અટકી જવું ?

**દાદાશ્રી :** ઉદય જ છે. પણ એવું માનીને અટકી જવાનું નહીં. વધુ પડતું કોઈને દુઃખ થતું હોય તો ચંદુભાઈને કહીએ કે, 'ભઈ, આવું કહ્યું, એનું પ્રતિક્રમણ કરો.

**પ્રશ્નકર્તા :** હા. અને આ તો ઉદય છે.

**દાદાશ્રી :** રિઝલ્ટ છે આ તો. પણ કોઈ વખત કોઈને દુઃખ થાય એવું બોલતા હોયને તો આપણે ચંદુભાઈને કહીએ એટલે એની અસરો થાય છે રિઝલ્ટમાં ય. કારણ કે આપણે પુરુષાર્થી છીએ. એટલે આપણે કહેવું કે એ પ્રતિક્રમણ કરો. કેમ બીજાને દુઃખ થાય છે ? અને બીજું સાધારણમાં તો કશું કરવાનું છે જ નહીં. સાધારણ નિકાલ કર્યે જ જવાનો. એવું ધંધા-રોજગારમાં તમારે પ્રતિક્રમણ કરાવવાનું !

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે જે કોઈ જીવતી વ્યક્તિ સામે હોય, એની બાબતમાં તો પ્રતિક્રમણ કરીએ પણ જે ધંધા વ્યવહારમાં પેલી જાતની જીવહિંસા ચાલુ હોય છે, જેમ કે કપાસનો ધંધો છે, દાળનો ધંધો છે. બધાય ધંધાઓમાં જીવહિંસા અમુક રીતે હોય છે.

**દાદાશ્રી :** હિંસાવાળા જ ધંધા હોય બધાં. એ તમને અડે નહીં. શંકા

પડે તો જ અડે.

**પ્રશ્નકર્તા :** શંકા કોના પોતાના વિશે ?

**દાદાશ્રી :** પોતાને બહુ ડાહ્યો હોય તો શંકા પડી જાય કે દાદા કહે છે તેની ઉપર વળી નવી શંકાવાળો કોણ ?

**પ્રશ્નકર્તા :** દાદા કહે છે એ બાબતમાં નિઃશંક હોય.

**દાદાશ્રી :** એ તો આત્માની બાબતમાં નિઃશંકપણું રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** હા. પણ આ વ્યવહારની વાત છેને ?

**દાદાશ્રી :** આમાંય જો તમને મેં કહ્યું હોય કે ભઈ, આનો આમાં કંઈ વાંધો આવતો નથી. આ રિઝલ્ટ છે અને પોતે છે તે ત્યાં પાછો શંકા કરે કે કયા આધારે આ થતું હશે ?

**પ્રશ્નકર્તા :** હા. એટલે આપની પાસે બેસીને આ પાકું થાય કે પેલું ઉદયનું છે. એ વાતમાં શંકા નહીં રાખવાની. શંકા ન હોવી ઘટે.

**દાદાશ્રી :** શંકા પણ ન હોવી ઘટે. જોડે જોડે ઉદ્ધતાઈ પણ ના આવવી જોઈએ. માણસનો સ્વભાવ છે કે બેમાંથી એકબાજુ આમ ના હોય તો ઉદ્ધત પણ થઈ જાય પાછો. રિઝલ્ટ છે માટે ઉદ્ધતાઈ ના હોવી જોઈએ કે મારે શું લેવાદેવા ? એવું ના હોવું જોઈએ. શંકા કાઢવાનું અમે કહીએ છીએ, એનો અર્થ એવો નહીં કે ઉદ્ધત થવાનું માણસે. જો શંકા ના હોય તો ઉદ્ધત થઈ જાય. બેમાંથી આ માણસને એના લેવલમાં રાખવા માટે મારે બહુ આવું તેવું કહેવું પડે છે. પણ આવી જશે, બધું ઠેકાણે આવી જશે.

❖❖❖❖❖

## [૪.૨]

## ચાર્જ-ડિસ્ચાર્જ

### જ્ઞાન મળ્યા પછી...

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન લીધા પછી આ દુનિયામાં કરવાનું શું અને નહીં કરવાનું શું ? જિંદગી જીવવાની કેવી રીતે ?

**દાદાશ્રી :** શી રીતે જીવાય છે એ જોવાનું.

**પ્રશ્નકર્તા :** તો સાચું-ખોટું એનું કેવી રીતે ડિસિઝન લેવાનું ? કેવી રીતે નક્કી કરવાનું ?

**દાદાશ્રી :** તમારે સાચા-ખોટાનું શું કરવું છે હવે ? તમારે તો ચંદુભાઈ શું કરે છે એ જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ કરે તો વાંધો નહીં ?

**દાદાશ્રી :** ચંદુભાઈ જે કરે એ ડિસ્ચાર્જ સ્વરૂપ છે. એમાં ફેરફાર થાય એવો નથી. ડિસ્ચાર્જ હંમેશાં ફેરફાર થાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ ખોટું કરે તો બીજા જન્મમાં તકલીફ પડેને ?

**દાદાશ્રી :** ના પડે. તમારે તો ફક્ત ચંદુભાઈને એમ કહેવાનું કે પ્રતિક્રમણ કરો. હવે કર્તા જ ના રહ્યાને ! સારું કે ખોટું 'આપણ'ને કંઈ લેવા-દેવા નથી. આપણે નિકાલ કરી નાખવાનો છે. આ દુકાન કાઢી

નાખવાની છે. એટલે સારો માલ હોય કે રાશી માલ હોય, તે દુકાનમાંથી કાઢી નાખવાનો. આ પરિણામ છે હવે !

## સમજ ચાર્જ-ડિસ્ચાર્જ ભાવ તણી !

આ જ્ઞાન મળ્યા પછી તમે ચાર્જ કરતા બંધ થઈ ગયા અને ડિસ્ચાર્જ એકલું રહ્યું છે. એટલે હવે તમારે આ વ્યવસ્થિત જ છે. હવે તમારે આત્મા ભણી પુરુષાર્થ કર્યા કરો. આ એની મેળે વ્યવસ્થિત થયા જ કરશે. તમારે કશું કરવાપણું રહ્યું નથી. આમાં એવું સમજાય ને, ડિસ્ચાર્જમાં ?

**પ્રશ્નકર્તા :** આ ભાવ ડિસ્ચાર્જ છે અને આ ભાવ ચાર્જ છે, એવું આપણને અંદર ફરક કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** 'હું ચંદુભાઈ છું' એટલી જ તમને શ્રદ્ધા હોય, ત્યાં સુધી ચાર્જ ભાવ થાય. પણ તમે 'શુદ્ધાત્મા છો', એ ચાર્જ ભાવ બંધ થઈ ગયો, નવા કર્મો બંધાતાં અટકી ગયા.

**પ્રશ્નકર્તા :** મહીં ચેતવે છે કે ખોટું થઈ રહ્યું છે, છતાંય ખોટું થતું જાય છે, એનું શું કરવું ?

**દાદાશ્રી :** થઈ જાય એ તો ચંદુભાઈ કરે છે, તમારે શું લેવા-દેવા ? એના તમે કર્તા નથી અને તે ડિસ્ચાર્જ છે પાછું, એ ચાર્જ નથી. આ ચંદુભાઈ જે કરી રહ્યા છે, એ બધું ડિસ્ચાર્જ છે. ચાર્જ તો તમે પોતે જો ચંદુભાઈ હોત તો જ થાય. હવે તમે શુદ્ધાત્મા છો. અત્યારે તમને કોઈ ખરા દિલથી પૂછે કે તમે ખરેખર કોણ છો, તો શું કહો ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા.

**દાદાશ્રી :** તો પછી એ તમારે ચાર્જ થાય નહીં. વ્યવહારથી જ આ તો, ચંદુભાઈ તો ઓળખવા માટેનું સાધન, પણ તેનો કર્તા નહીં, કર્તા તો વ્યવહારથી ! ખરેખર 'હું ચંદુભાઈ છું', 'હું કર્તા છું', એનાથી કર્મ બંધાયા કરે. ખરેખર 'ચંદુભાઈ છું' એવું પહેલાં કહેતા હતા ને ! બીજું જાણતાં નહોતા એટલે. હવે એ છૂટી ગયું !

ચાર્જ થયા પછી ડિસ્ચાર્જ થયા વગર છૂટકો જ નહીં. એ ડિસ્ચાર્જ

થયા પછી ચાર્જ થાય કે ના થાય, એની કંઈ જરૂર નથી. ડિસ્ચાર્જ છે તે ચાર્જની અપેક્ષા રાખતું નથી. ચાર્જ છે તે ડિસ્ચાર્જની અપેક્ષા રાખે છે જ. આપણું જ્ઞાન આપ્યા પછી ડિસ્ચાર્જ એકલું રહે. પણ જ્ઞાન ના આપ્યું હોય તો પછી ડિસ્ચાર્જમાંથી પછી ચાર્જ ઊભું થવાનું. કૉઝીઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કૉઝીઝ, કૉઝીઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એ ડિસ્ચાર્જ છે અને ચાર્જ એ કૉઝીઝ છે.

## ડિસ્ચાર્જને ગાળવાનું, જ્ઞાને કરીને !

આ પવન આવે છે, અહીં બેઠા છો તે ય ડિસ્ચાર્જ કર્મ છૂટે છે અને પેણે આગળ જાવ અને ગરમી ખૂબ લાગતી હોય ને અકળામણ થતી હોય તે ય ડિસ્ચાર્જ છૂટે છે. અકળામણ થાય ને હેરાન થઈ જાય, તે ય ડિસ્ચાર્જ છે. કો'કની ઉપર અકળાવ તે ય ડિસ્ચાર્જ છે. રાગ-દ્વેષ રહિતપણે બધું ઉકેલ લાવવાનો છે. રાગ-દ્વેષ હોય ક્યાં સુધી ? અહંકાર હોય ત્યાં સુધી રાગ-દ્વેષ હોય. આત્મા થયા પછી રાગ-દ્વેષ કેવો ? બધા રાગ-દ્વેષ અહંકારના છે.

કીર્તિ-અપકીર્તિની હવે વાંછનાઓ ના રહી કશી. હવે છૂટવા સાથે જ કામ છે. છતાં અપકીર્તિ આવે તો તે ડિસ્ચાર્જ છે અને કીર્તિ આવે તોય ડિસ્ચાર્જ છે. એટલે આ ડિસ્ચાર્જ રહ્યું હવે થોડુંક. આખો દહાડો નવરાશ મળે તો આ જ્ઞાને કરીને ગાળ ગાળ કરવાનું. જૂઠું બોલે છે તેય ડિસ્ચાર્જ છે અને સાચું બોલે છે તેય ડિસ્ચાર્જ છે. એટલે ખાવાની બધી છૂટ શાથી આપી કે તું તારી ખાવાની થાળી બીજાને આપી દઉં તે ય ડિસ્ચાર્જ છે અને તું જાતે ખઉં તે ય ડિસ્ચાર્જ છે. પણ બીજાનું લઈ લે, તે ઘડીએ એનું સમાધાન કરજે. મોઢામોઢ સમજાવીને, વિનંતી કરીને, પ્રતિક્રમણ કરીને પણ સમાધાન કરજે. મોઢામોઢ ના સમજે તો પ્રતિક્રમણ કરજે ખાનગીમાં. ડિસ્ચાર્જ એટલે અમુક સારાં જ કર્મો એવું નહીં, જેવાં હોય એવાં, એ તો જેવાં હશે એનાં એ જ. બીજા એને કંઈ બદલી શકાય નહીં ને ?!

## છૂટો પ્રતિક્રમણ કરી !

એક માણસે બીજા માણસને સુખ આપ્યું. એક માણસે આ માણસનું જરા અપમાન કર્યું. ત્યારે કહે છે કે આપણા જ્ઞાને કરીને આનો શો

ન્યાય ? એમ કહે છે કે આય છૂટ્યો ને એય છૂટ્યો. આ એના ચાર્જ કરેલાં ભાવમાંથી છૂટી ગયો. એણે આવું ચાર્જ કર્યું તે એવામાંથી છૂટી ગયો. એ બન્ને છૂટી ગયાને ? સાતે ગુણ્યા હોય. નવથી ભાગીએ તો ના ભગાય. એ તો સાતે જ ભાગીએ તો જ ભગાય.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા એ જ્ઞાનથી પોતે અલિપ્ત રહે છેને ? એનાથી નિર્લેપ રહે છે એ !

**દાદાશ્રી :** હા, પણ છે જ નિર્લેપ પછી. નિર્લેપ છે, અસંગ છે પણ આ આય જોડે જોડે ખરુંને ! હિસાબ ચૂકતે થતા જાય. પણ અપમાન ચાર્જ કરેલા, તે ડિસ્ચાર્જ અપમાને કરીને જ ઊડી જાયને ? માનના કરેલા ચાર્જિંગ એ માને કરીને જ ઊડે. આ બેને ઊડાવવા માટે, એ તો નિકાલ કરવાં પડેને ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જે અપમાન કરે છે, એના મનમાં ભાવો શું રહેવા જોઈએ ?

**દાદાશ્રી :** અપમાન કરેને એટલે એના એ પ્રતિક્રમણ કરે. પોતે ચંદુભાઈને કહે કે 'અતિક્રમણ કેમ કર્યું, પ્રતિક્રમણ કરો.' અને પેલું સારું કર્યું હોય, તેનું પ્રતિક્રમણ કરવું નથી પડતું !

## તેથી જ તો થયા નફિકરા !

**પ્રશ્નકર્તા :** એ ચાર્જ છે કે ડિસ્ચાર્જ છે, એની કંઈ ભેદરેખા ખરી ?

**દાદાશ્રી :** ખરીને ! ચાર્જ અહંકારથી થાય. અહંકાર વગર ચાર્જ ના થાય.

**પ્રશ્નકર્તા :** કેટલીક વખતે ખ્યાલ ના આવે.

**દાદાશ્રી :** ના, પણ હવે તમને ચાર્જ થાય જ નહીં ! ખ્યાલ હોય કે ના હોય !

**પ્રશ્નકર્તા :** જાગૃતિ ના રાખીએ તો ય ચાર્જ તો ના થાય ને ?

**દાદાશ્રી :** ચાર્જ ના થાય. પણ એના એ જ કર્મો પછી જોડે આવે, પાછાં આવે. જેટલાં જેટલાં કર્મોનો નિકાલ ના કર્યો, એ સ્ટોકમાં રહ્યા. પણ કર્મ ચાર્જ ક્યારે થાય કે તમે 'હું ચંદુલાલ છું' એવું નક્કી થાય ત્યારે પાછું ફરી ચાર્જ થાય. અત્યારે 'હું શુદ્ધાત્મા છું' એ નક્કી છે ને વ્યવહારથી ચંદુલાલ છે ને, એટલે ચાર્જ ના થાય.

**પ્રશ્નકર્તા :** એ શબ્દોથી કહેવાય, પણ સમજણથી પૂરું પકડાતું ના હોય તો ?

**દાદાશ્રી :** પકડાય કે ના પકડાય એ અમારે જોવાનું નહીં. અમારે તો કરાર શું થયો એટલું જ જોવાનું હોય. એ કરાર એનું ફળ આપ્યા જ કરશે. કરાર તમે કર્યા પછી તમે વાંકા ચાલો કે સીધા ચાલો, અમારે શું જોવાની જરૂર ?

**પ્રશ્નકર્તા :** તો તો બધા નફીકરા થઈ જાય.

**દાદાશ્રી :** થઈ જ ગયા છે ને ! કોઈને ય ચિંતા જ ક્યાં છે તે ?!

## પ્રવૃત્તિમાં ય નિવૃત્તિ !

ડિસ્ચાર્જ એટલે આ પાંચ ઈન્દ્રિયોનું જે બધું કાર્ય થાય છે, એ પાંચ ઈન્દ્રિયો પોતે જ ડિસ્ચાર્જ સ્વરૂપે છે અને એનાથી જે જે કાર્યો થાય છે એ બધું ડિસ્ચાર્જ સ્વરૂપે છે. એટલે અમે 'વ્યવસ્થિત' કહ્યું.

એટલે આ દેખાય છે તે આખો દહાડો કામ કરે છે ને, છતાંય આપણને ચાર્જ થતું નથી. પ્રવૃત્તિમાં નિવૃત્ત રહે છે અને લોકોને તો નિવૃત્તિમાં ય પ્રવૃત્તિ. ઘેર જઈને નિરાંતે બેઠાં હોય ને સૂઈ ગયા હોય, ત્યારે મહીં સહેજ મન ચંચળ થયું એ પ્રવૃત્તિ ચાલુ થઈ. એટલે નિવૃત્તિમાં પ્રવૃત્તિ રહે છે અને આપણને પ્રવૃત્તિમાં નિવૃત્તિ રહે છે. કયું સારું ? એટલે ચાર્જ નથી થતું, ડિસ્ચાર્જ એકલું રહે છે ! ડિસ્ચાર્જ એટલે જેટલો હિસાબ ચોક્કસ ગોઠવાયેલો છે એટલો જ ભોગવવાનો, બીજો વધારે નહીં.

**પ્રશ્નકર્તા :** જે ચાર્જ કરે એ બધું ફાઈન કરે, તો એ સાચી વાત કે એને ડિસ્ચાર્જ બધું ફાઈન આવે ?

**દાદાશ્રી :** ના. એવું કશું નહીં. ડિસ્ચાર્જ તો ફાઈન ને ના ફાઈન બન્ને ય આવે. એવું કશું નહીં. ડિસ્ચાર્જ જે પહેલાંનું ચાર્જ ખોટું કરેલું, તે બધું અત્યારે ખોટું આવે. તે એનું પસ્તાવો કરીને ધોઈ દેવાનું.

**પ્રશ્નકર્તા :** પહેલાં એટલે આ જિંદગીમાં કે બે-ત્રણ-ચાર જિંદગી પહેલાંનું પણ હોય ?

**દાદાશ્રી :** પાછલી એક જ જિંદગીનું અને ત્યારની આપણી ભૂલો હોય તેનું ડિસ્ચાર્જ ક્યારેક ખોટું ય આવે ને સારું ય આવે. આપણાં બ્લંડર્સ હોય તો ખોટું પરિણામ પણ આવે. હવે નવેસર ખોટું ના થાય, પણ જૂનું ખોટું હોય તે તો આવે ને ? એટલે ડિસ્ચાર્જ સારું ય આવે ને ખરાબે ય આવે. નિકાલ કરી નાખવાનો.

## હે કર્મો ! આવો, પધારો !

**પ્રશ્નકર્તા :** દાદાનું જ્ઞાન લીધા પછી કેટલાક વ્યવહારના જે ડિસ્ચાર્જ હોય છે એ ગમતા નથી હોતા, તો એને કઈ રીતે મનાવવું ?

**દાદાશ્રી :** એ ગમતા હોય તે આપણા, તો ના ગમતા હોય તે પારકાં ? ના ગમતા ને ગમતા આ બેઉનો સમભાવે નિકાલ કરવાનો અને ના ગમતા હોય તેને તો ઉપર અગાસીમાં જઈને બૂમ પાડવી, કે 'બધાં આવો ભેગાં થઈને.' બાકી ચિંતા જ કરવાની નહીં ચાર્જની તો.

**પ્રશ્નકર્તા :** તમે બોલ્યા હતા કે ડિસ્ચાર્જની ચિંતા ના કરવી કોઈએ.

**દાદાશ્રી :** આ ડિસ્ચાર્જને આ લોકો શું કહે છે ? 'કેમ મને આમ થાય છે, તે આવું હજુ આ ક્રોધ થાય છે, એવું થાય છે'. અરે મૂઆ, આ તો ડિસ્ચાર્જ થયું, તે સારું થાય છે. એ જો ડિસ્ચાર્જ ના થાય, તો તેની ભાંજગડ છે. આપણે એમ કહીએ છીએ કે ડિસ્ચાર્જ થઈ રહ્યું છે ત્યારે તમે છે તે કંટાળો છો. તો આપણે તો ખરી રીતે તો ડિસ્ચાર્જ વહેલામાં વહેલું થઈ જાય એવું રાખવું જોઈએ એવું કહેવા માગીએ છીએ. એટલે ડિસ્ચાર્જ થાય છે તે ઊલટું આપણને ખુશી થવી જોઈએ કે ઓહોહો ! બહુ સારું થયું. જલદી નીકળી ગયું. ના થતી હોય તેની ઊલટી ભાંજગડ કરવી જોઈએ

કે આ ના થયું, તો ઊભું કરવું આપણે. એટલે એવું કહેતો હતો, ઉપરથી બોલાવો, 'આવો પધારો' કહીએ, એટલે એની કાળજી રાખવી.

## વાત છે ઘણી ઝીણી !

**પ્રશ્નકર્તા :** પણ ચોવીસેય કલાક તો એવું રહેતું નથી કે 'હું શુદ્ધાત્મા છું'.

**દાદાશ્રી :** નહીં, ચોવીસ કલાકમાં એક મિનિટ પણ ઓછી નથી થતી. એક ફેરો નક્કી થઈ ગયા પછી પોતાનું નામ ભૂલી ગયા હોય તો ય શું થઈ ગયું ? તો ય તે કંઈ બીજું નામ ધારણ કરે નહીં એ. ચોવીસેય કલાક તું શુદ્ધાત્મા જ છું.

**પ્રશ્નકર્તા :** એટલે આ બહુ ઝીણી વાત છે આપની. ઘડીકમાં ખ્યાલમાં આવે એવું નથી. આ સમજવા જેવી વાત છે.

**દાદાશ્રી :** સમજવું પડે ને ! એટલા હારું તો અહીં બેસી રહે છે. તમારે સમજવાની ઈચ્છા હોય તો હું તૈયાર છું. વાત બહુ ઝીણી છે અને સરળ છે, સહેલી છે.

ચાર્જ કરનાર કોણ હોય કે જ્ઞાન લીધા પહેલાં જે છે તે 'હું ચંદુભાઈ જ છું' એવું માનતા હતા. આપણે કહીએ કે, 'ના, તું ચંદુભાઈ નથી. તું શુદ્ધાત્મા છું જ.' તો ય કહેશે, 'ના, હું ચંદુભાઈ જ છું.' એ ચાર્જ કરનારો હતો. એ ચાર્જ કરનારો ચાલ્યો ગયો અને ડિસ્ચાર્જ કર્મ એની મેળે થયા કરે. ડિસ્ચાર્જ કરનારો ય રહ્યો નથી, એ ડિસ્ચાર્જ કરનારો જે છે તે વ્યવહાર ચંદુભાઈનો.

તે ડિસ્ચાર્જ સ્વભાવથી થઈ રહ્યું છે. પાણી ગરમ કરવું એ ચાર્જ કર્યું કહેવાય. અને પછી એ ગરમ પાણીની ટાંકી ઠંડી કરવી હોય તો આપણને કોઈ પૂછે કે 'સાહેબ, મારે શું ઉપાય કરવાનો ?' ત્યારે કહે, 'ના, તું સૂઈ જા બા. એ સ્વભાવથી જ એની મેળે ઠંડું થઈ જશે.' ડિસ્ચાર્જ એવું આપણે કહેવા માગીએ છીએ.

## બાંધે બાઉન્ડ્રી પરિગ્રહની !

વાત સમજવાની છે. આપણો વ્યવહાર રહ્યો ટૂંકો. હવે પેલું તો આખા જગત જોડે વ્યવહાર રાખે. કારણ કે એણે હજુ લિમિટ બાંધી નથી ત્યાં સુધી શું થાય ? તેથી જૈન શાસ્ત્રો લિમિટ બાંધી આપે છે કે ભઈ, તને જ્ઞાન ના હોય પણ લિમિટ તો બાંધજે કે આટલી હદની બહાર મારે નીકળવું નથી. એટલે એટલામાંથી જ તારો હિસાબ બંધાશે. નહીં તો આ તો એ આખી દુનિયા જોડે ફેલાવો જ રહ્યા કરે અને આપણી તો આ લિમિટ આવી ગઈ. ડિસ્ચાર્જની લિમિટ આવી ગઈ કે આટલાં જ.

**પ્રશ્નકર્તા :** બસ, આ પૂર્વનાં જે બાકી છે એ.

**દાદાશ્રી :** હં. એ પરમાણુનો નિકાલ કરવાનો છે.

**પ્રશ્નકર્તા :** તો આ પરિગ્રહને સંકોચવો એ લિમિટ કે પરિગ્રહની મર્યાદા બાંધવી ?

**દાદાશ્રી :** બધુંય ડિસ્ચાર્જ છે. પરિગ્રહ વધારવો તે ય ડિસ્ચાર્જ અને પરિગ્રહની મર્યાદા કરવી તે ય ડિસ્ચાર્જ અને અપરિગ્રહી રહેવું તે ય ડિસ્ચાર્જ. કારણ કે અપરિગ્રહી રહેવાનો જે ભાવ કર્યો હતો, તેથી અપરિગ્રહી આવ્યું. પણ એ ય ડિસ્ચાર્જ છે, એ ય છોડી દેવું પડશે. એ ય ત્યાં મોક્ષે ના આવે કંઈ જોડે. એ તો જે સ્ટેશને એ હેલ્પ કરતું હોય તે સ્ટેશને હેલ્પ કરે. આ સ્ટેશને હેલ્પ કશું કરે નહીં. આ સ્ટેશને તો તારે એનો ઉકેલ લાવવાનો છે. એને સોલ્વ કરી નાખવાના છે બધાને.

## આમાં ભય કોને ?

એટલે આ દુનિયામાં બધું ડિસ્ચાર્જ છે. હવે ડિસ્ચાર્જની ખોડ કાઢવી, એમાં કશો સ્વાદ નહીં આવે. ડિસ્ચાર્જની ખોડોથી તો આ જગત ઊભું રહ્યું છે. જેને તમે પરિણામ કહો છો, તેને જગત કૉઝીઝ કહે છે અને તેથી જ જગત ગૂંચાઈ રહ્યું છે. અને 'આ તમે જ કર્યું' કહેશે અને તમે કહો કે 'ના, આ પરિણામ છે, આ ડિસ્ચાર્જ છે.' એટલે તમને ભય નથી. તમારા

ડિસ્ચાર્જ એને કૉઝીઝ લાગે છે અને કહેશે, 'આવું કેમ વર્તન કરો છો ?' અલ્યા મૂઆ, અમને ભય નથી લાગતો ને તને શાનો ભય લાગે છે ? અને લાગે તો દાદાને ભય લાગે કે, ભઈ, આ બધાં મારા ફોલોઅર્સ આવાં કેવા તે ?! પણ હું તો જાણું છું કે આ જે માલ ભરેલો છે તે નીકળે છે. નવો ક્યાંથી કાઢવાનો છે ?

## જ્ઞાન પછી અહંકારેય નિરૂઅહંકારી !

**પ્રશ્નકર્તા :** આપણા જ્ઞાનના હિસાબે આપણું ડિસ્ચાર્જ છે એમ કહીએ તો એની આડ લઈને છટકી તો ના જવાય ને ?

**દાદાશ્રી :** છટકી જવાય એવું રાખ્યું જ નથી. શંકાસ્પદ રાખ્યું જ નથી.

**પ્રશ્નકર્તા :** હું શંકાસ્પદ નથી કહેતો. હું શું કહું છું કે, એમાં પણ એક જાતનો અહંકાર નથી થઈ જતો કે આ મારું તો ડિસ્ચાર્જ છે.

**દાદાશ્રી :** ના, એવું નથી. એ એમ નિરૂઅહંકાર છે ! એ અહંકાર છે ને તે ય નિરૂઅહંકાર છે.

**પ્રશ્નકર્તા :** આપને જ્ઞાન તો બરાબર છે, પણ અમારી બધા મહાત્માઓની શું હાલત છે એમાં ?

**દાદાશ્રી :** એમની સરસ હાલત છે, હાઈક્લાસ હાલત છે. હું તપાસ કરું પાછું, બધું મારી ઝીણવટથી તપાસ કરું, ના, પણ બહુ સરસ હાલત છે. પછી મહીં અમુક કાચા ય પડેને ! એ તો મારે તપાસ કરવાની જ.

ડિસ્ચાર્જ એટલે ડિસ્ચાર્જ, પછી ભાંજગડ જ શાની ? જે અહંકાર કરે છે તેય અહંકાર નથી, એ ય ડિસ્ચાર્જ છે.

**પ્રશ્નકર્તા :** એમ જો જોઈએ, વાસ્તવિકતામાં જોઈએ તો બધે જગત આખામાં ડિસ્ચાર્જ છે ને !

**દાદાશ્રી :** ના, એ ડિસ્ચાર્જ ન્હોય ! એ ચાર્જ વત્તા ડિસ્ચાર્જ.

**પ્રશ્નકર્તા :** પણ અહીં અહંકાર કરે તો ચાર્જ નથી થતો ?

**દાદાશ્રી :** ના. અહંકાર કોને કહો છો ? આ જ્ઞાન પછી અહંકાર થતો નથી. અહંકાર થાય એ તો ખલાસ થઈ ગયો છે. આ તો ક્લિયર ડિસ્ચાર્જ છે !

આવું ઘણાં લોકોના મનમાં ખ્યાલ હોય છે કે આ મને અહંકાર તો નથી થતોને ? મેં કહ્યું, 'ના થાય ભઈ, એમાં અહંકાર શી રીતે થાય ? મને પૂછ્યા વગર તું શી રીતે અહંકાર કરવાનો ? મને પૂછવું પડશે તારે અહંકાર કરવા માટે, ચાવી મારી પાસે છે.'

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, એ સરખી રીતે ચાવી આપી ના હોય તો ?

**દાદાશ્રી :** ના, એ ગમે તે રીતે ચાલશે. એણે જૂઠી આપી તો ય મેં ખેંચી લીધી છે. એટલે કહું છું ને નિર્ભય રહેજો ભઈ, મારી આજ્ઞામાં રહો ફક્ત, બીજું કશું નહીં. મારે ભાંજગડ નથી. મારી આજ્ઞામાં રહો, પછી અહંકાર થાય તેનો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** એ તો આપે એમેય કીધું છે ને આજ્ઞામાં ન રહેવાય તો ય આજ્ઞામાં રહેવું છે એવું નક્કી કરવાનું.

**દાદાશ્રી :** તે રહેવું એટલું નક્કી જ કરવાનું. એ રહેવું એવું નથી કહેતો. એટલું તમારે નક્કી જ કરવાનું ! આ તો સિદ્ધાંત છે, આમાં સિદ્ધાંતમાં ફેર હોય નહીં.

**પ્રશ્નકર્તા :** સિદ્ધાંતમાં ફેર નથી, એના એપ્લિકેશનમાં જ ડખા છે.

**દાદાશ્રી :** ના, ગમે એવું એપ્લાય કર્યું હશે, એપ્લિકેશન રોંગ કર્યું હશે તો ચાલશે. કારણ કે આ રઘા સોનીનો કાંટો નથી, આ કારુણ્યતાનો કાંટો છે. રઘા સોનીનો કાંટો તો કહેશે, 'એ ય ઓછું થયું, જતા રહો.' અરે ! થોડું ઓછું થાય, એમાં શું બગડી ગયું ?

**પ્રશ્નકર્તા :** જો આપણે જાગૃત ના હોઈએ તો જે બીજા ભાવ થઈ જાય, તો ત્યાં ચાર્જ થઈ જાય ને ?

**દાદાશ્રી :** જાગૃત ના હોય એવું બનતું જ નથી. જાગૃતિમાં હોય છે.

**પ્રશ્નકર્તા :** પણ કોઈ કોઈ વખત એવા સંજોગોનું બહુ દબાણ હોય ?

**દાદાશ્રી :** દબાણ વખતે ય જાગૃતિ હોય છે. સંજોગોના દબાણને ય એ જાણે છે. માટે એ તો જાગૃત જ હોય છે.

**પ્રશ્નકર્તા :** આત્માનું તો હું બરોબર સમજું છું. પણ આ જે પ્રતિષ્ઠિત આત્મા નવું ચાર્જ નથી કરતો, એ બાબતનું હું સમજવા માગું છું.

**દાદાશ્રી :** એને ચાર્જ કરવાનો અધિકાર નથી. પ્રતિષ્ઠિત આત્માને ચાર્જ કરવાનો અધિકાર જ નથી. અમારી આજ્ઞામાં રહો તો તમારે કશું ચાર્જ ના થાય. કૂંચી અમારી પાસે હોય છે, ચાર્જ કરવાની. શી રીતે તમે ચાર્જ કરી શકો ?

## આજ્ઞા પાળો તે જ ચાર્જ !

**પ્રશ્નકર્તા :** જ્યાં આજ્ઞા બરોબર નથી પાળતા, ત્યાં અમુક એ ચાર્જ કરી દે છે ને ?

**દાદાશ્રી :** ના, ચાર્જ થતું નથી. આજ્ઞા આપી છે તે જ ચાર્જ કરાવડાવે છે. હવે તમે કર્તા નથી. આજ્ઞા આપી છે ને મારી આજ્ઞા પ્રમાણે તમે કરો છો, તે ચાર્જ થાય છે. આજ્ઞા પ્રોટેક્શન માટે છે, રક્ષણ આપવા માટે. પ્રોટેક્શન કર્યું છે આ આજ્ઞાથી એટલે એના માટે એક-બે અવતાર થાય.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, તમારી આજ્ઞા પાળવામાં કર્તાપદ છે ?

**દાદાશ્રી :** હા, એમાં કર્તાપદ છે. તે અમારી આજ્ઞા પાળે છે ને એ બદલના આ એક-બે અવતારના કર્મ બંધાય. એમાં કર્તાપદ છે, ભાવ છે. એટલે એક-બે અવતારમાં સેફસાઈડ થઈ જાય. આજ્ઞા પાળવી છે એ ભાવ, એ એક્ઝેક્ટ ભાવ છે. એ ડિસ્ચાર્જ નથી. એટલે એ તો આવતા ભવને માટે. એક-બે અવતારને માટે છે. દાદાની સેવા કરવી, પગ દબાવવા આ તો ખરી રીતે ડિસ્ચાર્જ છે. કારણ કે આ ભવમાં જ એનું ફળ મળે. ડિસ્ચાર્જમાં એ જે કરે છે ને, એનું ફળ આ ભવમાં મળે અને ચાર્જ છે તેનું

આવતા ભવમાં મળે. જે પાંચ આજ્ઞા પાળો છો, તેનું આવતા ભવમાં ફળ મળે અને આ સેવાનું ફળ આ ભવમાં મળે. કોઈ બીજો કોઈને ગાળો દે તો આવતા ભવમાં ફળ મળે અને તમે ગાળો દો તો આ ભવમાં ફળ મળે.

**પ્રશ્નકર્તા :** કેમ એવું, દાદા ?

**દાદાશ્રી :** તમારે ડિસ્ચાર્જ છે અને એને ચાર્જ છે. આ સેવાથી પુણ્ય બંધાય પણ ડિસ્ચાર્જ પુણ્ય છે. આ તો ડિસ્ચાર્જ પણ તે આ ભવમાં ફળ મળે એનું. ડિસ્ચાર્જ એટલે ભોગવટો અને ચાર્જ એટલે બીજ નાખવું. બીજ નાખીએ તેથી આપણા ઘરમાં બીજ ઓછું થયુંને, ઘઉં એટલાં ઓછા થયાને ! પછી ફળ આવે ત્યારે ?! એ ડિસ્ચાર્જ કહેવાય, ફળ આવે તે. અને આ ચાર્જ કહેવાય, આવતા ભવના કર્મ તું બાંધે અને પછી કર્મ ભોગવવાના. એ કડવા-મીઠાં બે જાતના ફળ આવે.

**પ્રશ્નકર્તા :** દાદા, હવે આપે આ જે કહ્યું કે જ્ઞાન પછી ભાવના ભાવવાની નથી અને કૉઝીઝ પડવાના નથી તો પછી પુરુષાર્થ કયાં આવ્યો ?

**દાદાશ્રી :** પુરુષાર્થ તો, આપણે પોતાના સ્વરૂપનો પુરુષાર્થ કરવાનો છે. પુરુષ થયા માટે પુરુષાર્થ કરવાનો છે. એટલે જ્ઞાતા-દ્રષ્ટા એ પુરુષાર્થ. એ પુરુષાર્થને આમ સ્વભાવ કહેવાય છે. સ્વભાવ જ છે એનો જ્ઞાતા-દ્રષ્ટાનો. કરવાનું કશું રહેતું નથી. સ્વભાવ છે, પણ વ્યવહારમાં શબ્દ બોલવા પડે, પુરુષાર્થ ! બાકી સ્વભાવ છે એનો જ્ઞાતા-દ્રષ્ટાનો.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન પછીના જે ભાવ હોય એ ડિસ્ચાર્જ ભાવ, ચાર્જ ભાવ નહીં એમ એનો અર્થ થયો ?

**દાદાશ્રી :** એ બધાં ડિસ્ચાર્જ ભાવ. ભાવકર્મ કયા કહેવાય ? ત્યારે કહે, 'ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ જેની મહીં હોય એ બધાં ભાવકર્મ. એ જે ક્રોધ-માન-માયા-લોભ થાય છે, પણ તમે તો એનાથી જુદા રહો છો એટલે ભાવકર્મ થતાં નથી. શરીર ડિસ્ચાર્જ કર્મ કરે કે ગુસ્સે થાય, ત્યારે તમે કહો, 'ના, આમ ના થવું જોઈએ.' એટલે ઊડી ગયું. ભાવકર્મ તો બંધ થઈ ગયા તમારા. જો ભાવકર્મ હોત તો આજે ય તમને છે તે આર્તધ્યાન-

રૌદ્રધ્યાન લાગત અને તમારો દા'ડો વળત નહીં. આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થાય, તેને આપણા જૈનના બધા સાધુઓ કહે કે એ હવે મુક્ત પુરુષ કહેવાય. પણ અત્યારે તમે બધા સાધુઓને કહેવા જાવ કે સાહેબ, મને આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થઈ ગયાં છે. તો સાધુઓ મહીં-મહીં વાત કરે, 'જરા ગાંડો છે', એમ કહે. આવી ત્યાં સમજ છે ! બોલો હવે !

**પ્રશ્નકર્તા :** એમ કહે, આ કાળમાં શક્ય નથી એવી વાત કરો છો ?

**દાદાશ્રી :** બધું ગમે એવું તે કહે. નહીંતર આ આવા પડઘમ જેવા છીએ, આપણને ના થયું અને આમને કેવી રીતે થયું ? કોણ સ્વીકાર કરે આવી વાત ?

**પ્રશ્નકર્તા :** અત્યારે જે ભાવો આવે અમારા લોકોને, એ બધી ઈફેક્ટ છે, એ નવું ચાર્જિંગ નથી ?

**દાદાશ્રી :** ના. નવું ચાર્જિંગ તો મારી આજ્ઞા પાળો એ છે. એટલે તમારે એક-બે અવતાર એમાં જાય. એટલે આજ્ઞા પાળવી એના જેવું ધર્મધ્યાન બીજું છે નહીં. એટલે બહુ મોટું પુણ્ય બંધાય. તે પુણ્ય કેવું કે જ્યાં જન્મ થશે ને તે, મકાન બાંધવાનો વિચાર ના કરવો પડે, ના ગાડી લાવવાનો વિચાર કરવો પડે. ગાડીઓ તૈયાર, મકાનો તૈયાર, સબ કુછ તૈયાર ! સીમંધર સ્વામી પાસે મૂકી આવે રોજ ને લેવા આવે. બધું તૈયાર મળે અને પુણ્ય બરોબર ના હોય તો બંગલો જાતે ખોદીને કરવો પડે, મોટર વેચાતી લાવવી પડે. પુણ્યવાળાને તો બધું તૈયાર.

## ડિસ્ચાર્જનું ડિસ્ચાર્જ !

**પ્રશ્નકર્તા :** આ શક્તિ માંગીએને બધી, નવ કલમોમાં બધી શક્તિ માગીએ, એની અનુભૂતિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એ બોલ બોલ કરવાનું, બીજી અનુભૂતિ શી કરવાની ? આ માંગ માંગ કરેને, એટલે શક્તિ પ્રગટ થઈને એ અંદર ચાલુ થાય. વ્યવહારમાં એ કરવાની ચીજ ન્હોય આ કે આપણે લઈને ફરીએ. કારણ કે કરવું એ ડિસ્ચાર્જ છે અને આ ચાર્જ છે.

**પ્રશ્નકર્તા :** શક્તિ માંગવી એ ચાર્જ છે ?

**દાદાશ્રી :** હા, ચાર્જ છે શક્તિ એ. એટલે આપણે શક્તિ માંગીએ એ ચાર્જ એટલે કે ડિસ્ચાર્જનું ચાર્જ છે. એટલે ડિસ્ચાર્જનું ચાર્જે ય કરીએ, એટલે પાછું ડિસ્ચાર્જ થોડો વખત પછી ચાલુ થાય.

**પ્રશ્નકર્તા :** ડિસ્ચાર્જનું ચાર્જ શું ? એ સમજ ના પડી.

**દાદાશ્રી :** આ બધું ડિસ્ચાર્જ છે, તેમાં ખઈએ તો ભૂખ મટેને ?

**પ્રશ્નકર્તા :** પણ ભૂખ લાગે એ ડિસ્ચાર્જ છે કે ખઈએ ડિસ્ચાર્જ છે ?

**દાદાશ્રી :** ભૂખ લાગે એ ડિસ્ચાર્જ, પછી ખઈએ એ ડિસ્ચાર્જ છે, પણ એ ડિસ્ચાર્જનું ચાર્જ છે પાછું. અને પછી સંડાસ જઈએ એ ડિસ્ચાર્જ છે પાછું. એટલે એ ડિસ્ચાર્જનું ડિસ્ચાર્જ. એટલે તમારા હાથમાં સત્તા નથી. પણ આવું નવ કલમો કરો તો થોડા વખત પછી પેલી શક્તિ ચાલુ થાય. તમારે તો આ નવ કલમો રોજ બોલ્યા જ કરવાની.

**પ્રશ્નકર્તા :** પણ એમાં આપણને અનુભૂતિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એ જ અનુભૂતિ થયા કરે ને પછી !

## ડિસ્ચાર્જનો દુરુપયોગ !

**પ્રશ્નકર્તા :** શેને ડિસ્ચાર્જ ના માનવું ?

**દાદાશ્રી :** એ ક્યાં અવળું પૂછ્યું ? આવું બધું જે તે, તું કરું છું તેથી તારા દોષો જતાં નથી, એનું કારણ જ એ છે ને ! પશ્ચાતાપ કરીને ધોઈ લેવું જોઈએ. પશ્ચાતાપ તારી જિંદગીમાં કર્યો જ નથી ને ! ડિસ્ચાર્જ જ કહ્યું, એટલે અવળું થઈ ગયું. ડિસ્ચાર્જ કહીને આમ હેંડ્યો એની આગળ એટલે એ બગાડી નાખ્યું.

'અમારે આ ડિસ્ચાર્જ અને પેલાને ચાર્જ' એવું ના બોલાય. ડિસ્ચાર્જ તો તમારે જાણવાનું છે કે ભઈ, આ ડિસ્ચાર્જ છે અને આપણને હરકતકર્તા નથી. એ કોઈને કહેવાને માટે નથી.

આપણા અહીંયા આગળ એક છોકરાએ છે તે એના કૉલેજમાં કોઈક બીજા છોકરાને બહુ મોટું નુકસાન કર્યું હશે, પેલાની કેરિયર બગાડે એવું. પોતાની કેરિયર પ્રાપ્ત કરવા માટે બીજાની કેરિયર બગાડવા કરેલું. તે પછી એ છોકરાને મેં ખૂબ કહ્યું, 'આ કઈ જાતના માણસો છે ? બીજાની કેરિયર પર...' એટલે એને જરા મહીં પશ્ચાતાપ થવા માંડ્યો. તો એનો ભઈ મોટો હતોને, તેણે પેલાને સમજણ પાડી કે એ તો ડિસ્ચાર્જ છે. એનો વાંધો નહીં હવે. એટલે પેલો પશ્ચાતાપ કરતો હતો તેય બંધ થઈ ગયો. તમારે શુદ્ધાત્માએ પશ્ચાતાપ નહીં કરવાનો, પણ ચંદુભાઈ પશ્ચાતાપ ના કરે તો શી રીતે ધોવાય એ ? લૂગડું તો ધોવું જ પડશે ને ? એ પેલાએ ડિસ્ચાર્જ કહ્યું કે પશ્ચાતાપ પણ ઊડી ગયો. આવો દુરુપયોગ કરવાનો છે આ ડિસ્ચાર્જનો ?

## અક્રમમાં નિર્જરા સંવરપૂર્વકની !

**પ્રશ્નકર્તા :** એટલે ક્રમિક માર્ગમાં ક્રોધ-માન-મોહ-ચારિત્રમોહ ને દર્શનમોહ છે એવું જ આ અક્રમ માર્ગમાં પણ ખરું ને ?

**દાદાશ્રી :** બધું ય ખરું ! હા, એ બધું જ.

**પ્રશ્નકર્તા :** ત્યાં નિર્જરા થવી જોઈએ એવી અહીંયા પણ થવી જોઈએ ને ?

**દાદાશ્રી :** બધી થાય, અહીં આગળ ફક્ત ફુલ સ્ટોપ એટલે સંવરપૂર્વક નિર્જરા થાય, ત્યાં બંધપૂર્વક નિર્જરા થાય.

દેહ જે કરે છે તે નિર્જરા છે, મન જે કરે છે તેય નિર્જરા છે, વાણી જે કરે છે તેય નિર્જરા છે. તું જોયા કર, શું થાય છે નિર્જરા તે ? અક્રમ વિજ્ઞાન શું કહે છે ? બધું નિર્જરા છે. નિર્જરા ક્યાંથી આવી, સાહેબ ? તો કહે, બંધ પાડ્યા'તા તે. હવે તારે બંધથી છૂટવું છે, તો આ બંધની નિર્જરા થઈ રહી છે એની મેળે. જેટલો બંધ પડ્યો છે, એટલી નિર્જરા થશે. પછી કંઈ નિર્જરા થવાની છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** બંધની જ નિર્જરા થાયને ? જગતને નિર્જરામાંથી પાછો બંધ પડે છે. જગતનેય નિર્જરા થાય છે. જીવમાત્રને નિર્જરા થયા કરે છે. પણ નિર્જરા થતાં ફરી બંધ પડે છે.

હવે મનમાં ગમે તે વિચાર આવે તે બધી નિર્જરા, ચંદુલાલ જે કંઈ કરે તે બધી નિર્જરા છે. એમાં આપણે ડખોડખલ નહીં કરવાનું ને ખાલી જાણવું ને જોવું કે ભઈ, ચંદુભાઈએ આ પ્રમાણે કર્યું.

**પ્રશ્નકર્તા :** નિર્જરામાંથી પૂરણ થાય છે કે ગલન થાય છે એ ખબર પડે ?

**દાદાશ્રી :** તમે શુદ્ધાત્મા અને પૂરણ-ગલનેય જુદું છે ને નિર્જરા ને બંધ એ બે જુદી વસ્તુ છે. પૂરણ-ગલન તો આ પ્રત્યક્ષ દેખાય છે તે. પણ બંધ બંધાયેલો તે નિર્જરા એટલે વિચારરૂપે નિર્જરા. આ પૂરણ-ગલનરૂપે નિર્જરા. ખાવાનું પૂર્યું. બટાકા ખાધા ને વાયુ થયો. તે વાયુ થયો તેય જાણ્યું ને પૂર્યો તેય જાણ્યું. આ બધું જાણવાનું. આ બંધની નિર્જરા છે અને તમે શુદ્ધાત્મા છો એ ધ્યાનમાં છે તો તમને તો કોઈ બંધ નથી. શુદ્ધાત્માનું ધ્યાન એ શુક્લધ્યાન છે. એટલે શુક્લધ્યાનમાં બંધ નથી. ધર્મધ્યાનમાં બંધ છે. શરીરમાં તો પૂરણ-ગલન થયા જ કરવાનુંને ? ગમે તે ખાતા હોય પણ નાકથી હવા તો જાયને એ પૂરણ કહેવાય. પાછું ગલન પણ કરે. એ પૂરણ-ગલન એ દેહની નિર્જરા છે. જેમ જેમ નિર્જરા થતી જાય તેમ તેમ હલકું થતું જવાય.

હવે રાગ-દ્વેષ ના કરો એટલે નિર્જરા રહે, બંધ નથી પડતા. સંવર એટલે ચાર્જ બંધ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** તો રોજની ક્રિયામાં શું કરવાનું ?

**દાદાશ્રી :** એ ક્રિયા આપણે જોયા કરવાની. ચંદુલાલ શું કરે છે આખો દહાડો. સવારથી સાંજ સુધી, પથારીમાં સૂઈ જતાં સુધી, આ ચંદુભાઈ શું કરે છે, એ જ જોયા કરવાનું. ખરું કરતો હોય કે ખોટું કરતો હોય, તે આપણે જોવું ને જાણવું. એ આપણને બંધ ના પડે.

**પ્રશ્નકર્તા :** એનો બંધ કોને પડે ?

**દાદાશ્રી :** બંધ જ ના રહ્યો ને, નિર્જરા જ કહેવાય. જોયા કરીએ એટલે સ્વભાવમાં રહ્યો. સ્વભાવમાં રહ્યો એટલે નિર્જરા રહી. જોયા જ કરવું, ચંદુભાઈ ઊંધું કરે કે છતું કરે, ઉગ્ર થઈ ગયા હોય. લોભ ને મહીં એ ઊભાં થયા હોય તે બધું જોયા કરવું કે હા, હજુ લોભ તો ભરેલો છે !

'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાન રહ્યું કે નિરંતર સંવર રહે. અને 'હું ચંદુલાલ છું' એ જ્યાં સુધી ધ્યાન હતું ત્યાં સુધી આશ્રવ ને બંધ. અને આ હવે આશ્રવ ને સંવર રહે. જેનું આશ્રવ થયું, તે નિર્જરા થયા વગર રહેવાનું નથી. એ તમે ચંદુલાલ હતા તો ય નિર્જરા થતી હતી અને તમે શુદ્ધાત્મા થયા તો ય નિર્જરા થયા કરે છે. ફક્ત ચંદુલાલ હતા ત્યારે નવો બંધ પડતો હતો અને અત્યારે હવે નવો બંધ પડતો બંધ થઈ ગયો. આ આપણું સાયન્સ છે. સાયન્સમાં ડખો કરવા જઈએ તો ડખલ થઈ જાય.

જેવો માલ ભર્યો હોય તેવા ભાવે નિર્જરે. શાંત ભાવે બંધ પડ્યો હોય તો શાંત ભાવે નિર્જરે. કષાય ભાવે પડ્યો હોય તો કષાય ભાવે નિર્જરે. એટલે જેવા ભાવે બંધ પડ્યો હોય એવી નિર્જરા તો થાય ને ! પણ તમે ફક્ત જોયા કરો કે સંવર ભાવ રહ્યો, એટલું જ કહેવા માગે છે આપણું વિજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** કષાય ભાવે બંધ પડ્યો હોય અને કષાય ભાવે નિર્જરે, એ વખતે કષાય ભાવનો બંધ ના પડે ?

**દાદાશ્રી :** ના. બંધ ના પડે. જે ભાવે બંધ થયો હોય, તે ભાવે નિર્જરે. તે આ જાનવરોને ય નિર્જરે અને આપણને ય નિર્જરે. નિર્જરામાં ફેર નથી, ફક્ત દ્રષ્ટિમાં ફેર છે લોકોની કે અહીં મને થાય છે આ. અજ્ઞાનતામાં મનમાં માને છે કે મને થાય છે અને આવું થાય છે. પણ આ જ્ઞાન પછી હું જુદો છું, જુદાપણું અનુભવે, એને સંવર કહેવાય. છતાંય જો કહીએ, કષાય ભાવે નિર્જરતું હોય અને કો'કને ઘા વાગે એવો શબ્દ બોલી ગયા તો આપણે કહેવું કે 'ચંદુભાઈ, અતિક્રમણ કેમ કર્યું, પ્રતિક્રમણ કરો.' આપણે કોઈને કંઈ ઘા લગાડવા માટે નથી આવ્યા. નહીં તો એનો

હિસાબ ચૂકતે ના થાય. આપણને ખબર પડે કે ના પડે કે આ અતિક્રમણ થઈ ગયું ?

## પ્રતિક્રમણથી ભૂંસાય ડિઝાઈન !

આ જન્મની ઈફેક્ટને લઈને જરાક કચાશ રહ્યા કરે. એકદમ ઈફેક્ટ બદલાય નહીં ને એની ! આદત હોય ને, તે એકદમ સુધરે ?!

**પ્રશ્નકર્તા :** આપણે ઈફેક્ટ જે ભોગવીએ, ત્યારે કોઈક વાર એમ થાય ખરું, કે આ મારાથી થઈ ગયું.

**દાદાશ્રી :** ના, એ તો થાય તો ખરું પણ એ તો તરત જાણીએને મારાથી એટલે કોનાથી ? ત્યારે કહે, 'ચંદુભાઈથી થયું'. એ વખતે ખબર તો હોય ને ! મારો કયો ભાગ ને ચંદુભાઈનો કયો ભાગ ?!

**પ્રશ્નકર્તા :** પણ હવે જે બેડ ઈફેક્ટ થાય, તો.... ?

**દાદાશ્રી :** એ થાય જ, ઈફેક્ટ તો થાય ને પણ ! એ ઈફેક્ટને જાણે પોતે કે આ ઈફેક્ટ થાય છે અત્યારે ચંદુભાઈને. ઠેઠ સુધી એ જાણકાર રહે છે પોતે.

**પ્રશ્નકર્તા :** પણ એ સારી-ખોટી જે ઈફેક્ટ થાય છે, હવે એ વ્યવહારની દ્રષ્ટિએ એમ લાગે કે આ ખોટું છે, તો...

**દાદાશ્રી :** 'ખોટું છે' એમ લાગે, એ તો પણ ચંદુભાઈને લાગે છે ને, વ્યવહાર દ્રષ્ટિથી છે અને એ ય જાણે કે 'આ ખોટું છે'.

**પ્રશ્નકર્તા :** બરાબર. એ આપણે જાણીએ બધું, પણ છતાં એને ભાવ કરીને, એ ઈફેક્ટને સ્ટોપ કરવાની કે નિર્જરા થઈ જવા દેવાની ?

**દાદાશ્રી :** ના, આ 'આપણી ન્હોય' એટલો ખ્યાલ રહેવો જોઈએ. એ ખ્યાલ ના રહેતો હોય તો એને કહેવું કે 'આપણું ન્હોય', એટલે છૂટું જ.

**પ્રશ્નકર્તા :** મારું કહેવાનું શું કે ધારો કે હું ચોરી કરું છું, હવે આપણે જાણીએ કે ઈફેક્ટ છે કે પૂર્વભવને લીધે થઈ, પણ એ ચોરી કરતાં આપણને

એમ થાય છે કે આ ખોટું છે, તો એ ઈફેક્ટને નિર્જરા થવા દેવી ?

**દાદાશ્રી :** ના, એ તે વખતે નિર્જરા થયા કરે છે. એ નિર્જરા થાય છે બધી વસ્તુની, એમાં કંઈ પુરુષાર્થ નથી. 'ખોટું છે' એવું માને તો ય નિર્જરા અને ના માને તો ય નિર્જરા છે.

**પ્રશ્નકર્તા :** એટલે માનો કે હું પાંચ ડૉલર કોઈના ખિસ્સામાંથી લઈ લઉં છું, એ ઈફેક્ટ થઈ રહી છે. હવે આપણને એમ લાગે છે કે આ ખોટું છે, તો પાંચ ડૉલર લેવા અને ઈફેક્ટને નિર્જરા થવા દેવી અગર તો પાંચ ડૉલર નહીં લેવા અને.... ?

**દાદાશ્રી :** એ શું બને છે એ જોવું. નહીં લેવા કે લેવા, એનો નિશ્ચય નહીં કરવાનો આપણે. લેવાઈ જાય તો ય નિર્જરા અને ના લેવાઈ જાય તો ય નિર્જરા.

**પ્રશ્નકર્તા :** હવે આપણે જે ચોરી કરીએ છીએ, ત્યારે જે અંદર ભાવ થાય છે કે આ ચોરી નહીં થવી જોઈએ, તો એ પુરુષાર્થ કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ તો આત્મા ના મળ્યો હોય તો એ પુરુષાર્થ કહેવાય. આત્મા મળ્યા પછી નિર્જરા. ઈફેક્ટ છે એ. પણ પસ્તાવો થાય તો સારું કે એ ડીઝાઈન જલ્દી ભૂંસાઈ જશે. નહીં તો ડીઝાઈન ભૂંસાશે નહીં, પસ્તાવો નહીં થાય ત્યાં સુધી. એટલે પ્રતિક્રમણ કરવાથી ફાયદો થયો.

## ભોળાં કર્મો તો ભોગવટો હળવો !

**પ્રશ્નકર્તા :** દાદા, તમે એક વાત કરી કે તમારે જે ભોગવવાનું છે એ અત્યારે જ ભોગવી લો છો એટલે નિર્જરા થાય. હવે અમારે લોકોને સંસારમાં રહેવાનું. આ કંઈક વાગ્યું કે માથું દુઃખ્યું તો તરત ગોળી લઈ અને પાછાં કામ પર જઈએ, તો એ નિર્જરા કર્યું કહેવાય કે એ ભોગવવાનું રોકી રાખ્યું કહેવાય ?

**દાદાશ્રી :** ના. નિર્જરા થઈ કહેવાય. દવા મળી તોય નિર્જરા, દવા ના મળી ને પાંચ દહાડા મોડું કરીએ તો ય એ નિર્જરા. દવા માટે હાયવોય

નહીં કરવી. તે વખતે નિર્જરા ના થાય. જે સહેજે મળ્યા કરે ને એ બધું નિર્જરા જ થાય છે.

જે કર્મ આપણે બાંધ્યું હોયને, તે ભોળું હોય, તે દવાઓ એની જલદી મળી આવે આપણને અને વાણિયા જેવું ચીકણું કર્મ હોયને તો મોડું, વાર લાગે, દવાઓ ના મળે. ભોળાં કર્મ હોય કે ના હોય ? જે માણસ ભોળો છે ને, એને ભોળાં કર્મ હોય. લુચ્ચો હોય, તેને લુચ્ચાં કર્મ હોય. નાલાયક હોય, તેને નાલાયક કર્મ હોય. લાયક હોય, તેને લાયક કર્મ હોય. એટલે જેવો છે એવો એને કર્મનો ઉદય હોય. બીજાનું તેલ કાઢી નાખતો હોય એ, એનું પોતાનું તેલ કાઢી નાખે એનાં કર્મો.

એ પોતાના કર્મનો ઉદય છેને, તે નિકાલ થઈ જવાનો. ભોગવીને છૂટકો થાય. કડવું-મીઠું ફળ ચાખીએ પછી જાય છે. હમણે આપણે બંધ કરીએ, તો પછી ચાખવું પડશે. તો એના કરતાં દહાડે જ ચાખી લો, તે રાતે ચાખવું તેના કરતાં.

**પ્રશ્નકર્તા :** આ જગતમાં ચાલેલી માન્યતાઓ, એના ઉપર દાદાના જ્ઞાનથી બુલડોઝર ફરી ગયું.

**દાદાશ્રી :** બુલડોઝર ના ફેરવે તો લાખ અવતારેય છૂટાય નહીં. આ બધું ક્રમિક એટલે આમ કાનબુટ્ટી પકડવી. અને અક્રમ એટલે આમ પકડવાની. બધું બુલડોઝર ફેરવી નાખો ત્યારે. પણ આ જ્ઞાન જ જો પકડી લેને તો ય કામ થઈ જાય. દરઅસલ વિજ્ઞાન જેમ છે તેમ બહાર પાડ્યું છે. કેટલું થઈ રહ્યું છે ? કેટલું કરવું પડે છે ? કેટલું થઈ જાય છે ? બધું કહી નાખેલું છે. ડિસ્ચાર્જ કોઈએ કહ્યું જ નથી. ડિસ્ચાર્જનું સ્વરૂપ આ પહેલામાં પહેલું આપણે કહીએ છીએ. અક્રમ વિજ્ઞાનમાં બધું જ જે કહીએ છીએ તે બધું પહેલી વાર કે પ્રથમ છે વસ્તુ.

❖❖❖❖❖

# [૪.૩]

# કૉઝ - ઇફેક્ટ

## સહી થાય તો ય ઈફેક્ટ !

**પ્રશ્નકર્તા :** તો પછી એ દરેક ઈફેક્ટમાં કૉઝ ઓળખીએ તો જ અમારા જે નવા કૉઝ બરાબર સરખા નખાય ને ?

**દાદાશ્રી :** ના. નવા કૉઝ તો તમારા બંધ કરી દીધા છે, પણ તમે જાણી-જોઈને આ ચીતરો તેને કોઈ શું કરે ?

**પ્રશ્નકર્તા :** અમને દરેક જુદા જુદા પ્રસંગે, જૂના માલના આધારે અમારા પ્રતિભાવ તો થાય જ છે ને કે આ માણસ ત્રાસ આપે છે. હવે એ પ્રતિભાવ ઉપર સહીઓ તો થઈ જાય છે ને ?

**દાદાશ્રી :** એ તો થાય. તેનો ય વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** પછી અમને જો જ્ઞાન હાજર રહે, તો અમે એ સહી પાછી ખેંચીએ અથવા તો સાંજે પ્રતિક્રમણ કરીએ. પણ એ માણસ ત્રાસ કરે છે, એવું મનમાં રહ્યું તો તો હવે એ ચાર્જીંગમાં આવી જાય કે નહીં પાછું, અમે પ્રતિક્રમણ ના કર્યુ કે પાછું ના ખેંચ્યું તો ?

**દાદાશ્રી :** કશું ય ચાર્જ-બાર્જ થાય નહીં. એ જો પોતે એમ કહે કે 'ના, હું ચંદુભાઈ જ છું,' તો જ ચાર્જ થાય.

**પ્રશ્નકર્તા :** પણ મને કોઈએ થપ્પડ મારી તો એ વખતે ક્ષણિક તો એવી અસર થઈ જાય છે ને, કે 'હું ચંદુભાઈ છું'.

**દાદાશ્રી :** એ કશું બનતું જ નથી. એ બધું ઈફેક્ટ છે. આ જેટલું તમે બોલો છો ને એ બધી ઈફેક્ટ છે. આ જગતમાં જે જોવામાં આવે છે, સાંભળવામાં આવે છે, એ બધી ઈફેક્ટ છે. આ વ્યાખ્યાન કરે છે તે ય ઈફેક્ટ છે, સાંભળનારે ય ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, પણ અમે એ ઈફેક્ટમાં સહી કરીએ છીએને !

**દાદાશ્રી :** હા, સહી કરો છો તે ય ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** હા, પછી છૂટીએ કેવી રીતે ?

**દાદાશ્રી :** છૂટ્યા જ છો. પણ તમને તો આ મનમાં વહેમ પડે છે કે આ શું થઈ ગયું ? કો'કને છે તે લાડવા-જલેબીની ઈચ્છા થાય, તે પણ ઈફેક્ટ છે. આંખે દેખાતી, કાનથી સંભળાતી બધી ઈફેક્ટ જ છે.

## રાગ-દ્વેષ એ છે કૉઝીઝ !

કૉઝિઝમાં શું છે ? ક્રોધ-માન-માયા-લોભ, રાગ-દ્વેષ એ બધા કૉઝિઝ છે.

**પ્રશ્નકર્તા :** એ તો હજુ ઢગલો છે.

**દાદાશ્રી :** ના. એ તમને થતા જ નથી, એ તમને લાગે છે. કોઈ ફેરો થાય છે તમને ?

**પ્રશ્નકર્તા :** થાય છે પણ પ્રતિક્રમણ થઈ જાય છે. દાદા, ચંદુભાઈને તો બધી બહુ ઈચ્છાઓ અને બહુ ભાવ રહેલા છે કે હજુ ઘણું ભોગવવું છે, આમતેમ બધી ઈચ્છાઓ આમ દેખાયા કરે.

**દાદાશ્રી :** એ બધી ઈચ્છા માત્ર ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** તો પછી એ પૂરી થવા માટે પણ કંઈક અમુક ટાઈમ જોઈએ ને ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ કરો છો ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પછી નોટ રિસ્પોન્સિબલ.

**પ્રશ્નકર્તા :** કોઈ લોભની વૃત્તિ ઉદય પામી અને એ લોભને અમલમાં મૂકાવવા કપટ ઊભું થાય જ અંદર. હવે જે ઉદય થયો, એના સંસ્કાર બહુ બળવાન હોય તો જ એ અમલમાં મૂકાય. તો એ સંસ્કારને નિર્મૂળ કરવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** એવું છેને, આ ડિસ્ચાર્જ સ્વરૂપ છે. ડિસ્ચાર્જ એટલે ઈફેક્ટ. ઈફેક્ટ તો જોયા જ કરવાની હોય.

**પ્રશ્નકર્તા :** પણ એની ઈફેક્ટ પડે ખરીને આપણા પર ?

**દાદાશ્રી :** આ જ્ઞાન ના લીધું હોય, તેને બધો ફેરફાર કરવો પડે. એ સંસ્કારને ફેરફાર કરવા પડે એણે અહંકારે કરીને. પણ આમાં અહંકાર રહ્યો નહીં અને હવે છે તે ડિસ્ચાર્જ એકલું રહ્યું. તે આ ડિસ્ચાર્જ છે તે ગમે તેવા કપટ કરે, બધું કરે, તો ય પણ એ ડિસ્ચાર્જ છે.

## પ્રથમ ફેરફાર કૉઝમાં !

કૉઝ પહેલાં બદલાય ને પરિણામ પછી બદલાય. એટલે 'જણસો-બણસો(દાગીના) બધું હવે કામનું જ નથી અને આ સંસારના પૈસા-બૈસા કોઈ ચીજની જરૂર નથી', એવી પ્રતીતિ બેસી જાય એને. પણ ગણતી વખતે તો ચોક્કસ હોય. કારણ કે ગણતી વખતે પેલાં પાછલાં પરિણામ છે અને આ પ્રતીતિ એ કૉઝ છે. આ માટે અમે પરિણામને ના જોઈએ, અમે પ્રતીતિ શું બેઠી એ જોઈએ. પછી ખસી જઈએ, અમે જાણીએ કે આ કૉઝ થયું, એટલે પેલાં આવશે પરિણામ. અમે પછી વઢીએ નહીં અને પેલાં તો કચકચ કરે. 'દાદાનું જ્ઞાન લીધું તો ય આવી ને આવી રહી.' ભઈ, આ તો પરિણામ છે એનાં. પણ એ સમજણ ના પડે એટલે પણ પેલી ચિડાય. પછી કહેશે, 'મેલને છાલ, આના કરતાં પહેલાં હતાં તે સારું હતું.' એટલે પ્રતીતિમાં આવેલું હોય તેય ઊડી જાય.

એટલે આ અવળું દેખાય છે, તે પરિણામ છે પહેલાંનાં. વર્તન બધાં પરિણામ છે અને અંદર પ્રતીતિ એ પુરુષાર્થ છે. એ પુરુષાર્થનું ફળ આવશે. અને આ પહેલાંના પુરુષાર્થનું અત્યારે ફળ આવ્યું. હજી તો કોઈ જગ્યાએ ધંધામાં ખોટ જાય તો અકળામણ થઈ જાય, એનું શું કારણ છે ? અકળામણ એ પહેલાંનું પરિણામ છે, આ આજનું પરિણામ નથી.

## શું એ પણ ઈફેક્ટ ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી સારા ભાવો ઊભા થાય, સારી વસ્તુ કરવાના ભાવો ઉત્પન્ન થાય, તો એ પણ ઈફેક્ટ કહેવાય ને ?

**દાદાશ્રી :** ઈફેક્ટ જ છે એ તો.

**પ્રશ્નકર્તા :** ઈફેક્ટ છે તો પછી એનું ફળ આવવું જોઈએ ને ?

**દાદાશ્રી :** ના, આ સારું કરવાના ભાવ ઉત્પન્ન થાય ને, એટલે પછી એ એનું ફળ આગળ આવે જ. પણ તે આ સારા ભાવ થાય છે તે ય ઈફેક્ટ છે અને ફળ આવે છે તે ય ઈફેક્ટ છે. આમાં કૉઝિઝ નથી, કૉઝિઝ તો, કર્તા થાય કે 'આ જાતના ભાવનો હું કર્તા છું.' તો કૉઝિઝ થાય. બાકી સારા ભાવ આવવા જુદી વસ્તુ છે અને કર્તા થવું જુદી વસ્તુ છે. કર્તા હોય એ કૉઝિઝપણું અને મમતા હોય એ કૉઝિઝપણું.

આ જ્ઞાન આપ્યા પછી કૉઝીઝ ઉત્પન્ન થતા નથી. પાછલા ભવના કૉઝિઝનું જ આજે પરિણામ હોય છે. આ પરિણામ બદલાય નહીં. એટલે પરિણામને 'જોયાં' કરવાના છે. જો કૉઝિઝ હોય તો અમારે તમને કહેવું પડે, 'જો જો આમ રાખજો, તેમ રાખજો'. પણ આ કૉઝીઝ નથી, આ પરિણામ છે. ખાલી ઈફેક્ટ છે. તે ય વ્યવસ્થિત છે પાછું. તે ચંદુભાઈને શું ઈફેક્ટ થતી હોય, તે બધું જોયા કરવાનું. કોઈ મહાત્માને એની વાઈફ મારી બેસે તો મહાત્મા મને આવીને કહે. એટલે હું કહું કે આપણે સમભાવે નિકાલ કરી નાખજે. કારણ કે પરિણામ છે આ તો બધું. અને મહાત્માઓ સમતા રાખે છે પણ ખરા, અજાયબ સમતા રાખે છે !

**પ્રશ્નકર્તા :** આ ઈફેક્ટ છે તે શેની ? પૂર્વે સંચિતની છે ?

**દાદાશ્રી :** પૂર્વે જે કૉઝીઝ પડેલાં, તેની ઈફેક્ટ છે આ. હવે નવા કૉઝીઝ બંધ થઈ ગયાં એટલે ફરી હવે બીજી નવી ઈફેક્ટ આવવાની નહીં. આ જૂની ઈફેક્ટ જે આજે ભોગવવી પડે છે, એને આપણા લોકો પ્રારબ્ધ કહે છે.

**પ્રશ્નકર્તા :** મોક્ષ મેળવવા માટે મેં જે બધાં પાછલાં કર્મો કરેલાં છે, તે મારે બધાં ખપાવવા પડશે ને ?

**દાદાશ્રી :** એ ઈફેક્ટ છે. ઈફેક્ટ એટલે એની મેળે થયા કરે. આપણે છે તે ડખલ ફરી નહીં કરવાની.

## એ છે ભીડવાળી અસરોમાં સફોકેશન !

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાનમાં સ્થિર રહીને જો માણસ રોજનું જીવન જીવે, તો બધું સ્થિર થઈ જાય, પાકું થઈ જાય કે મરવા-જીવવાનું હોતું નથી, પણ એ જ્ઞાન કોઈ વખત ખસી જાય છે ને ? ખસી જાય છે એટલે સંસાર ઊભો રહ્યા કરે છે ને ?

**દાદાશ્રી :** એવું છે ને, કે જે ઈફેક્ટ બહુ ભીડવાળી આવે ને, એટલે જરા એનું છે તે સફોકેશન કરાવડાવે. તમારી ઈફેક્ટ આવવાની નહીં ભીડવાળી, એટલે તમારે ખસે જ નહીંને, આઘુંપાછું ખસે જ નહીંને ?! એટલે જેને ભીડવાળી ઈફેક્ટ આવે છે, તેને આ બધું ખસી જાય. ખરેખર એ ખસી જતું નથી, સફોકેશન જ થાય છે ખાલી.

અને કૉઝિઝ ને ઈફેક્ટ્સ તો આપણે જ કહીને ! કોઈએ કહી જ નથીને અત્યાર સુધી ! અને ઈફેક્ટને ગણકાર ના કર્યો હોય તો આપણે. બાકી આખું જગત ઈફેક્ટ્સમાં જ પડ્યું છે. એ કૉઝિઝને ગણકારતા જ નથી. કૉઝિઝમાં જે થવું હોય તે થાય, પણ ઈફેક્ટને પંપાળ પંપાળ કર્યા કરે છે અને તેથી પછી કૉઝિઝ ઉત્પન્ન થયા કરે છે ને નર્યા પાપ બંધાયા કરે છે અંદરખાને. ઈફેક્ટ સારી હોય તેને શું કરવાની ? મેલ પૂળો અહીંથી !

આ જગત શાથી ઊભું થાય છે ? કૉઝિઝ અને ઈફેક્ટ. કૉઝિઝ બંધ થઈ જાય તો ઈફેક્ટ પછી રહે. તે વખત થયે ભરેલો માલ ખાલી થઈ જાય. કૉઝિઝ બંધ થઈ ગયા, તે આ ઈફેક્ટો 'જોયા' કરવાની. ઈફેક્ટ એ ફિલમ છે ને તમે ફિલમને જોનાર છો. આ બધું હવે રહ્યું એ 'વ્યવસ્થિત' રહ્યું, એ બધું ઈફેક્ટ છે. ચંદુભાઈ ભોગવે, એ બધું ઈફેક્ટ !

❖ ❖ ❖ ❖ ❖

# [૫]

# 'ન્હોય મારું'

## પછી તો જવું જ પડશે મોક્ષે !

આપણું તો ક્ષાયક સમકિત છે. એટલે સમ્યક્ દર્શનથી યે ઘણું ઊંચું છે. હવે સમ્યક્ દર્શન એટલે શું કે જે દા'ડાથી જાણ્યું કે આ હું ન્હોય, હું શુદ્ધાત્મા છું, ત્યારથી જે જે કચરો નીકળે તે મારું ન્હોય. સમ્યક્ દર્શન જે દહાડે થાય, એક ગુંઠાણું જે સુખ ચાખ્યું તે હું, બીજું બધું આ કચરો, બીજું બધું ઉદયકર્મ છે. કો'ક ફેરો સારું નીકળે, કો'ક ખરાબ નીકળે, બગદો નીકળે પણ તે આપણી જાતને કહી દેવાનું, કે ભઈ આ બધુંય છે તે 'ન્હોય હું.' તેથી સમ્યક્ દર્શન શું કહે છે કે મને પામ્યા પછી જો તારે મોક્ષે નહીં આવવું હોય તોય આવવું પડશે. માટે અહીં આવતાં પહેલાં વિચાર કરજે !

## 'ન્હોય મારું', ત્યાં ન હોય રાગ-દ્વેષ !

**પ્રશ્નકર્તા :** મહીંથી જે પ્રેરણા થાય છે એ ફાઈલ કહેવાય એટલે એ ફાઈલનો સમભાવે નિકાલ કરવો પડેને ?

**દાદાશ્રી :** સમભાવે નિકાલ કરે અગર તો એવું બોલે કે 'મારું ન્હોય' તોય છૂટે, નહીં તો ચોંટે. જુદું જોઈએ તોય છૂટી જાય. એ તો શું કહે છે, તમે રાગ-દ્વેષ કરો તો તમને ચોંટશે, નહીં તો નહીં ચોંટે. એને જુદું જુઓ તે ઘડીએ રાગ-દ્વેષ ના હોય અગર 'મારું ન્હોય' એમ કહે તે ઘડીએ રાગ-દ્વેષ ના હોય. મારી ચીજ ઉપર રાગ-દ્વેષ હોયને ?

## હવે મૂંઝવે વ્યવહાર કષાયો !

કષાયો ધીમે ધીમે મોળા થઈ જાય. આ કષાયો, ખાલી વ્યવહાર કષાયો છે. ખરેખર નિશ્ચય કષાયો નથી આ. પણ તે મોળા થતાં જાય. છેવટે વ્યવહાર કષાયે ય ન હોવા જોઈએને ?

**પ્રશ્નકર્તા :** આ જે વ્યવહાર કષાયો છે એ જ બહુ મૂંઝવે છેને !

**દાદાશ્રી :** ના, આપણા જ્ઞાન પછી કષાયો મૂંઝવતા હશે ?

**પ્રશ્નકર્તા :** એ કષાયો થાય છે આ ફાઈલ નંબર એકમાં, એ બહુ મૂંઝવે છે. એટલે આકુળતા થાય, ક્લેશ થયા રાખે પછી.

**દાદાશ્રી :** એ તમને થતો નથી ને પણ ?

**પ્રશ્નકર્તા :** માન્યતામાં તો એમ છે જ કે મને નથી થતો. પણ તોય અનુભવ જે છે ને, એ અનુભવ ગમતો નથી.

**દાદાશ્રી :** એ તમે એટલું જ કહો કે, આ 'મારું ન્હોય' એટલે તમને અડે જ નહીં. જે માન્યતામાં છે એ જ તમે બોલો તો અડે નહીં કે આ 'મારું ન્હોય'. એ તમે 'મારું નહીં' નહીં બોલો તો મહીં પેસી જશે.

**પ્રશ્નકર્તા :** પણ એ ઘડી ઘડી બોલવું પડે ?

**દાદાશ્રી :** હા, એ તો બોલવું જ પડેને તે ઘડીએ. પેલાં મહીં પેસવાની તૈયારી કરે તો આપણે ના સમજીએ કે, 'એય, મારું નહીં. પારકા ઘરનું અહીં ક્યાં પેસવા આવ્યો છું ?' આવી રીતે બોલવું પડે. વ્યવહાર એનું નામ કે શબ્દેશબ્દ બોલવો પડે.

**પ્રશ્નકર્તા :** કલાક પછી ખ્યાલ આવે કે આ 'મારું નથી'.

**દાદાશ્રી :** પણ એ બોલીએ તો ફરી આવે જ નહીંને ! 'જતું રહું છું' જ કહે. આપણને અડે નહીં આ તો.

## 'ન્હોય મારું' કહેતાં જ ઊડે !

એટલે આ બધા ખુલાસા કરી લો ને ! આ તો બધું વિજ્ઞાન છે. અને તે પ્રમાણે રહે જ પાછું. આ જ્ઞાન આપેલું છે ને ત્યારથી જ બધું

એક્ઝેક્ટ છૂટું પડી જાય. અગર તો કશી અડચણ થાયને તો 'મારું સ્વરૂપ ન્હોય' એમ કહોને, તોય છૂટું પડી જાય. કારણ કે મારું અને તમારું બેની વચ્ચે લાઈન ઓફ ડીમાર્કેશન નાખી છે. એટલે કંઈક ઝઘડો થાય એ બેનો પાછો, એટલે આ 'મારું ન્હોય' કહે, તો છૂટું થઈ ગયું. મનનો બગદો, ચિત્તનો બગદો, ગમે તેવાં વિચારોમાં મન ચઢી ગયું હોય, તો 'મારું ન્હોય' એમ કહીએ કે છૂટું થઈ જાય, એક જ શબ્દથી. એ બોલવાની જ જરૂર. એટલે અડે નહીં આપણને ! છે જ નહીં આપણું સ્વરૂપ એ. મહીં ગૂંચાવ તો ચોંટી પડે, એનો બોજો રહે પછી. અને ગૂંચાળો આવે તો 'મારો ન્હોય' એમ કહેવું. કારણ કે તમારો ન્હોય આ બધો ગૂંચાળો. ગૂંચાળા તો ચંદુલાલના છે બધાં. જગત 'અમારું છે, અમારું' કરીને આ વળગ્યું છે ભૂત ! ખરી રીતે એમનું છે નહીંને, છતાં 'અમારું' માને છે અને તમારે ખરેખર 'નથી અમારું' એટલું કહેવામાં વાંધો શો છે ? આપણું નથી જ.

## 'ન્હોય મારું' કહ્યું કે બેઠો 'સ્વ'માં !

**પ્રશ્નકર્તા :** આમ તો જેને ઉપયોગ ના રહેતો હોય એ સ્વરૂપની બહાર જ કહેવાયને ?

**દાદાશ્રી :** કોઈ પણ રિલેટિવ વસ્તુ આવે તો આ 'મારી ન્હોય' એમ કહે એ 'સ્વરૂપ'માં છે. ત્યારે અહીં સ્વરૂપમાં બેસીને બોલે છે. નહીં તો બોલાય નહીં. બહાર ઊભો હોય તો બોલાય નહીં. આ 'મારું ન્હોય'. આ એટલે આ સ્વરૂપમાં છે. ચોખ્ખું છે તો પછી કશું રહ્યું ?

**પ્રશ્નકર્તા :** પણ બધા સંજોગોમાં 'મારું ન્હોય' એવું ના રહે, દાદા.

**દાદાશ્રી :** તે 'તારું છે' એવું લાગે છે તને ?

**પ્રશ્નકર્તા :** એવો કશો ભાવ ના હોય કે આ મારું છે કે નથી, એવું.

**દાદાશ્રી :** એટલે ઉપયોગપૂર્વક નથી રહેતું એમ. એમ ને એમ તો રહે છે, પણ ઉપયોગપૂર્વક રહેવું જોઈએ કે 'ન્હોય મારું'. આપણે 'ન્હોય મારું' બોલીએ એટલે મહીં બીજા બધા બેઠા છે એ સાંભળે ને કહેશે, ઓહોહો ! આપણી સાથે ચોખ્ખું જ બોલે છે હવે. બુદ્ધિ, મન ને ચિત્ત ને એમને ખાત્રી થઈ જાય કે હવે આ 'એ' પક્ષના થઈ ગયા, હવે આપણું ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** શરૂઆતની અવસ્થાઓમાં બોલવાનું, પછી તો પરમનન્ટ એવું થઈ જાયને ? એટલે હમણાં બોલ્યે રાખવાનું ?

**દાદાશ્રી :** પણ હજુ શરૂઆત તો હમણાં જ થઈ છેને ! કહેવામાં શું વાંધો છે, 'મારું ન્હોય'. બસ ધીમે રહીને મનમાં, મોટેથી નહીં બોલવાનું ! મનમાં બોલવું કે 'મારું ન્હોય'. આ તિજોરીની આસપાસ પોલીસવાળા હોય છે. તે રાતે બાર વાગે તો બાર વાગ્યાના ઘંટ વગાડે. એક વાગ્યા હોય તો એકનો ઘંટ વગાડે અને પાછું કલાકે કલાકે બોલે, 'અલ બેલ.. અલ બેલ..' એવું બોલે. એટલે પછી એ બધાય પોલીસવાળા સાંભળે, બધાય આરામથી સૂઈ જાય. 'અલ બેલ' એટલે શું કહે છે ?

'અલ બેલ' એટલે 'ઓલ વેલ'. હવે એટલું બોલે છે, એટલે પેલાં પાછાં નિરાંતે સૂઈ જાયને પછી ? ના બોલે તો ત્યાર પછી શંકા પડે કે કેમ હજુ સાડા બાર થયા તોય બોલ્યો નહીં. ટકોરે ટકોરે બોલવાનું, એવું આપણે એ બોલવાનું. બોલવાથી પૂરવાર થાય કે, પોતે સ્વરૂપમાં છે, જાગૃતિપૂર્વક છે અને 'મારું ન્હોય' કહે છે.

સ્વરૂપમાં રહ્યા, એની ખાત્રી શું ? ત્યારે કહે, કોઈ ઢેખાળો મારે, તે ઘડીએ એને તરત જ એમ થાય કે આ 'મારું સ્વરૂપ ન્હોય'. એટલે શું ? કે પોતે સ્વરૂપમાં બેસીને બોલે છે આ. ગમે તેવું રિલેટિવ આવે તો 'મારું સ્વરૂપ ન્હોય' બોલે કે છૂટ્યો.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત જાગૃતિ રહે છે કે, આ 'મારું સ્વરૂપ ન્હોય', સહજ રીતે રહે છે. ઘણી વખત જાગૃતિ રહેતી નથી અને તન્મયાકાર થઈ જવાય એ રિલેટિવ વસ્તુમાં.

**દાદાશ્રી :** હા, તો આવું કહેને ! 'મારું સ્વરૂપ ન્હોય' એમ કહેવાનો અભ્યાસ કરીએને એટલે જાગૃતિ આવી જાય. અભ્યાસ કરવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** ઘણીવાર કોઈ રિલેટિવ વસ્તુ અથવા સંયોગ હોય નહીં ત્યારે એવું લાગે છે કે હું સ્વરૂપમાં છું.

**દાદાશ્રી :** હા, બરોબર છે. વાંધો નહીં. સંયોગ આવે તો જ છે તે

આઘુંપાછું થવાનો સંભવ છે. તો સંયોગને આપણે કહી દેવું કે 'મારું સ્વરૂપ ન્હોય'.

**પ્રશ્નકર્તા :** સંયોગ ન હોય ત્યારે આપણે સ્વરૂપમાં હોઈએ ?

**દાદાશ્રી :** સંયોગ ના હોય એટલે, એ વાતને સમજ્યો નથી. મન પણ ના હોય તે ઘડીએ ! પણ મન જો વિચારતું હોય, તો એ સંયોગ કહેવાય. તોય તમે જ્ઞાયક સ્વરૂપમાં જ છો. ભટકતા ચિત્તને તમે જોયા કરો, તે ઘડીએ તમે સ્વરૂપમાં છો. જેમ આપણી ગાય હોય, તે આમ દોડે, આમ દોડે, તે પણ એને તમે જોયા જ કરો, તો એ તમે સ્વરૂપમાં છો. ચિત્તનો સ્વભાવ ભટકવાનો પણ એની જોડે તન્મયાકાર થાય તો એ બગડ્યો. કોઈ દા'ડો થયેલો તન્મયાકાર ?

**પ્રશ્નકર્તા :** થયેલો. અત્યાર સુધી તન્મયાકાર જ હતા.

**દાદાશ્રી :** એને તન્મયાકાર કહેવાય, તદાકાર કહેવાય, તે છે એનાં આકારનો આ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, ઘણી વખતે એકાદ મિનિટ તન્મયાકાર રહેવાય અને બીજી જ મિનિટે જાગૃતિ આવે કે આ મારા વિચાર ન્હોય.

**દાદાશ્રી :** તો વાંધો નહીં. પછી બીજી મિનિટે બોલીએ તોય વાંધો નહીં. તે ઘડીએ છીંક આવતી હોય તો ના કહેવાય. છીંક ખાધા પછી આપણે કહેવાય. પછી બોલો છો તે જાગૃતિ ઓછી જરા, પણ વાંધો શો છે ? પણ તરત કહીએ છીએને પછી.

## એ ના થવા દે એક !

**પ્રશ્નકર્તા :** આત્મા ને અનાત્માના સાંધાને એક ના થવા દે, એ માટે કયો ઉપાય કરવો ?

**દાદાશ્રી :** આપણે આ ખેતર હોય એમાં ડીમાર્કેશન લાઈન નાખી કે ભઈ, આ છે તે આનું અને આ આપણું. હવે તે પેલા ખેતરવાળાને ભ્રમ પેસી જાય, કો'ક કહે આવીને કે તારા ખેતરમાંથી ભીંડા લઈ ગયો એક

જણ. તે એને પેલું કહ્યું એટલે મગજ ફરી ગયેલું હોય, ફરી જઈને જુએ એટલે પાછું પોતાનું જ એવું લાગે, કારણ કે પોતાના નજીકનું છેને ! એટલે તરત બૂમાબૂમ કરે, ઉપાધિ કરતો હોય, ગાળો દેતો હોય ને બધું... તો પછી કોઈ જ્ઞાની આવે તે કહે છે, 'ભઈ, શું કરવા ઉપાધિ કરું છું વગર કામનો ?!' 'અરે, મારા ભીંડા ગયાને, હું ઉપાધિ ના કરું ? તમને હઉ થાય.' 'અરે, ભઈ તું જોતો ખરો ! જો આટલે સુધી તારું ને આ આનું', એટલે પછી ખૂબ આનંદમાં આવી જાય.

એટલે આપણે 'શુદ્ધાત્મા છું' એ હોમ ડીપાર્ટમેન્ટમાં હોઈએ તો કંઈક જરા ઉપાધિવાળું સ્પંદન થવા માંડ્યું, કંઈ અડચણવાળું, તે 'મારું સ્વરૂપ ન્હોય' કહ્યું કે છૂટી જાય. જેમ આ ખેતરમાં મારું ન્હોય, આ બાજુનું, એમ કહ્યું કે છૂટી ગયુંને ! 'મારી છે' એમ કહ્યું ત્યાં સુધી ઉપાધિ આવવાની. એટલે એવું બોલવું પડે. શું બોલવું પડે ? 'મારું ન્હોય'. તે ઘડીએ યથાર્થ રહે પછી.

આણે કશું અડાડ્યું કે તરત જો હાથ ખસેડી લીધોને, પેલું ગલીપચી થઈ એ પુદ્ગલનો સ્વભાવ છે, પણ આમ હાથ લઈ લીધો એ પુદ્ગલનો સ્વભાવ. પણ બીજી જ મિનિટે મેં કહ્યું 'આ મારું ન્હોય' કે તરત પછી કશુંય ના થયું, મારાપણું રહી ગયું હોય કોઈ જગ્યાએ, ત્યારે 'મારું ન્હોય' એ કહેવાય તો પછી ભાંજગડ નહીં થાય. 'મારું ન્હોય' કહ્યું એટલે બેઉ છૂટું થઈ ગયું પાછું.

## કર્મો જુદાં ને આત્મા જુદો !

**પ્રશ્નકર્તા :** હોટલમાં પહેલાં ક્યારેક ખાઈ આવ્યો હોઉં, એવી વસ્તુ ખાવાના બહુ વિચાર આવે કે બિસ્કીટ ખઉં કે આ ખઉં કે તે ખઉં, તો એમાં પ્રતિક્રમણ કરવાં પડે કે ખાલી જોયા કરવાનાં ?

**દાદાશ્રી :** ત્યાં 'ન્હોય મારું' એવું કહેવાનું. જોયા કરવાનું નહીં. 'ન્હોય મારું', એ તો ચંદુભાઈનું. 'ચંદુભાઈ, તારું દુઃખેય અમે લેતાં નથી' એવું કહેવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે કંઈ બન્યું, તેને માથે ના લેવાય.

**દાદાશ્રી :** હા, માથે ના લેવાય. તમે જુદા અને અમેય જુદા. એટલું કહી દીધું, બસ થઈ ગયું ! એટલું કહેવું પડે. અમે જુદા, તે ઘડીએ આપણું જ્ઞાન ગુલાંટ ના ખઈ જાય એટલા માટે બોલવું પડે. શુદ્ધાત્મા જુદો છે ને આ ય જુદો છે, બેઉ જુદી જ વસ્તુ છેને ! એટલે જેમ છે એમ બોલવું આપણે. જે જાણ્યું છે એટલું. પછી અસર ના કરે જરાય. મહીં જરાક કંઈક ફેરફાર થયો કે એમાં તમે જુદા ને હું જુદો, બસ થઈ રહ્યું ! આપણે છીએ એવું ગપ્પું નહીં બોલવાનું. આ કલ્પિત નથી વસ્તુ !

આપણે શુદ્ધાત્મા છીએ ને આ કર્મ છે. તે કર્મ એ વસ્તુ છે તે પરિસ્થિતિ છે. તે બદલાયા કરે. તે આપણે 'તમે જુદા ને અમે જુદા' બોલીએ, તેથી કરીને આપણને અસર ના થાય. કર્મ કર્મનો ભાવ ભજવ્યા કરે. પણ અસર ના થાય, અન્ઈફેક્ટિવ અને પેલું માથું મારીએ તો કંઈ સુધરતું નથી એ, આપણું જે સુખ હોય તે અંતરાય છે ઊલટું. માથું મારવાની ટેવ પહેલેથી પડેલીને, તે હજુ જતી નથીને ! આપણે હવે આ ટેવ પાડવી જોઈએ, 'તું જુદો, હું જુદો. હું તને છે તે પાછળ હેલ્પ(મદદ) કરીશ.' એવું કહીએ.

## પ્રજ્ઞા પાડે જુદું !

**પ્રશ્નકર્તા :** અંદરથી આ વાર્તાલાપ થાય, એ પણ પ્રતિષ્ઠિત આત્મા જ કરેને ?

**દાદાશ્રી :** આ પેલું જે પ્રજ્ઞા સ્વરૂપ છે ને, એ પ્રજ્ઞા બધું કામ કરી જ લે છે. આત્માને કશું કરવું પડે નહીં. જ્યાં સુધી અહીં સંસારના કર્મ સ્વરૂપ છે, ત્યાં સુધી પ્રજ્ઞા છે. કર્મ સ્વરૂપ પૂરું થઈ ગયું કે પ્રજ્ઞા બંધ થઈ ગઈ. ત્યાં સુધી પ્રજ્ઞા કહી દે, કે 'ભઈ, તમે જુદા ને અમે જુદા, આપણે કંઈ લેવાદેવા નહીં.'

**પ્રશ્નકર્તા :** એ કર્મોની ઈફેક્ટ પણ અરુચિકર ઘણી થઈ જાય છે.

**દાદાશ્રી :** એ તો તમે એને અડવા દો એટલે અરુચિ થાયને ! હંમેશાંય એનો સ્પર્શ થાય એટલે તરત એને આપણે કહીએ કે 'મારું

ન્હોય'. તો કશું જ ના થાય. એક ફેરો બોલી તો જુઓ ! એવું પાંચ-પચ્ચીસ વખત બોલી જુઓ, પછી પ્રેક્ટિસ(આદત) પડી જશે ! 'મારું ન્હોય' કહ્યું કે તરત જુદું. આપણું છે જ નહીં, જે જુદું પડી ગયું, એને 'મારું ન્હોય' એમ કહેવામાં વાંધો શો છે ? અને આ ચારિત્ર મોહનીય છે. ગમે તેવો પણ મોહ છે એ.

જ્યારે સફોકેશન-ગૂંગળામણ થઈ જાય, તો કહેવું, 'ન્હોય મારું'. જો કે સફોકેશન બહુ નુકસાન નથી કરતું, પણ સુખ આવતું અટકી જાયને ! જે આપણું નથી, તેને આપણું કેમ કહેવાય જુદું પાડ્યા પછી ? નહીં તો પહેલાં કહેતા હતા જ ને, 'આ મારું, આ મારું.' 'આ મારું' ન્હોતા કહેતા ? હવે જે આપણું નથી એ નક્કી કરેલું એટલે પછી એ 'આપણું ન્હોય' એમ કહી દીધું કે તે ઘડીએ છૂટું. કો'કને માટે મહીં ગુસ્સાના પરમાણુ આવ્યા હોય ચંદુભાઈને, તે ઘડીએ તમે કહો 'મારું ન્હોય' તો એની મેળે ટાઢું પડી જાય તરત. પણ તમને અસર તો ના થાય. વખતે ઊકળે તોય તમને અસર ના થાય. જે પોતાનું નથી એને નથી પોતાનું કહેવાનું, જ્યારે આ લોકો તો પોતાનું નથી તેને પોતાનું કહે છે. આપણે નથી તેને નથી કહીએ છીએ અને જે પોતાનું છે એને છે કહીએ છીએ. એ આપણે સીધેસીધી ડાયરેક્ટ વાત કરીએ છીએ.

## તોડવો પડે જગ આધાર !

**પ્રશ્નકર્તા :** આપે એક વખત કહ્યું'તું કે નિશ્ચિંત અને નિર્ભય ના થાય તો આપેલો આત્મા ય જતો રહે.

**દાદાશ્રી :** એ તો એમાં પછી રહ્યું જ નહીંને ! એ આપણે ત્યાં બને નહીં. પણ વસ્તુસ્થિતિમાં પ્રયોગ કરવા જોઈએ કે અનાદિકાળથી આ સંસાર શેના આધારે ઊભો રહ્યો છે ? જે આધાર હજૂ તૂટ્યો નથી. એટલે એનો આધાર તોડ તોડ કરવો પડે. આપણું જ્ઞાન લીધા પછી શું તોડ તોડ કરવું પડે ? જેના આધારે આ જગત ઊભું રહ્યું છે, સંસાર ઊભો રહ્યો છે એ આધાર તોડવો જોઈએ. હવે કેટલાકને આધાર તૂટી જાય છે અને કેટલાકને આધાર ઊભો રહેલો છે. તે આધાર તોડ તોડ કરવાનો છે, બીજું કશું છે નહીં.

હવે શેનાં આધારે જગત ઊભું રહ્યું છે ? ત્યારે કહે, મનમાં જે પર્યાયો છે, મનની અવસ્થાઓ, તેમાં આત્મા(વ્યવહાર આત્મા) તન્મયાકાર થાય છે, તેથી ઊભો રહ્યો છે. નથી બુદ્ધિ પજવતી, નથી કોઈ પજવતું. એટલે મનનાં પર્યાયોને તોડ તોડ કરવાં જોઈએ. 'આ મારા ન્હોય, મારા ન્હોય', ત્યાં જ બેઠાં બેઠાં હલાય હલાય જ કરવું જોઈએ. એ તોડ તોડ કરે કે છૂટો થઈ ગયો. અનાદિનો અભ્યાસ છે ને, છૂટો થવા દેતો નથી. તે એને મીઠાશ વર્તે છે, એ શુદ્ધાત્માને નથી વર્તતી. અહંકારને વર્તે છે, એટલે એ તોડ તોડ કરવું પડે. બેને છૂટું જોવું પડે. 'મારું ન્હોય' કહ્યું તોય છૂટું પાડ્યું કહેવાય પછી જોવાય.

## અડચણમાં ય અખૂટ આનંદ !

અને મનમાં ડિપ્રેશન આવે તો એનામય નહીં થઈ જવાનું, ત્યાં સામા થવાનું. કોઈ પણ કામમાં જ્યારે ડિપ્રેશન થાય ત્યારે આત્માનો અનુભવ થાય, જો આપણું આ જ્ઞાન લીધેલું હોય તેને ! એ ડિપ્રેશનમાં ય સતત આનંદ રહેતો હોયને તે જગ્યા આપણી. એવી શોધખોળ કરી શકે એવું આ જ્ઞાન છે. કોઈ વખતે બહારની અડચણ આવી તોય મહીં આનંદ રહેતો હોય તે જગ્યા આપણી, એમ જગ્યા ખોળી કાઢે કે આ જગ્યા આપણી ને આ જગ્યા આપણી ન્હોય, બળી. નહીં તો ગમે તેવું કર્મ હોય તો કહી દેવાનું 'આ મારું ન્હોય' કે છૂટ્યું. કારણ કે આ તમારું ને આ બીજાનું. એમ જુદું પાડી આપ્યું છે ને !

**પ્રશ્નકર્તા :** મારું સ્વરૂપ નથી એવું બોલાય ?

**દાદાશ્રી :** સ્વરૂપ ના બોલો તો ચાલે.

**પ્રશ્નકર્તા :** આ ફેરે અનુભવ સારો થયો પણ !

**દાદાશ્રી :** સારો થયો, નહીં ? અનુભવ વધતો હોય તો કામનું !

## ત્યાં સ્થિર થાય આત્માનુભવ !

**પ્રશ્નકર્તા :** બહારના અથવા અંદરના પ્રસંગમાં કોઈ પણ ઉદય હોય ત્યારે આપણે જાણીએ, આ મારો સ્વભાવ નથી ત્યારે અનુભવ સ્થિર થાયને ?

**દાદાશ્રી :** હા, થાય ને ! મારો સ્વભાવ નથી, ત્યારથી જ અનુભવ સ્થિર થયો. એ જાગૃતિ રહી, તે ઘડીએ અનુભવ સ્થિર જ થાય. મારો સ્વભાવ ન્હોય, આ એટલું જે સમજે છે ને, તે પોતાનાં સ્વભાવમાં સ્થિર થાય છે. મારા-તારાનો ભેદ પડ્યો, મારું કયું ને તારું કયું, નિશ્ચયથી મારું આ અને આ વ્યવહારથી મારું, તે તારામાં ગયું. વ્યવહારથી આખું એ આપણામાં ગણાય નહીં. આપણી દ્રષ્ટિએ વ્યવહારમાં બોલવા માટે બોલવું પડે. પણ આપણી દ્રષ્ટિએ તો એ પરાયુ-પરભાર્યું કહેવાય.

## સંયોગ માત્ર પુદ્ગલનો !

હવે એ જે બોલ્યો એ આપણે કોની ટપાલ છે એ તપાસ કરવી, કે આ ટપાલ પુદ્ગલની છે ? પુદ્ગલની બધી સંયોગી ટપાલ હોય. અને કોઈ પણ સંયોગ એ ટપાલ આત્માની ના હોય, એટલે કોઈ પણ સંયોગ આવ્યો તે પુદ્ગલનો. હવે પેલો ઊંધું બોલ્યો એ પણ સંયોગ થયોને ? એ પુદ્ગલનું એટલે 'મારું ન્હોય' એમ કહી દેવું કે છૂટું. કારણ કે અનાદિની ટેવ, અભ્યાસ છેને પડેલો, તે છૂટે નહીં. એટલા માટે થોડો વખત બે-ત્રણ મહિના 'મારું ન્હોય' એમ કહીએ એટલે પછી રાગે પડી જાય. પહેલું 'મારું ન્હોય' એમ કહેવું જોઈએ. કારણ કે શુદ્ધાત્મા થયા પછી આપણી કોઈ વસ્તુ છે નહીં. એક ફક્ત આ જે પ્રકૃતિ ચંદુભાઈની છે એ આપણી પહેલાંની ગુનેગારીનું ફળ છે આ. એ હવે એને સમભાવે નિકાલ કરીને એટલે ચોખ્ખા કરીને જવા દેવા જેવું છે. એટલે કૃપાળુદેવે કહ્યું છે કે, અજ્ઞાને કરીને બાંધેલાં જ્ઞાને કરીને ગાળ. શુદ્ધાત્માના હિસાબથી જ આ બધા ગાળી નાખવાના એટલું જ, બીજું બધું કામ પૂરું થઈ ગયું છે હવે.

હવે ફક્ત જે સંયોગ ભેગો થાય એ 'મારો ન્હોય' એમ કહી દીધું, એ સંયોગ બાહ્યભાવને લઈને ભેગાં થયેલાં છે. સંસાર ભાવને લઈને એ છે, સંયોગ ભેગા થાય એટલે 'મારો ન્હોય' એમ કહી દેવું એટલે છૂટ્યો. જે જેની ટપાલ હોય, તે તેને આપવી. વગર કામની આપણે ટપાલ લઈએ તો પછી પેલાં ચિઢાય કે મારી ટપાલ બધી ફોડી નાખી છે. અમે તો કહીએ કે 'લો, અંબાલાલભાઈ, આ તમારી ટપાલ આવી.' આ તો વિજ્ઞાન છે. આમાં એક જરાય, કિંચિત્માત્ર પેટમાં પાણી હાલે નહીં એવું મેં જ્ઞાન

આપ્યું છે. પણ આ અમારા શબ્દો જો પકડી લ્યો તો પછી કશો વાંધો નહીં. પણ પહેલાંની આદત ખરીને ! પહેલાં એ ફોરેનને હોમ માનેલું એ ટેવ હજુ જતી નથી. હજુ ફોરેનમાં પેસી જવાય છે. પણ એ જાગૃતિ રાખવાની એટલી કે કોઈ પણ સંયોગ આવ્યો, એ આત્માનો ન્હોય. આત્મા અસંયોગી છે અને સંયોગ બહારના છે, તે ફિલ્મ છે એ જોયા કરવાની આપણે. અને સંયોગ જોડે ચંદુલાલ બાઝે તેનોય વાંધો નથી. એમ આપણેય જોયા કરવાનું. ચંદુલાલ કોઈ જોડે બાઝતા હોય તોય જોયા કરવાનું. પછી એ પેલા ગયા પછી આપણે કહેવું, 'ચંદુભાઈ, આવું ના કરવું બહુ. જરા ઓછું રાખો.' પેલો હોય ત્યારે કહીએ તે ખોટું દેખાય. એ કહેશે, 'આ બે જણ કોણ છે વળી પાછા ? પોતે પોતાની જાતને વઢે છે.'

## 'મારું ન્હોય' શબ્દોની સાયન્ટિફિક અસરો !

**પ્રશ્નકર્તા :** બધું કરવા છતાં પણ જ્યારે સામું દબાણ આવે છે, ત્યારે દબાણની અસર શરીર ઉપર અને આમ અંદરના અંતઃકરણ ઉપર દેખાય તો તેવા વખતે શું કરવું ?

**દાદાશ્રી :** કોઈ પણ ટાઈમે કશુંક પણ આવ્યું હોય, ગમે એવું ગૂંચવાયેલું હોયને, કલાક ગૂંચાયેલો હોય પણ કહો કે 'મારું ન્હોય' કે છૂટું. કારણ કે આ તમારું ને આ મારું એવું ભાગ પાડેલા છે, આપણે વહેંચણી કરી છે. તે ઘડીએ એને કહેલું જ છે કે ભઈ, આ મારું ન્હોય, આ મારું ને આ તમારું.

**પ્રશ્નકર્તા :** જે સંજોગો આવ્યા એ સંજોગોને અનુસરીને પ્રકૃતિ એ તો ઊંચીનીચી થયા જ કરવાની, એના ઉપર 'મારું ન્હોય' કહ્યું તોય કશું કંટ્રોલ તો ના થાયને ?

**દાદાશ્રી :** પણ 'મારું ન્હોય' કહીએ એટલે છૂટું થઈ જાય. આ જ્ઞાન આપેલું છે એમને. જ્ઞાન ના આપેલું હોય તેને નહીં.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ આ 'મારું ન્હોય' કહ્યું, એની સાથે આપણે આમ જ્ઞાતા-દ્રષ્ટા ભાવમાં જ હોય એવી રીતે આપણે રસ્તો કરીએ છીએ.

**દાદાશ્રી :** ના. એ અંદરથી જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય કે ના રહેવાય એ જુદી વસ્તુ છે, પણ 'મારું ન્હોય' કહીએ એટલે એ છૂટું થઈ જાય છે. એ શબ્દોમાં બહુ સાયન્ટિફિક અસર જ થઈ જાય તરત.

## દુઃખ દે તે 'ન્હોય મારું' !

આપણું નહીં તેને આપણું માનીએ ત્યાંથી ભૂલ થાય છે. આપણું વિજ્ઞાન શું કહે છે કે આ લાઈન ઓફ ડિમાર્કેશન પડી. પછી આ છોડવો આપણો નહીં. એને આપણો માનીએ તો દુઃખ થાય. આ છોડવો કેમ સૂકાયો ? અલ્યા ભઈ, પણ ન્હોય આપણો. આ તો બીજાનો છે.

**પ્રશ્નકર્તા :** હવે ખ્યાલ આવ્યો કે એને છોડી જ દેવું કે આપણું છે નહીં પછી શું ? એ તો માલિકી લઈને બેઠા હતા.

**દાદાશ્રી :** આપણે માલિકી છોડી દેવાની. વગર કામનું આ બોજો....

**પ્રશ્નકર્તા :** દાદા, આપે જ્ઞાન અમને આપ્યું તે વખતે તો અમે સમર્પણ કરી દીધેલું છે, પણ છાનાછપનાં અમે લઈ જઈએ પાછાં.

**દાદાશ્રી :** કારણ કે અવળો અભ્યાસ છે. દાક્તરે કહ્યું હોય કે જમણા હાથે જમશો નહીં. જરા અહીંયાં થયું છે એ દુખાવો વધી જશે. તોય પાછું જમતી વખતેય મહીં જમણો હાથ પેસી જાય. એટલે લાઈન ઓફ ડિમાર્કેશન નાખેલીને, એ 'આપણું ન્હોય'. અને એટલું ખ્યાલમાં રાખવું કે જે કંઈ દુઃખ આપે, કંઈ અવળી અસર કરે એ 'આપણું ન્હોય'. અને આપણું એ અવળી અસર કરે નહીં. બસ, આ બે વાત સમજી લો. સહેલી છે ને, બસ !

## દુઃખે તેને જાણ ઓરમાયું !

ઓરમાયું જેમ આપણે જાણીએ ત્યારથી આપણું મન જુદું પડી જાય. આપણે મામા સગા જાણતા હોયને ત્યાં સુધી મામાને ત્યાં ઘાલમેલ ઘાલમેલ કર્યા કરીએ. પણ મા એક ફેરો કહે કે મૂઆ આ મામા તો ઓરમાણ છે. સગા નથી તારા. ત્યારથી મન જુદું પડી જાય. ના પડી જાય ? આ બધું ઓરમાયું છે.

એક જણ કહે છે, આ પગ મારો બહુ દુઃખે છે. દુઃખે છે તેને શું કરવું ? ત્યારે કંઈક હાથ ફેરવી આપોને ! મેં કહ્યું, લે ને, હાથ ફેરવી આપું. ત્યારે કહે છે, કંઈ ઓછું થતું નથી. ત્યારે મેં કહ્યું, આ પગ તો તારો ઓરમાયો છે, તારો સગો નથી. આ તું સગો માની બેઠો છું, તે આ ઓરમાયો છે. મેં કહ્યું, બોલ, પાંચ વખત. આ ઓરમાયો પગ છે ને આ મારો સગો. આ મારો સગો અને આ મારો ઓરમાયો, જે દુઃખે તે ઓરમાયો. તું બોલ્યો, તો જો મટી ગયુંને ?

**પ્રશ્નકર્તા :** દાદા, તે દહાડે મને તાવ આવ્યો હતો, ત્યારે તમે મને આ દાખલો આપ્યો, તો પાંચ મિનિટ બેસીને કર્યું તો તાવ ઊતરી ગયો.

**દાદાશ્રી :** ઊતરી જાય, આપણે કહીએ કે આ સગો અને આ ઓરમાયો ત્યાંથી જ તેના ભાવ બધા તૂટતા જાય ને બધું બેસી જાય. એટલે ઓરમાયું કરજો, હવે મનનું ના રહે. આમ જરા રૂબરૂ દેખાડવું પડે.

**પ્રશ્નકર્તા :** અરીસામાં જોઉં છું એમ ?

**દાદાશ્રી :** એ ઉપાય સારો પડશે કે નહીં પડે ? દાદા જે ચાવીઓ આપેને, તેનાથી બધાં તાળાં ઊઘડી જાય.

## વ્યસનથી આમ થાય મુક્ત !

'મને ગમે છે' એમ કરીને સિગરેટ જોડે પૈણ્યા. 'નથી ગમતી' કરીને છૂટી જશો. પાંચ-દસ દહાડામાં થઈને લાખેક વખત બોલી જવું જોઈએ અને એક કલાક નિરાંતે બેસીને. દહાડામાં એક કલાક કે સાંજે એક કલાક એમ બે કલાક થઈને પણ બેસીને કરવું જોઈએ. સિગરેટ તો આમ સામે મૂકીને કે મારે નથી પીવી હવે આ સિગરેટ. મારે પીવી નથી આ, મારે પીવી નથી....

**પ્રશ્નકર્તા :** દાદાજી, એવી રીતે કોઈ પણ વ્યસન લાખવાર બોલવાથી છૂટી જાય, સામે મૂકીને કર્યું હોય તો ? કોઈ પણ વ્યસન સામે...

**દાદાશ્રી :** બધુંય છૂટી જાય એવી રીતે કરે તો.

એ માંદ્યરામાં બેઠો હોય ને ત્યારથી 'મારી' કહી, ત્યાંથી આંટો વાગ્યો. તે દસ વર્ષથી આંટા માર માર કર્યા, 'મારી, મારી' કરીને, એમાં વાઈફના મરી ગયાં પછી રડેય પેલાં. અલ્યા, માંદ્યરા પહેલાં તો સગાઈ યે ન હતીને ! એટલે પછી આપણે કહીએ કે 'ન્હોય મારી, ન્હોય મારી' તો છૂટી જાય, બળ્યું.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ કુટેવ હોય તેય જતી રહે ?

**દાદાશ્રી :** બળ્યું, 'મારી'થી બંધાઈ ને 'ના મારી'થી છૂટી જાય. જરા વધારે જોર હોય તો વધારે વખત બોલવું પડે. પણ છેવટે છૂટી જાય. રસ્તો જ એ ને બળ્યો આ. આ જગત જ સાયકોલોજી ઈફેક્ટ જ છે ખાલી.

પોણો લાખ વખત તમે બોલ્યા હોય, હવે પછી છૂટવાની તૈયારી પચ્ચીસ હજાર બોલે તો. ત્યારે હોરા કો'ક કહેશે કે આ સિગરેટ તો છૂટતું નથી. શાના ભગત થયા છે દાદાના તે ? ત્યારે કહે, સિગરેટનો કશો વાંધો નહીં. 'વાંધો નહીં' કહેતાંની સાથે એ બધું સજીવન થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** ના, પણ એવું નહીં કહીએ અમે. એમ કહીશું કે અમે છોડવાની તૈયારીમાં જ છીએ તો ?

**દાદાશ્રી :** હા, એ તો 'અમારી નબળાઈ જ છે અને એ મારી જ ન્હોય', કહીએ. 'એ અમારી નબળાઈ, પણ મારી ન્હોય એ.' એકધારું બોલવું પડે. બેધારા બોલીએ તો ના ચાલે. ત્યાં એનું રક્ષણ કરીએ તો ય ચાલે નહીં. આપણી આબરૂ સાચવવા માટે એનું રક્ષણ થાય.

**પ્રશ્નકર્તા :** કોઈ વસ્તુને આ તો નિકાલી છે એમ કરીને પણ આપણે એને પોષણ આપીએ છીએને ?

**દાદાશ્રી :** પોષણ આપ્યું. પેલું તો આપણે કહીએ કે ભઈ, આ નબળાઈ છે મારી. તો પેલું રક્ષણ નહીં આપવાથી જીવતું ના થાય.

## જાગૃતિ ડીમ ત્યાં અસરો ચાલુ !

**પ્રશ્નકર્તા :** સંપૂર્ણ નીડરતા નથી આવતી. નિર્લેપતા નથી એટલે નીડરતા નથી એટલી. થોડીક ઓછી કહેવાય.

**દાદાશ્રી :** બહાર ગમે એટલું જોઈએ પણ આપણને અંદર અસર ન થાય, એનું નામ નિર્લેપતા. કારણ કે આપણે શુદ્ધાત્મા, શુદ્ધાત્માને અસર ના હોય કોઈ પણ પ્રકારની. કારણ કે એ ઈફેક્ટિવ નથી. પણ આમ ઈફેક્ટ થઈ જાય છે ને, ત્યાં આગળ તમારી જાગૃતિ જરા કાચી પડી જાય છે. ત્યાં આગળ તમારે એમ કરવું જોઈએ કે 'ચંદુભાઈ, તમે શા સારુ માથે લો છો કે તમારે શું લેવાદેવા આમાં.' બસ, એટલું જ કહી દેવું જોઈએ. એટલે છૂટું પડે. એટલી 'જાગૃતિ' આપણે રાખવી જોઈએ. અગર તો બીજું કશું ના ફાવે તો 'મારું સ્વરૂપ ન્હોય' એમ કહીને છૂટી જવાનું.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું તો જ્ઞાન હાજર રહે છે પાછું. આ હું આમાં ક્યાં પડ્યો, આ રિલેટિવ છે.

**દાદાશ્રી :** તોય પણ થઈ જાય છે. થયુંને એટલે રિલેટિવ કહ્યા કરતાં 'મારું સ્વરૂપ ન્હોય' કહીને બધું છૂટું. આપણે શું કહ્યું છે કે આ તારું સ્વરૂપ ને આ ન્હોય. તે હવે તમે આ 'મારું ન્હોય' કહેશો એટલે છૂટું. પછી તો એને ચોંટાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** જેટલી વસ્તુઓમાં તન્મયતા એટલું કાચાપણું જ ને ?

**દાદાશ્રી :** હા, એ જ તો ! એટલે હવે તન્મયતા એ બીજું કોઈ કારણ નહીં. ફક્ત જાગૃતિ મંદ થઈ જાય છે. જાગૃતિ મંદ કેમ ? ત્યારે કહે, પહેલાંના અભ્યાસને લઈને. એટલે આપણે જરાક વધારે પડતું આમાં જાગૃતિ રાખીએ કે તરત બેસી જાય, છૂટું થઈ જાય. હું તો ગમે એવી તબિયત ખરાબ હોય તો લોક કહેશે કે આજ તો દાદા, તમારી તબિયત વીક છે. તો અમે કહીએ, મને કશું થયું નથી. શું થવાનું છે આ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કેટલાં ગામ ફરું છું પણ કશું થતું નથી. શું થવાનું છે ? આપણે કહીએ કે મને થયું એટલે ચોંટ્યું !

## બળ્યું ઘર, વેચ્યા પછી !

આપણે નક્કી થયું કે ભઈ, પેલો આ વેપાર ન્હોય આપણો. ત્યારથી

આપણે આપણા વેપારમાં જ છે તે આપણું કામ ચોક્કસ હોય. પેલો જે ના હોય આપણો વેપાર, ત્યાં આપણું ચોક્કસ ના હોય. પછી ત્યાં રકમ આપી આવીએ એવું ના બને. પહેલાં આપી દીધી હોય તે જોઈ લેવાય. પણ હવે નવેસરથી ના અપાય. એટલે આપણે કહ્યું કે ભઈ, આપણો આ વેપાર ન્હોય. ત્યારથી જ મન ફરી જાયને ?

હમણે એક માણસને મકાન બળી જાય તો કેટલું બધું દુઃખ થાય એને ? પણ આજે વેચ્યું ને પછી આજે રૂપિયા લઈ લીધા અને દસ્તાવેજ કર્યો અને પછી કાલે બળી જાય તો ?

**પ્રશ્નકર્તા :** તો કંઈ ન થાય, દાદા.

**દાદાશ્રી :** એવું ? એનું એ જ મકાન. નક્કી કર્યું હોય આપણે કે આપણે આ હવે વેચી ખાધું છે અને પૈસા હાથમાં આવી ગયા. પછી ભલેને પૈસા બીજાને આપ્યા ને ના આપ્યા પેલાએ. પણ આપણું વેચાઈ ગયું, કહેશે. એટલે પછી એમાં ચિત્ત ના હોય. પછી રડે નહીં. ઉલ્ટું પોતાની જાતને ખુશ માને કે ઓહોહો ! હું તો બહુ અક્કલવાળો. જોને વેચાઈ ગયા પછી નથી રડતોને ? વેચાઈ ગયા પછી પૈસા હાથમાં ના આવ્યા હોય તો મનમાં એમ થાય કે સાલું, કંઈ લોચો પડશે તો ? વેચાઈ ગયું, દસ્તાવેજ બધા થઈ ગયા, પણ પૈસા આપ્યા નહીં. ત્યારે પેલો આડો થાયને, ના આપે ત્યારે ? એ પાછું શંકા પેસી જાય. પૈસા હાથમાં આવી ગયા પછી બૂમ ના પાડે. આ તમારે તો મૂડી હઉ મેં હાથમાં આપી દીધી. બધું હાથમાં આપી દીધું છે. તમે કહ્યું હતું કે હવે કંઈ રહ્યું નથી. ત્યાર પછી તો મેં તમને છૂટા કર્યા.

આ આપણું ને આ પરભાર્યું, આપણું જે માનતા હતા એ ભૂલ હતી. એ ભૂલ ભાંગી ગઈ એટલે ત્યાં આગળ એની મહીં બધું એ ના હોય આપણું. એના હિસાબ પૂરતો જ, જેટલું એનું બાકી હોય ને એટલું આપીને બંધ કરી દઈએ. બીજી કંઈ ભાંજગડ વધારાની ના કરીએ.

**પ્રશ્નકર્તા :** એટલે આ રિલેટિવ વેપાર અને આ રિયલનો વેપાર એ બેઉના વચ્ચે સામ્યતા જેવું છેને ?

**દાદાશ્રી :** સરખું જ છેને ! એને લેવાદેવા જ ! આ તો આપણી ભૂલ હતી, તેનો માર ખાતા હતા એટલું જ. ભૂલ ભાંગી ગઈ એટલે માર ખાતા અટકી ગયા.

## 'ન્હોય મારી'વાળો અંતે જીતે !

ચા-પાણી કરવા, નાસ્તા કરવા, બધા લોકોને બોલાવવા, મકાનને રંગાવવું, બધું જ કરવું અને આ મકાન બળવા માંડ્યું એટલે ખૂણામાં બેસીને પાંચ હજાર વખત બોલી જવાનું, 'ન્હોય મારું, ન્હોય મારું' કે છૂટું થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** 'ન્હોય મારા, ન્હોય મારા', પણ પેલો ધણી 'મારી, મારી' કર્યા કરે છે, ત્યાં શું થાય ?

**દાદાશ્રી :** તોયે 'ન્હોય મારું' કહે તેને છૂટું છે.

**પ્રશ્નકર્તા :** પણ આ વાઈફ છે તે કહે કે 'ન્હોય મારા, ન્હોય મારા', હું કહું કે 'મારી, મારી', તે હવે શું થાય ?

**દાદાશ્રી :** તોય 'ન્હોય મારાં'વાળું જીતે, 'મારી'વાળો જીતે નહીં. 'ન્હોય મારી'વાળો જીતે. ભેગા બેસીએ એટલે મમતા ઊભી થાય અને છેટા થઈએ એટલે મમતા ઊડી જાય. એ થોડા વખત બહાર ફરેને એટલે મમતા છૂટી જાય પછી. એટલે એમ કરતાં કરતાં પેલો બધો અધ્યાસ ઊડી જાય.

## મમતા પણ ડ્રામેટિક !

**પ્રશ્નકર્તા :** આપણા ઉપર કોઈ મમતા રાખે, તેની આપણા ઉપર શું અસર થાય ?

**દાદાશ્રી :** આપણા ઉપર શું અસર થાય ? આપણે મહીં ઈન્વોલ્વ થઈએ તો થાય. આપણે ધ્યાનમાં ના લઈએ તો કશું અસર ના થાય. એટલે તમારું કોઈ નામ લેનાર નથી, જો તમે સીધા હો તો. તમે ઈન્વોલ્વ ના થાવને ! એ તો મહાવીર ઉપર કેટલા કેટલા લોકોએ ભાવ કરેલા પણ ચાલે નહીંને !

**પ્રશ્નકર્તા :** આપણાં બૈરી-છોકરાં હોય, હવે એમના ઉપર તો

આપણે વ્યવહારિક મમતા તો રાખવી પડેને ? એ મમતા રાખે એટલે આપણે પણ રાખવી પડેને ?

**દાદાશ્રી :** એ તો રાખીએ નહીંને, એની મેળે હોય જ. એને કાઢવાની છે, મમતા કાઢવાની છે. મમતા તો હોય જ. કૂતરાનેય મમતા હોયને ! પણ તેય નાના કુરકુરિયા હોય ત્યાં સુધી હં કે, પછી મોટું થયું એટલે નહીં.

**પ્રશ્નકર્તા :** એ બધું નાટકીય રાખવાનું, ડ્રામેટિક રાખવાનું ?

**દાદાશ્રી :** ડ્રામેટિક બધું. સાઈઠ હજાર માણસ જોડે, બધાં જોડે મમતા હોયને, પણ તે કેવું ? મારાપણું હોય, મમતા હોય પણ નાટકીય !

આ તો જગત ડ્રામા જ છે. વર્લ્ડ ઈઝ ધી ડ્રામા ઈટસેલ્ફ ! આ ડ્રામા થયેલો છે. ડ્રામા ભજવે છે તેમાં મમતા કરે છે. 'આ મારું ને આ તારું !' તે મારું બોલવામાં વાંધો નથી, પણ ડ્રામેટિક રીતે બોલો. શાદી કરો તોય ડ્રામેટિક. પણ આ તો દરઅસલ શાદી કરે છે. એટલે પછી રાંડવું પડેને ! એ કાંણ-મોકાણ કરવી પડે પછી ! એટલે દરઅસલ કશું નહીં કરવાનું. બધું ડ્રામા જ છે.

આ હું આખો દહાડો ડ્રામા જ કર્યા કરું છુંને ! ડ્રામા એટલે શું ? હું જોનારો રહું છું, હું આમાં જુદો રહું છું. પેલા ડ્રામામાં શું હોય છે ? ભર્તૃહરીનો પાઠ ભજવે છે, પણ આપણે તે ઘડીએ પૂછીએ કે, 'તું કોણ છે, એ યાદ હતું ?' ત્યારે કહે, 'હું લક્ષ્મીચંદ છું એ ભૂલું જ નહીંને અને આપણે ખીચડી ખાવાની છે તેય ભૂલું નહીં !' ખીચડી ખાવાનું લક્ષમાં હોય કે ના હોય ? એવું ડ્રામેટિક રહેવાનું છે !

## મમત્વ રહિતની માલિકી !

નાટકમાં મારી રાણી કહે અને પછી નાટક પૂરું થાય અને આપણે કહીએ, 'હેંડો ઘેર' તો આવે ? ના આવે, નહીં ? એવું આ થયું છે બધું. આની નાટકની માલિકી એટલે કેવી ? મમત્વ વગરની માલિકી. લોકોને રૂબરૂ દેખાડીએ-કહીએ ખરા કે 'આ મારી પિંગળા ને એમ તેમ', પણ મમત્વ રહિતની, આંકડો નહીં. પછી નાટક પૂરું થાય એટલે કહીએ, 'હેંડો

ઘેર.' તો કહે, 'મારાથી એમ ના બોલાય'. આંકડો નહીં, છૂટો. એટલે મમત્વ રહિતની માલિકી. એ જ્ઞાની પુરુષ પોતે મમત્વ રહિતની માલિકીમાં રહે. બધી માલિકી હોય પણ મમત્વ ના હોય અને તમારે એ શીખવાનું એમને જોઈને.

પેલી પાછલી ટેવો છેને, પાછલી ટેવોના આધારે જરા ઢીલો થઈ જાય. ચા પીવાની ટેવ ભલેને રહી. એ ચા પીને. એનો વાંધો નથી પણ ચાને તું જાણીને પી. આ તો એટલો બધો તન્મયાકાર થયો, બેભાન થઈ જઉં છું, તે નડે છે.

માલિકીનો વાંધો નહીં પણ આ તો મમત્વવાળી માલિકી. અને પાછી ત્યાં આગળ ગુરુણી થાય ત્યાંયે મમત્વવાળી માલિકી. કારણ કે મમતા છે ઠેઠ સુધી રહેવાની. આ મારો ઉપાશ્રય ને મારું એ છે ને મારી શિષ્યા ને મારી ચેલી. અને એ માલિકી વગરની હોયને, મમત્વ વગરની માલિકી તો વાંધો નહીં. ઉપાશ્રય 'અમારો' બોલે અને પછી ઉપાશ્રયમાંથી કાઢી મેલે તો કશુંય નહીં. આ કંઈ બહુ અઘરું નથી. લોકો માલિકી રાખે ફક્ત. આ મમતાનો આંકડો કાઢી નાખવાનો પછી માલિકી રાખોને !

**પ્રશ્નકર્તા :** આ મમત્વ જે છે ને એ જ્ઞાની પુરુષ વગર નીકળે નહીં.

**દાદાશ્રી :** ના નીકળે. પણ કોઈનું મમત્વ નીકળી ગયેલું જુઓ ત્યારે તમને હિંમત આવે. નહીં તો હિમ્મત આવતી હશે કે ? કોઈનું મમત્વ ગયેલું દેખીએ ત્યારે હિમ્મત આવે કે ઓહોહો ! આમને નથી આ ! તમને શ્રદ્ધા બેઠી કે અમને મમતામાંથી બહાર કાઢી નાખ્યા છે એ શ્રદ્ધા જ તમને મમતા કાઢી આપે. કશું કરવું ના પડે ! જ્ઞાની પુરુષને મળ્યા પછી કશું કરવું ન પડે.

## શાતા-અશાતા 'ન્હોય મારું' !

**પ્રશ્નકર્તા :** આ જે આયુષ્ય, અશાતા વેદનીય, નામ, ગોત્ર એ ચાર અઘાતી કર્મો પોતે એનાલીસીસ કરી કરીને ઘટાડી શકે ?

**દાદાશ્રી :** ઘટાડી શકે એટલે અડે નહીં એવું કરી શકે. શાતા શાતારૂપે ના અડે, અશાતા અશાતારૂપે ના અડે. અમને શાતા વેદનીય

હોયને, તો અમે એ ભૂત પેસી ના જાય, એટલા માટે કહીએ, અમે જ્ઞાનમાં હાજર રાખીએ, કે આ સુખ મારું ન્હોય અને સખત તડકામાં હોય, તો આ યે ન્હોય અમારું પરિણામ. શાતાવાળું અને અશાતાવાળું યે અમારું પરિણામ ન્હોય, એવું અમારા જ્ઞાનમાં હાજર થઈ જાય.

કેરીનો રસ ખાતા હોય, તે ઘડીએ આ પરિણામ અમારું ન્હોય. એનો જે સ્વાદ આવે છે અને સ્વાદમાં એને શાતા વેદનીય થાય. તીર્થંકરો એકાકાર બિલકુલેય ના થાય, કશામાંય ના થાય. એટલે આત્મા અવ્યાબાધ સ્વરૂપે છે. એના અવ્યાબાધને સહેજ પણ હરકત કરે એ બધું પરભાર્યું. સહેજ હરકત થાય તો 'આ પરભાર્યું છે, મારું ન્હોય, મારું ન્હોય', બોલે તો તરત એને છૂટું પડી જશે. કારણ કે આત્મા તદ્દન જુદો પાડેલો છે. વખતે એટલી જ્ઞાતા-દ્રષ્ટા રહેવાની કેટલાકમાં શક્તિ નથી હોતી, તો એવું ના આવડે તો 'મારું ન્હોય' એમ કહી દીધું, કે છૂટું. પણ એ ના બોલે તો વળગે એ, એનો બોજો લાગ્યા કરે, ખૂંચ્યા કરે.

**પ્રશ્નકર્તા :** અને વ્યવહારમાંય કેટલીક વખત કે મારે કંઈ લાગતું-વળગતું નથી એવું બોલવાથી એ ફેર પડી જાય છે.

**દાદાશ્રી :** હા, લાગતું-વળગતું નથી એ બોલ્યો કે તરત છૂટા થાય. તે એવું આ. આપણને પરભાર્યું કહેતાં ના આવડે તો 'મારું ન્હોય' એમ કહીએ તો એ પરભાર્યું થઈ ગયુંને ! 'મારું ન્હોય' કહે એટલે પતી ગયું. અવ્યાબાધ સ્વરૂપને સહેજ હરકત થાય તો 'મારું ન્હોય' એમ કહી દેવું. એનું અવ્યાબાધ સ્વરૂપ જતું જ નથી એક ક્ષણવારેય.

## હે દેહ, તારે જવું હોય તો જા !

આત્મા સિવાય બધી સડેલી વસ્તુ છે. આત્મા એકલો જ સડે નહીં. એને કશું થાય નહીં એવો છે. તે આપણે આત્મસ્વરૂપ થઈ ગયા તો કામ થઈ જશે. નહીં તો કામ બધું નકામું. આત્મસ્વરૂપ થવાની જરૂર છે, બીજું કશું નહીં. આ દેહ કપાય કે ગમે તે થાય, આપણે દેહસ્વરૂપ થવું નહીં. પરક્ષેત્રમાં પેસે તો સંસાર કડવો ઝેર જેવો લાગે.

હવે દેહને આપણે કહેવું, 'તારે જવું હોય તો જા, અમે અમારા

મુકામમાં રહીશું.' એની બહુ હાયવોય ના કરવી. અનંત અવતારથી દેહની સુવાવડ જ કર કર કરી છે. એક અવતાર જ્ઞાની પુરુષને દેહ સોંપી દે અને સુવાવડ ના કરે તો થઈ ગયું, ચોખ્ખું થઈ ગયું. અમે તો આ દેહની એક ક્ષણવાર સુવાવડ કરી નથી. એક ક્ષણવાર આ દેહ અમારો છે, એવું અમને ખબર નથી. આ જ્ઞાન પ્રગટ થયા પછી અમારું છે નહીં, એ પારકી વસ્તુ છે. એ પારકી વસ્તુ આપણા હાથમાં રહે નહીં ને આપણે જોઈતી યે નથી. પોતાની વસ્તુ એ પોતાની, પારકી એ પારકી.

લોકનાં ખેતરામાં પાણી પાઈએ છીએ. આ તો આપણે મહેનત કરી કરીને મરી જઈએ અને પાણી લોકોના ખેતરમાં જાય. આપણા ખેતરમાં કંઈ ઊગ્યું જ ના હોય. એ લોકો કહેય ખરા કે અલ્યા ભઈ, પાણી તે કાઢ્યું તો તારું ક્યાં ગયું ? ત્યારે કહે, 'ભઈ, મને તો ખબર નથી.' તે બીજા રસ્તે જ વળી ગયું. પારકા ખેતરમાં પેસી ગયું. એવું આ પારકાં ખેતરાંમાં પાણી જાય છે. જ્યારે આપણે જાણ્યું કે પારકું ખેતર છે, તે હક્ક છોડી દીધો. એટલે આપણે એમાં પાક લેવા-બેવાનો નહીં. સમજણ પાડીએ ત્યારે ભાનમાં આવે તો પાછો કહેય ખરો. હા, વાત તો સાચી છે. પછી પાછું ભાન ઊડી જાય ને પાછું હતો તેવો ને તેવો.

## માલિકીભાવ આમાં કોનો ?

**પ્રશ્નકર્તા :** માલિકીભાવ કોનો છે ?

**દાદાશ્રી :** અહંકારી પુરુષનો, અહંકારીનો. જે 'હું' છેને તેનો. હું અવળી જગ્યાએ બેસે એટલે માલિક. આ છે તે પુદ્‌ગલનો માલિકીભાવ થાય. અને હું સવળી જગ્યાએ બેસે તો પોતાના ગુણનો માલિકીભાવ થાય. પારકું બધું વેચી દેજે, પછી બળે તો આપણે તો ચિંતા નહીં, પછી શાંતિ. ખરું કે ખોટું ?

**પ્રશ્નકર્તા :** ખરું કહ્યું. આખું માન્યતાથી જ માલિકીભાવ ઊભો થયો છેને ? માન્યતા જ ફેરવવાની રહીને ?

**દાદાશ્રી :** માન્યતા ય ના ફરે એમ ને એમ. આપણે રીતસર પૈસા ગણીને લઈએ. ત્યાર પછી માન્યતા ફરે. નહીં તો એમ ને એમ માન્યતા

જો ફરતી હોય, તો મકાન બળે તોય આપણે મનમાં એમ કહીએ, અરે ભઈ, એવું માનોને કાલે વેચી દીધું હતું આપણે. પણ ના માને એ કંઈ. એ તો રૂપિયા-બુપિયા ગણીને લેવા પડે. પછી ભલેને એ રૂપિયા બીજે દહાડે સટ્ટામાં વપરાઈ ગયા એ જુદી વાત. પણ એ પોતાને એમ તો ખાતરી થાય કે મેં તો રૂપિયા લીધા છે. મન સમાધાન માગે છે. પેલું માનેલું સમાધાન ના ચાલે. અત્યારે તમે બધાં માનો કે આપણે પૈણી લીધું છે એટલે થઈ ગયું કશું ? માન્યાથી કંઈ થાય ? એ તો પૈણી લાવો ત્યારે સમાધાન થાય મનનું. તમને શું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** આ મકાનનો દાખલો આપ્યો, એમાં પૈસા લઈને વેચી દીધું, એટલે એને પોતાને ખાતરી થાય છે, કે આ મારું નથી. એટલે એને દુઃખેય નથી થતું, મમતા છૂટી ગઈ એની, એવું આપણું આ રિયલ વસ્તુમાં શું હોય છે ?

**દાદાશ્રી :** એ તો પોતાનું માલિકીપણું ક્યાં છે ખરેખર, તે જાણે એટલે છૂટે. પોતાની બાઉન્ડ્રીનું માપ જોઈ આવ્યો હોય પછી પેલાં બીજાની બાઉન્ડ્રીમાં હાથ ના ઘાલે. જ્યાં સુધી એને સમજણ નથી પડી ત્યાં સુધી માલિકીપણું રાખે. એને સમજ પડે કે તરત આપી દે. તારે શેમાં માલિકીપણું છે હવે કહેને ?

**પ્રશ્નકર્તા :** માલિકીપણું તો પેલું દાદાએ કહ્યુંને, પોતાની બાઉન્ડ્રીની માલિકી ખબર પડી એટલે પછી બીજે ક્યાંય માલિકી રાખે જ નહીંને !

**દાદાશ્રી :** પોતાની માલિકીવાળી જગ્યા પ્લોટ જોઈ લઈએ અને ત્યાં આગળ આપણે બાણસાંધ જોઈ લઈએ. પછી આપણે બીજાની લેવાદેવા શું છે તે ? જેને પોતાનું ને પારકાંનું નક્કી થયું છે, એને કોઈ જગ્યાએ, બીજે ક્યાંય મમતા હોય જ નહીંને ! આ પુદ્ગલનું છે અને આ આત્માનું છે એમ નક્કી થઈ ગયું, તેને શી રીતે હોય પછી !

## બંધાતી વખતે હાજર, છૂટતી વખતે ગેરહાજર !

**પ્રશ્નકર્તા :** કર્મ બંધાયું, ત્યારે પોતે સંકળાયેલો હતો, પણ છૂટતી

વખતે પણ એટલો જ પોતે એમાં સંડોવાઈ જવું પડે છે ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** ત્યારે ખરેખર છૂટો જ રહી શકે એવું હોય છે ?

**દાદાશ્રી :** રહી શકે. અમુક હિસાબમાં છૂટો થઈ શકે એ. એ તું તારી માલિકીનું બધું છૂટું લઈ જા અને આપણી બેની સહિયારી માલિકીનો હિસાબ ચોખ્ખો કર. કર્મમાં આખું માલિકી સાથે સોંપેલું હોય બધું.

**પ્રશ્નકર્તા :** હં, એટલે ઉદય આખો માલિકી સાથે ઓપન થાય છે ?

**દાદાશ્રી :** એ ઉદય તો એ વખતે પછી જ્ઞાન પ્રમાણે માલિકી. જો પૂર્ણ જ્ઞાન હોય તો પોતાનું માલિકીપણું બધું ખેંચી લે. પોતે પોતાનું જ માલિકીપણું, બીજાનું નહીં, પુદ્‌ગલનું નહીં.

**પ્રશ્નકર્તા :** હં, એટલે ઉદય શરૂ થાય ત્યારથી પોતે પોતાનું માલિકીપણું ખેંચી શકે ?

**દાદાશ્રી :** જેટલું જ્ઞાનનું પ્રમાણ, એટલા પ્રમાણમાં માલિકીપણું ખેંચાઈ જ ગયેલું હોય.

**પ્રશ્નકર્તા :** પણ ઉદય થતી વખતે તો સાથે ઓપન થવાનું ને ? ઉદય થતી વખતે પોતે એમાં હાજર હોયને ? ઉદય શરૂ થવા માટે.

**દાદાશ્રી :** આપણે કશું લેવા-દેવા નહીં. જેમ આપણે ઊંઘતા હોય પણ તોય સૂર્યનારાયણ ઊગ્યો હોય.

**પ્રશ્નકર્તા :** હં, એટલે બધું જુદું છે અને એટલે અત્યારના ઉદયમાં નવો માલિકીભાવ પેસે છે ?

**દાદાશ્રી :** જેટલું જ્ઞાનનું પ્રમાણ ઓછું એટલો માલિકીભાવ રહ્યા કરે. 'હું શુદ્ધાત્મા છું' અને આ આવી રીતે હું જુદો છું, એ જ્ઞાન થયું એટલે તારું માલિકીપણું છૂટ્યું અને જેટલી એમાં કચાશ એટલું અહીં માલિકીપણું રહ્યું. પણ તે આપણું આ જ્ઞાન એક્ઝેક્ટ છે, કેવળ જ્ઞાનસ્વરૂપ છે. એટલે

એક્ઝેક્ટ પોતપોતાનું આવી જ જાય. અહીં ચિંતા ના થાય, નહીં તો ચિંતા થયા વગર રહે નહીં. કોઈ પણ બહારના વ્યવહારમાં ક્રમિક માર્ગના જ્ઞાનીને ચિંતા થયા કરે.

## હવે પુદ્ગલ માગે શુદ્ધિકરણ !

**પ્રશ્નકર્તા :** કર્મના ઉદયના પરિણામે જેલ આવી, પણ હવે પોતાનો માલિકીભાવ સંપૂર્ણ ખેંચી લેવો, એ જાગૃતિ કેવી હોય વચ્ચે ?

**દાદાશ્રી :** માલિકીભાવ તો ખેંચાઈ ગયેલો છે. તે હવે પુદ્ગલ શું કહે છે ? હિસાબ ચૂકતે કરવા માટે જોયા કર. હું શું કરું છું એ 'જોયા' કર. મન શું કરે છે, બુદ્ધિ શું કરે છે, એ બધું જોયા કર. બીજું કશું 'જોવાનું' નથી. ચૂકીશ નહીં તે ઘડીએ, અજાગૃત ના રહીશ. તું તારા ભાનમાં રહે અને હું મારી ક્રિયામાં રહું. બન્ને પોતપોતાની ક્રિયામાં રહે. પછી એ ઉદયને 'જોવો' જોઈએ. ઉદયના બધા પર્યાય જોવા જ પડે. 'જોવા'થી એ શુદ્ધ થાય.

**પ્રશ્નકર્તા :** પણ એક વખત વાત એવી રીતે નીકળી હતી કે ઉદય એનું નામ જ કહેવાય કે પોતે તન્મયાકાર હોયને તે ઘડીએ ?

**દાદાશ્રી :** હોય.

**પ્રશ્નકર્તા :** અને પછી પુરુષાર્થ એનું નામ કહેવાય કે પોતે પોતાની જાતને છૂટી પાડે.

**દાદાશ્રી :** એ છૂટો થઈ જ જાય, એ તો 'હું શુદ્ધાત્મા છું' બોલ્યો કે છૂટો થઈ જાય. એ પુદ્ગલ શું કહે છે કે 'તું શુદ્ધાત્મા થઈ ગયો, એ માટે તું છૂટો થઈ ગયો એવું માનીશ નહીં. તેં મને બગાડ્યો હતો, માટે તું અમને શુદ્ધ કર એટલે તું છૂટો અને અમે છૂટા.' ત્યારે કહે, 'શી રીતે છૂટા કરું ?' ત્યારે કહે, 'અમે જે કરીએ એ તું જો. બીજું ડખલ ના કરીશ. રાગ-દ્વેષ રહિત જોયા કર બસ. એટલે અમે છૂટા. રાગ-દ્વેષથી અમે મેલા થયા છીએ, તારા રાગ-દ્વેષને લઈને. હવે વીતરાગતાથી અમે છૂટા.' શુદ્ધ

પરમાણુ થાય. પૂરણ થયું એ ગલન થયા વગર રહે જ નહીંને ! પૂરણ-ગલનમાં કશું આપણી મિલ્કત નથી. અને આપણી મિલ્કત છે તેમાંથી કશું પૂરણ-ગલન થતું નથી એવો ચોખ્ખો વ્યવહાર છે.

શેની ઉપર છે માલિકીભાવ ? તને તો કશાય ઉપર માલિકીભાવ નથી ! આ અમારી ઉપર તને માલિકીભાવ આવે એ માલિકી ના કહેવાય. મારી ઉપર માલિકીભાવ, તે કરવાનો હક્ક છે બધાંને. કારણ કે અહીં તો પ્રશસ્ત રાગ હોય જ. અને આ પ્રશસ્ત રાગ તે જ છે તે બધા રાગોને નાશ કરનારો છે. બીજા બધાય રાગો ઉઠી જાય. નહીં તો ઉઠે નહીં, જો અહીં રાગ ના થયો તો !

**પ્રશ્નકર્તા :** તો વીતરાગની ડેફિનેશન શું કહેવાય ?

**દાદાશ્રી :** દેહથી સંપૂર્ણ છૂટો થઈ ગયો એ વીતરાગ. દેહને લીધે આ બધું છેને ! દેહ વ્યવહારમાં માલિક છેને બધાનો. એ માલિકથી છૂટો થયો એટલે બધાથી છૂટો થયો એટલે વીતરાગ થઈ ગયો. જેમ પેલામાં માન્યતા માલિક છે એમ આ દેહ માલિક છેને ?!

**પ્રશ્નકર્તા :** એટલે આ વ્યવહારનો ? આ દેહ માલિક શેમાં કહ્યો ?

**દાદાશ્રી :** આ જગતની બધી ચીજોમાં. એનાથી છૂટા થયા એટલે છૂટો થઈ ગયો. આ દેહથી છૂટો થયો એ બધાથી છૂટો થયો. બધાનો માલિક દેહ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જગતનો વ્યવહાર છે એનું બધું કેન્દ્રસ્થાન દેહ કહેવાય. એટલે એવું કહો છો ?

**દાદાશ્રી :** દેહ જ છેને માલિક, બીજું કોણ ? દેહ એ જ, દેહાધ્યાસ કહે છે તે. પોતે એનો ખરેખર માલિકેય નથી આ. એ જ રોંગ બિલિફ છે.

**પ્રશ્નકર્તા :** પોતે એટલે કોણ એમ ?

**દાદાશ્રી :** સેલ્ફ, આત્મા. અત્યાર સુધી જે તમારી જાતને પોતે ગણો છો તે.

**પ્રશ્નકર્તા :** દેહનો માલિકીભાવ ના હોય તો અવલંબન લીધું ના

કહેવાયને ?

**દાદાશ્રી :** અવલંબન બધું વ્યવહારથી જ છે ને ! નિશ્ચયમાં તો કશું હોતું જ નથીને ! આપણે છીએ વ્યવહારમાં જ, તે નિશ્ચયની તો પ્રતીતિ બેઠી છે. પણ છીએ વ્યવહારમાં જ ને ? ખઈએ છીએ, પીએ છીએ, આપણે આ છીએ નક્કી થઈ ગયું. પણ હવે કંઈ એકદમ થઈ ગયું. કંઈ કબજો સોંપી દેવાયો. કબજો સોંપી દેવાય ? કબજો સોંપાય ત્યારે કશું રહ્યું નહીં. પછી આપણે નિરાલંબ થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** એ તો ઠેઠ સિદ્ધક્ષેત્રે જાય ત્યારે સંપૂર્ણ નિરાલંબ થાય.

**દાદાશ્રી :** જ્યાં સુધી કબજો ના સોંપો ત્યાં સુધી શી રીતે જવાય ? મહાવીર ભગવાનેય કબજો સોંપ્યો ત્યારે ગયા. બોત્તેર વર્ષ ભાડાની જગ્યા લીધી'તી, ભાડું ચૂકવી દીધું, આપી દીધી જગ્યા ખાલી કરીને.

**પ્રશ્નકર્તા :** એટલે મહાવીર ભગવાન બોત્તેર વર્ષ સુધી ભાડાની જગ્યામાં રહ્યા. પણ એ સોંપાવા સુધી શું મહીં કરતા હતા ?

**દાદાશ્રી :** ધીમે ધીમે માલિકીભાવ ઉઠાવતા જાય. બધો ઉઠાવી રહ્યા એટલે પછી કબજો સોંપી દીધો હડહડાટ ભઈ. જેવો ઉઠાઈ રહ્યો એટલે એ પોતે ચાલ્યા આમ. આ આમ કબજો સોંપી દીધો. કબજો સોંપાય એટલે લોક લઈને બાળી મૂકે. માલિકી વગરનો હોય તે કચરો, પછી આપણે બાળવાનું નહીં. એની મેળે લોક બાળી મેલે, નહીં ?

**પ્રશ્નકર્તા :** રહેનાર બાળે નહીં ?

**દાદાશ્રી :** રહેનાર શી રીતે બાળે ? રહેનાર તો રોફથી ગયા, ચાર નાળિયેર સાથે, પાણીવાળાં હોય કે પાણી વગરનાં હોય !

તેં કેટલા વર્ષ ભાડે લીધી ? સોએક વર્ષ કંઈ જીવને, લોકોનું કલ્યાણ થાય ! ખરું કે ખોટું ? આની હઉ ઇચ્છા છે ને આ લોકોને, કે જગતનું કલ્યાણ કરવું. આમ ફરે એટલે તો કામ કાઢી નાખે.

❖❖❖❖❖

# [૬]

# ક્રોધ-ગુસ્સો

## ભરેલો ક્રોધ થાય ખાલી !

**પ્રશ્નકર્તા :** ફાઈલનો નિકાલ નથી થતો ને ફાઈલ સાથે ક્રોધ થઈ જાય છે.

**દાદાશ્રી :** એ ક્રોધ તો થાય. મહીં ભરેલો માલ છે. આપણે જાણવું કે ચંદુભાઈને ક્રોધ થાય છે. એ તો મહીં ભરેલો છેને ! આપણે ચંદુભાઈને કહેવું કે, 'ભઈ, આવું શા હારુ કરો છો ?' પણ આ ભરેલો માલ એ નીકળી જાય તો સારું. ભરેલો માલ ખાલી થઈ જાય તો ઉકેલ આવી જાય. ટાંકીમાં છે એ ક્રોધ ભરેલો હોય. પછી ટાંકીમાંથી કાઢીએ નહીં તો પછી રહે તો બગાડે ઊલટું. એની મેળે નીકળતું હોય તો શું ખોટું ? નીકળી જાય, ભલે થોડી વખત ગંધાશે. એટલે બધો નીકળી જવો જોઈએ. ખબર પડી જાયને, તરત !

**પ્રશ્નકર્તા :** તરત. એનાથી એવું લાગે કે આપણું નથી જ.

**દાદાશ્રી :** હા, બસ. એ તો જોયા કરવાનું. લોભની ય ખબર પડે. એટલે બગડે નહીં. આ તો બધું દહાડે દહાડે સુધરે. દોષો બધા જ્ઞાનમાં વધારેમાં વધારે ઝબકારા મારે.

**પ્રશ્નકર્તા :** જ્યારે ફાઈલ આવે છે તો ફાઈલની સાથે ક્રોધ કરે પછી એ કાર્ય પત્યા પછી ખ્યાલ આવે કે આ ખોટું થઈ ગયું છે.

**દાદાશ્રી :** હા, પણ ખોટું થઈ ગયું એ ખ્યાલ પહેલાં આવતો'તો, આ જ્ઞાન લેતા પહેલાં ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** હા, ન્હોતો આવતો, માટે કો'ક છે આમાં. એ વાત નક્કી થઈ ગઈને ? એ જ આત્મા છે. એ પ્રજ્ઞાશક્તિ છે તે દેખાડે છે. એ આત્માની શક્તિ છે એવી. જ્યાં સુધી મોક્ષ ના થાય ત્યાં સુધી પ્રજ્ઞાશક્તિ કામ કરે એ જ આત્મા.

## જ્ઞાન પછી કષાયો અનાત્માના !

**પ્રશ્નકર્તા :** પોતાના સ્વરૂપમાં આવી જાય, એટલે પછી ક્રોધ ના થાય, માન ના થાય, માયા ના થાય, કશું જ ના થાયને ?

**દાદાશ્રી :** ક્રોધ-માન-માયા-લોભ પુદ્‌ગલના ગુણો છે, આત્મામાં એવાં ગુણો છે નહીં. એટલે આપણાં ગુણો નથી. તેને આપણે માથે શું કામ લઈએ ? જે વધ-ઘટ થાયને એ બધા જ પુદ્‌ગલના ગુણો. અને જે વધે નહીં, ઘટે નહીં, જાડો નહીં, પાતળો નહીં, ટૂંકો નહીં, લાંબો નહીં, વજનદાર નહીં, હલકો નહીં એ આત્માના ગુણો. બીજું બધું પુદ્‌ગલ.

**પ્રશ્નકર્તા :** આત્મા પોતે પોતાના સ્વભાવમાં રહે, તે બીજાં બધાં જોડે વ્યવહાર કરે, તેને શું સમજે ?

**દાદાશ્રી :** બીજો વ્યવહાર થાય જ નહીંને ! પોતાનો સ્વભાવિક વ્યવહાર થાય. જેનો જે સ્વભાવ છે તેટલો જ વ્યવહાર થાય. જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી, તે પોતાનો સ્વભાવ છે એટલે એવો ને એવો જ વ્યવહાર થાય. બીજો વ્યવહાર હોય જ નહીંને ! વ્યવહાર તો વળગણ છે.

અહીં અમારી પાસે જ્ઞાન લે તો એમને ક્રોધ-માન-માયા-લોભ પુદ્‌ગલના ગુણ છે અને જ્ઞાન ના લીધું હોય તો આત્માના ગુણ છે. ખરેખર આત્માના ગુણ નથી. પણ એ જ પોતે બોલે છે કે 'હું ચંદુલાલ છું'. જે નથી તે બોલે છે. એવું આ ગુણેય નથી પોતાના, તે પોતે માથે લે છે.

એટલે એવું છે, અમારી પાસે જ્ઞાન લઈ અમારી આજ્ઞામાં રહે,

પછી ક્રોધ-માન-માયા-લોભ થાય તોય આપણને અડે નહીં, કશું થાય નહીં, સમાધિ જાય નહીં.

## કષાયોથી મુક્તિ અક્રમ માર્ગે !

આ તમને આટલો વખત જ્ઞાન લીધાને થયો, એમાં બધા જે ઉછાળા મહીં મારતા હતા એ કેટલા બંધ થઈ ગયા. થોડુંઘણું બંધ થઈ ગયું કે નથી થઈ ગયું ?

**પ્રશ્નકર્તા :** પચાસ ટકા ઉપર.

**દાદાશ્રી :** હવે આ ઉછાળા બંધ કરવા, એનું નામ મુક્તિ. મહીં કશું રહે નહીં એટલે આ મુક્તિનો માર્ગ એવો સુંદર છે આપણો. એક-બે અવતારમાં ઉકેલ લાવી નાખે !

**પ્રશ્નકર્તા :** દાદા, એ તો પરિણામ દેખાય છે. કષાય મંદ પડેલા અનુભવાય છે.

**દાદાશ્રી :** નહીં. કષાય મંદ નહીં, કષાય મુક્ત થયેલા છો.

**પ્રશ્નકર્તા :** હવે સંપૂર્ણ રીતે મુક્ત એમ કહેવું એ જરા વધારે પડતું છે.

**દાદાશ્રી :** કહેવાયને ! વધારે પડતું નથી.

**પ્રશ્નકર્તા :** એ મંદતા તો વર્તાય જ છે.

**દાદાશ્રી :** જો તમે ચંદુભાઈ છો તો કષાયની મંદતા છે અને તમે 'શુદ્ધાત્મા' છો તો કષાય મુક્ત છો.

**પ્રશ્નકર્તા :** હા, એ તો બરોબર. તો એ રીતે કષાય મુક્ત !

**દાદાશ્રી :** ચંદુભાઈ છો તો મંદતા છે. કારણ કે મંદતા જે છે ચંદુભાઈની ને તે ડિસ્ચાર્જરૂપે છે અને ડિસ્ચાર્જ તો કોઈને છૂટકો ના થાયને ! હવે તમારામાંથી ક્રોધ-માન-માયા-લોભ બધાંય ગયા. તમારામાં કશું રહ્યું જ નથી. તમે શુદ્ધ થઈ ગયા છો. હવે ચંદુભાઈમાં જે માલ છે ભરેલો, એ હવે ડિસ્ચાર્જરૂપે નીકળ્યા કરશે. હવે નવો માલ ચાર્જ થતો બંધ થઈ ગયો. એટલે જે ભરેલો છે એ નીકળ્યા કરશે. તે ડિસ્ચાર્જ માલ નીકળે

છે. એમાં ક્રોધ-માન-માયા જેવું લાગે તમને, પણ ખરેખર એ ક્રોધ-માન-માયા-લોભ છે નહીં ! ડિસ્ચાર્જ ભાવ છે. ચંદુભાઈ ઉકળે કોઈની જોડે, ગુસ્સે થાય એ ડિસ્ચાર્જ છે, ચાર્જ નથી. આ વિજ્ઞાન છે. વિજ્ઞાન સમજવાની જ જરૂર છે. એક ક્ષણ પછી ચિંતા ના થાય, ઉપાધિ ના થાય, એવું નિરૂપાધિ !

## ક્રોધ એ ચાર્જ અને ગુસ્સો એ ડિસ્ચાર્જ !

જ્યારે ચંદુભાઈ ગુસ્સો કરે, એ પોતે મહીં પસ્તાવો કર્યા કરે કે અરે, આમ કેમ થાય છે, આમ કેમ થાય છે ? પોતાને આ ગમતું નથી, છતાં થઈ રહ્યું છે આ. કારણ કે ઈફેક્ટ છે. તમને ગમે તે ઘડીએ ? ના ગમે. એટલે પોતે છૂટા રહે. પોતાને ગમે નહીં અને આ થયા કરે છે. એમાં પોતાનો એક પણ અભિપ્રાય નથી, એકતા નથી આ. આત્મા છૂટો પડી ગયો. પહેલાં એકતા હોય ત્યાં સુધી ક્રોધ હતો. જેની પાછળ હિંસકભાવ હોય, એનું નામ ક્રોધ. અને જેની પાછળ હિંસકભાવ નથી એટલે આત્મા જુદો છે, આત્માને ગમતું જ નથી આ, ત્યાં ક્રોધ ના કહેવાય.

શુદ્ધાત્માને ગુસ્સો છે જ નહીંને ! ગુસ્સો કોને આવે છે ? ચંદુભાઈને ગુસ્સો આવે છે, એમાં તું તો ભળતો નથી. તન્મયાકાર ના થાય એટલે ક્રોધ ના કહેવાય, ગુસ્સો કહેવાય. એ ગુસ્સો તો થાય. એ ગુસ્સો મહીં ભરેલો છે, તે ડિસ્ચાર્જ થયા વગર રહે નહીંને ? ક્રોધ ના થવો જોઈએ. ક્રોધ તો પોતે તન્મયાકાર થાય, આત્મા ભેગો થાય ત્યારે ક્રોધ થાય અને એ ક્રોધ કહેવાય.

ગુસ્સો એ ડિસ્ચાર્જ છે, ક્રોધ એ ચાર્જ છે. ડિસ્ચાર્જ થયા વગર તો છૂટકો જ નથીને ?

## પછી પ્રગટે શીલ !

**પ્રશ્નકર્તા :** હવે આ છોકરાઓ કંઈક તોફાન કરે ત્યાં આગળ ગુસ્સો કરવો હોય તો થતો નથી.

**દાદાશ્રી :** ના, પણ કરવાની જરૂર જ નહીંને ! ગુસ્સો જ્યારે નહીં કરો ત્યારે તમારો તાપ વધશે. આ હું ગુસ્સો ના કરું તો મારો તાપ એટલો

બધો લાગે, મારા નજીકમાં રહેનારા બધાને તાપ સખત લાગે અને ગુસ્સો એ તો નબળાઈ છે ઉઘાડી. ખાલી એમ ને એમ જ તાપ લાગે એવો છે. ગુસ્સો કરવાની જરૂર જ ના હોય, તાપ જ લાગે છે એમને.

**પ્રશ્નકર્તા :** દાદા, પહેલાં થતો હતો અને હવે થતો જ નથી. પ્રયત્ન કરવા જાય તોય નથી થતો.

**દાદાશ્રી :** હા, એટલે પછી શીલ ઉત્પન્ન થયું કહેવાય ને શીલ થયું એટલે પછી તાપ લાગે. એને પ્રતાપ ઉત્પન્ન થાય ! અને ક્રોધ હોય ત્યાં હજી લીકેજ થઈ ગયું એટલે યુઝલેસ થઈ જાય છે અને બહુ ક્રોધ થાય ત્યાં માણસ સાવ ખલાસ જ થઈ જાય. ક્રોધિત થાય તે તો આમ આમ હાલે હઉ. એ કેટલી બધી નિર્બળતા કહેવાય અને ભગવાન મહાવીર કેવા હશે, આમ પેલો મારે, ગાળો દે તોય કંઈ નહીં ! આપણે એવું જોઈને થઈ જવાનું છે.

આપણે ત્યાં કોઈને ગુસ્સો આવતો હોય તો એ પ્રતિક્રમણ કરે એટલે ગુસ્સો પોતાને આવતો નથી. પોતે જુદો અને આ ગુસ્સો જુદો છે. એ જ્ઞાન હોવા છતાં પાછું પ્રતિક્રમણ કરે છે. પણ પ્રતિક્રમણ કરવાથી શું થાય કે સહેજેય મળ ચોંટે નહીં.

## તાંતાને કહ્યો ક્રોધ !

આ તો ક્ષણે ક્ષણે આત્માનો અનુભવ હોય. કારણ કે જ્યારે ચંદુભાઈ કોઈની જોડે અકળાય તે ઘડીએ મહીં છે એ આત્મા શું કહે ? 'આવું ન થવું જોઈએ.' એટલે પોતે જુદો ને જુદો રહે છે એ આત્માનો અનુભવ છે. અને આ ચંદુભાઈ જે કરે તેય જુદું ને આ જુદું, એ બે ભેદ નથી દેખાતા ?

**પ્રશ્નકર્તા :** એ તો દેખાય છે.

**દાદાશ્રી :** પહેલાં એકાકાર હોય, ક્રોધ થયો કે તેની સાથે મનમાં તન્મયાકાર થઈ જાય. એટલે પોતે પોતાનો ક્રોધ બંધ કરી શકે નહીં. આ ક્રોધ કહેવાય નહીં. હવે તમને ક્રોધ-માન-માયા-લોભ રહેતાં જ નથી. ચંદુભાઈને જે થાય છે એ ક્રોધ-માન-માયા-લોભ ગણાતાં નથી, કાયદેસર. ત્યારે કો'ક કહેશે, 'કેમ એમ નથી ગણાતા ?' ત્યારે ક્રોધની વ્યાખ્યા છે કે ક્રોધ હંમેશાં હિંસકભાવ સહિત હોય અને તાંતાવાળો હોય.

તાંતો એટલે રાતે આ બેન જોડે કંઈ કકળાટ થયો હોય તમારે, તો સવારમાં એ ચા મૂકેને તો ચાનો પ્યાલો આમ ટકરાવે, જરા આમ. એ તાંતો કહેવાય. રાતનો તાંતો અત્યારે છે. ત્યારે તમેય તાંતામાં બોલો, 'હં, હજુ તો પાંસરા થતા નથી !' એ બધું તાંતો કહેવાય. હવે રાતે આપણે ઝઘડો થયોને, તે સવારમાં કશું ના હોય. ભૂલી જાય પછી. એની જોડે તાંતો જ ના હોય. નહીં તો તાંતો તો પંદર વર્ષ ઉપર નુકસાન કરી ગયો હોય માણસ, પછી તમે પોતે ભૂલી જાવ પણ જો એ કદી અહીંથી ભરુચ તમે ગયા અને ભરુચના બજારમાં એ દેખાય કે તરત જ તાંતો યાદ આવે. એટલે તાંતો જાય નહીં અને અહીં આવો તાંતો ના હોય.

હવે ક્રોધ-માન-માયા-લોભ ગયા, તેની નિશાની શું ? ત્યારે કહે, આપણને તાંતો ના રહે, નહીં તો ચાલીસ વર્ષેય તાંતો જાય નહીં. આ તો કોઈ નાક કાપી ગયું હોય તો એની ઉપરેય, બીજે દા'ડે તાંતો ના રહે. ભયંકર વિરાધના કરી ગયો હોય તોય તાંતો ના રહે. અને પેલું તો થોડુંક જ નુકસાન કરી ગયો હોયને તો ચાલીસ વર્ષ સુધી તાંતો ના જાય. ભેગો થાય કે તરત યાદ આવે કે આ પેલો આવ્યો. અને હવે તો સાંજે કશું ભાંજગડ થઈ હોયને, તો સવારમાં એને તાંતો ના રહે. રહે છે હવે તાંતો ? એટલે લોભનો તાંતો ના રહે, ક્રોધનો તાંતો ના રહે, કશાનો તાંતો ના રહે. આપણને એવું તેવું તાંતો-બાંતો ના હોય. સરળ થઈ જાય, જાણે રાતે કશું બન્યું જ નથી. એ રાતે ને રાતે ફાઈલોનો નિકાલ જ થઈ જાય. તાંતો ના રહે.

ભગવાને ક્રોધ-માન-માયા-લોભ, તાંતાને જ કહ્યું છે. જો તાંતો છે તો ક્રોધ-માન-માયા-લોભ છે અને તાંતો નથી તો અજીવના ગુણ છે, નિર્જીવના ગુણો છે. એટલે તાંતો કોને રહે કે જેને મિથ્યાત્વ હોય. આખા જગતના જીવોને મિથ્યાત્વ તાંતો રહેવાનો અને આ તમને સમ્યક્ત્વ તાંતો બેસી ગયો કાયમનો, નિરંતર સમ્યક્ત્વ. એટલે ક્ષાયક દર્શનનો તાંતો બેસી ગયો, એટલે પેલો તાંતો ઊઠી ગયો. તમને આ તાંતો રહ્યો, એટલે આ વધારે યાદ રહે. જ્યાં તાંતો હોય, ત્યાં આત્મા હોય. એટલે આ ક્ષાયક દર્શન બેસાડ્યું છે આખું, નિરંતર, આનો તંત રહેવાનો, નિરંતરનો તાર. ક્ષાયક સમકિત કહેવાય આ. એટલે આ પ્રતીતિને તાંતો કહે છે, નિરંતર પ્રતીતિ. 'હું શુદ્ધાત્મા છું' એની પ્રતીતિ નિરંતર બેઠેલી છે.

## ભિન્ન છે ક્રોધ વિભાગ અને આત્મ વિભાગ !

ચંદુભાઈ ગમે એટલાં ક્રોધ કરતાં હોય પણ જો તમને છે તે 'મને થાય છે' એવું ભાન ના ઉત્પન્ન થાય, તો તમે જોખમદાર જ નથી. એવું આ વિજ્ઞાન છે. બહુ ચોક્કસ રહેવું જોઈએ અને તે વખતે એનાથી કોઈને દુઃખ થાય, આપણા ભાવોથી કંઈ દુઃખ થાય સામા માણસને તો આપણે કહેવું, 'ચંદુભાઈ, પ્રતિક્રમણ કરી લો, અતિક્રમણ કેમ કર્યું ?' આપણે જુદા ને ચંદુભાઈ જુદા ! એક ગુસ્સો કરે છે ને બીજો ના કહે છે. જે ના કહે છે એ આત્મ વિભાગ અને આ કરે છે એ પુદ્‌ગલ વિભાગ.

**પ્રશ્નકર્તા :** એ બધું ખ્યાલ આવે છે.

## ન ભળે પ્રતિષ્ઠિત આત્મા તે ખરું !

**દાદાશ્રી :** એટલે આપણે બધાનામાં ક્રોધ હોય તોય ગયો છે એમ કહીએ છીએ. એવું શાથી કહીએ છીએ ? કારણ કે ક્રોધ ક્યારે કહેવાય ? આત્મા ક્રોધની અંદર તન્મયાકાર થાય તો ક્રોધ કહેવાય. નહીં તો ક્રોધ કહેવાતો જ નથી. તન્મયાકાર થાય તો સામાને ખોટું લાગે, નહીં તો સામાને ખોટું ના લાગે.

હવે તન્મયાકાર બે પ્રકારનું છે. મૂળ આત્મા તો જાણે તન્મયાકાર થતો જ નથી. આ જે આત્મા આપ્યો છે, તે તન્મયાકાર થતો જ નથી. પણ પ્રતિષ્ઠિત આત્મા જે છેને, એ તન્મયાકાર થાય તો ખોટું લાગેને કોઈને ! પ્રતિષ્ઠિત આત્મા જે ભળે છેને, પછી કદરૂપું લાગે. નહીં તો સામા માણસને કદરૂપું કેમ કરીને લાગે ? પ્રતિષ્ઠિત આત્મા ય ના ભળવો જોઈએ, ત્યાં આગળ જાગૃતિ રાખવી જોઈએ.

અમે વઢીએ, ઠપકો આપીએ, બધું કરીએ, પણ કોઈને ખોટું ના લાગે. અમારા શબ્દોથી કોઈના મનને ગોબો ના પડે અને આ લોકોનો ક્રોધ છે, તેનાથી વાસણ બળી જાય. જ્યારે આ આનાથી ગોબો ના પડે. ગોબા વગર બહાર નીકળે, વઢીએ-કરીએ તોય !

❖❖❖❖❖

## [૭]

# સંયમ

### અસંયમી સામે સંયમ તે સંયમી !

હવે સંયમી કોનું નામ કહેવાય ? એ તો જે સામો અસંયમી હોય, તેને કિંચિત્‌માત્ર દુઃખ ના થવા દે. સામો તો અસંયમી છે જ બિચારો. હું ઉપર બેઠો ને એ નીચે બેઠો ત્યારથી. એ ના સમજતો હોય ? સંયમીને દુઃખ હોતું નથી અને અસંયમીને દુઃખ થાય છે. માટે અસંયમીને દુઃખ ન થવું જોઈએ એ આપણો સંયમીનો રિવાજ. બરોબર છે કાયદો ?

અત્યારના લોકો તો બધા સામાને દુઃખ થાય એવું જ કરી નાખે. એ વાર જ ના લાગેને ! અને કો'ક કહે કે એમનેય દુઃખ થઈ જાય. એટલે હંમેશાં દાઝેલો માણસ બીજાને દઝાડે. તમે દાઝ્યા નથી. તો તમે શા માટે દઝાડો ? તમને દુઃખ જ નથી. તમને હવે ક્યાં દુઃખ થાય છે ?

**પ્રશ્નકર્તા :** ના. નથી થતું.

**દાદાશ્રી :** તો પછી બીજાને દઝાડવાનો શું ફાયદો ? એને સુખી કરવો જોઈએ આપણે.

બાકી એમ ને એમ આપણે કહીએ કે મારે સંયમ છે, એ સંયમ ચાલે નહીં. તમારે બધાએ ધ્યેય રાખવાનો કે ભઈ, આ ધ્યેય છે અમારો અને મારે એ ધ્યેય પૂરો થયેલો છે અને કોઈ જગ્યાએ કાચું હોય તોય

હું ફેરફાર કરી નાખુંને પાછો. કાચુંય પડી જાયને કોઈ વખત. બધામાં ઓછું કંઈ સમાધાન થાય ? એ કેવાં કેવાં ભેજાં આવે છે ! પણ આપણો ધ્યેય આવો હોવો જોઈએ એવા ભાવમાં હોય. એટલે કહેવાનું શું કે ઈચ્છા-ભાવના તમારી આ જ છે, વખતે ભૂલ થઈ જાય. પણ તમારી ભાવના આ જ છે, ત્યાંથી અમે તમને સંયમી કહીએ છીએ. થઈ જાય એ વસ્તુ જુદી છે પણ તમારી ભાવના શું છે ? આજના સંયમમાં લોકોને એવી ભાવના ય નથી હોતી.

## અપકારીને પણ ભાળે નિર્દોષ !

કો'કે ગાળ દીધી, તે ઘડીએ સ્વાધ્યાય બધું સળગી જાય. ભગવાને આવા સ્વાધ્યાય કરવાની ના પાડી. પહેલાં વાડ કર. નહીં તો સ્વાધ્યાય તો બહુ અનંત અવતારથી કર્યા જ છેને ! આખા દહાડાનો સંયમ લીધેલો હોયને તેય એક અપમાન કરે તો આખી રાત ઊંઘવા ના દે. મૂઆ, મેલને પૈડ. તેમાં તેં શું કર્યું ? તારું કરેલું બધું ફોગટ. એટલે ભગવાને આવું ના કીધી હતી. ભગવાન જુદું કહેવા માગતા હતા. ભગવાન તો 'સંયમી થા' એવું કહે છે.

સંયમી તો એનું નામ કહેવાય કે કોઈ ગાળ દે, કોઈ અપમાન કરે તોય પણ એ બધા નિર્દોષ દેખાય ! કોઈ દોષિત ના દેખાય !

આ ભઈને એક સ્કૂટરવાળો અથડાયો, તે પગે ફ્રેક્ચર થયું. એટલે પેલો ગભરાઈ ગયો બિચારો. લોકોએ એને પકડ્યો. ત્યારે આમને પોતાને જ્ઞાન પ્રગટ હતું જ. એમણે કહ્યું કે ભઈ, એને જવા દો. એને બિલકુલ સેફસાઈડ જવા દો. તે એમણે બધાંને વિનંતી કરીને છોડાવડાવ્યો, નહીં તો મારત. હવે આનું નામ સંયમ કહેવાય. એ મોટામાં મોટો સંયમ. એ સંયમ માણસને પરમાત્મા બનાવે. આત્મામાંથી પરમાત્મા બનતો જાય. જરાય તમારો વિચારેય બગડ્યો નથી, નહીં ?

**પ્રશ્નકર્તા :** ના. બિલકુલ નહીં, દાદા.

**દાદાશ્રી :** માણસને પરમાત્મા થવાનો રસ્તો જ આટલો સંયમનો છે !

## સંયમ ત્યાં જ કર્મ નિકાલી !

સંયમ હોય તો જ નિકાલી કહેવાય, નહીં તો નિકાલી કહેવાય જ નહીંને ! સંયમ પહેલો હોય, ત્યાર પછી નિકાલી. સંયમ વગર તો મોક્ષ જ ના હોયને ! સંયમપૂર્વક જ નિકાલ હોય. જેમાં નિકાલ શબ્દ હોય તો જાણવું કે આ સંયમથી કરે છે અને તેય સામાને દુઃખ થાય એવું હોય તો આપણે કહ્યું છે કે ચંદુભાઈને કહેવું કે ભાઈ, આ સામાને દુઃખ થાય એવું શું કરવા કરો છો ? પ્રતિક્રમણ કરો.

ક્રોધ થયો એનું નિવારણ થઈ શકે છે. કારણ કે નિકાલી બાબત છે એ. એટલે ગુનેગારી નથી આવતી. પણ સામાને દુઃખ થયું એટલા પૂરતું એનો હિસાબ ચૂકતે કરવો જોઈએ, એનું પ્રતિક્રમણ કરવું જોઈએ.

સંયમ હોય તો જ નિકાલી ક્રોધ હોય, નહીં તો નિકાલી ક્રોધ ના હોય. ક્રોધ બે પ્રકારના, એક નિકાલી ક્રોધ અને એક નિકાલી નહીં તેવો સાચો ક્રોધ. નિકાલી ક્રોધ એટલે જીવ નીકળી ગયેલો મહીંથી અને પેલો જીવવાળો ! તમને ક્રોધ આવ્યા પછી મહીં અંદર એમ નથી થતું કે આમ ના હોવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** હા. બહુ પસ્તાવો થાય કે આ ખોટું થઈ ગયું.

**દાદાશ્રી :** એ જે થાય છે ત્યાં સંયમ થઈ રહ્યો છે અને આ એનો બહારનો ભાગ આ પાઠ ભજવે છે. એનો તમે સંયમ કરી રહ્યા છો કે આમ ના હોવું જોઈએ. બહારનો ભાગ તો એની મેળે જે છે એ નીકળ્યા કરે છે, ટાંકીમાં જે માલ છે તે. ત્યારે એ પોતાને તો ગમતું ના હોય, એટલે એ કહે છે કે 'આવું ના હોય, આ ના શોભે !'

## પ્રકૃતિથી પડ્યો અભિપ્રાય નોખો તે સંયમ !

સંયમ એટલે ચંદુભાઈ જે કંઈ કરે, કો'કને અહિતકારી હોય એવું કરે, છતાં તમારો અભિપ્રાય તદ્દન જુદો જ હોય, એનું નામ સંયમ કહેવાય. ચંદુભાઈ કોઈકને ગાળો ભાંડે તો તમારો અભિપ્રાય જુદો જ હોય કે 'આમ ના હોવું જોઈએ. આ શા માટે આવું કહો છો ?' એટલે જેમ બે માણસ જુદાં હોય એવી રીતે વર્તે, એનું નામ સંયમ.

સંયમમાં રહો છોને બરોબર ? બસ ત્યારે. આપણે સંયમ જોઈએ, બસ. સંયમથી મોક્ષ. ચંદુભાઈ જે કરે છે એ તમને અનુકૂળ ના આવે, તમારો અભિપ્રાય જુદો જ પડેને ! કો'કની પર ગુસ્સે થઈ ગયા હોય ચંદુભાઈ, તમને ગમે નહીંને ? ચેન પડે નહીંને ? એ સંયમ. પ્રકૃતિથી પોતાનો અભિપ્રાય જુદો પડી જવો, એનું નામ સંયમ.

## દેહાધ્યાસ ત્યાં નથી સંયમ !

ભગવાને કહ્યું હતું, દેહાધ્યાસ છે ત્યાં સંયમ નથી, સંયમ હોય ત્યાં દેહાધ્યાસ ના હોય. છતાંય જુઓને, અત્યારે સંયમની ભાષા કઈ ચાલે છે ?!

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટામાં રહો એ સંયમ કહેવાય ?

**દાદાશ્રી :** ના. એ જ્ઞાતા-દ્રષ્ટામાં રહો એ સંયમ નહીં, જ્ઞાતા-દ્રષ્ટામાં રહો એ જ્ઞાન કહેવાય. જ્ઞાતા-દ્રષ્ટામાં રહો એટલે એ છેલ્લું પદ, જ્ઞાન કહેવાય. અને સંયમ એટલે શું ? આર્તધ્યાન-રૌદ્રધ્યાન અટકી જાય, એનું નામ સંયમ. દેહાધ્યાસને ભગવાને સંયમ નથી કહ્યો. ભગવાન આને સંયમ ના ગણે. દેહાધ્યાસ ના હોય ત્યારે સંયમ હોય.

આ તો એ પોતે જ કહે છે કે દેહાધ્યાસને અમે માનીએ છીએ, દેહાધ્યાસ જ માનીએ છીએ, પણ દેહાધ્યાસ શબ્દ ના બોલે એ. એ શું બોલે ? અશુભ છોડો અને શુભ કરો. શુભ કરો એ દેહાધ્યાસ. દેહાધ્યાસ વધાર્યો કહેવાય ઊલટો. એ ઓછો હતો તે વધાર્યો. હવે આ ના સમજાયને બધું ? કેવી રીતે સમજાય એટ એ ટાઈમ ? આ તો જ્ઞાની પુરુષની દ્રષ્ટિ ઘડીકમાં તો ક્યાંની ક્યાંય ફરી વળે ! પ્લસ-માઈનસ કરીને મૂળ જગ્યા ઉપર આવી જાય. કારણ કે નિર્મળ દ્રષ્ટિ થયેલી છે. આ તો જરાય સંયમ જ નહીંને, છતાં લોક કહે કે સંયમી આવ્યા. કારણ કે એ લૌકિક સંયમ છે. લોકોએ માનેલો, એવા સંયમનો ભગવાને સ્વીકાર કરેલો નથી. ભગવાન સ્વીકાર કરે તો આપણા મહાત્માઓ બધા સંયમી. કારણકે ગુસ્સો થાય અને સંયમે ય હોય. અસંયમમાં ય સંયમ હોય.

**પ્રશ્નકર્તા :** ઘણાં પૂછે છે કે આ વર્તનમાં ક્યાં ફેર પડ્યો ?

**દાદાશ્રી :** એ વર્તનમાં મારે જોવાનું નથી. અસંયમ થાય તો સંયમને આપણે જોઈ શકીએ કે આ સંયમ ચાલ્યો. આપણે સંયમમાં છીએ એવું લાગે આપણને. ચંદુભાઈ અસંયમમાં હોય અને તમે સંયમમાં હો.

અમારે ઘણુંખરું બન્ને ક્લિયર હોય. બહારેય સંયમ હોય અને અંદરેય સંયમ હોય. નહીં તો પછી આપણા જ્ઞાનીઓ કહેશે, 'દાદા, તમારા અને અમારામાં શો ફેર રહ્યો ?'

**પ્રશ્નકર્તા :** આપણી જાગૃતિ પૂરતી છે કે નથી એ કઈ રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** એ તો વારેઘડીએ ખબર પડે આપણને આપણા સંયમ ઉપરથી. ચંદુભાઈને કો'ક માણસ આવીને કહેશે, 'તમે આ છોકરાને ભણાવો છોને, તે બિલકુલ બહુ જ ખરાબ રીતે ભણાવો છો.' એવું તે બધું બ્લેઈમ કર્યા કરતો હોય તમારે મોઢે, તે વખતે આ ચંદુભાઈ છે તે એને પાછું બ્લેઈમ કરે. અને તેને તમે જાણો કે આ ચંદુભાઈ અસંયમી થયા. એ જેને અસંયમ થયો એ જાણે છે એ જાણનાર સંયમી છે. એટલે આ જાગૃતિ છે કે નહીં, એ ખબર પડે કે ના પડે ? ગાળ ભાંડે તો આપણી જાગૃતિ મહીં ખબર પડી જાય. અગર તો સરસ કપડાં પહેરીને લગ્નમાં જતા હોઈએ અને કોઈ ઉપર થૂંકે તો એના ઉપર બચકાં નહીં ભરવાં જતાં જાગૃતિ મહીંથી ઉત્પન્ન થાય. આ ચંદુભાઈ એ વખતે બચકું ભરી લે, પણ તોય મહીં અંદરથી એમ થાય કે આ ન હોવું જોઈએ. એ જાગૃતિ અને એ જ સંયમ. અસંયમને જોવો એ જ સંયમ !

## કષાયનો સંયમ તે ખરો સંયમ !

**પ્રશ્નકર્તા :** દાદા, અંદર તપ્યું એટલે પહેલું તપ ઊભું થાય, પછી સંયમ ઊભો થાય ?

**દાદાશ્રી :** સંયમ તો જ્યારથી આપણે શુદ્ધાત્મા થયા અને ચંદુભાઈ છૂટ્યા ત્યારથી જ સંયમની શરૂઆત થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** તપેય સંયોગો આવે ત્યારે ઊભું થાયને ?

**દાદાશ્રી :** ત્યારે તપ ઊભું થાય. પણ આ સંયમ તો શરૂઆત થઈ

જ ગયેલી. બધાં સંયમી જ કહેવાય. બાકી, આ સંયમની તો અહીંથી શરૂઆત થઈ ગઈ, જ્ઞાન આપ્યું ત્યારથી જ સંયમી.

ક્રોધ-માન-માયા-લોભને સંયમમાં લેવા, એનું નામ સંયમ. કારણ કે જગત આખું ક્રોધ-માન-માયા-લોભથી બંધાયેલું છે, અને એ કષાયો જ એને દુઃખ દે છે, નિરંતર. ભગવાન કંઈ દુઃખ દેતા નથી. એટલે ક્રોધ-માન-માયા-લોભનો સંયમ હોય ત્યારે સંયમ કહેવાય. એ અહંકારનો સંયમ થાય ત્યારે સંયમ કહેવાય. અહંકારનો સંયમ ક્યારે થાય કે 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થાય ત્યારે. ત્યાં સુધી સંયમ જ ના હોયને ! પણ એ લૌકિકમાં એવું કહેવાય કે આ સંયમી છે. વ્યવહારમાં એવું કહેવાય, 'આ સંયમી આવ્યા' ! ખરેખર સંયમી નથી.

## આર્ત-રૌદ્રધ્યાન નહીં તે સંયમ !

**પ્રશ્નકર્તા :** આ ચિઢાઈ ઊઠવું એ શું છે ?

**દાદાશ્રી :** એ પ્રકૃતિ છે, એને આપણે જોયા કરવું. તે પણ એક સંયમ છે પણ પોતાને ખરાબ છે એમ લાગ્યા કરે. ત્યાં આ આજ્ઞા પાળેને એટલે સંયમ ઉત્પન્ન થાય. એ સંયમ એ જ પુરુષાર્થ. એટલે આ આપણા અક્રમ વિજ્ઞાનના આધારે કે જેનાથી આર્તધ્યાન-રૌદ્રધ્યાન જાય એ સંયમ કહેવાય. આર્તધ્યાન-રૌદ્રધ્યાન ન થાય, એનું નામ સંયમ કહેવાય.

ક્રોધ-માન-માયા-લોભ ચંદુભાઈને થાય, પણ પોતાને એમ થાય કે આ ના હોવું જોઈએ. સ્વરૂપે કરીને તમને એમ જ લાગે કે આ ના હોવું જોઈએ. બન્ને ક્રિયા સાથે થતી હોય. ચંદુભાઈ ક્રોધ કરતા હોય અને તમને મહીં અંદર એમ થતું હોય કે આ ના હોવું જોઈએ. એ બે ક્રિયા સાથે થાય, એનું નામ સંયમ. અસંયમ ઉપર સંયમ, એનું નામ સંયમ. આ જગતના લોકોને શું થાય ? અસંયમ ઉપર અસંયમ. એટલે વાત છે ટૂંકી ને સમજ્યા વગરનું બફાયા કરે છે બધું.

## પાંચ આજ્ઞા એ જ સંયમ !

ક્ષાયક સમકિત એટલે નિરંતર અંતર સંયમ રહે. બાહ્ય સંયમની જરૂર

નથી. બહાર તો ચારિત્રમોહ છે, વર્તનમોહ છે. એટલે એ મોહ ઉત્પન્ન થયા વગર રહે જ નહીં. ચશ્મા પહેરવાં જ પડે. ઘડિયાળ પહેરવું પડે, ખમીશો પહેરવા પડે, વાળ ઓળવા પડે પણ અંદરનો મોહ જતો રહેવો જોઈએ.

ચંદુભાઈનો જે માલ હોય સંયમવાળો કે અસંયમવાળો, તેને આપણે વીતરાગભાવે જોવો એ સંયમ. ચંદુભાઈ ચિઢાય તો એની ઉપર ચિઢાવાનું નહીં આપણે, એને જોવાનું. અને બહુ ત્યારે 'આમ ન શોભે' એવું બોલવાનું. એવો ભાવ રહે સાધારણ, બોલવાનું તો હોતું નથી !

આપણી પાંચ આજ્ઞા એ સંપૂર્ણ અંતર સંયમ જ છે ! એટલે જો પૂરેપૂરી આદર્શ પળાય તો, નહીં તો પછી એ જેટલી ઓછી પળાય એટલી આદર્શતા ઓછી. તેથી જ આ બધાંને અંદર સંયમ રહે છે ને ! કોઈપણ ફાઈલની જોડે સમભાવે નિકાલ જ કરે છે. સમભાવે નિકાલ કરવા માટે કેટલો બધો સંયમ રાખવો પડતો હશે ? આ અંતર સંયમ નિરંતર રહેવાનો !

આ જ્ઞાન મળે ત્યારે શુદ્ધાત્મા થયા પછી સંયમી કહેવાઓ. હવે તમે સંયમી કહેવાઓ. પણ લોકો કબૂલ ના કરે. લોકો તો કહે, કપડાં બદલ્યાં નથી, બૈરી છે, આમ છે, તેમ છે, બહાનાં કાઢે બધાં ! પણ આપણાં મહાત્માઓને નિરંતર સંયમ રહેવાનો. એટલે આંતરિક સંયમ રહેવાનો, બાહ્ય સંયમ નહીં. એટલે આ પાંચ આજ્ઞા પાળો, તેમાં આંતરિક સંયમ જ હોય નિરંતર તમને. એ સંયમ મોક્ષભણી લઈ જાય. અને બાહ્યસંયમ ભૌતિક સુખો આપે. સંયમ બેઉ હિતકારી છે, પણ આ ભૌતિક સુખનો લાભ થાય ને પેલો મોક્ષ આપે. અંદરનો સંયમ હોય, બહાર ના પણ હોય, તેનો કંઈ વાંધો નથી. બાહ્ય સંયમ હોય ને અંદર ના હોય તો વાંધો છે. આવો ટાઈમ નથી આવતો, નહીં તો બાહ્ય સંયમધારીને કંઈ દા'ડો વળે નહીં. અંતર સંયમથી મોક્ષ, બાહ્ય સંયમથી બધો સંસાર, સોનાની બેડી જેવો !

**પ્રશ્નકર્તા :** પણ જગતમાં તો સંયમનો અર્થ બીજો કરે છે. કંઈક કંટ્રોલ કરવો, પોતાની જે વૃત્તિઓ પર કંટ્રોલ કરવો.

**દાદાશ્રી :** નહીં, એ તો હઠયોગ છે. એ મનમાં જોર કરે એટલું જ. આ એક છીકણું છૂટતું નથી, સોપારું છૂટતું નથી અને શું સંયમને કરવાના હતા ? અહંકાર કરે એટલું જ. સંયમ તો જુદો જ દેખાવો જોઈએ. જે અહંકારે કરીને કરવામાં આવે છે એ સંયમ ના કહેવાય !

આપણો સંયમ કયો કે જ્ઞાનમાં ન રહેતા હોય, ને પાંચ આજ્ઞામાં રહેવા પ્રયત્ન કર્યા કરવો એ સંયમ કહેવાય. એટલે ક્રોધ-માન-માયા-લોભને અટકાવવો, એનું નામ સંયમ. તે આપણે જ્ઞાનમાં રહીએ તો ક્રોધ-માન-માયા-લોભ અટકી જાય !

## આત્મજ્ઞાનથી વર્તે સંપૂર્ણ સંયમ !

એક ફેરો તમને કોઈ ગાળ ભાંડે ને તમે સંયમ રાખો તો એને ભગવાને પ્યૉર સંયમ કહ્યો. ભગવાન તો પ્યૉર સંયમના ભૂખ્યા છે. પ્યૉર સંયમ કરી તો જુઓ, કેટલાં પગથિયાં ચઢાવી દેશે. એક જ સંયમ કરવાથી દસ-વીસ પગથિયાં એમ ને એમ ચઢી જાય, એનું નામ લિફ્ટમાર્ગ ! આપણને પોતાનેય ખબર પડી જાય, 'ઓહોહો, હું તો અહીં હતો ને આ તો અહીં સુધી પહોંચી ગયો !'

હવે તમારે સંયમ કરી શકાય એવું છે. તમારી પાસે એવું જ્ઞાન છે કે સારી રીતે સંયમ કરી શકાય. અને એક ફેરો સંયમ એવો થયો હોય પદ્ધતસર, તો કેટલાંય પગથિયાં ચઢાવી દે ! તમને એમ લાગે કે આ હવા આવી જરા દુર્ગંધવાળી હતી, તે આ સુગંધીવાળી હવા ક્યાંથી આવી ? જેમ ઊંચે ચઢતો જાય તેમ સુગંધી હવા આવતી જાય, હવામાં ફેર ના થાય ? તારે આવે છે કે એવા પગથિયાં ? તારે સંયમ તો બધા બહુ આવે છે ને ? સંયમના સ્ટેશન બહુ આવે છેને ?!

❖❖❖❖❖

# [૮]

# મોક્ષનું તપ

## કળિયુગમાં તપ, ઘેર બેઠાં !

શાસ્ત્રકારો કહે છે શું અને માર્ગદર્શકો કરે છે શું ? વેપાર વધારાવડાવે. તપ કરો, જપ કરો. ભગવાને કયું તપ કહ્યું હતું કે કળિયુગમાં ઘેર બેઠાં આવી પડે, એ તપ કરજે. આ મફતમાં તપ આવ્યું. કોણ છોડે ? હમણાં કોઈક ગજવું કાપી ગયો બસમાં બેઠો હતોને અને આ ગજવામાં પાંચસો હતા ને આમાં અગિયારસો હતા. અગિયારસોવાળું કાપી ગયો એટલે પછી તરત મહીંથી વૃત્તિઓ બૂમો પાડે, પેલાને આપવાના છે ત્રણસો, પેલાને પાંચસો આપવાના હતા. આપણે સમભાવે નિકાલ કરીએને ત્યારે વૃત્તિઓ શું કહે ? ના, ના. આ શું સમભાવે નિકાલ કરો છો ? ત્યારે તે ઘડીએ આપણે તપ કરવાનું. તે ઘડીએ હૃદય લાલ લાલ થઈ જાય. તેને જોયા કરવાનું. મહીં અકળામણ થાય. તેથી આપણે એવું સમજવાનું કે કાલના જેટલું લાલ નથી આજ. અને પછી લાલ ઓછું થાય ત્યારે જાણવું કે હા, ઘટ્યું હવે. જેમ આ ગ્રહણ થાય છેને, તે ગ્રહણ વધતું વધતું આપણે સમજીએ કે હજુ વધે છે, હજુ વધે છે. અને પછી વધી ગયા પછી ઊતરે, ત્યારે આપણે કહીએ, 'હવે ગ્રહણમુક્ત થવા માંડ્યું છે. હવે કલાક પછી આપણે બધું કરીએ' પણ આ કલાક પછી ગ્રહણમુક્ત થઈ જશે, એવું આપણે જાણીએ કે આ તપ ઘડીવાર પછી ખલાસ થઈ જશે. પણ હૃદય તપે. અને જગતના લોકોને તપેને, તે તપે એ સહન ના થાય

એટલે એટેક કરે પેલા ઉપર. તમે એટેક ના કરો ને તપવા દો. એવું બને કે ના બને ? એટેક કરેને એટલે તપવાનું બંધ થઈ જાય. એટલે નવી લોન લઈ અને જૂની રીપે કરવી. અને આ તપ એટલે તો નવી લોન લીધા સિવાય જૂની રીપે કરવાની. આકરું પડી જાય, નહીં ? આકરું પડે.

એક અમેરિકાવાળો મને કહે છે, 'એ તપ ક્યારે વધારે કરવું પડે ?' મેં કહ્યું, 'જોબ જતી રહે તે દહાડે !' અમેરિકામાં જોબ જતી રહેતા વાર નથી લાગતી. એટલે આપણે તે દહાડે ખરેખરું તપ આવે. તે ઘડીએ તો ખૂબ તપે મહીં, રાત્રે ઊંઘ ના આવે એવું તપે. એ તપે છતાંય એટેક નહીં, નો એટેક. માનસિક એટેક નહીં, હાથથી એટેક નહીં, વાણીથી એટેક નહીં. ત્રણે પ્રકારના એટેક નહીં. આ જ્ઞાન ના હોય તો કેટલા પ્રકારના એટેક કરે માણસ ? મનથી એટેક કરે, પલંગમાં સૂતો સૂતો કહે, સવારમાં આમ કરી નાખું ને તેમ કરી નાખું.

**પ્રશ્નકર્તા :** દેહથી ને વાણીથી ના થાય પણ માનસિક એટેક તો થઈ જાય.

**દાદાશ્રી :** થઈ જાય તો આપણે પ્રતિક્રમણ કરી લેવાનું. ખરી રીતે ના થાય, પણ બહુ તપ્યું હોયને ત્યારે જરા માનસિક થઈ જાય તો પછી પાછા પ્રતિક્રમણ કરવાના. આને સમ્યક્ તપ કહેવાય. કોઈની ડખલ વગરનું તપ, આપણે તે કર્યા કરવાનું. એ તપ તો બધાંનેય આવે. કોઈને છૂટકો જ ના થાયને ! એક ફેરો તપવું પડે તે બાબતમાં, એ તપ ગયા પછી ફરી તપવું નહીં પડે. એટલે જેટલા તપ ઓછા થઈ ગયા એટલો નિવેડો આવી ગયો.

મારે ઘણાંખરાં તપ ઓછા થઈ ગયા. મારે તપ હોય જ નહીં. કારણ કે મારેય હતા તપ. અને એ જ તપ હું તમને દેખાડું છું. નો એટેક. માનસિક એટેક નહીં, વાણીનો એટેક નહીં, દેહનો એટેક નહીં. તપ ના કરવું પડે એટલા હારુ લોકો ત્રણેય એટેક કરી નાખે.

અદીઠ તપ એટલે કોઈ પાર્ટી ડૂબી અને મહિના ઉપર જ લાખ રૂપિયા જમે મૂક્યા હોય ને પાર્ટી ડૂબી તે સાંભળતાની સાથે મહીં તપ શરૂ

થઈ જાય તમારું. આપણે તે વખતે તપ કરી લેવું. આપણે તપ કરીએ ને સમતા રાખીએ બિલકુલ અને ખરાબ વિચાર એમને માટે આવે તેનું પ્રતિક્રમણ કરીએ, એટલે તમે ક્લિયર રાખ્યું. એ ક્લિયરનેસની અસર એમની ઉપર થાય.

આર્તધ્યાન-રૌદ્રધ્યાન ના થાય ! તપ શરૂ થઈ જાય. જ્યાં જ્ઞાન ના હોય, તેને આર્તધ્યાન-રૌદ્રધ્યાન થાય. અને આ તપ તપે. એવું તપે ખરેખરું ! એટલે તમારાં તપ તો આવું કોઈએ અપમાન કર્યું કે તપ તપે.

આ જ્ઞાની પુરુષ ફોડ પાડી આપે. કળિયુગમાં પ્રાપ્ત તપને ભોગવજો. જે આવી પડે તપ, એટલા ભોગવો તો બહુ થઈ ગયું. પણ તે ભોગવતા નથી, ત્યાં આગળ મારંમાર ને એટેકીંગ બધું કરીને સામો વેપાર કરી નાખે છે.

## ભેદ, બાહ્યતપ - અંતરતપ તણાં !

**પ્રશ્નકર્તા :** ન ભાવતું ખાવાનું આવે અને ખાઈ લઈએ તોય તપ ?

**દાદાશ્રી :** હા, તપ. પણ ખરું તપ તો આ અંતરતપ કહેવાય. આ બાહ્યતપ તો આપણે લોકો જાણી જાયને કે આ આમણે ખાધું નથી. આજે ઉપવાસ કર્યો છે. એક પગે ઊભા રહ્યા છે, એ તપ બધા કરે, બીજા કોઈ પદ્માસનવાળીને તપ કરે એ બધાં બાહ્યતપ. એનું ફળ આ સંસાર મળે અને અંતરતપ એનું ફળ મોક્ષ. અદીઠ તપ, અંતર તપ. અદીઠ એટલે દેખાય નહીં કોઈને.

**પ્રશ્નકર્તા :** અંતર તપ ને પ્રાપ્ત તપ એ એક જ કહેવાય ?

**દાદાશ્રી :** પ્રાપ્ત તપ જુદું છે. પ્રાપ્ત તપ તો આપણે એની મેળે જ આવીને ઊભું રહે અને પેલું કરવું પડે આપણે. પ્રાપ્ત તપ એટલે અત્યારે ખાવાનું ના મળ્યું. અત્યારે કશું ઠેકાણું ના પડ્યું. કશુંય ના મળે, તે દહાડે કહેવું કે 'ભઈ, આજે આપણે ઊપવાસ' એ પ્રાપ્ત તપ. 'આજે પ્રાપ્ત તપ થયું. માટે આ તપ કરો' કહીએ. તપ મળ્યું.

**પ્રશ્નકર્તા :** કોઈ અપમાન કરે ને સહન કરીએ તો એય તપ ગણાય પછી ?

**દાદાશ્રી :** એય પ્રાપ્ત તપ કહેવાય. તમારું તપ શાથી વહેલું આવ્યું કે જલદી ઉકેલ આવવાનો છે, ચોખ્ખા થઈ જવાના છે, સ્પીડિલી ! ઉખાડતી વખતે મહીં તપ થાય છેને ! ચિત્તમાં દુઃખ થાય છે ? એ તપ કહેવાય. એ તપને જોયા કરવું. એને દુઃખ નહીં માનવું. દુઃખ માનો તો તપ ઊડી જશે તે ઘડીએ.

## જ્ઞાન - દર્શન - ચારિત્ર - તપ !

'હું શુદ્ધાત્મા છું' એ દર્શન. એનો અનુભવ થાય એ જ્ઞાન. જેટલા પ્રમાણનો અનુભવ, એટલા પ્રમાણમાં વીતરાગતા, એટલું જ ચારિત્ર. એટલે આ જ્ઞાન-દર્શન ચારિત્ર ને તપ, એ ચોથા પાયાનો નિકાલ તો કરવો જ પડશેને ? તે અંદર હૃદય તપે, એને આપણે જોયા કરવાનું, એનું નામ તપ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તપ એટલે શું, અંદર ઘર્ષણ થાય ?

**દાદાશ્રી :** નહીં, મહીં અજંપો થાય ને અકળામણ થાય. મોઢે બહાર ના બોલીએ પણ અંદર ને અંદર અકળામણ થઈ જાય. તે તપ સહન કરવું પડે. બહાર તો ફાઈલોનો નિકાલ કરીએ સમભાવે, પણ મહીં અકળામણ થઈ જાય એ સહન કર્યું ને પેલાને સામાને દઝાડ્યા સિવાય શાંતિથી સહન કર્યું, એનું નામ તપ કહેવાય. એને અદીઠ તપ કહ્યું.

અમને આપણા મહાત્માઓ કહે, 'આટલું બધું અમારું વર્તન ખરાબ થઈ જાય છે, તોય પણ તમને કશું થતું નથી ?' મેં કહ્યું, 'મારે શું થાય તે ? એ તો અનુભવમાં આવી ગયેલું હોય, એમાં બીજું શું થવાનું હોય ? એ તો તમે કહો છો કે મને કહેજો તેથી કહું, નહીં તો મોઢે બોલુંય નહીં તમને.'

પહેલું તપ કરે જબરજસ્ત, ત્યારે પેલો દર્શનમાંથી જ્ઞાન ભેગો થાય.

**પ્રશ્નકર્તા :** તપ પણ પેલું ના છૂટકે કરે અને સમજણથી કરે, એમાં ફેર પડી જાયને, દાદા ?

**દાદાશ્રી :** ના છૂટકે કરે તોય એમ કરતાં કરતાં તો એની ખોટ ઓછી થઈ જાય.

## પ્રાપ્ત તપમાં ચૂકે સમતા...

એટલે અમે જે કરીએ છીએ એ જ તમને કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** પ્રાપ્ત તપ કરવાનું એ પ્રસંગ પોતાના ઉપર આવે છે ત્યારે યાદ ન રહે, ત્યારે તો કષાય ઊભો થઈ જાય.

**દાદાશ્રી :** એ થોડો વખત એવું થઈને પછી એડજસ્ટ થઈ જાય. આપણને એમ થાય કે આવું જ થયા કરે છે. પછી એ બધું બગડી જાય. એક મિનિટમાં કઢી ઊતારી લે તો ચાલે ? ઊભરો આવવા દેવો જોઈએ, ઊકાળીને દૂધપાકના જેવા અઢાર ઊભરા આવે ત્યારે કઢીપાક થાય. એવી રીતે આપણે એ મહેનત તો કરવી પડેને ! જાગૃતિ માટે ભાવના કરવી જોઈએ. 'આમ કેમ થાય છે', કહીએ ! એ ચંદુભાઈને કહેવું પડે કે 'આવેલાં પ્રાપ્ત તપ ભોગવો ને આમ કેમ કરો છો ?!'

**પ્રશ્નકર્તા :** પણ પેલી સ્થિરતા શાથી નથી રહેતી ?

**દાદાશ્રી :** આવું બોલું એટલે એવું થઈ જાયને પછી ! 'હું રાંડી છું' એટલે રાંડી જાય.

**પ્રશ્નકર્તા :** પેલું એક વખત હલી જાય બધું. પછી...

**દાદાશ્રી :** હાલી જાય તે ઘડીએ પ્રતિક્રમણ કરીએ. હંમેશાં હાલી ગયા પછી પ્રતિક્રમણ કરીએ એટલે ફરીથી હાલી જવાનું ઓછું થાય. એમ કરતું કરતું સ્થિર થાય અને પછી આ શરૂ થાય. પ્રતિક્રમણ કર કર કર્યા કરવાનું. મોટામાં મોટો પુરુષાર્થ પ્રતિક્રમણ.

## સમજણ તપ સમયની !

**પ્રશ્નકર્તા :** તપ વખતે સમજણ કેવી હોવી જોઈએ ?

**દાદાશ્રી :** મારા હિતનું આ થાય છે. દાદા કહે છે એ બધું મારું અને દાદા ના કહે છે એ મારું ન્હોય, એવું જુદું પાડી દે મહીં.

**પ્રશ્નકર્તા :** એટલું બધું સળગતું હોય ને આમ લાગે કે આ સહન

નહીં થાય. તો ય પેલું મહીં હોય કે આ હિતનું છે, કામનું છે, આને ઓલવી નથી નાખવાનું, એવું રહ્યા કરે પછી.

**દાદાશ્રી :** જ્ઞાન નહીં જલે, જે અજ્ઞાન છે એ ભાગ જલશે. એટલે તારે કાળજી રાખીને સૂઈ જવું. જલવા દેવું, છોને જલી જાય બધુંય. જ્ઞાનનું જલશે નહીં, એની અમે ગેરન્ટી આપીએ છીએ.

અંતર તપ તો ભગવાન બનાવે. અંતર તપ હોય ત્યારે જાણવું કે જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ ચારે પાયા છે, એવું નક્કી થઈ જાય. એકલું જ્ઞાન-દર્શન હોય ત્યારે ચાર પાયા પૂરા ના હોય. માટે પુણ્યશાળી છું કે તારે અંતર તપ ચાલુ રહે છે. એ ઊભું કરવાથી થાય નહીં. આપણે સળી કરીને ઊભું કરીએ તો થાય કંઈ ? હમણે કોઈ આમ કરીને હાથ ઝાલેને કહે, 'ક્યાં જાય છે, ચાલ.' ત્યારે ત્યાં અંતર તપ ઊભું થઈ જાય.

અમારે નિરંતર તપ હોય. તમારું તપ જાડું તપ છે, અમારું તો બહુ સૂક્ષ્મ તપ. પણ આ જાડું બળશે ત્યાર પછી એ સ્થૂળમાંથી સૂક્ષ્મમાં તપ આવશે, સૂક્ષ્મમાંથી સૂક્ષ્મતર તપ આવશે. ત્યાર પછી એ જે મારું તપ છે, એની પાસે તમારું તપ આવશે.

એટલે આ જેમ સાંભળશો તેમ તમને સમજણ પડશે. તમારે ક્યાં તપ કરવાનું ? આ તો તપ કરવાનું ત્યાં ઉશ્કેરાટ કરો છો ! બીજાને તપ કરાવડાવો છો !! બીજો તપ કરી લે પછી. સમભાવે નિકાલ કરી લેને ! અમારે તો રાત-દા'ડો તપ જ. તમે તો તપ જ કર્યા નથી, સૂઈ ગયા એય ઘસઘસાટ, તે સવાર પડે !

## ધ્યેય વિરુદ્ધ ત્યાં હોય તપ !

તપ થાય તો જ અનુભવ થાયને ! નહીં તો અનુભવ શી રીતે થાય ? અંતર તપે એટલે, જે બાબતમાં આપણું અંતર તપે, એનાથી છૂટા રહેવા ફરીએ અને અંતર તપે એ બાબતથી આપણને અનુભવ થાય જ.

**પ્રશ્નકર્તા :** એટલે જે જે બાબતનું તપ ઊભું થાય એ બાબત છૂટી જાય પછી ?

**દાદાશ્રી :** એ છૂટી જાય ને તે અનુભવ એનો. એ જ આત્માનો અનુભવ, બસ ! સુખ અને પ્રકાશ વધતો જાય, બસ.

**પ્રશ્નકર્તા :** એ શું ઊભું થાય કે તપ કરવું પડે ?

**દાદાશ્રી :** મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકારની વિરુદ્ધ આપણે કરવા ફરીએ, તે ઘડીએ પેલાં જોર કરે તે ઘડીએ આપણે તપ કરવું પડે. બળે તે ઘડીએ.

**પ્રશ્નકર્તા :** પણ આપણા ધ્યેય પ્રમાણે હોય તો તપ ઊભું ના થાયને ?

**દાદાશ્રી :** ત્યાં ના થાય. ધ્યેયના વિરુદ્ધ હોય તો તપ અને તે હોવું જ જોઈએ, એ કાયમને માટે નહીં, પણ તપ હોવું જોઈએ. તપ ના હોય તો પછી પાયા જ ખોટા છે. ચારેય પાયા હોવા જોઈએ.

આ વિષય ગમતો નથી. ધ્યેય નક્કી કર્યો હોય કે મારે હવે તો બ્રહ્મચારી રહેવું છે, એ કોઈ સ્ત્રી જુએ પછી એને તપ ના કરવું પડે ? એ તે વખતે બરોબર સમ્યક્ તપ તપ્યો, જરાય લલચાયો નહીં. તે તરત અનુભવ થાય. તપ એને કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે મીઠાશ લાગતી હતી ત્યાં હવે પોતાનું દર્શન ઊભું થયું કે હું આ ન્હોય, એટલે પેલું તપ શરૂ થયું ત્યાં. એમાં પાછી મીઠાશ લાગે ને પાછું તપ જતું રહે.

**દાદાશ્રી :** ના. પછી સહન ના થાય, ત્યારે પાછો મીઠાશ ઉપર પેસી જાય. તપ તો નિશ્ચય બળ જોઈએ. એક માણસ છે તે મને કહે છે, 'લો, અંગૂઠો ધરો જોઈએ.' મેં કહ્યું, 'લે, ધર્યો'. ત્યારે કહે, 'સિગરેટ ચાપું છું.' 'દિવાસળી સળગાવને ?' મેં કહ્યું. તે બે દિવાસળી સળગાવી તે એમ ને એમ ઊભો રહ્યો ! તે શા આધારે તપ તપે ? મહીં અહંકાર. જે થવાનું હોય તે થાય એવી રીતે પેલામાં નિશ્ચય. જે થવું હોય તે થા. અમે હવે તારી જોડે ફસાઈએ નહીં. આટલા અનંત અવતાર ફસાયા, હવે ના ફસાઈએ, એવો નિશ્ચય. અમે હવે ધ્યેયને તોડવા માંગતા નથી. નિશ્ચય ના હોય તો મીઠાશ ખેંચી જાય તરત.

ખૂબ પવન ફૂંકાયો ને માણસને ઉડાડી મૂકે, તે આપણો નિશ્ચય હોય તો બેસી જઈએ, પણ નિશ્ચય હોય કે નથી ઉડવું, કંઈ જ થવાનું નથી. તો આપણે રહી જઈએ. અને પેલો કહેશે, 'હેય ઉડી જવાશે, ઉડી જવાશે', તે ઉડ્યો હડહડાટ. આકાશમાં ઉડે !

**પ્રશ્નકર્તા :** પેલામાં પવન ઉડાડે, આમાં કોણ ઉડાડી દે ?

**દાદાશ્રી :** આય એવો પવન જ વાવાનો ને, આકર્ષણનો પ્રવાહ તે ખેંચાઈ જાય. આકર્ષણ એને ગમતું હતું, એટલે આકર્ષણ થયા કરે. પોતાનો ધ્યેય સાકાર કરવો હોય તો ગમતું છોડી દેવું પડે અને ધ્યેય અદબદ હશે ત્યાં સુધી કશું વળે નહીં !

**પ્રશ્નકર્તા :** એ અનંતકાળની ટેવોને લીધેને !

**દાદાશ્રી :** ચંદુભાઈની ટેવો. ત્યારે બીજું શું તે ? આ ટેવો પડી છે, તેની જ આ ભાંજગડ છેને ! ટેવ ના હોય તો કશું વાંધો જ નથી. પણ જ્યારે હોય ત્યારે ઉપરાણું લે જ, એ પ્રકૃતિને વશ થઈ જાય. ત્યાં આગળ તમે કહેતાં હતાંને, કે મીઠાશ આવે છે. એ તો તપમાં ના પડે, અદીઠ તપમાં ના પડે. ગર્વરસ ચાખે અને મજા કરે અને ઉપરથી અવળું બોલ્યા કરે, અમે શુદ્ધાત્મા જ છીએ. તો અમારે ક્યાં ભાંજગડ છે ? એટલે બધાય મહાત્માઓને આવું અમે કહી છૂટીએ. પછી હવે જે ઊંધું કરે તો તેની જવાબદારી છે !

## દાદાનેય અદીઠ તપ !

અમારેય અદીઠ તપ કરવું પડે, અમારે અમારા પ્રમાણમાં કરવું પડે. ઠેઠ સુધી અદીઠ તપ કરવાનું છે, મન ચિડાય, બુદ્ધિ ચિડાય તોય પણ આપણે જોયા જ કરવાનું. એ તે ઘડીએ અમારું તપ થાય.

**પ્રશ્નકર્તા :** એમ કહે છે આ અદીઠ તપ કરવું જ પડે એવું ખરું ? આપણે મન-બુદ્ધિ ને એ બધાને સમજાય સમજાય કરીએ, તો પછી એને જે ચરચરાટ થાય, તે બંધ ના થઈ જાય ?

**દાદાશ્રી :** બંધ તો થાય જ નહીં. એ તમારે તપ મહીં કરવાનું છે,

એ તો તપ થાય જ એની મેળે. હવે ત્યાં એ જો ચંદુભાઈ સામાને વઢે, ત્યારે મનમાં સંતોષ લે કે આપણે એને વઢ્યા છીએ તે બરોબર છે, તો એને તપ રહ્યું નહીં. એ આપણને કંઈ કહે, પણ આપણે એને વઢ્યા એટલે આપણને તે ઘડીએ તપ ના કરવું પડે. એટલે ત્યાં પેલું વઢવાનું નહીં આપણે, એટલે તપ જ થાયને ! મન અકળાયા જ કરેને !

**પ્રશ્નકર્તા :** પણ દાદાના જ્ઞાનથી એ અકળામણ જતી ના રહે ?

**દાદાશ્રી :** એ જતી રહે, પણ ધીમે ધીમે જતી રહે. એક-બે ફેરો અકળાયું અને પછી ત્રીજે વખતે એ જતું રહેલું હોય, તો પછી બીજી બાબત આવે ત્યારે પાછું બીજામાં અકળાય અને પછી પ્રેક્ટિસ વધુ થાય એટલે જતું રહે. પણ આવું કહેતાં જઈએ તેમ તેમ દહાડો વળે. તપ થયેલું તમને ? કેટલા વખત થયેલું ?

**પ્રશ્નકર્તા :** હિસાબ વગરનું, ઘણી બધી વાર, બહુ વાર, દાદા.

**દાદાશ્રી :** ઓહો ! હજી બહુ વાર થયા કરે છે ? જ્યાં સુધી આપણે પૂરા જ્ઞાનમાં ના આવીએ ત્યાં સુધી થયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** તો તપ ના હોય એવી દશામાં કેવું હોય ?

**દાદાશ્રી :** એ વીતરાગ દશા, સંપૂર્ણ તીર્થંકર ભગવાન ! અમને અમુક બાબતમાં તપ હોય, અમારે આવું નાની નાની બાબતમાં, અમને ગાળો ભાંડે કે એવું તેવું થાય તો અમને તપ ના હોય.

**પ્રશ્નકર્તા :** આપ એવું કહો છોને, અમારે નિરંતર અંતર તપ હોય.

**દાદાશ્રી :** હોય જ અમારે. અમારે નિરંતર તપ હોય. અમારું તપ કોઈ દુઃખમાંય પરિણામ ના પામે, સ્વાદમાંય પરિણામ ના પામવા દે, કોઈ સુખ પરિણામ ના પામવા દે એવું હોય. અમારું તપ ખૂબ સૂક્ષ્મમાં હોય.

**પ્રશ્નકર્તા :** પરિણામ ના પામે એટલે શું ?

**દાદાશ્રી :** વસ્તુ અમને અસર ન કરે. આ જગતની બધી વસ્તુઓ

જે છે, અમે ત્યાં આગળ એ વસ્તુઓથી છેટા જ રહીએ. સ્વાદમાંય ના પરિણામ પામીએ, દુઃખ વેદનામાંય પરિણામ ના પામીએ. દાંત દુખવાની વેદના થતી હોય, તે વેદનામાં પરિણામ ના પામીએ. એને અમે જાણીએ.

**પ્રશ્નકર્તા :** તમને કેવી બાબતનું તપ હોય, દાદા ?

**દાદાશ્રી :** હવે એ બનતાં સુધી હોતું નથી, કો'ક વખત હોય, પણ અમારે ચાર ડિગ્રી બાકી છે એટલું કરવું પડે. કો'ક વખત આવે, નહીં તો આવે નહીંને ! અમારે આવું તેવું, કંઈક ફસાયા હોય પ્લેનમાં...

શરીરથી અન્‌બેરેબલ હોય ત્યાં તપ કરવું પડે ! એ તો દાઢ દુખે તેને ખબર પડે, નહીં ?

**પ્રશ્નકર્તા :** અન્‌બેરેબલ પેઈનને બેરેબલ કરીએ એ તપ જ છેને ?

**દાદાશ્રી :** એ તપ કહેવાય. બૂમાબૂમ ના કરે, કકળાટ ના માંડે પણ શરીરને પેલું થયા કરે, તેમાં ડખલ ના હોવી જોઈએ આપણી.

તપ એટલે શું ? ગમે તેવા સંજોગોમાં, હાથ કાપતો હોય તો પોતાના સ્વરૂપનું ભાન ખસે નહીં તે તપ. તે ઘડીએ હૃદય તપી જાય, તો પણ તે ઘડીએ તપ તપવું.

## તપ, મોક્ષ તણું !

હવે તમારે તપ શું કરવાનું ? ત્યારે કહે, આ જેટલા તપ જે આંખે દેખાય છે, કાને સંભળાય છે, એ બધા તપ 'સફળ' છે. સફળ એટલે ફળવાળા છે, બીજ રૂપે છે. એટલે ફળ આપશે. માટે તારે જો છૂટવું હોય તો 'સફળ' તપ નહીં ચાલે, નિષ્ફળ તપ જોઈશે. ફળ જેનું આવે નહીં અને તપવું પડે. તે આ બધી જે તપની ક્રિયા ચાલી રહી છે જગતમાં, એમાંથી તો આવતા ભવની પુણ્યૈ બંધાઈ જાય. આ તમે જે જ્ઞાન લીધું એટલે તમારે રહેવું છે તમારા જ્ઞાનમાં જ. પણ કો'ક છે તે આવીને અડપલું કરે, 'તમે સાહેબ, આવું કેમ અમારું બગાડ્યું અને આમ ને તેમ.' એટલે તમને ગૂંચવાડો તો છે નહીં, આ જ્ઞાનથી. તમે સોલ્યુશન કરી શકો છો, પણ ચંદુભાઈને થોડું

ઘણું અસર થાય, એટલે એ પોતાનું જ મહીં પછી હૃદય તપે ચંદુભાઈનું. અને તે વખતે પહેલાં તન્મયાકાર થઈ જતા હતા, તે હવે ન થવું એ તપ. પહેલાં તો સહેજ હૃદય તપ્યું કે તન્મયાકાર. પણ આમાં તન્મયાકાર ન થવું એ તપ. એટલે આ તપ એ જ મોક્ષે લઈ જનારું છે.

એટલે ભગવાને આ તપ કરવાનું કહ્યું. ત્યારે જો આપણે કહીએ કે ભઈ, આપણે કશું બાહ્ય તપની જરૂર નથી. તો લોક સમજે કે આ ભગવાનનું તપ જ એમણે ઉડાડી મેલ્યું. ના, મૂઆ, તપ વગર મોક્ષ થાય જ નહીં. લોક અવળું સમજે ત્યારે આપણે શું કરીએ પછી ? અને એટ એ ટાઈમ એક શબ્દ નીકળે, તે નેગિટિવ ને પોઝિટિવ બન્ને ભેગું ન બતાડી શકે. કાં તો પોઝિટિવ બતાડે કાં તો નેગિટિવ બતાડે. ફરી નેગિટિવ બોલે એ વાત જુદી છે, પણ એટ એ ટાઈમ બન્ને ભાવ બતાડી શકે નહીંને ?

આપણા મહાત્માઓ લગભગ પાંચ જ ટકા તપ કરે છે. તપ તો કરવું જોઈએને ? અત્યારે તમારે સમભાવે નિકાલ કરવો પડે છે, તે ઘડીએ તપ નથી કરતાં ?

**પ્રશ્નકર્તા :** કરવું જ પડેને, દાદા.

**દાદાશ્રી :** તે નાના નાના. પણ પછી મોટાં તપ થવાં જોઈએ. આપણો છોકરો મરી જાય, કોઈકે રસ્તામાં દાગીના લૂંટી લીધા એક લાખ રૂપિયાના તોય અસર નહીં, પેટમાં પાણી ના હાલે, તે દાદાનું વિજ્ઞાન. જો બુદ્ધિના કહ્યા પ્રમાણે કર્યું, તો હતા તેના તે જ થયાને પાછાં. ત્યાં તપ કરવું. રસ્તામાં લૂંટાયા હોય તો શું કરો તમે ?

**પ્રશ્નકર્તા :** હાય હાય તો ના કરીએ, પેલું પાછું આવે કે ના આવે, એની બહુ પડી નહીં પણ મને લૂંટી ગયો એવું તો મનમાં આમ રહ્યા કરે.

**દાદાશ્રી :** એ આપણને શો ફાયદો કરે ? આપણને હેલ્પ શું કરે એ જોવાનું ને ! એ લૂંટી જતા નથી, એમનું એ લઈ જાય છે. આપણું કોઈ લઈ જાય નહીં.

**પ્રશ્નકર્તા :** તપ અંદર કેવી રીતે ઊભું થાય ? લૂંટી ગયા પછી મહીં શું કરવું ?

**દાદાશ્રી :** એ પેલું તપી જાય એટલે તપ સહન ના થાય એટલે એ પોતે બૂમાબૂમ કરે એ હઉ તપી જાય, ત્યાં જ્ઞાનથી તપ કરવાનું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનથી એડજસ્ટ થાય, પાંચ આજ્ઞાથી. પણ પેલું લૂંટી લીધા એવી બૂમો પાડ્યા જ કરે અંદરથી.

**દાદાશ્રી :** તે ઘડીએ હૃદય તપે. સહન થાય નહીં. વિચાર ઉપર વિચાર, વમળો ફૂટે બધું. તે ઘડીએ જોયા જ કરવાનું તપેલું. તે ઘડીએ મન બગડવું ના જોઈએ સામાને માટે. સહેજેય મન બગડે તો તપ જ કેમ કહેવાય ? ગમે તે સ્થિતિમાં સમતા જ રહે તો એ જ અદીઠ તપ ! બીજું શું ? બધું જ પોતાનું છે, પારકાનું છે નહીં. પારકાનું હોય તો તમારે ભોગવવું પડે એવું બને નહીં. એટલે એમાં પ્યૉર રહેવાનું. પ્યૉર થવાનું છે, ઈમ્પ્યૉરિટી ના રહેવી જોઈએ. કચરો બધો નીકળી જાયને, દાદાની પાસે તો બધું નીકળી જાય છે. દાદા બધાને ભગવાન બનાવે છે. એ તમે ફેરફાર નહીં જોયેલો !

આ બહારનાં તપ તો લોકોને દેખાય અને અંતર તપ તો આપણે એકલા જ જાણીએ. ના ગમતું હોય ત્યાં આગળ સ્થિર થવું. ના ગમતું હોય, છતાંય કોઈને હેરાન ના થાય એવી રીતે શાંતિથી રહેવું. અને લોકો તપ આવે એટલે સામા થઈ જાય. પોતાનો બચાવ કરે, આપણે બચાવ નહીં કરવાનો. બચાવવાનો ભાવ થયો એટલે એ તપનો પૂરેપૂરો લાભ લીધો નહીં. એ લાંચ લીધી આપણે.

**પ્રશ્નકર્તા :** અદીઠ તપ કરીએ, તો સમભાવે નિકાલ થઈ ગયો કહેવાયને ?

**દાદાશ્રી :** બધું નિકાલ થઈ ગયું. એમાં લાંચ લઈએ તો એ જરા બાકી રહી જાય ત્યાં, જેટલા પ્રમાણમાં લાંચ લઈએ એટલા પ્રમાણમાં બાકી રહ્યું. અને નિકાલ કરો એટલે એ ગયા. તે ઘડીએ આત્મા હલકો થયો એટલે આનંદ જ હોય. બહુ તપી જાય પછી શું કરું ? બૂમાબૂમ કરી મેલું ? પેલો કકળાટ કરેલો ? કો'કની દાઝ કો'ક ઉપર કાઢે પછી. જે ફાઈલ હોય તે ફાઈલ રૂબરૂ જ પતાવી દેવાની. બીજી ફાઈલને ને એને કનેક્શન નહીં, નહીં તો કો'કની દાઝ કોઈની ઉપર કાઢે.

'પેલા'માંથી જુદો રાખવો 'આપણે'. ભેગો થવાનો થાય, આમ તો પોતે જુદો રહે છે, પણ કો'ક કહે, 'તમે અમારું પાંચ હજારનું નુકસાન કર્યું.' એવું કહે, તે ઘડીએ ભેગો થઈ જાય. તે ઘડીએ તપ કરવાનું. તે ઘડીએ ધક્કો વાગે કે, 'મેં તો કર્યું નથી.' શાથી ધક્કો વાગે છે ? મનમાં એમ થાયને કે આણે મારી પર આરોપ મૂક્યો. એટલે પછી 'હું શુદ્ધાત્મા' રહેશે કે એ રહે ? તે વખતે તપ કરીને પછી 'હું શુદ્ધાત્મા છું' રહેવું જોઈએ.

## મનને મનોરંજન તો તપમાં ખંડન !

આપણું તપ એટલે કેવું તપ હોવું જોઈએ કે તપવું, મનને તપાવવું. એટલે મનમાં જ્યારે ટાઈમ એ થઈ ગયો ને, મન તપવા માંડ્યું એટલે મનને ખોરાક જોઈએ. તે વખતે તો એને મીઠો લાગે એવો ખોરાક ભેગો કરી આપો પછી ઘરની કંઈ વસ્તુ યાદ કરીને એને મહીં મનમાં ઘાલી દો કે બીજું ઘાલી દો, તો એ તપ ના કહેવાય. તપ તો તે ઘડીએ આત્મામાં જોડી દઈએ, આત્માનો શુદ્ધ ઉપયોગ કરીએ, તો તપ કહેવાય.

આ છોકરાંઓને હું પૂછું, 'અલ્યા, મહીં ઉપાધિ-ચિંતા થાય ત્યારે શું કરો ?' ત્યારે કહે, 'વખત કાઢી નાંખીએ સિનેમા-બિનેમામાં જઈને.' એટલે વટાઈ ખાય. જ્યારે તપ કરવાનો વખત આવ્યો ત્યારે સિનેમામાં જઈને મોજ કરી આવે. એટલે સોની નોટ બે રૂપિયામાં આપી દીધી. આપણે તો સોની નોટ હજારની થાય એવું કરવું જોઈએ. એટલે એવું થાય તે ઘડીએ એ બેઠેલા બધાની અંદર શુદ્ધાત્મા જોવા. બીજું જોવું, ત્રીજુ જોવું અગર તો આપણા ઘરના સગાવહાલાના પ્રતિક્રમણ કરવાં. આપણા આજુબાજુના સગાવહાલા બધા યાદ કરીને, સગાવહાલાના તો બધા ડખા થયેલા જ હોય કે ? તે બધાંના, પાડોશીના ફલાણું જુઓ, ત્રીજું જુઓ, ચોથું ઘર, પાંચમું ઘર, આ બાજુનાં ઘરો. નવરાશમાં બધાના પ્રતિક્રમણ કરીએ. એવું બધું ગોઠવી દેવું. બધું સાફ કર્યું કે ચોખ્ખું. તમારે તો કરવું પડશે. કોઈ કરવા લાગશે નહીં ને ? આમ કંઈ બીજા કરવા લાગે ? ત્યારે વાઈફ કરવા લાગે ? એ એમનું કરે કે તમારું કરે ? એટલે આવું તેવું ગોઠવવું પડે, ત્યારે તપ કહેવાય. તપ એટલે મનને ગમતી વસ્તુ નહીં આપવી, બીજે રસ્તે ચડાવી દેવું. મનને ગમતી વસ્તુ આપી દઉં છું ને ?

**પ્રશ્નકર્તા :** કોક જ વાર આપી દેવું પડે.

**દાદાશ્રી :** એ ઠીક વાત છે. કો'કવાર તો વાંધો નહીં. નહીં તો તપ મળે નહીંને આવું. તે તમે ત્યાં આગળ કહો છો, ત્યાં હોટલમાં લઈ જઈને મનને આનંદ કરાવો, એ ચાલે નહીં.

## અવળું-સવળું એ જ પૌદ્ગલિક ભાવ !

**પ્રશ્નકર્તા :** અવળા સંયોગોમાં ચેતનભાવ પૌદ્ગલિક ભાવને પામે છે. પછી જાગૃતિ આવે છે કે પૌદ્ગલિક ભાવ પામ્યા તો ત્યાં જાગૃતિ માટે શું કરવું ?

**દાદાશ્રી :** એવું છેને, શુદ્ધાત્મા અને સંયોગો, બે જ છે. એમાં કોઈ અવળોય નથી ને સવળોય નથી. સંયોગ આપણે એને અવળો કહીએ ત્યારે અવળો થાય ને સવળો કહીએ ત્યારે સવળો થાય. કડવું ને મીઠું બે તો રહેવાનું જ, પણ આ કડવું કહે તો કડવું લાગે. ઈફેક્ટ થાય ત્યારે. કડવું-મીઠું તો રહેવાનુંને ? સૌ સૌનો સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** એટલે અવળું કે સવળું એ જો દેખ્યું તો તે પૌદ્ગલિક ભાવ આવી ગયો.

**દાદાશ્રી :** અવળું-સવળું એ જ પૌદ્ગલિક ભાવ. અવળું છે જ નહીં. આ દેખાય છે તે જ હજુ કચાશ છે. સંયોગો છે અને પાછાં વિયોગી સ્વભાવવાળા છે. કોઈ કહેશે કે, સાહેબ, અહીં દેવતા પડ્યો અને આ બાજુ બરફ પડ્યો. બેઉમાં ફેર નથી ? ત્યારે કહે, ફેર ખરો, બેઉ સંયોગો જ છે. પણ અવળા-સવળા કોઈ છે જ નહીં અને પાછાં વિયોગી સ્વભાવના છે. બરફ અહીં પડ્યો હોયને, તો કોઈ ખસેડી ના નાખે. અહીં દેવતા પડ્યો હોય તો હું ના ખસેડું તો બીજા ખસેડી નાખે. એટલે એ સંયોગો એમની જગ્યા ખાલી કરવા આવેલા છે. તો પછી તમારે ધીરજ તો પકડવી પડેને, તપ કરવાનું ભગવાને કહ્યું છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર્ય અને તપ. એ અવળો નથી, તમારે તપ કરવામાં કચાશ છે. ચાર પાયા તો કરવાં જ પડે ને ? ત્રણ પાયાનો ખાટલો હોય તો એક બાજુ પડી જ જાય ને ! ચાર પાયાનો ખાટલો જોઈએ.

તેથી લખ્યુંને કે, દાદા અદીઠ તપ કરે છે. અદીઠ તપ એ છેલ્લું તપ કહેલું છે. અમે છેલ્લું તપ કર્યા કરીએ. આત્મા ને અનાત્માના બેના સાંધા વચ્ચે, અનાત્મા ભણી જાય જ નહીં. ફોરેન ડિપાર્ટમેન્ટમાં જાય જ નહીં, હોમ ડિપાર્ટમેન્ટમાં જ રહે. ત્યાં તપ રાખવાનું, એ અદીઠ તપ. તે તમારે આ તપમાંથી તપતાં તપતાં પછી આગળ અદીઠ તપ સુધી આવે.

## આશ્વાસન લેવાથી તપમાં કચાશ !

**પ્રશ્નકર્તા :** પણ કોઈ વખત એવુંય બને કે બહુ ભારે કર્મનો ઉદય આવે અને સહન ના થાય ત્યારે આપણે આપણી બીજા નંબરની ફાઈલને વાત કરીએ, જેથી કરીને આપણને આશ્વાસન જેવું મળે. તો એ કરવાથી આપણી કંઈ કચાશ રહી જાય ખરી ભોગવવામાં ?

**દાદાશ્રી :** તે આ બીજાનું આશ્વાસન લઈએ તો કાચું જ રહી જાયને ! આ હું દાઝયો તો પેલો દાઝયા પર જરા પાણી ચોપડી આપે. એ તો પૂરું જ ભોગવી લેવું પડે. છતાં પણ સહન ના થાય તો કહી દેવું.

**પ્રશ્નકર્તા :** સહન ના થાય એટલે આપણે આ વાત કરીએ. આશ્વાસન લઈએ તો એ બોલી જવાય છે, તો એ ટેપરેકર્ડ નહીં ?

**દાદાશ્રી :** ટેપરેકર્ડ ખરી જ ને ! તે ઉપાય ખોળ્યો ને ! સહન થતું હોય તો નથી કહેતા ને ! સહન નથી થતું માટે કહે છે. તે ઉપાય ખોળ્યો !

અમને તો ત્રણ ડિગ્રી તાવ હોય ત્યાં વડોદરામાં તોય હીરાબાને કોઈ દહાડો ખબર નથી આપી કે તાવ આવ્યો છે. એ આશ્વાસનનો શું ફાયદો ? હીરાબા તો ઝટ 'આમ લઈ આવું ને તેમ લઈ આવું ને ફલાણું લાવું' કરી મૂકે. ઊલટાં લોકોને કહે. લોકો જોવા આવે ને બહાર મારે ઉપાધિ થઈ પડે. એના કરતાં 'એક નન્નો સો દુઃખને હણે'. લોકોથી કશું થાય નહીં, ભાઈ. વગર કામની ઉપાધિ ! પાછો જોવા આવ્યો હોય, તે આપણે 'આવો' કહેવાનું, જોડે બેસવું પડે. અરે મૂઆ, તે આ પાછી ડખલ ક્યાં ઊભી કરી ? જોવાવાળો જાણે કે હું ના જઉં તો એમને ખરાબ લાગશે. હું જાણું કે અત્યારે આ ક્યાં આવ્યો ? કેમ છે ને બધું પૂછવું પડેને,

વગર કામનું. નહીં તો એની મેળે આપણે તો બેસી રહીએ. હીરાબા કહે, ‘તમને તાવ છે ?’ તો હું કહું, ‘ના બા. જરાય તાવ નથી.’

**પ્રશ્નકર્તા :** ધારો કે આમ હાથ લગાડે ને કહે કે તાવ આવ્યો છે, પછી શું કરવાનું ?

**દાદાશ્રી :** તો આપણે કહીએ કે, ‘આ આવ્યો છે, તે હમણાં ઊતરી જશે. અને બહાર હમણાં આ વાત કરવા જેવી નથી.’ ત્યારે કહે, ‘સારું ત્યારે.’ નહીં તો અમુકનો ઉકાળો કરી લાવો એટલે ઉતરી જશે. તેનો વાંધો નહીં. પણ બહુ એની જાહેરાત કરીને શું કરવાનું ? અને લોક જે આવે એ કોઈ લઈ લે દુઃખ ? પણ આ જેને તમે વાત કરો, એ દુઃખ લઈ લે ?! આ બધા મહાત્માઓ, એમાં કોઈ મને કહે કે, ‘દાદા, આવું થયું ને મને તેવું થયું.’ તે હું કહું, ‘કશો વાંધો નહીં, હું છુંને.’ તે કંઈ હું લઈ લેવાનો છું એમાંથી ? પણ આશ્વાસન રહે માણસને !

## સત્સંગના અંતરાયે તપ !

**પ્રશ્નકર્તા :** સત્સંગમાં આવવાનો સંયોગ ભેગો ના થાય તો એ વખતે તપ કરવાનુંને ?

**દાદાશ્રી :** ત્યારે તપ કરવાનું. ઘરના માણસો આંતરે એ વખતે તપ કરવાનું. આંતરે તે આપણા અંતરાયો હોય તેથી. તો તે ઘડીએ કોઈ પણ જાતનું ઊંધું-ચત્તું નહીં કરવાનું, તે ઘડીએ તપ કરવાનું.

**પ્રશ્નકર્તા :** કોઈના પ્રત્યે એવો વિચાર ના આવવો જોઈએ કે આ લોકો મને કેમ ના પાડે છે ?!

**દાદાશ્રી :** એવું બધું કશું નહીં, ઊંધું કર્યા સિવાય તપ જ કરવાનું. એ તો નિમિત્ત છે બિચારાં.

## ફેર છે તપ ને આર્તધ્યાનમાં !

**પ્રશ્નકર્તા :** મન પેલું કૂદાકૂદ કરતું હોય તો જ્ઞાને કરીને તપાવે, તો એ આર્તધ્યાનમાં કોઈ વખત જાય, એવું બને ?

**દાદાશ્રી :** ના, આર્તધ્યાન એને કહેવાય જ નહીં ને ! તપ કહેવાય એ તો. આર્તધ્યાનમાં જાય જ નહીં ને ! આર્તધ્યાન તો કરનારો જોઈએ, હુંપણું જોઈએને !

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે મોક્ષે જવા એવું તપ કરવું જરૂરી છે ?

**દાદાશ્રી :** ના, એ તો એની મેળે હોય જ. જરૂર નહીં, હોય જ. એ ના હોય, તો છૂટે જ નહીંને ! જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ, ચોથો પાયો હોય જ અને ના કરે તો પાછો પડે, તો ફરી પાછું એનું એ રહે.

## દાદાએ કર્યાં આવાં તપ !

અમે ઉપવાસ કરીને પેટ ના બાળીએ. મહીં છે તપ એ જ કરવા દેને ! વળી પાછું પેટ બાળીને શું કામ છે તે ? અહીં સૂઈ જઈએ રાત્રે, ત્યારે જે તપ આવે, એ જ તપવાના બધાં, એ ઓછાં છે કંઈ ?

**પ્રશ્નકર્તા :** એ શું આવે ? એ કયા આવે ?

**દાદાશ્રી :** બહુ જાતનાં તપ આવે. ઊધરસ આવે તો ઊંઘ ના આવે. ફલાણું થાય તો ધોળે દહાડેય ઊંઘ ના આવે.

**પ્રશ્નકર્તા :** એમાં કેવી રીતે તપ કરો ?

**દાદાશ્રી :** બસ, એ પાછાં આપણા જ્ઞાનમાં રહીએ, જે છે તે. 'કશું બન્યું જ નથી' એવું ! તમે બધા નિદિધ્યાસનમાં રહો, અમે જ્ઞાનમાં રહીએ. અમે કોના નિદિધ્યાસનમાં રહીએ ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાનમાં એટલે કેવી રીતે ?

**દાદાશ્રી :** અમારું જ્ઞાન જુદું હોય ને તમારું જ્ઞાન જુદું હોય. અમારું છે તે સ્પષ્ટ વેદન હોય. એટલે નિરાલંબ હોય. તમારું અસ્પષ્ટ વેદન હોય એટલે તમારું અવલંબનવાળું હોય, શબ્દનું અવલંબન કે 'શુદ્ધાત્મા છું' અને અમારું જુદું, એની ક્યાં વાત થાય ?

**પ્રશ્નકર્તા :** સ્પષ્ટ વેદન ને અસ્પષ્ટ વેદન એ જરા સ્પષ્ટ રીતે સમજાવો.

**દાદાશ્રી :** આ તમે પગે અડ્યા છો, તે મને પગે અડેલા દેખાય એ સ્પષ્ટ. અને પેલાને મનમાં એમ રહે કે, 'શું થયું હશે આ, કોણ અડતું હશે ?' આ અસ્પષ્ટ. એ તો તમને આપેલું છેને ? એ કંઈ તમારું કમાયેલું છે ? ધીમે ધીમે કમાણી ભેગી કરવાની છે. જાતે કમાયેલા નહીંને ! જાતે કમાયેલો હોય, તેને છે તે પ્રાપ્ત તપ ભોગવતાં આવડે. કારણ કે એ રસ્તેસર આવ્યો હોય. અમે રસ્તેસર ગયેલા.

આ કાગળ આવ્યા છેને, દાદા તમને ગોળીએ મારીશ. તો અમને કેવું તપ કરવું પડે ?! અમારે આમ અનુભવ દશાને, તેથી તપેય ના કરવું પડે. એવું એ બિચારા અણસમજણથી લખે છેને ! એ બિચારો કહે છે, 'મારી પાસે સત્તા હોય તો હું તમને ગેટ આઉટ કરું'. એ સત્તાવાળાય કોઈ નીકળે, કોઈ ના નીકળે, એવાં ઓછા છે કંઈ ?!

**પ્રશ્નકર્તા :** પણ આવી જાતનો કાગળ આ પહેલો આવ્યો છે !

**દાદાશ્રી :** હા, પહેલો આવ્યો. ઈનામ છેને, આ તો કો'ક ફેરો ઈનામ આવું મળે.

**પ્રશ્નકર્તા :** આ ઈનામ મળ્યું, તપ આવ્યું, આ બધા શબ્દો જ એટલા બધા સરસ હોય છેને, 'આ ઈનામ મળ્યું' એવું પેલું હાજર થાયને, તો પેલો પ્રોબ્લેમ જ ના રહે !

**દાદાશ્રી :** આવું તો અમે ખોળીએ પણ કોઈ કહે જ નહીંને ! અમે કહીએ કે અમે કોઈને દસ હજાર આપીએ તોય ના કહે. કહેશે, 'મારી શી દશા થાય ?' રૂપિયા આપીએ તોય કામ કરે નહીં. એવું આ એમ ને એમ કરે છે, તો ઈનામ કહેવાયને ?

**પ્રશ્નકર્તા :** 'ઈનામ આવ્યું' આવાં શબ્દો જે છેને, આ એક જ શબ્દ હાજર રહેને, તો બહુ સરસ સમાધાન રહે.

**દાદાશ્રી :** તમે પાસ થયા નથી, પાસ કર્યા છે. થયા હોત તો આવડત. આટલું જે છે એ જ ઘણું છે. પણ હવે ભાવના કરો તો થશે એવું, હજુય ભાવના કરોને, પ્રતિક્રમણ કરતાં જાવ, ભાવના કરતાં જાવ.

પણ 'નથી થતું' એમ બોલ્યો કે બગડ્યું. 'નથી થતું' બોલવું તો વિવેકપૂર્વક બોલવું કે 'આ ચંદુભાઈને ઘણુંય કહું છું, પણ એને થતું નથી'.

**પ્રશ્નકર્તા :** ત્યાંય જ્ઞાનમાં રહીને ઉપયોગપૂર્વક બોલવાનું ?

**દાદાશ્રી :** હા, એટલે પછી આપણને અસર ના કરે. આ તો 'નથી થતું', એની અસર પડે. પછી તે રૂપ થઈ જાય આત્મા, જેવો ચિંતવે તેવો થઈ જાય !

## નથી તપ વ્યવસ્થિતમાં !

**પ્રશ્નકર્તા :** આ તપમાં ભાવના ક્યાં કરવાની ? આ તો ઓટોમેટિક થઈ જાયને ?

**દાદાશ્રી :** ઓટોમેટિક થતું હશે ? તપ તો કરવાનું છે. પુરુષાર્થ કરવાનો છે. ઓટોમેટિક એ થતું હશે ? ડિસ્ચાર્જ છે એ વસ્તુ ?! કેવા માણસો છો ? આવું ખોળો છો ? પુરુષાર્થ છે એ તો. આ તો પુરુષ થયા તેનો પુરુષાર્થ, આ તો જબરજસ્ત પુરુષાર્થ છે. જો જો પુરુષ થયા પછીનો પુરુષાર્થ કયો રહ્યો ? ત્યારે જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ !

**પ્રશ્નકર્તા :** તપ વ્યવસ્થિતમાં ના આવે ?

**દાદાશ્રી :** ના. વ્યવસ્થિતમાં તપ હોતું હશે ? જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ વ્યવસ્થિતમાં ના હોય. એ પુરુષાર્થની વસ્તુ છે. વ્યવસ્થિતમાં તો પ્રારબ્ધ છે, ડિસ્ચાર્જ વસ્તુઓ !

આ ભાઈથી મોટી ભૂલ થઈ ગઈ હતી, તેથી ભૂલનો ખેદ કરતો હતો અને તપ કરતો હતો. તે પછી આણે ભઈને કહ્યું, તો આના ભઈએ કીધું કે, ડિસ્ચાર્જ છે. એટલે પછી આ તપ કરતો'તો તેય બંધ થઈ ગયું. આને ભાન નહીં, તે એણે બગાડી નાખ્યું. એક બાજુ તપ કરવાનું, એક બાજુ પ્રતિક્રમણ કરવાનું. અને આ ડિસ્ચાર્જ જોવા જ બેઠો છું ને ! પણ આ તો દુરુપયોગ કર્યો. બધું ડિસ્ચાર્જ કહે છે, તેને બહુ અસર જ નથી થતી. એવો ને એવો જ રહે છે પછી. આ જ્યાં તપ છે, ત્યાં પુરુષાર્થ કરવાનો રહી જાય છે અને પેલું વ્યવસ્થિતમાં મૂકી દે છે. 'ડિસ્ચાર્જ છે', કહેશે.

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ થાય નહીં, તો કંઈ બીજો કંઈક શોર્ટકટ બતાવી આપો.

**દાદાશ્રી :** આ શોર્ટકટ બતાવ્યોને ! શોર્ટકટ જ છે આ. પેલું ડિસ્ચાર્જ છે. આના પછી તપ છે. પુરુષાર્થ તપથી કરવાનો છે. આ દુરુપયોગ કરવાનો શબ્દ નથી. તપ કરો. શું કરીએ તો તપ કહેવાય ? મન મહીં પજવે, ત્યારે તપ કરવાનું. ડિસ્ચાર્જનો અર્થ એ છે કે તપ સહિત ડિસ્ચાર્જ હોય હંમેશાં. એમ ને એમ ડિસ્ચાર્જ કહી દીધું તો ચાલે નહીંને ! આ એવું કરવાથી તો દશા આ થઈ ગઈ, બે-ત્રણ વર્ષ નકામાં ગયેલાં.

## ચારિત્રમાં આવતાં રોકે કોણ ?

ક્રમિક માર્ગમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ અને આ અક્રમમાં દર્શન-જ્ઞાન-ચારિત્ર ને તપ. તમારું જ્ઞાન જ ક્યાં હતું ? શાસ્ત્રનું કશું જ્ઞાન ન્હોતું ને કોઈ જાતનું જ્ઞાન જ ન્હોતું અને એકદમ દર્શન થઈ ગયું. એટલે આ દર્શન, પછી જ્ઞાન, પછી ચારિત્ર ને તપ. જ્ઞાન તો લાવ્યા વગર છૂટકો જ નહીં. આ જ્ઞાન બીજાને ઉપદેશી શકો એવું હોય. કારણ કે અનુભવ-પૂર્વકનું. ને પેલાની અનુભવપૂર્વકની પ્રતીતિ હોય. ક્રમિક માર્ગમાં જ્ઞાન પ્રમાણે, જ્ઞાનના અનુભવથી પ્રતીતિ પ્રાપ્ત થાય. આપણને આ અક્રમ માર્ગમાં પ્રતીતિ પ્રમાણે અનુભવ થાય, એટલું જ્ઞાન પ્રગટ થાય.

**પ્રશ્નકર્તા :** તપ તો ચારિત્રની પહેલાં કરવું પડે છે ને ?

**દાદાશ્રી :** હા. એ તો પહેલાં જ કરવું પડે ને, ત્યારે જ ચારિત્ર ઉદય થાય ને ? આ ત્રણ પાયા ચોખ્ખા, એનું ચારિત્ર ચોખ્ખું. તપ વગર ચારિત્ર ના હોય. તમારે તપ કરવું નહીં પડ્યું હોય ? તેથી છે તે અનુભવ થયો. હવે ફરીથી એવું ના કરવું, એ અનુભવ તને ભૂલાય નહીં એવો હોય.

**પ્રશ્નકર્તા :** તપ આવ્યું ત્યારે ચારિત્ર છે, એ કઈ રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** હોય જ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** એટલે તપને જોવું એ ચારિત્રમાં ગણાય ?

**દાદાશ્રી :** એ જ ચારિત્ર. તપને જોયું-જાણ્યું એ જ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** પણ દર્શન, જ્ઞાન, ચારિત્ર ને તપ, તપને છેલ્લું કેમ મૂક્યું ?

**દાદાશ્રી :** આમાં એવું છે ને, તપ આની જોડે બેસે બિચારું, પણ જ્ઞાન-દર્શન-ચારિત્ર એની જોડે તપની શી કિંમત ? આ એક વચ્ચે જરૂરી છે. આપણું પહેલું દર્શન છે, આ તમને જ્ઞાન આપીએને, તે દર્શન આખું પૂરું થઈ ગયું. તે ઘડીએ અમુક જ્ઞાન તો થયું જ હોય, બીજું જ્ઞાનની પૂર્ણાહુતિ આ વાતોથી થાય. આમ વાતો કરીએ તેથી, સત્સંગથી અને જ્ઞાન-દર્શન બે ભેગું થયું એટલે ચારિત્ર આપોઆપ ઊભું થાય અને તપ તો મહીં થયા જ કરે, જે નથી ગમતું ત્યાં તપ કરવાનું. બીજું કંઈ ભૂખે મરવાનું નથી !

ચાર પાયા જોઈશે, જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ. જ્યાં જ્યાં જે જરૂરિયાત છે તે જોઈશે. જે તમને દર્શન-પ્રતીતિ થયેલી છે. જે પ્રતીતિ થયેલી તે અનુભવમાં આવવું, એનું નામ જ્ઞાન થયું કહેવાય. અને જ્ઞાન થયેલું હોય ને પ્રતીતિ થઈ'તી એ બે ભેગા થાય એટલે ચારિત્ર ફળ આપે. પણ વચ્ચે ચારિત્રમાં આવતા રોકે કોણ ? પેલું તપ નથી કરતો તેથી ! તપ કરે એટલે ચારિત્રમાં આવે.

## અક્રમમાં તપ, અંદર !

આ ચાર પાયા જેના પૂરા થયા, એને બધું જ પૂરું થઈ ગયું છે. અહીં બહાર તમે ગમે એવા અત્તરો ઘાલ-ઘાલ કરો મને વાંધો એનો નથી, અંદરનું તપ જોઈએ આપણે. બહારના તપથી સંસાર, ભૌતિક ફળ મળે છે અને આંતરિક તપથી મોક્ષ. તે આંતરિક તપની જરૂર છે, બહાર તપવાનું નથી. આખા જગતે બાહ્ય તપને જ ખોળ ખોળ કર્યું છે.

અક્રમ એટલે અંદર તપ અને ક્રમિક એટલે બાહ્ય તપ. દળેલું હોય તેને ફરી દળવું, એનું નામ બાહ્ય તપ. ગયા અવતારે દળેલું અને અત્યારે કહે છે, હું દળું છું, એ ક્રમિક તપ કહેવાય. એનું ફળ આ સંસાર ફળ

આવે. આખું જગત એમાં જ ફસાયું છે બધું ને તેમાં ઊંડા ઊતર ઊતર જ કર્યા કરે છે. કોઈ દહાડો એ પાર પામતું નથી અને દેહાધ્યાસ જતો નથી, ક્રોધ-માન-માયા-લોભની નબળાઈ જતી નથી, મતભેદ ઓછો થતો નથી, ચિંતા તો બંધ થયેલી જોઈ જ નથી એમણે. તમારે ચિંતા બંધ થઈ ગઈ કે નહીં થઈ ગઈ ?

**પ્રશ્નકર્તા :** બંધ થઈ ગઈ.

**દાદાશ્રી :** થઈ ગયું ત્યારે ! ચિંતા બંધ થઈ ગઈ, એનો મોક્ષ નજીકમાં જ છે. આ તપ કોણ કરી શકે, અંતર તપ ? બહારના તપ તો બાવાઓ બધાંય કરે. અંતર તપ તો ભગવાન મહાવીર કરતા'તા અને એમના અગિયાર ગણધરો કરતા'તા. આ તપ તો જે કરે છે ને લોકો દેખે એવાં, એ તો એને પુણ્ય બંધાય. પેલું લોક દેખે નહીં. અદીઠ તપ લખ્યું છેને, દાદાનું અદીઠ તપ, તે ફોરેનમાં ન્યુયોર્કના એરપોર્ટ ઉપર દાદા ઉતરે, તે ગરમ કોટ પહેરીને ઉતરે પણ મહીં તપ કરતા હોય, અદીઠ તપ !

## માંગીએ તપ કે સુખ ?

**પ્રશ્નકર્તા :** આપણી જે ચરણવિધિની ચોપડી છે, એમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર અને સુખ એવું લખ્યું છે !

**દાદાશ્રી :** દર્શન થયા પછી તપ એ જ પુરુષાર્થ. એનું ફળ શું ? ત્યારે કહે, ચારિત્ર અને સુખ ! પહેલું તપ, પુરુષાર્થમાં.

**પ્રશ્નકર્તા :** તપ એ પુરુષાર્થ અને સુખ એ ફળ. પણ આપે આ ચરણવિધિમાં એમ કેમ લખ્યું છે જ્ઞાન-દર્શન-ચારિત્ર અને સુખ એમ લખેલું છે, તપ નથી લખ્યું ?

**દાદાશ્રી :** એ બરાબર છે, તપનું ફળ છે સુખ એ બધું. કારણ કે જ્ઞાન-દર્શનનું જ ફળ છે એ સુખ, પણ પહેલું તપ જોઈએ, એ ચોથો પાયો છે, પુરુષાર્થનો. અને એ આપણે ભાવના કરીએ છીએ, માંગણી કરીએ છીએ. તમને જે રિઝલ્ટ છે એ રિઝલ્ટ મને હો. જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ, ચાર પાયા. એટલે એ જ્ઞાન-દર્શન બે હોય, તોય કહે છે કે ચારિત્ર

નહીં આવે. ત્યારે કહે, ચારિત્ર્ય ક્યારે આવશે ? જેટલું તપ કરશો એટલું ચારિત્ર્ય આવશે. જેટલો બોજો ઓછો થયો એટલું ચારિત્ર્ય. દર્શન તો આવ્યું ત્યારથી જ છે, હવે જ્ઞાન જેમ અનુભવ થતો જાય, તેમ હવે ચારિત્ર્ય મહીં આવતું જશે. એ તપ જેટલું કરો એટલું ચારિત્ર્ય ઉત્પન્ન થાય !

ચારિત્રમાં આવે ક્યારે ? તપ થાય તો. તપ થવું એ ભાગ ચારિત્રમાં ગયો. જેટલામાં તપ થયું, એનું નામ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** દાદા, ચારિત્ર જે પરિણમે છે એ તપની સાથે જ પરિણમે છેને ? સાથે ને સાથે જ હોય છેને ?

**દાદાશ્રી :** હવે તપ પૂરું થયા પછી જ ચારિત્ર હોય. જ્યારે જ્યારે ચારિત્ર હોય ત્યારે તપ પૂરું થઈ ગયું. તપ આવે ને તપ ના થાય તો ચારિત્રને બહારેય મૂકી દે.

**પ્રશ્નકર્તા :** અંતર તપ પણ પછી બંધ થઈ જાય, એવી દશા આવે ખરી ?

**દાદાશ્રી :** અંતર તપ બંધ થાય ત્યારે ચારિત્રમોહ પૂરું થયું હોય. જ્યાં સુધી ચારિત્રમોહ છે ત્યાં સુધી એ તપ છે.

**પ્રશ્નકર્તા :** એટલે જ્યાં સુધી ચારિત્રમોહ હોય ત્યાં સુધી તપ હોય જ.

**દાદાશ્રી :** હા. તપ હોય જ. જેટલો ચારિત્રમોહ ગયો, મોહ ક્ષય થયો એટલે પછી ક્ષીણમોહ થયો.

**પ્રશ્નકર્તા :** ચારિત્રમોહ પૂરો થાય, અંતર તપ પૂરું થાય ને પછી કેવળજ્ઞાન થાય ?

**દાદાશ્રી :** એ પછી કેવળજ્ઞાન થાય. ત્યાં સુધી એને ક્ષીણમોહ કહેવાય છે. પછી કેવળજ્ઞાન થોડા કાળ પછી થાય.

## સમભાવે નિકાલ કરતાં થાય તપ !

**પ્રશ્નકર્તા :** પણ તપમાંય આનંદ હોઈ શકે કે નહીં ?

**દાદાશ્રી :** તપમાં હંમેશાં એક બાજુ દુઃખ લે અને તપના જ્ઞાતા-

દ્રષ્ટાનો આનંદ હોય. તપમાં તપે ખરું પાછું પણ આનંદ હોય. આ ચંદુભાઈનું કો'કે એમની ઓફિસમાં આવીને અપમાન કર્યું કે 'તમને ધંધો કરતાં નથી આવડતું ને તમે અમને હેરાન કરી નાખ્યા.' આવી રીતે એમ તેમ કંઈક ગમે તે શબ્દ બોલ્યો. એટલે તરત જ્ઞાન ઉપર આપણી દ્રષ્ટિ આવે કે આ આપણું જ્ઞાન શું કહે છે ? ત્યારે કહે, 'આ ફાઈલનો સમભાવે નિકાલ કરો.' એવું થાયને ? હવે પણ પેલો બોલ્યો, તે આ શરીરમાં જે મન ને એ બધું રહ્યું છે તે પકડી લેને તરત, અંતઃકરણ પકડી લે તરત. અને એનો સામો જવાબ આપવા માટે, હિંસક જવાબ આપવા માટે મહીં બધું લાલ લાલ થઈ જાય. પણ તે ઘડીએ આ જવાબ આપે નહીં ને નક્કી જ રાખે કે સમભાવે નિકાલ કરવો છે. એટલે એ 'ઓહોહો, અંદર લાલ લાલ લાલ થઈ ગયું છે', એ જુએ તે ઘડીએ આ આત્મા ક્લિયર થઈ ગયો. જે તપને જુએ છે એ ક્લિયર આત્મા. એ લાલ લાલ જુએ પછી એને ટાઢું પડી જાય. હંમેશાં કોઈ પણ સંયોગ જામ્યો તે લાલનો હોય કે ઠંડકનો હોય ત્યારે જ એ વિયોગી સ્વભાવનું હોય છે. એ ઊભરો થોડીવાર પછી બેસી જાય. પણ એક વખત તો બહુ જ તપે. એને પછી એમ આ અભ્યાસથી જોઈએ, ત્યારે આનંદ થઈ જાય છે, પણ તપ તો જતું જ નથી. તપ તો પેલું રહે છે જ.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે એનો સમભાવે નિકાલ કરવો અને એક વખત આપે શિખવાડ્યું'તું કે આપણું જ પાછું આવ્યું.

**દાદાશ્રી :** એ સમભાવે નિકાલ કરવાનું કેમ કહ્યું ? કારણ કે એ પાછું આવ્યું. એટલે એનો સમભાવે નિકાલ કરવાનો. એને અનુલક્ષીને હોય છે બધા. એક એક વાક્યને અનુસંધાનમાં હોય છે !

## જ્ઞાનીનું તપ !

સ્થૂળમાં તપવાનું તો અમારે કોઈ દા'ડો બને જ નહીં. મહીં તપવાનું હોય જ નહીંને ! તપે જ નહીં કશું. નિરંતર સૂક્ષ્મમાં તપ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે ચારિત્રમાં આવી ગયું છે માટે ?

**દાદાશ્રી :** ચારિત્રમાં આવી ગયેલું છે તેથી. એ વાત ચારિત્રની

જાણી શકતાં છતાં પણ ચારિત્ર કોઈ કારણથી રહેતું નથી, જેવું જોઈએ એવું. ચારિત્રવાળા બોલે નહીં આ બધું.

**પ્રશ્નકર્તા :** શું બોલે નહીં ?

**દાદાશ્રી :** ભગવાન બોલતા'તાને, તે આ હું બોલું છું પણ ભગવાન મહીં ડખલ ન્હોતા કરતા, હું ડખલ કરું છું. એટલે એટલું ચારિત્ર ડખલવાળું કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો એ વખતે તપ હોય ?

**દાદાશ્રી :** ના, તપની જરૂર નહીં ! તપ તો કોઈ થયેલું જ નહીં. તપ થાય ત્યારે તો મોઢું બગડી જાય, બળ્યું. તપનું તો ટેન્શન રહે.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ને કે સ્વ અને પર - બે જોઈન્ટ ના થાય એવું અમારું તપ વર્ત્યા કરતું હોય.

**દાદાશ્રી :** એ તો અમારું જ્ઞાન જ વર્ત્યા કરતું હોય. તપ પૂરું થઈ ગયું હોય. એ બે જોઈન્ટ ક્યારેય પણ થાય નહીં. આ પ્રતીતિ ને આ અનુભવ બે ફરે નહીં એવું અમારું ચારિત્ર હોય. અંદર જ તપ તો બિલકુલેય રહ્યું નહીં પછી.

## છોકરો, આપણો કે તપનાં કારણો ?

**પ્રશ્નકર્તા :** પણ કોઈને એકદમ એવું તપ તપવાનું ના આવતું હોય તો ? જેટલું ભાગે આવે, તેટલું જ ને !

**દાદાશ્રી :** એ તો આવશે ને પણ. અત્યારે ના આવતું હોય તો પછી આવવાનું. અત્યારે કંઈ એવી વ્યવસ્થા ના આવી તેથી કરીને કંઈ એ વ્યવસ્થા કાયમ ઓછી જતી રહે બધી !

**પ્રશ્નકર્તા :** એટલે બધાંને એવી વ્યવસ્થા આવે જ ?

**દાદાશ્રી :** આવે જ. હોય તો આવે, ના હોય તો નાય આવે. કાલે સવારે છોકરો સામો થયો તે ઘડીએ ? હવે કોણ સામો નહીં થાય, શું

કહેવાય ? અહીં કોઈ પોતાનું છે નહીં, આ તો સામો થશે એવું થયું, નહીં મારશે હજુ તો. કળિયુગનો માલ છે આ તો. માને મારે, બાપને મારે, બધાને મારે, તે ઘડીએ તપ કરવું ના પડે કે ? માટે 'બી કેરફૂલ', તપ કરવાને માટે.

તપ એટલે શું ? ગમે તેવું થઈ ગયું, છોકરું મરી ગયું પછી મહીં મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર કૂદાકૂદ કરે, લોકો હઉ કહે કહે કરે કે આ વારસો કોણ ખાશે, ફલાણું કોણ ખાશે, નામ શું રહેશે ? આ બધામાં તપ કર્યા કરવાનું. આ દુનિયાદારીની ચીજ માટે શા હારુ હાયવોય, હાયવોય કરવાની ? છોકરા ને છોકરી, રાંડ્યો કે ના રાંડ્યો ? મરી ગયો તો ગયો. અનંત અવતારથી કોના છોકરા હતા ? કિસકા લડકા થા ? દેહ જ કિસકા ? પહેલેથી પ્લસ-માઈનસ કરીને બેઠા હોય તો ભાંજગડ મટી જાયને ! ખરું કે ખોટું ? પછી ચોપડામાં કંઈ છેતરાવાનું રહ્યું નહીંને ! હું તો પહેલેથી પ્લસ-માઈનસ કરીને બેઠેલો. સેફસાઈડ હોવી જોઈએને ! છોકરો મરી ગયો ત્યારે પછી તરત દાદાનું જ્ઞાન હાજર ! આવું તપ તો લોકોને યાદેય ના આવે, તે ઘડીએ કકળાટમાં રહે. દુનિયાદારીની ચીજ એવી છે કે આત્મઐશ્વર્ય પ્રગટ કરે એવી છે ! પણ આ તો આત્મઐશ્વર્ય લઈ લીધું ઊલટું.

અને છોકરા એ તો માંગતા લેણા છે. એ કંઈ તમારાં છોકરાં છે ! એક ફેરો ટૈડકાવજો એક કલાક, કલાક જ ટૈડકાવી જુઓ જોઈએ. બધી કાઢજો ખબર ! અમથા વગર કામના હાયવોય હાયવોય કરે. ખઈ-પીને મોજ કરો. દાદાએ ઐશ્વર્ય આપ્યું છે. હાયવોય શી આટલી બધી ?! તપ કરો, તપ કરો, તપ કરો !

## શૂરવીર ઝડપે તપનું બીડું !

તપની વાત જ આજે નીકળીને, તે આ તપ પકડી લો એકવાર. તપનો પુરુષાર્થ માંડો. મહાવીર ભગવાને આ તપ કહ્યું છે. મેં કહ્યું તેને, ત્યારે લોકો સમજે છે કે બહારના તપ કર્યા વગર મોક્ષે શી રીતે જવાય ? તે આ ન્હોય તપ. આ તપ તો સંસારમાં ભટકવાનું સાધન છે.

તપ કરવાની ભાવના થાય છે કોઈને ? આંગળી ઊંચી કરો, શૂરવીર દેખાય છે. કંઈ શૂરવીરતા રાખો. આ ફરી ફરી તાલ મળવાનો નથી. ફરી આ દર્શન મળવાનાં નથી. આ દાદો ફરી ભેગો થવાનો નથી !

**પ્રશ્નકર્તા :** 'આવો દાદો હવે પછી ભેટવાનો નથી', તો એમાં અમારે શું સમજવું ?

**દાદાશ્રી :** ફરી નહીં મળે એટલે આ મળ્યા છે, તેની પાસેથી જેટલું શીખવું હોય એટલું કામ કાઢી લો. ફરી નહીં શીખવાડે કોઈ આવું એક આંકડોય, કોણ આવો નવરો હોય તે ?! કોણ નવરું હોય આવું ?! આવું તપ કરાવનારું કોણ હોય તે ?!

આ તો તપની વાતો તો બહુ કાઢીએ નહીં. માણસનું ગજુ નહીં. નહીં તો પછી આ કો'ક ફેરો કહીએ ત્યારે. માણસનું ગજુ શું આ ! આ તો શાક બગડી ગયું હોય તો આખો દા'ડો કચકચ કર્યા કરે. સમભાવે નિકાલ એટલે શું ? તપ કરવું. સામું ઐશ્વર્ય કેટલું બધું મોટું પ્રગટ થાય છે. એક મોટું સામ્રાજ્ય મળે છે ! જેટલું આ બાજુ જવા દો છો, એટલું જ સામ્રાજ્ય મળે છે. અને શું જવા દેવાનું છે આ આમાં ? હતું જ નહીં તમારું કંઈ ! હમણાં મરી જશો ટૈડ થઈને, તો ત્યાં મૂકી આવશે સડસડાટ, ચાર નારિયેળ બાંધીને, કોઈ બાપોય પૂછનાર નથી. તો કામ કાઢી લેજે. આ દેહે કામ કાઢવા જેવી જગ્યા મળી છે. તો આ કામ કાઢી લોને ! તમારે નથી કાઢવું ?! તો ઊભા થઈને બોલો, શૂરાતનમાં બોલોને, શું આમ બોલો છો ! કાઢવું છે કે નથી કાઢવું ?

**પ્રશ્નકર્તા :** કામ કાઢવું છે, દાદા.

**દાદાશ્રી :** હા, તો કામ કાઢી લો હવે. નકામા ટૈડ થઈને મરી જવાનું. કોઈ બાપોય જોવાય ના આવે. અરે, જોઈને આવીને દેહ જોવાનો છે. આત્માને કંઈ જોવાનો છે ? નકામી હાય હાય હાય ! અનંત અવતારથી ભિખારીપણું કર્યું'તું ને આપણે આપણી દુનિયામાં. જ્ઞાન ના હોય તેને ના કહેવાય, અક્ષરેય ના કહેવાય. એ જ એમનું સર્વસ્વ. આ તો જ્ઞાન છે તેને જ કહેવાય અને તે જ તપ કરી શકે, બીજો કોઈ કરે નહીંને !

## તપથી પ્રગટે આત્મઐશ્વર્ય !

**પ્રશ્નકર્તા :** દાદા, તે અદીઠ તપ કરીએ, તે કર્તાપદમાં નહીં જાય ?

**દાદાશ્રી :** ના, અદીઠ તપ એટલે આત્માનું જ તપ, પુરુષનો પુરુષાર્થ. દાક્તરે કહ્યું હોય કે હવે બે દા'ડા ટકે એવો નથી અને પેલો ટકે એવો હોય, એના મનમાં એમ થાય કે વળી આ હારુ શું થશે ? તે મહીં ઘાલમેલ ઘાલમેલ કર્યા કરે, એ ઘડીએ તપ કરવાનું. મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર બધાં કૂદાકૂદ કરે, તે જોયા કરવાનું. આપણી વાત છે કે બીજી ચીજની છે ? હા, તો ટકવાની. તો એ જશે તો જશે પણ તપ કર્યા કરવાનું આપણે. આપણી વસ્તુઓ પ્રગટ થાય છે. ઊલટું ઐશ્વર્ય પ્રગટ થાય છે. કેવું ઐશ્વર્ય પ્રગટ થાય ? એક ફેરો તપ કરવાથી તો કેટલું બધું ઐશ્વર્ય પ્રગટ થાય. આખું ઘર બળતું હોય, એકનું એક ઘર હોય તે બળતું હોય, એ જવાનું ત્યાં આગળ. ડોલો ઝાલીને બધે પાણી નાખવાનું. બહાર બાહ્ય ક્રિયા બધી કરવાની પણ મહીં તપ રહે. આમાંથી આપણું છે જ કયું તે ? આ આપણું નથી એવું રહે !

તપ થયું કે આત્મઐશ્વર્ય પ્રગટ, પહેલું તો આ સમ્યક્ દર્શનથી થયું આત્મઐશ્વર્ય પ્રગટ. આ જ્ઞાન અમે આપીએ, તે એમાં તો તમારો કંઈ પુરુષાર્થ નહીંને ? પછી જ્ઞાનમાં પુરુષાર્થ થશે ધીમે ધીમે, એ અનુભવમાં આવે તેમ તેમ.

આ દાદાનું ઐશ્વર્ય, તે આ પ્રગટ થયેલું છે. આ બધું ઐશ્વર્ય, પાર વગરનું ઐશ્વર્ય પ્રગટ થયું, તે આ લોકોએ જોયું નથી હજુ તો ! એટલું બધું ઐશ્વર્ય પ્રગટ થયેલું. જેમ જેમ નીકળે ત્યારે ખબર પડે કે આ કઈ જાતનું ઐશ્વર્ય !! અને એટલું જ ઐશ્વર્ય દરેક આત્મામાં છે. ઐશ્વર્ય પ્રગટ થયું નથી અને પ્રગટ થાય તેને વ્યક્ત કહે છે. અત્યારે તમારે અવ્યક્તભાવે પડેલું છે ! અમારે ઐશ્વર્ય વ્યક્ત થઈ ગયું છે.

❖❖❖❖❖

# [૯.૧]

# ભોગવવું - વેદવું - જાણવું

## જ્ઞાનીઓ દૈહિક વેદનામાં...

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીનેય શરીરનું દુઃખ ભોગવવાનું હોય ?

**દાદાશ્રી :** જ્ઞાનીને જ ભોગવવાનું હોય. બીજા તો ઈન્જેક્શન-દવાઓ લઈને દુઃખ બેસાડી દે. તેનો ઓવરડ્રાફ્ટ લે. અમે ઓવરડ્રાફ્ટ ના લઈએ. નિકાલ કરી નાખીએ. કૃપાળુદેવને પાર વગરનું દુઃખ હતું. લઘુરાજ સ્વામીને વરસોથી સંડાસમાં લોહી પડતું. ભગવાન મહાવીરને ય પાર વગરનું દુઃખ પડ્યું. તેથી તો મહાવીર કહેવાયા.

વિચાર એવો આવવો જોઈએ કે આ જ્ઞાની શારીરિક વેદનાનો કેવી રીતે નિકાલ કરે છે !

## અશાતા વેદનીયમાંય સમાધિ !

આ જ્ઞાન જ જ્ઞાતા-દ્રષ્ટાનું છે. અશાતા વેદનીયમાં નિરંતર હાજર રહે એવું આ જ્ઞાન છે. આ પાંચ આજ્ઞા પાળે તો એની પાસે અશાતા વેદનીય આવી જ ન શકે. આત્મા પ્રાપ્ત થયા પછી ઊંઘમાંથી જાગીએ કે તરત જ આત્મા હાજર થાય, એનું નામ આત્મા પ્રાપ્ત થયો કહેવાય. અને એવો આત્મા પ્રાપ્ત થયા પછી કશું બાકી રહેતું જ નથી. એટલે તમારે કશાથી બીવું નહીં. 'લાખોગણી વેદનીય આવો' કહીએ. પણ વેદનીય આવે

જ નહીં. અશાતા વેદનીયમાં ય સમાધિ રાખે એવું આ જ્ઞાન છે. પણ તમે પહેલાં જ બોલો કે, 'આવશે તો શું થશે ? આવશે તો શું થશે ?' તો એવું પરિણામ આવે ! નહીં તો કહીએ, 'આવ'! ઈન્વાઈટ કરો તો કશું નડે નહીં !

**પ્રશ્નકર્તા :** અને પાછો આનંદ ઊભો થાય !

**દાદાશ્રી :** આનંદ ઊભો થાય. આ તો માથું દુખ્યું, મારે તો બહુ માથું દુખે છે. 'અલ્યા, પણ તારું દુખે છે કે ચંદુભાઈનું દુખે છે ? તું તો શુદ્ધાત્મા.' તો કહે કે, 'હા, હું તો શુદ્ધાત્મા. એ તો ચંદુભાઈનું દુખે છે.' હવે ચંદુભાઈનું માથું દુખે, એમાં એનું દુખવા માંડ્યું. 'મને માથું દુખ્યું' એમ કહે કે મલ્ટીપ્લાય બાય ટુ. 'મારું દુઃખ' એમ કહ્યું એટલે મલ્ટીપ્લાય થાય. અને 'મારું સ્વરૂપ ના હોય' તો છૂટ્યો.

પોતાની તબિયત સારી છે કે નહીં એવું પોતે જાણે. માટે શરીરથી પોતે જુદો છે કે નહીં, એની ખાતરી થાય છે. પહેલાં સારી રહેતી હતી, તેને ય જાણે. સારી રહેતી નથી તેને ય જાણે. હવે સારી છે એને ય જાણે. બધું જ જાણે.

## દુખે પાડોશીને, 'મને' નહીં !

**પ્રશ્નકર્તા :** જે જે મહાત્માઓ જ્ઞાન લે છે, એમને જ પરિષહ ને ઉપસર્ગો કેમ આવે છે પહેલાનાં ?

**દાદાશ્રી :** શું થાય તે ? બંધ થઈ જાય ? એમને છે તે વેદના ઓછી થાય. સો મણનો ગોળો વાગવાનો હોય તેને બદલે એક કાંકરો વાગ્યો હોય, પણ અસર તો થયા વગર રહે નહીં. નિમિત્ત છોડે નહીંને !

મહાવીર ભગવાન શું બોલ્યા ? ભગવાનને કહે છે, 'તમને સાહેબ, દેવલોકોએ પરીક્ષા કરી, તમને અડચણ નહોતી પડી ?' ત્યારે કહે છે કે, 'જ્ઞાની વેદે ધૈર્યથી, અજ્ઞાની વેદે રોઈ.'

**પ્રશ્નકર્તા :** જ્ઞાની વેદે ધૈર્યથી, પણ એ વેદે તો ખરોને ?

**દાદાશ્રી :** વેદના તો જાય જ નહીં. પણ એ વેદે ધૈર્યથી. ધૈર્યથી

એટલે સહુ સહુના ગજા પ્રમાણે ધીરજ હોય. જો કે મહાવીર ભગવાન કેવળ જાણતા જ હતા. એ માંકડ એમને કરડે, તેને પોતે જાણે એટલું જ, વેદે નહીં. જેટલો અજ્ઞાન ભાવ છે, એટલું વેદે છે.

તમને આ જ્ઞાન તો બધું થઈ ગયેલું છે. પણ આ શ્રદ્ધાએ કરીને શુદ્ધાત્મા થયા છો. હજુ જ્ઞાને કરીને આત્મા થશો ત્યારે જાણવાનું જ રહેશે, ત્યાં સુધી વેદવાનું ખરું. વેદવામાં તો અમે તમને કહીએ છીએને કે જુદા બેસવું. આપણા 'હોમ ડિપાર્ટમેન્ટ'માં આઘુંપાછું કરવું નહીં. ગમે તેટલી ઘંટડીઓ મારે તો ય હોમ ડિપાર્ટમેન્ટ છોડવું નહીં. છો ને ઘંટડીઓ મારે, બારસો ઘંટડીઓ મારે તો ય આપણે શું કામ છોડવી આપણી ઓફિસ ?

**પ્રશ્નકર્તા :** પણ એમાં વેદના વધારે થાય છે.

**દાદાશ્રી :** વેદના બિલકુલ થાય જ નહીં. વેદના થાય છે, એનું કારણ કે તમે ચંદુભાઈ થઈ જાવ છો. એવું નહીં થવાનું તમારે. ચંદુભાઈને વેદના થાય, તે આપણે જોયા કરો કે વેદના બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ વેદના જોઈએ છીએ એટલે જ થાય છે કે આ ચંદુભાઈને વેદના કેમ થાય છે ?

**દાદાશ્રી :** ચંદુભાઈને વેદના થવી જ જોઈએ. કારણ કે આ વેદનાનાં પોતે કારણો સેવ્યા હતા. માટે આ કારણમાંથી કાર્યફળ આપે છે. એ થવી જ જોઈએ. તમારે એને કહેવું પડે કે ચંદુભાઈને થવી જ જોઈએ. કેમ થાય છે એવું કહે છે, તે એ આપણો કોઈ ઉપરી નથી કે કોઈએ ગોઠવેલું નથી. એટલે કો'કની ડખલ હોય તો આપણે કહીએ કે કેમ થાય છે ? તે આપણે કહેવાનું, 'ચંદુભાઈ, આ તો તમે આના જ લાયક છો'.

એવું છે, ક્રમિક માર્ગમાં વેદકતા એ આત્માને કહી, હવે એ વેદકતાના આપણે અહીં બે અર્થ થાય છે. વેદકતા ચંદુભાઈને લાગુ થાય અને વેદ એ વેદકતા એટલે જાણવાપણું તમને લાગુ થાય. વેદકતાનો અર્થ જાણવાપણું ય થાય ને વેદવાપણું ય થાય. એ જાણવાપણું તમારું કે આ ચંદુભાઈને આટલી વેદના ઉત્પન્ન થઈ. હવે જો જાતે તમે અહીંથી સ્લીપ

થઈને પેલા વેદનાના માર્યા એમાં એકાકાર થઈ જાવ, તો વેદનાની વધારે અસર લાગશે. પેલું જરા છેટા રહેશો તો ઓછી લાગશે. પણ છેવટે એ નિવેડો તો લાવવો પડશે ને ?!

હવે તમે સિંહના સંતાન છો. આ તો બધાં ગૂંચળાં વાળ્યા જ કરે, 'પેટમાં કેમ દુખ્યું ? શાથી દુખ્યું ?' ત્યારે કહીએ, 'એ મટવા હારુ દુખ્યું.' નહીં તો દુઃખ મહીં પડી જ રહેલું હતું. એનો ઉદય કાળ આવ્યો ન હતો. તે આ ઉદય કાળે આ મટી જશે થોડા વખત પછી, સૂઈ જાવ નિરાંતે. હતું તે તો ખાલી થઈ જવું જોઈએને ?

અમને ય શારીરિક વેદના કો'ક કો'ક દહાડો થાય. ના થાય એવું નહીં. અમે જાણીએ કે ઓહોહો, આ મટવા હારુ આવ્યું. એ દહાડે કોઈ મારવા નથી આવ્યું. મારવા આવ્યું તેને ય ઓળખીએ ને મટવા આવ્યું હોય તેનેય ઓળખીએ છીએ.

**પ્રશ્નકર્તા :** અત્યારે મારી તબિયત ધારો કે ખરાબ થઈ ગઈ ને મારે કોઈ ઓપરેશન કરાવવું પડ્યું, શરીર સારુ રહે એ માટે, તો આવતા ભવમાં પણ મારે પાછું એવું કર્મ ભોગવવાનું રહે ?

**દાદાશ્રી :** ના, ના, એવું કશું ય નથી. તમારે એટલું ધ્યાન રાખવાનું કે આ હું ચંદુભાઈ છું કે શુદ્ધાત્મા છું ? પછી હું કર્તા છું કે વ્યવસ્થિત કર્તા છે ? પછી તમને કશું અડે નહીં. તમારે બીજ ના પડે. અત્યારે તો કડવાં-મીઠાં ફળ ભોગવવા પડે. કડવું આવે તો કડવું ય ભોગવવું પડે અને મીઠું આવે તો મીઠું ય ભોગવવું પડે.

**પ્રશ્નકર્તા :** ઓપરેશન કરાવ્યું એટલે કે પૂરેપૂરું કર્મ મેં ના ભોગવ્યું, તો પાછું મારે આવતા ભવે ભોગવવાનું ?

**દાદાશ્રી :** ના. એવું કંઈ નથી. જેમાં સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ મળ્યા તો એ કર્મ પૂરું થઈ ગયું, એ પછી દવાખાનું મળ્યું હોય કે ગમે તે મળ્યું હોય. એ છે તે એને ફક્ત હવે નવી વેદના ઉત્પન્ન થવાની નથી. આ જૂની વેદના છેને, તે ઈફેક્ટ છે. કૉઝિઝની ઈફેક્ટ છે આ. કૉઝિઝ નવા ઊભા ના થાય.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ ઈફેક્ટ ક્યાં સુધી ચાલશે ?

**દાદાશ્રી :** એ તો જીવતાં છીએ ત્યાં સુધી. બસ, આપણે જોયા કરવાની વેદનાને. નવી વેદના ઊભી થાય નહીં અને જૂની જોયા કરવાની. આપણે જ્ઞાતા-દ્રષ્ટા છીએ એના !

**પ્રશ્નકર્તા :** આપણે શુદ્ધાત્મા છીએ, આપણે જ્ઞાતા-દ્રષ્ટા છીએ એવું આપણને લાગે પણ છતાંય આ મનમાં જે વેદના થાય છે સુખ-દુઃખની, તો એ શા માટે થાય છે ?

**દાદાશ્રી :** એ તો થવી જ જોઈએ. આપણે જેટલા ચાના પ્યાલા પીવાવાના છે, એટલા મહીં લઈને આવ્યા છીએ, એ તો કડવું-મીઠું બેઉ પીવું પડશે. મીઠું લાગે ત્યારે મનને જરા સારું લાગે. કડવું આવે ત્યારે જરા મનને ખરાબ લાગે, આપણે તો બન્નેને જાણીએ. રાગ-દ્વેષ ના કરીએ.

**પ્રશ્નકર્તા :** એ બન્નેને આપણે જાણીએ, પણ પછી પાછાં પગલાં તો નથી લેતાંને આપણે ?

**દાદાશ્રી :** પાછું પગલું નહીં, એડવાન્સ પગલું લઈએ છીએ. તમે તો બહુ જોશથી વધી રહ્યા છો આગળ. નહીં તો હું વઢવા ઘેર આવત કે અમારું જ્ઞાન લઈને આવું શું કરવા કરો છો ? છતાં તમને વખતે ખેદ થયા કરે તોય પણ મારા મનમાં છે કે કશો વાંધો નહીં. ત્યારે શાસ્ત્રકારોએ કહેલું છે કે સમજણ છે એનો લાભ નથી ઊઠાવી શકતો, તો એનું શું થાય ? ત્યારે કહે છે, અણસમજણથી કામ કરેલાં, અણસમજણથી પુણ્ય કરેલાં એ ભોગવતી વખતે અણસમજણ જ હોય.

**પ્રશ્નકર્તા :** એ દાદા, જરા વિસ્તારથી કહોને.

**દાદાશ્રી :** અણસમજણથી પુણ્યકામ કરેલાં હોય, એ ભોગવતી વખતે અણસમજણથી જ હોય. અને સમજણપૂર્વક પાપ કરેલાં હોય, એ ભોગવતી વખતે સમજણપૂર્વક જ પાપકર્મ ભોગવવાં પડે. એટલે એના આધારે વેદનીય છે તે આ થોડું હેરાન કરે. તે કોને ? ચંદુભાઈને. એને ને આપણને કશું લેવાદેવા નહીં. આપણે તો મહીંથી આત્મા શું કહે ?

'આમ ના હોય, આવું ના હોવું જોઈએ' એ વીતરાગ. એ આપણું સ્વરૂપ. અને પહેલાં 'આમ હોવું જોઈએ, બરોબર જ છે, આ બરોબર જ છે', પહેલાં જેને પુષ્ટિ આપતા હતા, ત્યાં આપણે અળગા રહીએ છીએ.

જેટલું તમે જ્ઞાતા-દ્રષ્ટા હશો, તો આ તમારા પાડોશીના હાલહવાલ થાય, તેના જાણનાર છો. એટલે એ હાલહવાલ 'મને થાય છે' એવું ના હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમેય જ્ઞાતા-દ્રષ્ટા તો ખરા જ ને ?

**દાદાશ્રી :** હા, ત્યારે બીજું શું ? જ્ઞાતા-દ્રષ્ટા સિવાયનું બીજું કશું 'એને' છે જ નહીં. એથી આગળ કોઈ દશા જ નથી. જ્ઞાયકતા, જ્ઞાયક સ્વભાવ ! જ્ઞાયક સ્વભાવ એટલે જ્ઞાતા-દ્રષ્ટા. એ સિવાય બીજું કશું છે જ નહીં અને તમેય એમાં જ છો. તમારે ફક્ત આ પાડોશીનું ધ્યાન રાખ્યા કરવાનું. પાડોશી રડે તો આપણે કંઈ રડવાનું નથી. પાડોશીને હાથ ફેરવી આપવાનો કે અમે છીએ તારી જોડે !

## દાદાનો ઉપયોગ જમતી વખતે...

અમે જમતી વખતે શું કરીએ ? જમવામાં ટાઈમ વધારે થાય, ખઈએ થોડું અને જમતી વખતે અમે કોઈની જોડે વાતચીત ના કરીએ, તોફાન કરીએ નહીં. એટલે જમવામાં એકાગ્રતા જ હોય. અમારાથી ચવાય છે એટલે અમે ચાવીને ખઈએ અને એમાં શું સ્વાદ છે એને વેદીએ નહીં, જાણીએ. એ જગતના લોક વેદે, અમે જાણીએ. કેટલા સરસ ઝીણાં સ્વાદને કાઢે, તે જાણીએ કે આવો હતો. એક્ઝેક્ટ જાણવું, વેદવું અને ભોગવવું. જગતના લોકો કાં તો ભોગવે કાં તો વેદે.

**પ્રશ્નકર્તા :** ભોગવવું અને વેદવું એ બેમાં શું તફાવત દાદા ?

**દાદાશ્રી :** સ્થૂળ વસ્તુ ભોગવવું કહેવાય અને સૂક્ષ્મ વેદવું કહેવાય. અને આ બધાની ઉપર થઈને પોતે જાણે. અને જાણવાથી બધું છૂટ્યું. વેદયું એટલે ચોંટ્યું. તે આ જેણે વેદયું એની જોડે એમ કહ્યું કે 'આ શું કરવા તમે ખાવ છો ?' એટલે છૂટ્યું પેલું. ખાનાર જોડે તમે વાતો કરો તો તમે છૂટા છો.

**પ્રશ્નકર્તા :** ગયે વખતે વાત થયેલીને કે જમતી વખતે અમે ઉપયોગપૂર્વક જમીએ કે કઢીમાં શેનો વઘાર છે ? બધી દરેક વસ્તુનો અમે જુદો જુદો સ્વાદ લઈએ તો આ બધું સૂક્ષ્મ પુરુષાર્થ છે, કે એથી પણ આગળ સૂક્ષ્મ પુરુષાર્થ છે ?

**દાદાશ્રી :** હોય છે, હા. એ સૂક્ષ્મ પુરુષાર્થમાં વસ્તુઓની જરૂર ના હોય એમાં ! આ તો વસ્તુ છે; ભાત છે, શાક છે, દાળ છે.

તે આપણે ખાઈએ તે ઘડીએ દાળ-ભાત ને બધું ભેગું કરીને ખાઈએ તો ભાત બાસમતીનો અસલ કેવો સુગંધીદાર છે ખબર પડે નહીં. એટલે ઘણીખરી વખત હું બધું જુદું જ ખઉં છું. પછી થોડી વખત થોડું ભેગું કરીને તે પછી હું ચાખું. બધું જમવાનું જુદું જુદું જ.

જુદું કરવાથી શું થાય છે કે કોળિયા મૂકનાર જુદો, ચાવનાર જુદો, ચાખનાર જુદો. ચાખે છે તેય જુદો. ચાખીને પછી તૃપ્તિ મેળવનાર તે ય જુદો અને આ બધાને તૃપ્તિ થઈ છે કે નહીં તે જાણનારો જુદો.

**પ્રશ્નકર્તા :** તે આ બધી ક્રિયા કરનાર જુદા જુદા ?

**દાદાશ્રી :** આમ ભાગ પાડીએ તો જુદા જુદા, નહીં તો એક જ. ભાગ પાડીએ તો સમજ પડે કે આ હાથ જમાડે છે, પછી દાંત ચાવે છે. હવે દાંત ચાવવાનું કામ જો ના કરેને તો જે પેલો તૃપ્તિવાળો છેને તે બૂમ પાડે કે બરોબર સ્વાદ આવતો નથી. એટલે કોઈની બૂમ ના પડે એવી રીતે ચાવીએ. ઓરનારો ઓરે, ચાવનારો ચાવે, પછી ચાખે કે બહુ તીખું-ખારું નથીને ! પછી સ્વાદ લેનારો સ્વાદ લે. સંપૂર્ણ સ્વાદ લે. જાણે બહુ સુંદર સ્વાદ છે, પણ તે તૃપ્તિ એની ન્હોય. તૃપ્તિ લેનારો તૃપ્તિ લે અને આ બધાને જે જાણે છે એ આત્મા.

હવે આત્મા હાજર રાખવો હોય તો આપણા અક્રમ વિજ્ઞાનમાં આવું થાય, જુદું જુદું ખવાય. ક્રમિકમાં ના ખવાય, ક્રમિકમાં ચોંટી પડે. કારણ કે ક્રમિકમાં હાથ મારો, ખાનારો હું, ચાખનારોય હું, ચાવનારોય હું અને સ્વાદનો લેવાવાળો તેય હું અને તૃપ્તિ ના થાય એટલે આત્મા ના હોય, આ તૃપ્તિ એને ના થાય. આમાં તૃપ્તિ સહિત થાય. કારણ કે આત્મા પૂરો

છેને જાણકાર. પેલામાં આત્મા હોય નહીં. અંશે હોય, અંશે આત્મા અને અંશે બધુંય ભેળસેળ ને ભેળસેળનું એટલે તૃપ્તિ ના થાય, સંતોષ થાય.

## સુખ ચાખે તેને દુઃખ ભોગવવું પડે !

**પ્રશ્નકર્તા :** જાગૃતિની વાત કરીને આપે, તે વખતે ઉપયોગમાં રહીને હવા ખાવાની એ કઈ રીતે ? એ અમને સમજાવોને, દાદા.

**દાદાશ્રી :** ઉપયોગમાં રહે નહીં તો હવા જેમ પેલાને સુખની અસર કરાવડાવે છે, તેમ આ બીજી વસ્તુ દુઃખની અસર કરાવડાવે. એટલે દુઃખ ઉત્પન્ન થાય. આત્મા કોઈ પણ અસરથી મુક્ત હોય.

**પ્રશ્નકર્તા :** એટલે જેવું બહારનું રિલેટિવ સુખ પોતે રિસિવ કરે, એવું જ દુઃખ આવે તો એ પણ રિસિવ થઈ જાય.

**દાદાશ્રી :** સુખ આવે એટલે પેલો ઉપયોગ ચૂકી જાય, હવે અહીં સુખ લીધેલું એટલે દુઃખ લેવું જ પડશે. નિયમથી જ લેવું પડે. અહીંનાં રિલેટિવ સુખના ઘરાક નહીં તો દુઃખના ય ઘરાક નહીં. અને તેનું સાચું સુખ તો પોતાને મળ્યા જ કરત.

**પ્રશ્નકર્તા :** ધારો કે આપણે જમવા બેઠા ને પેલું શાક સારું લાગ્યું તો સારી રીતે ખાવામાં વાંધો નથી, સારું છે એવું કહેવામાં ય વાંધો નથીને ?

**દાદાશ્રી :** સારું ચાખવામાં, સારું અનુભવવામાં ય વાંધો નથી, પણ તેને જાણવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** કઈ રીતે જાણવાનું, દાદા ?

**દાદાશ્રી :** એ જાગૃતિ, એનું નામ જ જાગૃતિને, એનું નામ ઉપયોગ. એ કોઈ રીત ના હોય એની.

## જમતાં જુદાં તો વેદતાં ય જુદાં !

આપણે જુદું રહેવાની કળા જાણતા હોય તો વેદના અડે નહીં. એ તો પછી જુદું રાખતાં આવડે.

**પ્રશ્નકર્તા :** તો શરીરની વ્યાધિઓ અડે નહીં ?

**દાદાશ્રી :** હા. એટલે શરીરનાં જે આ દુઃખો છે, તે જુદું રહેવાની કળા જે જાણતા હોય, તેને આ વાતાવરણ અડે નહીં પછી. સારું હોય કે ખોટું બેઉ પછી તેને અડે નહીં.

**પ્રશ્નકર્તા :** કળા કેવી રીતે જાણવી ? માંદગી આવે ત્યારે જુદું રહેવાતું નથી, તમે શીખવાડો.

**દાદાશ્રી :** પણ જુદું શી રીતે રહેવાય તે ? તમે જમતી વખતે જુદા રહો છો ? આ તો જમતી વખતે એકાકાર થઈ જાય છે. તેનો સ્વાદ ચાખે ત્યાર પછી એ ફળ તો આપે જ ને ! એ તો તમે ખાતી વખતે જુદા રહો તો જ આ વેદનામાં જુદા રહો.

**પ્રશ્નકર્તા :** પણ એ કેવી રીતે જુદું રહેવું ?

**દાદાશ્રી :** કહેલું જ છેને કે ભઈ, આ તો કોણ આહાર ગ્રહણ કરે છે ? એને તમારે મહીં ડખો નહીં કરવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** બરોબર. આ સાઈઠ વર્ષથી સાઈનસનો રોગ છે એમને, હવે એનાથી મુક્ત કેવી રીતે રહેવું ?

**દાદાશ્રી :** પોતાની જાતને નીરોગી છે એવું જાણે, ત્યારે એ મુક્ત જ થયોને ! પોતે રોગિષ્ઠ નથી જ એવું એને ખાત્રી થાય તો પછી મુક્ત જ છે ને ?

**પ્રશ્નકર્તા :** પણ એ રોગ હોય ને નીરોગી છે, એની ખાત્રી કેવી રીતે કરે ?

**દાદાશ્રી :** એ જ જોવાનું છે ને કે રોગ હોય છતાંય પણ નીરોગી છે એવું પોતાને ખાત્રી થાય એટલે પછી નીરોગી જ રહે.

**પ્રશ્નકર્તા :** નાકમાંથી પાણી પડતું હોય ને આપણે કેવી રીતે રહી શકીએ ? એ નીરોગી કેવી રીતે બને ?

**દાદાશ્રી :** પણ જો આમને હાર્ટમાં એટેક નહોતો આવ્યો ? તેમાં પોતે જુદા રહેતા હતા ને ? એવી રીતે એ રહી શકે છે. આમને એટેક આવ્યો હતો તો ય કહે છે, 'એ ન્હોય હું, હું તો જુદો.' એવું ભાન થવું જોઈએ ને ? ગપ્પા ચાલે નહીં. આ તો 'મને થઈ ગયું, આ મને થઈ ગયું', તો અસર થાય.

**પ્રશ્નકર્તા :** એ તો આમ વિચારીએ કે ના, આ મને નથી થયું, આ આને થયું. પણ જ્યારે પીડા થાય છે, ત્યારે અંદર પાછો ભળી જાય છે.

**દાદાશ્રી :** પાછું પોતા પર લઈ લે. હા, એ પછી થાય કે પીડા મને થઈ. આત્મા કંઈ ઓછો થતો નથી કે વધી નથી જતો પીડા થવાથી, તો પછી બીજું શું થાય છે મહીં ?

**પ્રશ્નકર્તા :** આપણે સતત વિચાર કરતા હોઈએ કે મને નથી, મને નથી, ને જ્યાં દુખાવો આવે એકદમ ત્યાં પાછું ભેગું થઈ જાય.

**દાદાશ્રી :** એટલે જેટલું આ દેહે સ્વાદ ચાખ્યો છે એટલું આ દેહે બેસ્વાદપણું ચાખવું પડશે. હા, કારણ કે આ દેહનાં સુખો છે તે તમારે પાછાં હપ્તો ભરવાની શરતે જ લેવાનાં છે. આ હપ્તો ભરવો પડશે પાછો. જે સુખ ચાખ્યું હોય, તેનું ફળ તો ભોગવવું જ પડે. એમાં પણ તમે જુદા જ છો. આત્મા તો તેવો ને તેવો રહે છે.

**પ્રશ્નકર્તા :** આત્મા તો એનો એ જ રહે. પણ મને પીડા થઈ, એ ન થવું જોઈએ.

**દાદાશ્રી :** તમે તો ના હોય તો આ પીડાને બોલાવો. એ માથું ચઢ્યું. તે ક્યાં ચઢ્યું ? આકાશમાં બેઠું છે કંઈ ?

આ તો એટલે સુધીનું વિજ્ઞાન છે તે અંગૂઠો કાપ્યો હોય તો ય ના અડે. પણ એટલું બધું આ કાળમાં સ્થિર રહી શકે એમ નથી, કાળ વિચિત્ર છે ને ! બાકી જાણનાર તો જાણ્યા જ કરે છે નિરંતર, વેદતો નથી. વેદક વેદે છે કે મને આમ થયું, એ આવ્યું કે એ વેદ્યું.

**પ્રશ્નકર્તા :** તો એ વેદકનો નિકાલ કેવી રીતે લાવવો પછી ?

**દાદાશ્રી :** વેદીને. એ વેદીને જ નિકાલ થવાનો. આ કાળમાં પેલું જ્ઞાન રહે એવું નથીને ? એ તો જ્ઞાનીને રહે. બાકી બીજાને, દરેકને રહે નહીંને ? એ તો વેદે જ છૂટકો. પણ એના ઉપાય આવા જરાક કરવા કે 'ન્હોય મારું'. આમતેમ બધું કરે, એટલે પછી થોડું ઓછું થઈ જાય !

## તીર્થંકરોની રીત વેદનીયમાં !

અમે તો પાછા જ્ઞાનીઓની રીત શીખી ગયેલા, તીર્થંકરોની રીત શીખી ગયેલા કે દુઃખને સુખ માનેલું હોય. એટલે દાઢ દુખે ત્યારે અમે જાણીએ કે સુખ છે આજે, સરસ થયું ! કારણ કે સાયકોલોજિકલ ઈફેક્ટ એવી છે કે આત્મા જેવો કલ્પે તેવો થઈ જાય. મને દુખ્યું કહ્યું કે તેમ વર્તે. તમે એટલું કહો કે આ ચંદુભાઈને દુખે છે તો વાંધો ના લાગે ! અને દુઃખ થતું હોય એને તો એમ કહે કે મારા જેવો સુખિયો નથી કોઈ, તો તેવોય થઈ જાય પણ ભાવ તૂટે નહીં તો ! પણ થોડીવાર પછી ભાવ તોડી નાખે.

આપણે આત્મા તરીકે કહીએ કે દેહ ભલેને માંદો થાય ! આત્મા તો તેવો ને તેવો જ રહે છે કાયમ. અને આપણે આત્મારૂપ થયા છીએ. એક ફેરો આત્મારૂપ થયા પછી નિરંતર લક્ષ રહે છે. કેટલાં પાપો ધોવાય ત્યારે એ વસ્તુ નિરંતર થાય ! આ બધાં પાપો ખલાસ થઈ ગયેલાં છે. વરાળ રૂપેનાં ખલાસ થઈ ગયાં, પાણી રૂપેનાં ખલાસ થઈ ગયાં. બરફ રૂપેનાં ખલાસ ના થાય. એ ફક્ત બરફ રૂપેનાં રહ્યાં છે, જે ચીકણાં છે. એટલે ભોગવ્યે જ છૂટકો છે ! એ તો મારેય ભોગવ્યે છૂટકો છે.

## વેદના, અનુભવવાથી ઠેઠ જાણવા સુધી !

**પ્રશ્નકર્તા :** વેદનો અર્થ તો જાણવું એટલું જ થાય છે પણ વેદવું એટલે અનુભવવું નહીં ?

**દાદાશ્રી :** વેદનો અર્થ ખરી રીતે જાણવું એકલો જ થાય. પણ લોકો તો વેદે છે. વેદે એટલે અનુભવે છે, તન્મયાકાર રીતે અનુભવે છે. એટલે એને વેદે છે એમ કહેવાય. આ દર્દની જે વેદના થાય છેને, તે વેદનાનો અર્થ ક્યાં સુધી છે ? અનુભવથી માંડીને જાણવા સુધીનો અર્થ છે એનો. હવે 'અમને' ય વેદના થાય અને આ ભઈને ય વેદના થાય. પણ હું જાણપણામાં રહેતો હોઉં અને એ વેદનામાં રહેતા હોય.

**પ્રશ્નકર્તા :** જાણે એટલે વેદવાનું અટકી જાય પછી ?

**દાદાશ્રી :** ના, જાણે એટલે તન્મયાકાર ના થયો અને એટલે પોતાનું

વેદનફળ ના મળે, જાણવાનું જ ફળ મળે. આ બધું શું થઈ રહ્યું છે શરીરમાં, તે બધું જોયા કરવાનું આપણે. આપણે શુદ્ધાત્મા, લક્ષ બેઠું છે તે અને મહીં શરીરમાં શું થઈ રહ્યું છે તે જોયા કરવાનું. પગમાં સણકા મારેને તેય જોયા કરવાનું, દાઢ દુખે છે તેય જોયા કરવાનું. દુઃખ દે તો ટેલિફોન તો પહોંચે છે. ખરેખરો ટેલિફોન પણ પાડોશીને ત્યાં પહોંચે છે, પણ જોડે એમ થયું કે 'મને દુખ્યું' તો ત્યાં આગળ ચાલ્યું. 'મને નહીં, દાઢને દુખે છે' એમ કહેવું. હાસ્તો, આપણને ક્યાં દુખે છે ? આપણને કહ્યું તો બહુ સીધી અસર થાય. આપણે આત્મસ્વરૂપ થયા પછી 'મને' કોને આરોપીએ ? તો મને દુખે છે તે શું ? એટલે આપણે એમ કહેવું કે 'ચંદુભાઈને દાઢ દુખે છે.'

આ દુખતું હોય તો જાણીએ ખરા એટલે આપણે કહેવું. આપણને વેદના પહોંચેય ખરી. જેટલું આમાં ભાવ છે ને પહેલાના, એ કર્મના ઉદયભાવ છે. એટલી વેદના આપણને પહોંચે ખરી, પણ જેમ જેમ ભાવ છૂટતાં જશે, તેમ વેદના ય નહીં પહોંચે. ફક્ત જાણે એકલું જ. આ તો ભલેને વેદે, બેઉ થાય. પણ પહેલાં જે 'હું ચંદુભાઈ છું ને મને આ થયું' કહેતાં જે દુઃખ થતું હતું એવું ના થાય. અત્યારે પાડોશીને કહેતા હોય એમ 'ચંદુભાઈને દુખે છે' એમ કહેવાય, વાંધો નથી. પાડોશીને દુખે, તેમાં આપણે શું ? પાડોશીના છાંટા ઊડે. પણ બહુ ગા ગા કરીએ તો શું વળે ? ગાવાથી કંઈ ઓછું થાય ? વધે એ વાત ચોક્કસ. ગાવાથી ઓછું ના થાય પણ વધે. એના કરતાં આપણે કહીએ, 'ચંદુભાઈને દુખે છે.' 'ટાઢ કોને વાય છે ?' તો કહે, 'ચંદુભાઈને ટાઢ વાય છે. તો લાવ ભઈ ઓઢવાનું.' વ્યવહાર જ પાડોશી જેવો કરી નાખવો. છેવટે વ્યવહાર તો ચોખ્ખું જ કહે છે ને, આપણે આને મૂકીને જતું રહેવાનું ને ? આપણે જાણીએ જ છીએ, તો પછી પહેલેથી વ્યવહાર જુદો કરી રાખ્યો હોય તો શું ખોટો ?

**પ્રશ્નકર્તા :** હમણાં જે વેદે છે ને પણ પછી ફક્ત જાણે છે, એવું થઈ જાય.

**દાદાશ્રી :** હા, પછી ધીમે ધીમે ફક્ત જાણે એટલું જ થઈ જાય. કારણ કે અસરો બધી ઓછી થતી જાય. અસરો ખરેખર આત્માને પહોંચતી નથી. પહેલાનું જે રીએક્શન આવે છે, તેનું પરિણામ ભોગવવું

પડે છે. એટલે વેદના થોડી થાય, પણ એને ઓછી કરવાનો કયો સરળ ઉપાય ? કહેવું કે 'ચંદુભાઈને દાઢ દુખે છે.' પછી વધારે દુખતી હોય તો કહેવું કે 'દાઢ કંઈક ઓછી થઈ છે.' ઓછી થઈ બોલ્યા કે ઓછી થાય, એ જેવું તમે બોલો તેવું પરિણામ પામે એવું છે આ. અને કો'ક કહેશે કે 'ઓ બાપરે ! હું મરી ગયો.' તો એવો જ ભોગવટો થાય !

આત્મા વ્યથિત નથી હવે. પહેલાં જે વ્યથિત થતો રહેતો હતો, તે પોતે નથી. શરીરની વ્યથા તો થયા કરે, માથું દુખતું હોય તો આપણે કહેવું, 'ચંદુલાલ અમે છીએને તમારી જોડે !' શરીર વ્યથિત થાય, માથું વ્યથિત થાય, મન જરા કૂદાકૂદ કરે પણ આત્માને કશું થાય નહીં. એ આત્મા આપણું સ્વરૂપ છે. આ બધો પરભાર્યો માલ છે, એ તો વાંકોય નીકળે ને ચૂંકોય નીકળે.

## વેદનાથી અલગ રહે એ તપ !

અને પાછું જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ ચાર પાયા સહિત હોવું જોઈએ. એમાં આપણાથી ના ય ના કહેવાય. હવે તપ ક્યારે કરવાનું ? તમે પોતે શુદ્ધાત્મા, પણ ચંદુભાઈ તો ઊભા જ છે. પોતે જુદા થયા ચંદુભાઈથી, પણ ચંદુભાઈ તો હતા તેના તે જ ને ? એટલે ચંદુભાઈને અકળામણ થાય મહીં. તે હૃદય તપે. પણ પેલો સહકાર તૂટી ગયોને બન્નેનો ?

આપણે શુદ્ધાત્મા તરીકે જુદા પડ્યાને એટલે હવે ચંદુભાઈને સહન કરવું પડે, પણ એની વેદકતા આત્માને પડે પછી. કારણ કે હજુ જ્યાં સુધી સંપૂર્ણ અનુભવ થયો નથી, ત્યાં સુધી વેદકતા રહે. એ અનુભવ જો સંપૂર્ણ થઈ જાય, ત્યારે એ જાણવાપણું કહેવાય. અને જાણવાપણાનું સંપૂર્ણ ના થયું, કાચું રહ્યું તો ચોંટેલું રહે, એટલે દઝાય. પણ ત્યાં જુદું રાખવું, એનું નામ તપ. તપ એનું નામ કે મહીં ગરમ ગરમ થાય. ગરમ ના થાય ? કો'કવાર આવતું હશેને ? તપ તો આવે છેને ?

**પ્રશ્નકર્તા :** હા, તપે, વેદન થાય.

**દાદાશ્રી :** હવે એ વેદનમાંથી અલગ રહે એ તપ ! તો એ જાણવાપણું કહેવાય. એ વેદનામાંથી અલગ ના રહેવાય તો એ વેદકતા,

વેદવાપણું ! ક્રમિકમાર્ગમાં વેદકતા જ હોય. વેદવાનું જ, જાણવાનું નહીં. અહીં આપણે જાણપણામાં હોય પણ પેલો પાછલો માલ, જરા ચીકાશ એટલે જરા વેદકતા થઈ જાય. છતાંય ગોઠવીને બેસે કે ના, હું તો જાણું છું, તો એવું રહે પછી. બીજું શું છે ? જ્ઞાયકપણાનો એનો ધર્મ જ છે.

**પ્રશ્નકર્તા :** વેદવાનું ચંદુભાઈને છેવટ સુધી રહેને ?

**દાદાશ્રી :** પણ તમારે જોવાનું એ. એ રહે, પણ તમારે જાણકાર તરીકે રહે.

**પ્રશ્નકર્તા :** હા, પણ ચંદુભાઈને તો વેદવાનુંને ?

**દાદાશ્રી :** છૂટકો જ નહીં. એ કો'ક દહાડો વેદે ને ? એ તો આપણે પછી અરીસા સામું તેડી જઈને કહીએ કે અમે છીએ. પણ એવા કેસ કંઈ રોજ સો ના આવેને ? બે-ત્રણ કેસને ! ચંદુભાઈને તો વેદવાનું બધું બહુ હોય, એટલે સારું-મીઠું વધારે હોય. કોલ્ડ બધું બહુ હોય, પછી હોટ તો કો'ક ફેરો આવે. કોલ્ડ તો આખી રાત હોય ત્યારે ઊંઘ એ બધું આવેને ! ત્યારે હોટ કો'ક દિ આવે ત્યારે નિવેડો લાવી નાખવાનો. નિવેડો લાવી નાખશોને ?!

## વેદક ને જ્ઞાયક બન્ને ભિન્ન !

**પ્રશ્નકર્તા :** વેદનીય કર્મના ઉદય વખતે વેદના વેદે છે એ કોણ, તે જ વખતે વેદના થાય છે તે જાણે છે કોણ ?

**દાદાશ્રી :** વેદે છે અહંકાર ને પ્રજ્ઞા જાણે છે. પ્રજ્ઞા છે તે વેદકને પણ જાણે છે. અને આ વેદક છે તે વેદના વેદે છે. વેદક એટલે અહંકાર કહોને ! અહંકારમાં બધું આવી ગયું. અહંકાર છે તે માને છે કે આ મને જ દુઃખ પડે છે. એટલે એ વેદે છે. તેથી વેદક કહેવાય. વેદક એટલે વેદન કરેલો માને છે, વેદેલો ! અને પ્રજ્ઞાશક્તિ જાણે છે એમાં. હવે ઘણાંખરાં આપણા મહાત્માઓને પ્રજ્ઞાશક્તિ રહી જાય છે અને વેદકભાવમાં આવી જાય છે, તે દુઃખ વધે. બીજું કશું નહીં. 'પોતે' તન્મયાકાર થાય તો દુઃખ વધે.

એટલે આ વેદકમાં જો આપણે ભળીએ તો બહુ દુઃખ થાય. એટલે જો જ્ઞાયક રહેવાય તો દુઃખ બિલકુલ ઓછું થઈ જાય, દુઃખ જ ના રહે.

વેદે તે પોતે નહીં. પોતે તો માત્ર જાણનાર, વેદકનો પણ જાણનાર, વેદનાનો પણ જાણનાર. એટલે પોતે વેદકનોય જ્ઞાયક અને વેદનાનોય જ્ઞાયક છે. ત્યારે લોકો તો વેદકના જ્ઞાયક નથી થતા અને વેદનાના જ્ઞાયક થાય. તે 'મને જરા માથું ઉતર્યું લાગે છે' કહેશે, ત્યારે વેદનાનો જ્ઞાયક, ત્યારે વેદકનો નહીં. ત્યારે કહે, 'ના, મને ચડ્યું છે'. તમારે તો કહેવાનું કે 'ચંદુભાઈનું માથું ચડ્યું છે.' તું જાણનારો અને વેદનાર વેદે મહીં. જેનું માથું હોય તે વેદે. આપણે નહીં લેવા, નહીં દેવા, નથી ખાતાં, નથી પીતા, તે શાનું આપણું માથું દુખે ?

એટલે જો એ વેદનાને જાણે છે. વેદનાને એ જાણે છે કે હં, આ વેદના વધી-ઘટી. બધુંય જે જાણે છે, તે વેદક કેમ કરીને થાય ? વેદકનો એ જ્ઞાયક હોય. દાઢ દુખે છે, તે કોને દુખે છે ? ત્યારે કહે, વેદકને દુખે છે. અને વેદકને શું દુખે છે, વેદકને શું થાય છે, એ જ્ઞાયક જાણે છે. આટલો ભેદભાવ હોય ત્યારે દુઃખ વેદના જ્ઞાયકને ન પહોંચે. વચ્ચે કાઉન્ટર પૂલી નાંખે તો વેદના જ્ઞાયકને પહોંચે નહીં. કાઉન્ટર પૂલીઓ નથી નાંખતા ?! એક પૂલી આમ નાંખી અને એક પૂલી આમ નાંખે છે, તો પછી વજન અડધું નથી થઈ જતું ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય છે.

**દાદાશ્રી :** એવું આ એક પૂલી નાંખે તો વેદક જ ભોગવે અને આપણે જાણીએ કે અત્યારે વેદકને વધારે પડતી વેદના છે. એટલે ભગવાન મહાવીરને અનાર્ય દેશમાં ઢેખાળા માર્યા, અપમાન કર્યા, પણ લોકોએ જોયું, તેથી લોકોના મનમાં થયું કે, ઓહો, ભગવાનને બહુ દુઃખ થાય છે. પણ એ જુએ નહીં કે આ 'વેદક' કોણ છે અને આ 'જ્ઞાયક' કોણ છે. એ પોતે તો જ્ઞાયક હતા.

**પ્રશ્નકર્તા :** સામાને દુઃખ થાય ત્યારે તો આપણે પ્રતિક્રમણ કરીએ. પણ હવે જ્યારે પોતાને જ શારીરિક વેદના હોય અને દુઃખ થાય,

તન્મયાકાર થઈ જાય તો ત્યાં પ્રતિક્રમણ કરવાનું ? કેવું કરવાનું ?

**દાદાશ્રી :** એ વેદના તમારે જોયા કરવાની. વેદ એટલે જાણવું અને વેદ એટલે ભોગવવું. તે ભોગવવાથી માંડીને જાણવા સુધીના બધાં પદમાં જ્ઞાનીઓ હોય છે.

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર થઈ જઈએ તો એમાં ?

**દાદાશ્રી :** હા, તન્મયાકાર થઈ જાય. મારે દાઢ દુખતી હોય ને, તો મારે તન્મયાકાર ના થવું હોય તોય મહીં થઈ જવાય.

**પ્રશ્નકર્તા :** તે વખતે શુદ્ધાત્મા ભૂલાઈ જવાય.

**દાદાશ્રી :** ભૂલાઈ ના જવાય શુદ્ધાત્મા. પોતાને તન્મયાકાર નથી થવું, એ જ્ઞાન જ 'શુદ્ધાત્મા છું', એ પૂરવાર કરે છે.

**પ્રશ્નકર્તા :** એ પછી ખ્યાલ આવે છે ને ? તે વખતે તો તન્મયાકાર થઈ જાય છે.

**દાદાશ્રી :** હા, પણ પછી ય એક સેકન્ડ પછી, એક મિનિટ પછી આવે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે આપણી પાસે જ્ઞાન હાજર છેને ? ભલે ઝોકું ખઈ ગયો, પણ પછી જાગૃતિ આવી ગઈ તે આપણે જોવું.

**પ્રશ્નકર્તા :** તો એનું કંઈ સ્પર્શે ? કંઈ કરવાની જરૂર નહીં ?

**દાદાશ્રી :** કશું નથી સ્પર્શતું, આવું પદ જ નથી થયું. આવું પદ શાસ્ત્રમાં નથી થયું, એ પદ શી રીતે આ પ્રાપ્ત થાય ?! આ પદ જે મળ્યું છે તમને, એ અજાયબ પદ મળ્યું છે. માટે એવું સાચવજો, એવું સાચવજો, કારણ કે આવું પદ દુનિયામાં ઉત્પન્ન થયું જ નથી ક્યાંય !

❖❖❖❖❖

## [૯.૨]

# પુદ્ગલ સુખ - આત્મસુખ

### સાચું સુખ શેમાં ?

સુખની શોધખોળ કરો છો ? કયા ડિપાર્ટમેન્ટમાં તમને સુખ લાગ્યું ? ક્યાં ક્યાં નથી લાગ્યું ?

**પ્રશ્નકર્તા :** બહાર બધું ક્યાંય સુખ દેખાતું નથી. પુદ્ગલમાં બધે બળતરા જ દેખાય છે.

**દાદાશ્રી :** લગ્નમાં, બધામાં ? બેબીનો ફાધર થયો, એમાં બળતરા છે ? પહેલાં ય આવી બળતરા જોયેલી ?

**પ્રશ્નકર્તા :** આખી જીંદગી બળતરા જ જોઈ. આ બળતરા જે થાય, તેનો કંઈ એન્ડ હોય છે કે કેમ ?

**દાદાશ્રી :** એનો એન્ડ છે. જેટલો પહેલાં અજ્ઞાનતામાં આનંદ મેળવ્યો હતો, એટલા પ્રમાણમાં બળતરા હોય.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ કે અજ્ઞાનતામાં ખૂબ આનંદ મેળવ્યો છે.

**દાદાશ્રી :** તેનું જ આ છે. બધાને સરખો ના હોય.

આ તો ભોગવેલું બહુ સુંદર રીતે, એટલું જ સામું રીએક્શન હોય ! જ્યાં તદ્દન સાચું માન્યું, તે જ તદ્દન ખોટું નીકળ્યું ! ચૂસ્ત ભોગવટો કરેલો મન ફાવતો, પછી રીએક્શન એવું જ આવેને પછી.

**પ્રશ્નકર્તા :** હવે તો સંસાર બિલકુલેય પોષાતો નથી, એવું થાય છે.

**દાદાશ્રી :** શી રીતે પોષાય ? પરિણામ ભોગવ્યા વગર છૂટકો છે ? પણ જ્ઞાતા-દ્રષ્ટા રહીને 'જોઈએ' તો ચાલી જાય અને આપણે કહીએ કે 'ઓહોહો, ચંદુભાઈ તમે તો બહુ ભારે કર્યા છે માટે ભોગવો હવે.' એટલે આપણને ના અડે. અગર તો એ ઊભું થાય તો 'મારું ન્હોય' એમ કહીએને તોય ના અડે !

## ગોદા મારનાર મહા ઉપકારી !

તે એક ભાઈ તો કહે છે, 'મને ગોદા લાગે એવું થાય છે શરીરમાં ! એવો કંઈ ઉપાય કરો કે જેથી મને મટી જાય.' મેં કહ્યું, 'આ ગોદા મારનાર મળે નહીં.' એ ગોદા મારનાર શું કહે છે ? 'મોક્ષે જાવ ! અહીં શું કરવા સૂઈ રહ્યા છો ?' એ બહુ સારું કહેવાય. માટે આ ગોદા મારનાર હોય તો તેનો ઉપકાર માનજો. અહીં મટાડવા ના આવશો. આ દવાવાળા પાસે દવા લેવાય ના જશો. ગોદા મારનાર ક્યાંથી મળી આવે ?! મહાન ભાગ્યશાળીને ગોદા મારનાર મળે !

**પ્રશ્નકર્તા :** એ ઉપકારી કહેવાય.

**દાદાશ્રી :** હા. નહીં તો હાર્ટ ફેઈલ ભેગું થાય, ભાગ્યશાળીને તો ! પણ ગોદા મારનાર ના ભેગા થાય. ગોદા મારનાર તો મોક્ષે જનારા હોયને, તેને ગોદા માર માર કરે. ઘેર બૈરી હઉ ગોદા મારે !

જુઓને, આ ભાઈને કેટલા ગોદા લોકો મારે છે ! છ-સાત વર્ષથી એમને ગોદા મારે છે. ત્યારે આ ભાઈ બે-ત્રણ વર્ષથી કહે છે, 'હવે મોક્ષે જ જવું છે. હવે ક્યાંય નથી જવું.' એ નક્કી થઈ ગયું હવે. કારણ કે રોજ રોજ ગોદા મારે, પછી મોહ તો રહેતો હશે કે ? મોહ રહે પછી ?

**પ્રશ્નકર્તા :** પછી મોહ ના રહે.

**દાદાશ્રી :** જ્યાં ત્યાંથી ગોદા મારે. હવે ગોદા મારવાની દવા કરીએ તો પછી મોહ રહી જાય. મહાપરાણે ગોદા મારવા માટે લોકોને ભાડે

રાખવા પડતા હતા. પણ ભાડાવાળા ગોદા મારે નહીંને, બરોબર ! તમનેય ગોદા મારનારા તો હશે જ ને ? સહુને ઘેર ગોદા મારનારો હોય. આ શબ્દ સમજવા જેવો નથી ?

**પ્રશ્નકર્તા :** હા, બહુ સરસ વાત છે.

**દાદાશ્રી :** જે આપણને દુઃખદાયી લાગતું હતું, તે સુખદાયી થઈ પડ્યું. ઓહોહો આવું ! આ સુખદાયીને આપણે દુઃખદાયી માનતા હતા, એ ભૂલ હતી. એ ભૂલ ભાંગી જાય, એનું કામ થઈ જાય. અમે તો આખી જિંદગી જ એવી રીતે રહ્યા છીએ. ગોદા મારવાની દવા નહીં કરેલી, બા ! અમે તો કોઈ ગોદો ના મારેને, તો એને ઊભો કરી આપીએ. એટલે બેન કહે છે, 'દાદા, રાત્રે ઓઢેલું તમે શું કરવા કાઢી નાખો છો ?' એટલે મેં કહ્યું, 'ઓઢીએ એટલે પછી ઊંઘ આવે છે. જરા ઠંડું લાગેને, ટાઢ લાગે ત્યાર પછી જાગૃતિ રહે. ગોદા મારનાર જોઈએ. તે આખી રાત ગોદા માર માર કરે ને આપણે એમ કરીએ. 'તું છું ને હું છું', કહીએ. ક્યારે સૂઈ નથી ગયો ? અનંત અવતાર સૂઈ જ ગયો હતોને ! બીજું શું હતું તે ?

**પ્રશ્નકર્તા :** શાતાશીલિયા હોય તે પહેલી દવા કરે.

**દાદાશ્રી :** આ તમે ટિકિટ ચોડીને અહીં આવ્યા'તા. ત્યારે મેં કહ્યું, 'આ શેની ટિકિટ ચોડી છે ?'

**પ્રશ્નકર્તા :** મેં દાદાને કહ્યું કે, 'આ વાગ્યું'તુંને એટલે માખો બહુ બણબણતી હતી. એટલા માટે પટ્ટી લગાડી છે. ત્યારે તમે કહ્યું કે આ તો ઉપાય તમે કાઢ્યો !

**દાદાશ્રી :** લોકો કહે છે, 'દાદા, ઉધરસની દવા હું તમને આપું.' મેં કહ્યું, 'બળ્યું, ઉધરસ તો હું ઊભી કરું છું ને વળી પાછું દવાથી સારું કરો છો ? તું તો મટાડવાની દવા આપું છું પાછો ! આ ઉધરસ મહીં આવે, તો પછી કામ થઈ જાયને ! આ ગોદા મારે છે એ ખબર પડેને ? હવે એની દવા પીએ એટલે ગોદા મારનારો બંધ થઈ ગયો. એટલે ગોદા મારનાર જોઈએ આ કાળમાં. મેં તમને હાથમાં મોક્ષ આપ્યો છે. હવે ગોદા મારનાર

હોય તો ગાડું સારું ચાલ્યું પાછું. તમારે ય ગોદા મારનારા બહુ આવ્યા, નહીં ? મોટાને મોટા આવે ને નાનાને નાના આવે. અપમાન ગમે છે ?

**પ્રશ્નકર્તા :** અપમાન કોઈ કરે તો જાગૃતિ વધારે રહે.

**દાદાશ્રી :** તો પછી બાધા કેમ નહીં રાખતા ? કોઈની આ બાધા રાખો તો લોકો અપમાન કરે, લડવાની શરૂઆત કરે. કોઈ કરનાર મળી આવતો નથી, નહીંને ? એટલે, એક ભાઈ કહેતા'તા, 'આખી રાત મહીં ગોદા મારતું હોય એવું કોઈક મારે છે. તેની વિધિ કરી આપોને.' મેં કહ્યું, 'ગોદા મારે તો બહુ સારું. તારી પુણ્યૈ જાગી મૂઆ. ગોદા મારનાર શું કહે છે ? મોક્ષે જાવ ! તો એ ગોદા મારનારો તો સારોને ?

## પ્રતીતિ, દુઃખદાયી દેહની !

આ શરીર દુઃખ આપે છે કે નથી આપતું ? તે તમને શ્રદ્ધા બેઠી છે કે નથી બેઠી ? આ શરીર નિરંતર દુઃખદાયી છે. છતાં એ પણ શ્રદ્ધા બેઠી છે ?

**પ્રશ્નકર્તા :** હા, શરીર દુઃખદાયક છે.

**દાદાશ્રી :** શું દુઃખ દે છે એ ?

**પ્રશ્નકર્તા :** માથું દુખે !

**દાદાશ્રી :** એ તો માથું ના દુખે ત્યારે તો સુખદાયી જ છેને ! શરીર શું દુઃખ આપે છે ? તે આ હમણે બપોરે તાપમાં આ એરકંડિશન બંધ થઈ જાયને તો ખબર પડે, એવી રીતે તે વખતે જાગ્રત રહેતો નથી અને આમ છે તે સુખ ખોળો છો ! એટલે આની ઉપર શ્રદ્ધા બેસી જાય કે નિરંતર દુઃખદાયી જ છે આ ! 'એને' કહીએ, આમાં શું સુખ ખોળ ખોળ કરે છે ? આ રોજ ઊઠીને સંડાસમાં જવું પડેને, આ દુઃખ પડેને, આ દુઃખદાયી છે ત્યારે જ ને ? સુખદાયી તો ના જ કહેવાય ! છતાં આપણે આ સુખ લઈએ છીએ, તેથી જ આ બધી ભાંજગડ છેને ! એની પાસે સુખ ખોળીએ છીએ.

અમે કહીએ છીએને, શિયાળામાં રાત્રે ઓઢવાનું ઘણી વખત બહુ ટાઢ હોયને તો અમે ખસેડી નાખીએ. પછી ઠંડી લાગ્યા કરે એવું કર્યા કરીએ. એટલે નિરંતર એ શ્રદ્ધા રહ્યા કરે કે આ દુઃખદાયી છે. શ્રદ્ધા તો બેસવી જોઈએને !

ઘડીવારેય સુખ છે જ નહીં શરીરમાં ! મન તો દુઃખદાયી છે, એ શ્રદ્ધા બહુ બેસી ગયેલી અને વાણીય દુઃખદાયી છે એ ય શ્રદ્ધા બહુ બેસી ગયેલી, પણ આ શરીર દુઃખદાયી છે એ શ્રદ્ધા નથી બેઠેલી. એરકંડિશન બંધ થઈ જાયને તરત ખબર પડે, અગર તો બહારનું વાતાવરણ ઠંડું થઈ ગયું હોય અને આ ચાલુ રહ્યું તે ઘડીએ, કહેશે 'એય બંધ કરો, બંધ કરો, હું તો ટાઢે ઠરી ગયો.'

ખરી રીતે તો માનસિક દુઃખ જ વધારે છે ! શરીરે ય દુઃખદાયી તો નિરંતર છે, એ તો પુણ્યના આધારે બધું આ મળી આવે છે, એટલે એ ચાલે છે ગાડું. ભજિયાં ખાય, જલેબી ખાય અને એનો ટેસ્ટ વધ્યો ! આઈસ્ક્રીમ ખાવાનું મળે, એય મહીં પેટ ટાઢું થાય !

**પ્રશ્નકર્તા :** દાદા, એ બધું તો મળી આવે, એને લીધે જાગૃતિ ઘટે જ ને !

**દાદાશ્રી :** ના, આ શરીર દુઃખદાયી છે એ શ્રદ્ધા બેસવા ના દે, એટલે થાય શું ? એટલે એના કર્મના હિસાબમાં લખ્યું એટલું આવે જ !

## સગવડો બનાવે શાતાશીલિયા !

વાતને સમજવાની છે, આમાં બીજી કશી ભાંજગડ કામ જ ના લાગેને ? આપણે તો ઉપાધિ ઓછી કરવી જેમ બને તેમ. આ આપણી પાંચ આજ્ઞા છેને, તે ઉપાધિ જ રાખે એવી નથી. એમાં કશું ઉપાધિવાળું છે જ નહીં. આ તો પંખાનો મારી જાત ઉપર અનુભવ લીધેલો છે કે મારે શું થાય છે ? કે પહેલાં પંખો રાખતો નહીં. છપ્પન સુધી તિતિક્ષા નામનો ગુણ કેળવેલો. એક શેતરંજી ઉપર સૂઈ રહેતો હતો કાયમ અને પંખો રાખતો નહીં. તે બધા મિત્રમંડળ આવે, તે કહે કે તમે પંખો ના રાખો. કારણ કે તમે તો તપસ્વી પુરુષ છો, પણ અમારું શું થાય ? ત્યારે મેં કહ્યું, ગોઠવો. એ ગોઠવવાથી પછી આ શાતાશીલિયું થયું શરીર.

એક ખેડૂત માણસ રોજ જોડા પહેરે, તો પછી જોડા ના હોય તે ઘડીએ દઝાય એ માણસ. નહીં તો શરીર દઝાય નહીં એવું થઈ જાય. એટલે હવે શાતાશીલિયા થયા તો પરવશ થવું પડે. જ્યારે પંખો ના હોય તો પરવશ થવું પડે. અને મારે ઉપયોગ બહાર રાખવો એ મુશ્કેલી પડે. આ થયું શું તે મારી વાત હું કરું છું. એટલે આ વાતને તમે સમજજો. પંખો બંધ કરશો નહીં, પણ આ પંખો એ હિતકારી નથી, એવું માનજો.

એટલે આપણા મહાત્માઓને એ અનુભવ હિતકારી નથી. બહારના લોકોને તો આપણાથી કહેવાય નહીં. બહારના લોકો બાહ્યસુખ ખોળે છે અને તમે આંતરિક સુખ ખોળો છો, સનાતન સુખને ખોળો છો. એટલે આ તો મારા અનુભવની વાત કરી.

**પ્રશ્નકર્તા :** પંખો એકલો કેમ ? ઘણી વસ્તુઓ હિતકારી નથી.

**દાદાશ્રી :** બીજી વસ્તુઓ જોવાની નથી. આ પંખો એકલો વધારે છે તે. બીજી વસ્તુમાં તો તમને ડિરેક્ટ સ્પર્શ નથી કરતો. આ એકલું ડિરેક્ટ સ્પર્શ કરે છે. બીજાનો વાંધો નહીં. બીજું તો ઘરના માણસો ફ્રીજ લાવે, તેમાં આપણને શું નુકસાન ? એ કહેશે, આ બરફનું પાણી પીઓ. તો એ આપણને ના પીવું હોય તો ના કહી દઈએ. ઘરના માણસો રેડિયો, ફોન વાપરતા હોય, તેમાં આપણે શું લેવાદેવા ? કકળાટ થાય તો એમને થાય, આપણે શું લેવાદેવા ? આ પંખો એકલું પોતાને સ્પર્શ કરે એવી વસ્તુ છે.

જેને કંઈ બાહ્ય ઉપાધિની જરૂર હોતી નથી અને છતાં કરે તોય આપણે વાંધોય નથી. આપણો માર્ગ કેવો છે કે વાંધા વગરનો માર્ગ છે. એ તો જ્યાં માને છે ત્યાં જ છે અને એ કહેશે, અમારાથી પવન વગર રહેવાતું નથી. આપણે કહીએ, બરોબર એમ જ હોય. બને તો પંખો લાવજો, એમ કહીએ આપણે. જેને જે ખપે, તેને તે વસ્તુની જ જરૂરિયાત છે.

**પ્રશ્નકર્તા :** શાતાશીલિયા નહીં થવાનું, એવું કહ્યું આપે ?

**દાદાશ્રી :** બહારની સગવડોને લઈને શાતાશીલિયા થઈ જાય છે

માણસ. પછી સગવડ નથી હોતી ત્યારે ઉપાધિ કરે છે. આ શરીરને તો જેવું તમે રાખો ને તેવું રહેવા તૈયાર થઈ જાય.

નેસેસિટી નથી, આ તો જાણીને ટેવ પાડી આપણે. ઊંધી ટેવ પાડી પંખાની. તે ઊલટો હું ટાઢો થઈ ગયો, ત્યાર પછી ! આ તે કંઈ રીત છે ? અને અમદાવાદ જઈએ છે ત્યારે ઍરકંડીશન કરે. કહેશે, 'દાદાજી, મારે ત્યાં ઉતરવાના છે.' એ લોકો ઍરકંડીશન કરી નાખે. એને ખબર નથી કે ઍરકંડીશન મારે જરૂર નથી. મારે તો એવું ઍરકંડીશન જોઈએ છે કે તારે ઘેર ઍરકંડીશન હોય પણ પાછું સત્સંગમાં જતી વખતે ત્યાં સુધી એરકંડીશન હોયને એવું જોઈએ છે. ત્યારે એ તો બહાર નીકળ્યા એટલે પાછું ધખધખતું... આપણે ઠંડામાંથી બહાર નીકળીએ તો શું થાય બહાર ? ધખધખતું અંગારા જેવું લાગે. તે આ શું ? તેથી ભગવાને કહેલું કે શાતાશીલિયા ના થશો. આને શાતાશીલિયા કહેવાય.

કંઈક તો આ શરીરને કેળવવું જોઈએને. બાવીસ પ્રકારના પરિષહ સહન કરવાનું કહ્યું છે. તે તો હું ના પાડું છું, તમને કહેતો નથી. એ કહું તો તમે બધાં ય ગભરાઈ જાવ, એના કરતાં ના કહું એ સારું છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ શરીર બાહ્ય સુખ ખોળે છેને ?

**દાદાશ્રી :** પણ સુખ આપણે ખોળવાનું ના હોય. આપણને અંદરનું સુખ મળ્યું છે. ના મળ્યું તે તો બહારનું ખોળે. અંદરનું મળ્યું હોય, તેને આ બહારનું ના હોય તો ચાલે કે ના ચાલે ? અંદરનું ના મળ્યું હોય, તેને અમારું કહેવાનું નથી. ના મળ્યું તે શું કરે ? પણ અહીં તો ફાંફાં મારતો જ હોય બહાર. આમ કેટલાક તો રાહ જુએ, 'એ પવન આવ્યો હંઅ એ આવ્યો, આ આવ્યો, આ આવ્યો'. જો જતો ના રહેવાનો હોય, તો ભોગવી લે, પણ 'એ ગયો' કહેશે !

આ જાતનું પરવશપણું માણસમાં રહે. જો આ ભગવાને બાવીસ પ્રકારના પરિષહ સહન કરવાના કહ્યા છે. લખ્યું છે કે નથી લખ્યું ?

**પ્રશ્નકર્તા :** હા. પરિષહ વેઠવાનું કીધું છે.

**દાદાશ્રી :** હા. તે તો હું તમને કહેતો જ નથી. ફક્ત તમારે તો આટલું જ, આવું જરાક હોય તો તમારો ઉપયોગ અંદર રહેશે. નહીં તો ઉપયોગ પછી બહારનો બહાર જ ભમ્યા કરશે. જરાક બફારો થયો એટલે ઉપયોગ બહારનો બહાર રહ્યા કરે. છતાં પંખો એની મેળે ચાલતો જ હોયને, એને બંધ ના કરશો. હોય તો સમભાવે નિકાલ કરી નાખજો, પણ આમાં સુખ છે એવું માનશો નહીં. એમાં સુખ છે એવું માન્યું એટલે પેલામાં દુઃખ છે એવું માન્યું. એટલે ઉપયોગ બીજી જગ્યાએ ફર્યા કરે.

એરકંડીશનમાંથી બહાર નીકળેલા માણસની શું સ્થિતિ હશે ? એ કહો. આ તો કોણે પંખા-બંખાની શોધખોળ કરેલી ? આ તો ફોરેનવાળા. શી રીતે ? એ એમને માટેની શોધખોળો, આપણે ત્યાં એ પેસી ગઈ. નહીં તો આપણે ત્યાં તો રાજાને ત્યાં પંખા હોય. બીજે બધે તો અમથા પંખા હોય સાધારણ, તે ય શેઠિયો હોય તો. નહીં તો કામ કરતો હોય આખો દહાડો, તો શેનો પંખો જોઈએ ? અને કુદરત તો બધી રીતે તમને હેલ્પ કરી રહી જ છે. જ્યારે પવનની જરૂર હોય તો ધીમો પવને ય આવે છે, બીજી બધી હેલ્પ કરે અને પસીનો જેટલો નીકળવો જોઈએ એટલો નીકળવા દે. પછી અકુદરતી જીવન જીવીએ, તેનો શો અર્થ છે ? આ કંઈ આપણે ધર્મના અંગેની વાતચીત નથી આ. આ તો એક જાણવા ખાતર.

પંખો હોય એને પા-અડધો કલાક બંધ કરી અને ઉપયોગમાં રહી જુઓ જોઈએ, તો તમને પંખાની જરૂર ના પડે. ઉપયોગમાં રહેતો હોય, તેને પંખાની જરૂર જ ના પડે. આ પંખાની જરૂર બાહ્ય જ્યાં સુધી હોયને ત્યાં સુધી. અને તેમ છતાંય આપણે ના નથી કહેતા. એને ભલે તારું બાહ્ય હોયને તો ય તું બાહ્યમાં, 'હું આત્મા છું' એવું ભાન રહેશે તો બહુ થઈ ગયું. તો ય વાંધો નથી, પણ થોડું આગળ વધવામાં વાંધો શો ? વાંધો ખરો ?

**પ્રશ્નકર્તા :** ઘરની અંદર જે કંઈ વસ્તુઓ હોય છે, એ જ્યારે ખોટકાઈ જાય છે, ત્યારે આખો જીવ એમાં જતો રહે. મારી વાત કરું કે સિત્તેર વર્ષ સુધી ફ્રીજની ખબરે ય ન હતી. પછી ફ્રીજ આવ્યું, તે એક દહાડો બગડ્યું એટલે આખું ઘર ઊંચું-નીચું કરી નાખ્યું.

**દાદાશ્રી :** હા, એ એવું જ હોય. આ બધી આફત છે. ઉપાધિ વસ્તુ જુદી છે ને આફત વસ્તુ જુદી છે. ઉપાધિ તો વળગેલી હોય. અને આફત તો વળગાડેલી હોય. તમને થાય એ સ્વાભાવિક છે, એ તો આ બધી આફતો છે.

જ્ઞાન ન હતું અને હીરાબા કહેશે, પેલો નળ બગડ્યો છે એ ઉપાધિ મારે. પછી બોલાવા જવાનું, તેડી લાવવાનું, આ ઉપાધિ. એ જરૂરિયાતની વસ્તુ હોયને ? પણ આ તો બીનજરૂરિયાત આફતો. ટીવી લાવે ને ફલાણું લાવે ને કંઈ ઓછું લાવે છે લોકો ? આંખો જાય અને પાછું આફત.

**પ્રશ્નકર્તા :** આ ટીવી ખરે ટાઈમે બગડી ગયું, એટલે આજુબાજુવાળા બધાંય 'ટીવી નથી ચાલતું ?' ટીવી નથી ચાલતું, તો આત્મા-બાત્મા બધું એમાં.

**દાદાશ્રી :** હા, બધું એમાં. હવે છતાંય આપણાથી એને તિરસ્કાર તો હોવો જ ના જોઈએને ? કારણ કે એ બીજાને ફાવતું હોય, એ ગમે તે કરે. આપણા ઘરનો છોકરો જ ગમે તે કરતો હોય, આપણાથી ના કહેવાય ? ના કહેશો તો તમને દ્વેષ થશે.

અને જ્યારે ઉપયોગમાં હોય ત્યારે કશું રહેતું નથી. ઉપયોગમાં હોઈએને ત્યારે ખ્યાલે ય ના રહે કે આ ગરમી છે કે ઠંડી છે એવું કશુંય નહીં. હમણે છોકરો પરીક્ષામાં પેપર લખતો હોય ને અને પંખા બંધ થઈ ગયા હોય તો એને ખબરે ય ના હોય. વકીલોનું જે કામકાજ ચાલતું હોય અને જજ બરોબર સાંભળતા હોય, તે ઘડીએ પંખા બંધ થઈ ગયા ને ખબરે ય ના પડે. આ તો નવરો પડ્યો કે ખબર પડી. એને બાહ્ય ઉપયોગ કહે છે. ભટક ભટક ભટક કર્યા કરે. છતાંય હું તો કહું કે કશો વાંધો નહીં. આટલુંય પણ કંઈક કરજો. પાંચ આજ્ઞામાં રહે છેને ? પંખા ફેરવજો પણ પાંચ આજ્ઞામાં રહેજો. પણ આ જાણી રાખજો કે આ વસ્તુ ભૂલવાળી છે. હું ય કંઈ નથી ફેરવતો એવું નથી. હુંયે ફેરવું આ. હવે એમાંથી થોડી થોડી બાદ કરતાં કરતાં પછી મૂળ જગ્યાએ અવાય.

હવે આ બૂટ પહેરીને ફરીએ અને પછી એક દિવસે કોઈ ફેરો બૂટ રસ્તામાં કો'ક બહારવટિયાએ લઈ લીધા અને પછી એ તડકામાં ફરવાનું

થાય. પેલા રોડ, રેતી ઉપર શી દશા થાય ? હવે ખેડૂતોના જે પગ છેને, તે ફીટ જ થઈ જાય છે. એને તો કશું થાયે ય નહીં ને જરૂર નહીં. કુદરતનો નિયમ છે કે જેને જેટલું જે જોઈએને તે ફીટ જ થઈ જાય. તો પછી આપણે એ નિયમનો કેમ લાભ ન ઉઠાવવો ? કુદરતનો નિયમ જ છે એવો. કારણ કે તમે સ્વતંત્ર છો. કુદરત તમારે આધીન છે. તમે કુદરતના રાઈટ બગાડો છો.

મારી સંપૂર્ણ સ્વતંત્રતા મેં જોયેલી છે. અનુભવેલી છે. ત્યાર પછી મને જ્ઞાન થયું છે.

## જોજો, રીપે કરવાં પડશે !

આપણું સુખ એમાં પેસે છે. પછી એમાંથી પાછું આપણને સુખ પ્રાપ્ત થાય છે. એટલે હવે એ પુદ્ગલમાં આપણે સુખ માની લઈએ છીએ. પણ જ્યારે એ જ પુદ્ગલ દુઃખ આપે છે ત્યારે મનમાં એમ થાય છે કે આ કેમ આવું કરે છે ? એ જ જલેબી ના ભાવે પાછી. એટલે પાછું રીપે(ચૂકતે) કરવું પડે આપણે. આ આમાં સુખ નથી ને તેમાંથી લઈએ એટલે, પાછું રીપે જ કરવું પડે. મૂળ હતી ત્યાં મૂકી દઈએ તો આપણે ચોખ્ખા થઈએ, નહીં તો થાય નહીંને ! આ બધી તમારી કલ્પના જ છે. જેટલી અહીંથી આંટીઓ મારી, એટલી પેણે ફરી પાછી રીપે કરવી પડશે. તમારી ગોઠવણી છે. એ કંઈ નવું ઉત્પન્ન થતું નથી કશું.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલમાંથી જે જે સુખ લીધું એ રીપે કરવું જ પડે ?

**દાદાશ્રી :** ગમે એ રીતે કરવાં પડે. કારણ કે એ ત્યાં આપણા બાપની કંઈ બેંક ન્હોય. એ તો અમે કશું લઈએ નહીં એટલે અમારે રીપે ય કરવાં ના પડે.

**પ્રશ્નકર્તા :** આપણા મહાત્માઓને તો આ ક્લિયર છે, મન-વચન-કાયામાંથી સુખ નથી આવતું.

**દાદાશ્રી :** આમને આમ રીપે જ કરી રહ્યા છે, આ બીજું કશું કરી રહ્યા નથી. ના છૂટકે કરવું પડે છે. ના ગમતું હોય તોય કરવું પડેને ? એ બધું રીપે કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પછી એનું ફરીથી રીપેમેન્ટ નથીને ?

**દાદાશ્રી :** આ જ રીપે છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ પછી જે મનથી સુખ ચખાઈ જાય, વાણીથી ચખાઈ જાય, દેહથી ચખાઈ જાય, તો આપણે એને જાણવાનું છે. જાણીએ તો પછી ચોંટે નહીંને એ વસ્તુ ?

**દાદાશ્રી :** 'જાણનાર'ને કશું અડે નહીં. ભોગવનારને અડે બધું. બહારનું સુખ આપણે લઈએ, તે કયું રીપે નથી કરવું પડતું ? ત્યારે કહે, મને કંઈ પણ માગ્યા સિવાય આપેને, વગર માગ્યે દૂધ આપેને, ઈચ્છા સિવાય અને હું પી જઉં, તેનું રીપે નહીં કરવાનું. બીજું બધું રીપેવાળું.

## આમ હોય મનના ને વાણીનાં દુઃખો !

**પ્રશ્નકર્તા :** મનથી સુખ લીધું એવો દાખલો આપોને, કે મનથી સુખ લીધું આને કહેવાય આમ.

**દાદાશ્રી :** આ બધાય મનથી જ લીધેલા કહેવાયને ! આમ ખૂબ ગરમી હોયને તે ઘડીએ પવન આવે, તે ઘડીએ સુખ લાગે. તે એ સુખ ક્યાંથી આવ્યું ?

**પ્રશ્નકર્તા :** મનથી.

**દાદાશ્રી :** હા. દઝાયો હોયને, તો દવા ઠંડી ચોપડીએ તો ? હાશ. ઊંઘી જાય હઉ મૂંઓ. એ સુખ ઉત્પન્ન થયું.

**પ્રશ્નકર્તા :** વાણીના સુખ કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** હમણાં ધણી ટૈડકાવે ને પછી કહેશે, 'મારું મન જ વિચિત્ર થઈ ગયું છે, ખરાબ થઈ ગયું' એટલે સારું લાગે પાછું. પહેલાંનું ક્યાંય ભૂંસાઈ જાય, એ વાણીનું સુખ. ધણી કહે કે, 'મારું મગજ બગડી ગયું છે હં, તને બહુ દુઃખ આપ્યું.' તે પેલી કહેશે, 'ના, એવું કશું થયું નથી. કશો વાંધો નહીં !' બધા મેણાં મારેલાં ભૂલી જાય. એવી ચાવી આવડવી જોઈએ.

## સમજ કેળવે 'બેરીંગ પાવર' !

પંખો આવે એટલે ઊંઘ આવી ગઈ, ને એટલે માણસમાં ને જાનવરમાં ફેર કશો રહ્યો શો તે ? આપણો ઊલટો ટાઈમ નકામો ગયો એટલો. સુખ લેવાય જ કેમ એમાંથી ? આ તો પરનું સુખ કહેવાય. જ્યારે પરનું સુખ ભોગવે ત્યારે સ્વનું આવતું બંધ હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, એનો ખરો અર્થ એવો થયો કે આપણે સુખ હોય ને ભોગવીએ એનો વાંધો નહીં પણ એના વગર ન રહેવાય અથવા તો એમાં ઓતપ્રોત નહીં થઈ જવાનું ?

**દાદાશ્રી :** સહન કરવાની શક્તિ જો ઘટી ન જતી હોય તો તમે વાપરો. એ તો ઘટી જાય પછી. માણસનામાં બધું બેરીંગ પાવર છે. એ બેરીંગો ઘસાઈ જાય પછી. આ જેમ ગાડીમાં બેરીંગો ઘસાઈ જાય ને એવી રીતે આમાં ય બેરીંગો ઘસાઈ જાય. નહીં તો બેરીંગ પાવર હોય જ.

**પ્રશ્નકર્તા :** દાદા, તો એ બેરીંગ પાવર કેળવવા શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** કરવાનું શું ? સમજવાનું. અને નક્કી કરવાનું કે હવે એ છે ને આપણે છીએ. ચાલો આવો, કહીએ.

## ઊંઘ એટલે આત્માને પૂર્યો કોથળામાં !

**પ્રશ્નકર્તા :** દાદા, છ કલાકની ઊંઘ કેવી કહેવાય ? કે ત્રણ-ચાર કલાક કે એનાથી પણ ઓછી જોઈએ ?

**દાદાશ્રી :** ઊંઘવાની તો જરૂર જ નથી. ઊંઘવાનું તો એની મેળે જ આવી જાય. એક પા કલાકમાં તો માણસ ચાર કલાકની ઊંઘ કાઢી નાખે. આમ ઝોકું આવે ને ! છતાંય સૂઈ જવું. પણ મહીં અંદર સ્થિતિ જાગૃત રાખવી. અંદર ગોઠવી કરીને સૂઈ જવું.

**પ્રશ્નકર્તા :** અંદર જાગૃતિ કેવી રાખવી ?

**દાદાશ્રી :** ગોઠવણી કરીએ તો રહે. મહીં અંદર દાદા બેસાડી, પછી

'શુદ્ધાત્મા છું' એમ કર્યા કરીએ. દાદાનું નિદિધ્યાસન રોજ રાત્રે ઊંઘ આવે ત્યાં સુધી કરવું. પછી ઊંઘી જવું. ઊંઘ ના આવે એટલે ઉપયોગમાં રહેવું. ઉપયોગ કેવી રીતે રખાય કે દાદાના નિદિધ્યાસનમાં રહેવું. એ રહેતાં રહેતાં ઊંઘ આવે તો ફરી ઊંઘી જવું. ફરી જાગીએ ત્યારે પાછું ઉપયોગમાં રહેવું. મોક્ષને માટે ઉપયોગ રાખવાની જરૂર છે. ઊંઘમાંથી જે સુખ આવે છે, એ પરાધીન સુખ છે. આપણું સુખ ન્હોય. પરાધીન સુખ છે ને તે ઈન્દ્રિયો તથા આ દેહને આધીન છે. કેટલાક લોકો તો ચૂંટીઓ ખણીને ઉપયોગમાં રહે છે. તો તમારે સહજાસહજ રહેવાય એવું છે, માટે આ પ્રમાણેનો ઉપયોગ રાખજો. બાકી, ઊંઘનું સુખ એ પુદ્‌ગલનું સુખ કહેવાય. મોક્ષે ના જવા દે.

જગાડનાર જોઈએ, નહીં તો ઓઢીને સૂઈ રહે. આ આત્માને કોથળામાં બાંધી ના રખાય. કોથળામાં બાંધીને આ રાતે જો સૂઈ જાય છેને ! એ ટાઈમ બગાડાય કેમ આવું, દાદા મળ્યા, જ્ઞાની મળ્યા પછી ! આખું વીંટાળીને સૂઈ જાય નિરાંતે, કોથળે બાંધીને !

**પ્રશ્નકર્તા :** એવું દાદા ભાન જ નહીંને ! જાત જ સાચવ સાચવ કરીએ એટલે. ભોગવી જ લેવાનો શોખ એટલે !

**દાદાશ્રી :** શું ભોગવવાનું પણ આ ? એ શ્રદ્ધા તૂટે નહીં ! આપણી શ્રદ્ધા આની પરથી તૂટી જવી જોઈએ કે ઊંઘમાં સુખ છે. ઊંઘ પુદ્‌ગલનું સુખ છે, એ આપણું સુખ ન્હોય. એ તો પેલી જે આપણી શ્રદ્ધા હજુ પુદ્‌ગલ ઉપર છે ! તે આ પુદ્‌ગલ તો કોઈ જગ્યાએ સુખદાયી હોય જ નહીં ! એક ઊંઘ ને એક વિષય, બે વધારે પજવે. છેતરનારા આ બે હોય છે.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ ઊંઘ તો નેચરલ ગીફ્ટ હશેને ?

**દાદાશ્રી :** એ તો જેને સંસારમાં ભટકવું હોય તેને માટે. અમે તો અહીં ઠંડીમાં અમને ઓઢાડવામાં આવેને તો હું જરા આમ શાલ ખસેડી નાખું. જો ઠંડો પવન લાગે તો જાગે, આમ આખી રાત જાગીએ. અને ના હોય તો ફરી ઉધરસ આવે તેનાથી જગાય. પછી ઉપયોગમાં રહીએ.

બે શાલ કરતાં એક જ શાલ ઓઢતો હતોને ! જાણી જોઈને, નહીં તો ઠંડી ના લાગે તો પછી આખી રાત ઊંઘ્યા કરે એટલે થોડો ચમકારો તો

રહેવો જ જોઈએ શરીરને, હા. નહીં તો પછી ઊંઘમાં જાય બધું. સારું ખાવામાં આવ્યું હોય તો વધારે ખાઈને પછી ઘસઘસાટ ઊંઘે. એવું નહીં થોડો ચમકારો જોઈએ જ. ઓઢવાનું તો જગત આપશે બધું સુંદર સુંદર, કોણ નહીં આપે ?! લોક ઓઢીને સૂઈ રહ્યું છે અને આપણનેય ઓઢાડશે પણ આપણે ઓઢીએ તો આપણું જાયને ! ખોટ જાય. આપણે ઓઢીએ ત્યારે જાયને !

અમે કેટલાંય વર્ષથી રાત્રે તબિયત બગડી હોય, રાત્રે ગમે તે થયેલું હોય, પણ એક્ઝેક્ટ સાડા છ એટલે ઊઠી જવાનું. અમે ઊઠીએ ત્યારે સાડા છ વાગ્યા જ હોય. પણ અમે તો સૂતા જ નથી જો કે. અમારે તો અઢી કલાક તો વિધિઓ ચાલે મહીં રાત્રે. સાડા અગિયાર સુધી તો સત્સંગ ચાલે. આમ બાર વાગ્યે સૂઈ જઈએ. સૂવાનું સુખ, આ ભૌતિક સુખો અમે લઈએ નહીં. આ ભાઈને ઊંઘ સારી આવે, તો મનમાં શું કહે, 'આજે સરસ ઊંઘ આવી'. પણ સુખ ક્યાંથી આવ્યું તે જાણતો નથી. આ પુદ્ગલમાંથી આવ્યું, આ આત્માનું ન્હોય. આ પુદ્ગલમાંથી સુખ ચાખોને ત્યારે આત્માનું સુખ બંધ થઈ જાય. કારણ કે હજુ તો ઊંઘવા જોડે સોબત ખરી કે નહીં ?! ઊંઘમાંથી સુખ લે ખરા આ લોકો ! હજુ ભૌતિક સુખની તો આદતો ગઈ નથી. એ આદત ના જવી જોઈએ ? એ સ્ત્રી કરતાં ભારે છે આ ઊંઘવું. સ્ત્રી તો વઢેય ખરી. પણ આ તો ઊંઘે નિરાંતે, સોડ ઘાલીને સૂઈ જાય. તમે સોડ ઘાલીને સૂઈ ગયેલા કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** હું બે ઓઢવાના લઈને સૂઈ જતો'તો, આ દાદાનું સાંભળીને મેં એક કરી નાખ્યું.

**દાદાશ્રી :** સારું કર્યું. તમારે કંઈ કરવાની જરૂર નથી, આ જ્ઞાન જ કામ કરશે. આ જ્ઞાન જ તમને ખૂંચશે મહીં આવીને. અને અમે તો એ જ્યાં ઊંઘવાનો વખત થાય એટલે થોડું આમ પગ આગળથી શાલ કાઢી નાખીએ એટલે પછી અહીં જરા, કોઈ ગોદો મારવાની જરૂર ના રહે. એટલે અમે કહીએ છીએને, અમે ઊંઘતા નથી. ભગવાન એક ક્ષણવાર ઊંઘ્યા નથી. કારણ કે નિરંતર જાગૃત સ્થિતિ. કેવી સ્થિતિ હશે ? આંખો મીંચેલી હોય. દેહ ઊંઘેય ખરો ને મહીં જાગૃત હોય. એનું નામ ઘસઘસાટ નહીં. લોકોનું ઘસઘસાટ જોયેલું તમે ? સવારમાં ઊઠીને કહેશે, 'આજે બહુ

સરસ ઊંઘ આવી !' એટલે સુખ વધારે આવ્યું. ત્યારે મૂઆ, ઊંઘ તો કંઈ બીબી હતી તે મૂઆ ઊંઘ જોડે સૂઈ ગયો ? ઊંઘની જોડે સૂઈ રહે લોકો. શાસ્ત્રમાં આવું બિવડાવ્યા નથી, હોં કે !

## પુદ્ગલ રસ અટકાવે કેવળજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** પુદ્ગલમાંથી રસ ચાખે તો કેવળજ્ઞાન અટકી જાય.

**દાદાશ્રી :** કેવળજ્ઞાનની વાત ક્યાં કરો છો ?! આ જ્ઞાન જ બધું તેનાથી અટક્યું છે. આ તમે આજ્ઞા પાળો તે જ, બીજું શું ? જ્ઞાન તો હવે અનુભવ થાય એટલા સાચા. એ દર્શન થઈ ગયું. બીજું જ્ઞાન જ ક્યાં છે તે ?! ક્યારે રસ પૂરો થવાનો છે ? જે પૂરું ના થાય એ પૂછીએ, એનો શું અર્થ છે ?

**પ્રશ્નકર્તા :** પુદ્ગલમાંથી રસ નથી ચાખવો એવો નિશ્ચય કર્યો છે.

**દાદાશ્રી :** આ જ રસ તું ચાખું છું. ખબર ના પડેને ! એ ધીમે ધીમે આગળ વધતાં વધતાં જવાશે. એક કામ પૂરું થઈ જાય પછી, બીજું કામ ઝાલવાનું, આજે શી રીતે ઓછું થાય એ કરવાનું છે. આજે શું કરો છો, એટલું જ ધ્યાનમાં લેવું. અત્યારે ઊંઘમાંથી સુખ લો છો કે ? સારી ઊંઘ આવી ? મજા આવે છેને !

**પ્રશ્નકર્તા :** આમ ઊંઘ આવે એમાં મજા આવે પણ એમાં હવે નક્કી કરીએ કે પાંચ વાગે ઊઠવું, ચાર વાગે ઊઠવું.

**દાદાશ્રી :** એ બધું નહીં, એ તો અજ્ઞાનીય કરે છે. આ પુદ્ગલ સુખ છે, બસ એને જુદું જાણો ! મહાત્માઓને ખબર જ નથીને ! રસ ચાખવાનું ખોટું છે એવું સમજ્યા હોય, તો ગમે ત્યાંથી તે ઓછું કરતાં જાવ.

## પ્રથમ પ્રતીતિ પૂરેપૂરી ખપે !

તમારે મોક્ષે જવું છે એ વાત નક્કીને કે પછી બદલાશે જરા ?

**પ્રશ્નકર્તા :** ના, ના. એ તો બદલાય જ નહીંને ! દ્રઢ નિશ્ચય થઈ ગયો છે. નિશ્ચય ન બદલાય, એના માટે પોતાના તરફથી કેવું હોવું જોઈએ ?

**દાદાશ્રી :** આત્મા સિવાય બીજી કોઈ જગ્યાએ સુખ છે નહીં, એવી પ્રતીતિ હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ પ્રતીતિ પૂરેપૂરી બેસવા માટે આધાર શો ?

**દાદાશ્રી :** સાચું જ્ઞાન મળે, પ્રતીતિ સાચા ઉપર બેસી જ જાય. ચા ઊકળતી રેડીને લાવ્યા, તો તું એકદમ પીવા ના માંડુને ? ના. કારણ કે તને પ્રતીતિ બેઠેલી છે કે જીભ શેકાઈ જશે. પ્રતીતિ ભૂલાવે નહીં કશું. પ્રતીતિનું જ્ઞાન ભૂલાવે નહીં. ગાંડો હોય તો ય ભૂલે નહીં પ્રતીતિ થઈ ગઈ એટલે.

**પ્રશ્નકર્તા :** એ ચાની બાબત તો એક જ છે પણ આ મોક્ષમાર્ગની બાબતમાં તો શું શું હોઈ શકે ?

**દાદાશ્રી :** આ બધું જ જે છે, તે પ્રતીતિ બેઠેલી જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે દરેક બાબતમાં એને આત્મસુખની પ્રતીતિમાં રહેવું પડેને ?

**દાદાશ્રી :** હોવું જ જોઈએ. પ્રતીતિ હોય તો જ ચાલે.

**પ્રશ્નકર્તા :** આત્મા સિવાય સુખ નથી એવી પ્રતીતિપૂર્વક ચાલવાનું છે મોક્ષમાર્ગ માટે, તો બીજે ઈન્ટરેસ્ટ ઊભો થાય તો એનું સોલ્યુશન શું કરવું ?

**દાદાશ્રી :** કશું ન જોઈએ એટલે ઊડી જાય એ તો. આત્મા સિવાય બીજે સુખ મળવાનું નથી એવી પ્રતીતિ જેને રહે છે, તે પેલાં સુખ ઊડી જાય.

હવે એવી પ્રતીતિ બેઠેલી હોય કે ચેવડો ખઉં છું ને ઉધરસ થાય છે, તો ચેવડો દેખે ત્યાંથી એને ખબર પડી જાય કે ભઈ, આફત આવી. પ્રતીતિ એનું નામ કહેવાય. એ મૂર્છિત સ્થિતિમાં ય ભૂલાય નહીં. દારૂ પીધો હોય તોય ભૂલાય નહીં. પ્રતીતિ એટલે પ્રતીતિ હોય. કાં તો પ્રતીતિ નથી અગર પ્રતીતિ કાચી છે, પાકી ના હોય એ.

**પ્રશ્નકર્તા :** તો આ બીજો ઈન્ટરેસ્ટ ઊભો થાય તો એ પ્રતીતિ નથી એવું જ થયું ને ?

**દાદાશ્રી :** ના, એ પ્રતીતિ જુદી છે ને ઈન્ટરેસ્ટ જુદો છે. પ્રતીતિ હોય અને ઈન્ટરેસ્ટે ય ઊભો થાય. બેય સાથે હોય.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે ?

**દાદાશ્રી :** પ્રતીતિ છે ત્યાં ઈન્ટરેસ્ટ નથી ને ઈન્ટરેસ્ટ છે ત્યાં પ્રતીતિ એને નથી. એમાં લોકો ગૂંચવાઈ ગયા. ઈન્ટરેસ્ટ ને પ્રતીતિ બેઉ હોય. પ્રતીતિવાળો છે તે જુદો છે ને ઈન્ટરેસ્ટવાળો છે તેય જુદો છે.

**પ્રશ્નકર્તા :** એ કોણ કોણ છે ?

**દાદાશ્રી :** એ તો ઓળખી કાઢવા બેઉ તરત. તપાસ કરવી કે ઈન્ટરેસ્ટ કોને છે અને પ્રતીતિ કોને છે ?

**પ્રશ્નકર્તા :** તો ઈન્ટરેસ્ટ ઊભો થાય, એને છેદ ઉડાડવો કેવી રીતે ?

**દાદાશ્રી :** એની રીત ના હોય. એ તો ડિસ્ઈન્ટરેસ્ટેડ થઈ જવાનું.

## કળિયુગમાં દુઃખનો અભાવ એ જ સુખ !

**પ્રશ્નકર્તા :** તો ચંદુભાઈને કંઈ પણ થાય છે એ અમે જોઈએ છીએ પણ આનંદ કેમ ઉત્પન્ન નથી થતો ?

**દાદાશ્રી :** થાય છે ને આનંદ. આનંદ જો નથી થતો તો શું થાય છે ? કહો. ચિંતા થાય છે ? તમે આનંદ જુદો ખોળો છો. બે પ્રકારના આનંદ. એક સંસારી દુઃખનો અભાવ, એના જેવો મોટો આનંદ કોઈ છે નહીં. અને બીજું, પોતાના સ્વભાવિક સુખનો સદ્ભાવ. એ ત્યાં આગળ છે, અહીં ના મળે, દેહ હોય ત્યાં. પોતાના જે સુખનો સદ્ભાવ એ તો ત્યાં આગળ. એટલે અહીં આગળ સંસારમાં રહેવા છતાં દુઃખનો અભાવ એને મોટામાં મોટો આનંદ કહ્યો છે. એ આનંદ કેવો ખોળે છે ? ગલીપચી થાય એવો ? તે એ તો ના ચાલે. એ તો બધું બહાર છે જ ને, ત્યાં ગલીપચી કરાવી લાવને ! બાકી આનંદ એટલે હેય... આકુળતા નહીં, વ્યાકુળતા નહીં, નિરાકુળતા એ આનંદ. નિરાકુળતા એ સિદ્ધનો ગુણ, તે આનંદ, નિરાકુળતા. નિરાકુળતા રહે ખરી ? એ તમે આનંદ પેલો ગલીપચીવાળો ખોળો છો હજુ ?

**પ્રશ્નકર્તા :** સત્સંગમાં એક વાત થયેલી કે પહેલો દુઃખનો અભાવ થતો જાય અને પછી સુખનો સદ્ભાવ લાગે. તો એ જે દુઃખના અભાવની પ્રક્રિયા પૂરી ના થાય, ત્યાં સુધી પેલો સુખનો સદ્ભાવ આવે જ નહીં ?

**દાદાશ્રી :** જગતમાં દુઃખનો અભાવ એને જ સુખ કહે છે. કારણ કે સુખ બીજું હોય નહીંને ! પેલું તો પરમાનંદ ઉત્પન્ન હોય, સ્વાભાવિક આનંદ હોય.

**પ્રશ્નકર્તા :** પણ એ આનાથી જુદો હોયને ? આ દુઃખના અભાવને લીધે જે સુખ લાગે, એનાથી જે સુખનો સદ્ભાવ હોય, એ તદ્દન જુદી જ પ્રક્રિયા હોયને એ ?

**દાદાશ્રી :** એ સુખ જ નહીં. એ તો સ્વાભાવિક આનંદ. બધા પ્રકારનો આનંદ રહ્યા કરે એ.

**પ્રશ્નકર્તા :** એ અત્યારે જે દુઃખના અભાવને લીધે સુખ લાગે, એટલે પેલા આનંદની પ્રક્રિયા અત્યારે સમજમાં ના આવે.

**દાદાશ્રી :** એવું છેને, સોનું શુદ્ધ થયેલું હોય છતાં ભઠ્ઠીમાં હોઈ શકે. છતાંય શુદ્ધ થયેલા સોનાને કશું અસર ના થાય ભઠ્ઠીમાં. પણ પછી બહાર નીકળીને લગડી થાય ત્યારે કેવી હોય ? ભઠ્ઠી છૂટી જાયને ? એવું આ ભઠ્ઠી છે ખરી. ભઠ્ઠીનું દુઃખ નથી. દેહ હોય પણ દેહનું દુઃખ ના હોય.

જગત આખું દુઃખનો અભાવ ખોળે છે. દુઃખના અભાવને સુખ કહે છે. એ ખરી રીતે સુખ મળતું નથી. બે દુઃખ થાય તેની વચ્ચેની જગ્યાને આપણા લોકો સુખ કહે છે. હમણે દુઃખ ઉત્પન્ન થયું ને પૂરું થઈ ગયું અને બીજું ઉત્પન્ન થયું નથી, ત્યાં સુધી એટલામાં સુખ લાગ્યા કરે. ખરેખર સુખ હોતું નથી. પણ દુઃખ નહીં, દુઃખનો અભાવ એ જ સુખ. એવું સુખ ખોળે છે લોકો. અને આત્મા સ્વભાવિક રીતે જ સુખિયો છે. પણ ભઠ્ઠીમાંથી નીકળેલો અને ભઠ્ઠીમાં મહીં હોય તે બેમાં જેવો ફેરફાર, એટલો ફેરફાર આમાં. સુખનો સદ્ભાવ ઉત્પન્ન ના થાય.

**પ્રશ્નકર્તા :** ભઠ્ઠીમાંથી નીકળેલો એ પેલો સુખનો સદ્ભાવ, દાદા.

**દાદાશ્રી :** એ આનંદ જ રહે. અને ભક્રીમાં હોય ત્યાં સુખનો સદ્ભાવ શરૂઆત થઈ જાય, પણ સંપૂર્ણ આનંદ તો જ્યારે છૂટો થાય ત્યારે આવે.

જેટલો છે તે સંસારમાં મહીં ઊતરતો ગયો, એટલું દુઃખ એને વધ્યું. ઊતરે નહીં એટલે દુઃખ નહીં. જ્ઞાન નહોતું ત્યારે તો ધંધો જ એ હતો. આ જ હું ને આ જ મારું. જ્ઞાન લીધા પછી આ હું એ ન્હોય અને આ મારું ન્હોય !

**પ્રશ્નકર્તા :** એટલે સંસારમાં એટલો ઊંડો ઊતરતો બંધ થઈ ગયો, એના લીધે એને સુખ વર્તાવા માંડ્યું.

**દાદાશ્રી :** ત્યાંથી જ સુખ વર્તાવાની શરૂઆત. અને પાપો અમે ભસ્મીભૂત કરી નાખ્યાંને ! પાપો ભસ્મીભૂત કર્યાં. એટલે બધું હલકું લાગે અને જાગૃતિ રહે, નહીં તો જાગૃતિ જ ના હોયને ! જગત આખું ઊંઘે છે, એમ કહેલું શાસ્ત્રકારોએ. એ ક્રમિકમાર્ગમાં ઠેઠ સુધી દુઃખ રહે, છેલ્લા અવતાર સુધી અને આપણે અહીં આ દુઃખનો અભાવ જ થઈ જાય છે. કારણ કે આખો આત્મા પ્રાપ્ત થયો છે. પેલો તો ક્રમે ક્રમે આત્મા જેટલો બાકી હોય એટલું એને દુઃખ હોય. અહીં તો અક્રમ એટલે આખોય આત્મા પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** પૌદ્ગલિક દુઃખનો અભાવ એ દાદાનું જ્ઞાન લીધા પછીથી જ્ઞાન પરિણામ પામે, એટલે તાત્કાલિક એ તો થાય છે જ.

**દાદાશ્રી :** થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** હા, પછી હવે જે પોતાના સુખનો જે સદ્ભાવ થવો જોઈએ, એ તે જેમ જેમ આપણે જ્ઞાનની અંદર વિશેષ આજ્ઞાઓ પાળીએ તેમ...

**દાદાશ્રી :** પાછલો માલ ભરી લાવ્યા છો તે જેમ જેમ ખપતો જાય, તેમ તેમ સદ્ભાવ થતો જાય, ઊઘડતું જાય એ સુખ.

**પ્રશ્નકર્તા :** હવે પેલું સુખ જે છે એ અને આ સુખ, પેલામાં સાંસારિક દુઃખોનો અભાવ એ સુખ અને આ સદ્ભાવ, એ બે સુખની અંદર કોઈ ફેર હશે ખરો, દાદા ?

**દાદાશ્રી :** ફેર ખરો. આ દુઃખનો અભાવ થયોને એ બહુ નિરાંત જેવું લાગે. અને પેલો સુખનો સદ્ભાવ થવો એ તો વાત જુદી જ છે. સ્વાભાવિક સુખમાં આવ્યો. દુઃખનો અભાવ થવો એ સ્વાભાવિક સુખ નથી.

**પ્રશ્નકર્તા :** સુખનો સદ્ભાવ જે થવાનો, તે એના પુરુષાર્થ ઉપર રહ્યુંને ?

**દાદાશ્રી :** માલ અંદર ખલાસ થાય તો.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષનો સહવાસ મળ્યા કરે તો એ બધો માલ ઑટોમેટિકલી ખાલી થયા જ કરે.

**દાદાશ્રી :** તો ખાલી થઈ જાય, એ જ રસ્તો. બીજો કોઈ રસ્તો નથી. એમનો જોગ મળે તો બહુ થઈ ગયું.

## મોક્ષ, પ્રથમ સ્ટેજનો !

આ જ્ઞાન શું છે ? સંસારમાં મુક્તિ છે. આ મુક્તદશા સંસારમાં. સંસારમાં બેઠા મોક્ષ, વીતરાગતા. રાગ-દ્વેષ નહીં થાય હવે, હવે સંસારમાં મોક્ષ એટલે શું, એનો અર્થ સમજાવું તમને. તમે જે ખોળો છો, તે હમણે ખોળશો નહીં. એ તો એની મેળે આવી ઊભું રહેશે. સંસારમાં મોક્ષ થવો એટલે સંસારના દુઃખોથી મુક્તિ !

આ જગત આખું દુઃખથી જ પીડાઈ રહ્યું છે અને માગણી શું કરે છે, 'હે ભગવાન, મને આ દુઃખથી મુક્ત કર.' આ સર્વ દુઃખોનો ક્ષય કરનારો વીતરાગ માર્ગ, એ સર્વ દુઃખોનો ક્ષય થઈ ગયો છે હવે. પણ પેલું ઉત્પાદન ચાલુ થયું નથી. શાથી ? પાછલાં ઓવરડ્રાફ્ટ લઈને આવ્યા છો, તે બેંકમાં ભરવા પડે છે રોજેરોજ. પાંચ-દશ વર્ષમાં પૂરા થઈ જશે. આ ઓવરડ્રાફ્ટ લાવ્યા છે, કોઈ વધારે ઓવરડ્રાફ્ટ લાવ્યો હોય તો દશ-પંદર વર્ષમાં પણ પૂરું થઈ જશે. તે આ દુઃખોથી મુક્તિ, એનું નામ પહેલો મોક્ષ ! સંસારમાં બેઠા મોક્ષ અને પછી સ્થૂળ દેહથી મુક્તિ એ છેલ્લો મોક્ષ. એટલે એ ખોળશો નહીં, એની મેળે આવીને ઊભું રહેશે. આપણા ઓવરડ્રાફ્ટ ભરાઈ જશે એટલે !

## અનુભવ્યો આત્માનો આનંદ !

જ્ઞાન લેતાં પહેલાં જે આનંદ હતોને, તે તો વિનાશી આનંદ હતો. જ્ઞાન પછી હવે સાચો આનંદ ઉત્પન્ન થાય. પહેલાં અમારા સત્સંગથી અને વાતચીતથી આનંદ થાય, પણ એ કાયમ ટકે નહીં. હવે આ પોતાનો સ્વભાવિક આનંદ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** આનંદ એટલે સુખ ના કહેવાય ?

**દાદાશ્રી :** ના. આનંદ અને સુખમાં તો બહુ ફેર. સુખ એ જોયેલું ન્હોય, પડછાયો પણ ન્હોય, આ સુખ તો વેદના કહેવાય. જેને સુખ આપણા લોકો કહે છેને, તે વેદના કહેવાય. આ મીઠી વેદના અને કડવી વેદના પણ બેઉ વેદના છે.

**પ્રશ્નકર્તા :** આનંદ આવે છે તે ક્યાંથી આવતો હશે ?

**દાદાશ્રી :** આત્માનો સ્વભાવ જ આનંદ છે. એટલે બહારથી લાવવાનો નથી. જો આત્મરૂપ રહે તો આનંદ જ નિરંતર રહે. બહારથી કંઈ લાવવાનો નથી અને શાંતિ બહારથી લાવવી પડે. જલેબી ખાય ત્યારે એને શાંતિ થાય.

**પ્રશ્નકર્તા :** પછી એ આનંદ કેમ જતો રહે છે ?

**દાદાશ્રી :** જતો જ રહેને ! બરોબર પૂરેપૂરું કરી લઈએ નહીં એટલે. નિરંતર આત્મસ્વરૂપ રહેવું, એવું કરી લેવું જોઈએ. એટલે એ પાકું કરી લે એટલે પછી પૂરું, તે કાયમ રહે. નિરંતર આત્મામાં જ રહેવું જોઈએ. રમણતા જ આત્માની હોવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** તો પછી વ્યવહારમાં ગોટાળો થઈ જાયને ?

**દાદાશ્રી :** વ્યવહાર જેને ના જરૂર હોય તો જ એ આત્મામાં રહેને ! વ્યવહાર તો પૂરો કરવો પડશેને ! એટલે જ જરા ઓછું સુખ થાયને ? પછી એમ કરતાં કરતાં વ્યવહાર પૂરો થઈ જાય એટલે પછી સુખ આવે. નિરંતર આત્મરમણતા જોઈશે.

❖❖❖❖❖

## [૧૦]

# સમજ, ધ્યેય સ્વરૂપની !

### સૂક્ષ્મ ભેદ, હેતુ અને ધ્યેયમાં...

જગતના લોકો બધા હેતુ વગરની ક્રિયા કરે છે. હેતુ કંઈ નક્કી હોય જ નહીં.

**પ્રશ્નકર્તા :** હેતુને ધ્યેય કહી શકાય ?

**દાદાશ્રી :** ધ્યેય ને હેતુ બે જુદા.

**પ્રશ્નકર્તા :** તો આ બધી ય ક્રિયા તો ધ્યેય વગરની જ છે ને ?

**દાદાશ્રી :** ધ્યેય વગરની ના કહેવાય, પણ હેતુ વગરની કહેવાય. ધ્યેય તો હેતુવાળાનો ય હોય કે ના ય હોય.

**પ્રશ્નકર્તા :** હેતુ અને ધ્યેય એ બે વચ્ચે કેવી રીતે ફેર પડે છે ?

**દાદાશ્રી :** હેતુવાળાને ધ્યેય હોય કે ના ય હોય. એટલે ધ્યેય તો છેલ્લામાં છેલ્લી વસ્તુ છે.

ભૌતિક સુખો પ્રાપ્ત કરવાનો હેતુ હોય છે, એને ધ્યેય ના કહેવાય. ધ્યેય એટલે તો છેલ્લા સ્ટેશને લઈ જાય, એનું નામ ધ્યેય.

**પ્રશ્નકર્તા :** તો ભૌતિકમાં ધ્યેય વસ્તુ ન જ રહી ?

**દાદાશ્રી :** એ ધ્યેય બોલે એટલું ખોટું. એને ધ્યેય ના કહેવાય, હેતુ

કહેવાય. ધ્યેય બોલે, પણ ધ્યેય શબ્દ એને ફીટ થતો નથી.

હેતુ એટલે આપણો એ વિવેક, સદ્‌વિવેક સચવાય, એનું નામ હેતુ કહેવાય. સદ્‌વિવેક એટલે શું ? પોતાને જે સુખની ભાવના છે. એટલે દરેક જીવ પ્રત્યે હેતુપૂર્વકનું રાખે એટલે કે વિવેક રાખે કે આનાથી દુઃખ થશે. કારણ કે દરેક જીવ સુખની ઈચ્છાથી વર્તે છે, સુખ જ ખોળે છે, દુઃખ ગમતું નથી.

## શું થવું છે ?

તારો ધ્યેય શું થવું છે ?

**પ્રશ્નકર્તા :** દાદા જેવા થવું છે.

**દાદાશ્રી :** એ પાછું ક્યાં ઘાલ્યું ? દાદા જેવા થઈને શું કાઢવું છે ? શુદ્ધ થવાનું રાખને ! આપણે મોક્ષે જવાની વાત કરો. આમ દાદા જેવા થવું છે, આમ થવું છે એવો ભાવ કશો ના કરવો જોઈએ. એ મર્યો જાણો, લટક્યો. આપણી પાસે શુદ્ધ ઉપયોગને એ બધાં સાધન છે અને શુદ્ધ થયા એટલે દાદાથી વધ્યા. દાદા જેવા નહીં, દાદાથી વધ્યા. આપણે આમ થવું છે, શા માટે ? આવો હેતુ બાંધવો નહીં. શુદ્ધ જ રહો.

**પ્રશ્નકર્તા :** પછી જે થાય તે.

**દાદાશ્રી :** એનું ફળ જે આવે તે. બાકી આમ થવું છે એ ભાવ તો બંધનકારી છે.

**પ્રશ્નકર્તા :** અમુક ધ્યેય નક્કી કર્યો હોયને તો એ પ્રમાણે થોડું જલદી ચાલ્યા કરે.

**દાદાશ્રી :** ધ્યેય આ જ નક્કી કરવાનો, શુદ્ધ ઉપયોગ. ને શુદ્ધ જ છીએ આપણે. નહીં તો પેલું પોતાપણું રહ્યા કરે ત્યાં. તમારે શુદ્ધ ઉપયોગ પોતાપણારહિત કહેવાય.

## 'હું શુદ્ધાત્મા છું' એ જ ધ્યેય !

**પ્રશ્નકર્તા :** એટલે ધ્યેયપૂર્વક રહેવાનું અને આ પ્રકૃતિ ખપાવવાની, એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** આજ્ઞામાં રહે તો. આજ્ઞા એવી ચીજ છે કે બધું તમારું પાર લાવી દે અને પાછું આપણે કંઈ ના ખાવાનું ઓછું કહ્યું છે. થાળીમાં આવી રસ-રોટલી તો સમભાવે નિકાલ કરજો. એ ફાઈલનો શું વાંધો છે ?

**પ્રશ્નકર્તા :** કશો વાંધો નથી.

**દાદાશ્રી :** હં. આ બે બાબા છે તે પૈણાવજો, બેબીને પૈણાવજો, કંઈ ના પાડીએ છીએ ? પણ સમભાવે નિકાલ કરજો. દસ-પંદર લાખ રૂપિયા ખર્ચ કરીને નહીં. રીતસરથી નોર્મલ માણસો કરે એવું.

**પ્રશ્નકર્તા :** મહાત્માઓને આજ્ઞા પાળવી એ ધ્યેય ગણાય ને ?

**દાદાશ્રી :** ના, આજ્ઞા પાળવી એ ધ્યેય નહીં. ધ્યેય તો આત્મા, પણ ધ્યેય પ્રાપ્તિ માટે આજ્ઞા પાળવાની. નહીં તો ધ્યેય પ્રાપ્ત નહીં થાય.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' ભાન થયું મહાત્માઓને, એટલે ધ્યેય પ્રાપ્ત થયો કહેવાયને ?

**દાદાશ્રી :** પણ એ ધ્યેયની પૂર્ણાહુતિ થવી જોઈએને ! પૂર્ણાહુતિ ધ્યેયની. એટલે 'હું શુદ્ધાત્મા છું', એ ધ્યેયપૂર્વક જ ચાલવાનું.

## ભયંકર પરિષહ આવે ત્યારે...

સખત ઠંડી પડી હોય તો ઓઢવાનું યાદ ના આવે ને આત્મા જ યાદ રહ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એ ધ્યેયપૂર્વક કહેવાય ?

**દાદાશ્રી :** એ ધ્યેય.

**પ્રશ્નકર્તા :** હવે આજ્ઞાપૂર્વકવાળો કેવો હોય ત્યાં ? આજ્ઞામાં રહેતો હોય, તો એને ઠંડી પડે ને તો એ કેવી રીતે એડજસ્ટમેન્ટ હોય એનું ?

**દાદાશ્રી :** એ તો આજ્ઞાપૂર્વક રહેતો હોયને, તેને વાંધો નહીં, સમભાવે નિકાલ કરતો હોય. પણ ખરો ધ્યેયવાળો તો પેલો કહેવાય. બહુ જ ઠંડી પડે ત્યારે ઓઢવાનું ખોળે નહીં પણ આત્મામાં હોય.

છતાં આત્મા પ્રાપ્ત કરવાથી કકળાટ ગયો એ બહુ મોટામાં મોટો તમને ફાયદો, કકળાટ નહીંને !

**પ્રશ્નકર્તા :** તો પણ પેલું કીધુંને, પેલું ધ્યેયપૂર્વક ના હોય તો એ ગાદી ઉડાડી દે.

**દાદાશ્રી :** થોડા અવતાર વધારે થાય.

**પ્રશ્નકર્તા :** થોડા એટલે કેટલા ?

**દાદાશ્રી :** પણ એ ગણતરીના અવતારમાં આવી ગયો. એક જ અવતાર ક્લેશ વગરનું જીવન જીવ્યો તો ય લિમિટમાં આવી ગયો.

**પ્રશ્નકર્તા :** સખત ઠંડી પડતી હોય ત્યારે ઓઢવાનું ના ખોળેને ! અને આત્મામાં આવી જાય...

**દાદાશ્રી :** ઓઢવાનું યાદ ના આવવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** હં... તો એ આત્મામાં કેવી રીતે પેસી જાય તો ?

**દાદાશ્રી :** ત્યારે આત્મા જ છેને એ.

**પ્રશ્નકર્તા :** એ ધ્યેયની જાગૃતિ કીધી.

**દાદાશ્રી :** આત્મા તો છે જ, આ ઓઢવાનું હોય એટલે બહાર નીકળે છે.

**પ્રશ્નકર્તા :** એટલે વધારે ઠંડી પડે તો આત્મા થઈ જાય.

**દાદાશ્રી :** મૂળ સ્વરૂપમાં આવી જાય.

**પ્રશ્નકર્તા :** આ દેહથી છૂટો પડી જાય તે વખતે.

**દાદાશ્રી :** છે જ છૂટો, છૂટો તો મેં પાડી આપેલો છે. હવે આ ઓઢવાનું હોય એટલે રોફથી પછી બહાર નીકળે છે. અને એ સ્વાદ ચાખે છે, તે ઘડીએ પેલો સ્વાદ બંધ થઈ જાય છે. કોઈ પણ વિષયનો સ્વાદ ચાખે એટલે આત્માનો સ્વાદ આવતો બંધ થઈ જાય. તેથી બ્રહ્મચારીઓને કહેલું ને, બ્રહ્મચર્યનું સુખ અલાયદું હોય.

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગવાળો હોય, એને આ આત્માનો ધ્યેય હોય ? એની જાગૃતિ કેવી હોય ?

**દાદાશ્રી :** બહુ સરસ હોય. આત્માના ધ્યેયવાળા બહુ જૂજ માણસો હોય. કારણ કે ઘણાંખરાં આ સંસારના ભૌતિક સુખોની લાલચમાં જ પડેલા હોય બધા. ઊંચે જાય તેમ ઊંચી લાલચો, ઠેઠ સુધી લાલચો.

**પ્રશ્નકર્તા :** આ ક્રમિક માર્ગમાં પેલા તપ બધા કરે છે. પેલું જંગલમાં જઈને એકાંતનો ભય ને બધા ઉપસર્ગ-પરિષહ સહન કરે એ આત્માનું એટલે આ ધ્યેયપૂર્વક ?

**દાદાશ્રી :** શું દાનત છે એ ખબર પડે નહીં આપણને ?! કૃપાળુદેવનું તે આત્માનું, એ સિવાય કોઈ બીજી કોઈ વસ્તુ જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે એવા કઠિન ઉપસર્ગ-પરિષહમાં આત્મા તરીકે રહી શકીએ એવી જાગૃતિ કેળવેલીને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** બીજા લોકોનું કંઈ કહી ના શકાય. બીજા એવાં તપ કરતા હોય, એનું કહી ના શકાય ?

**દાદાશ્રી :** નકામું જાય. હાથી ન્હાય ખરો પણ પછી ધૂળ ઉડાડે છે. ગજસ્નાનવત્.... આપણે કહીએ છીએને કે, 'મોહનીય અનેક પ્રકારની હોવાથી તેની સામે હું અનંત સુખનું ધામ છું.' એ મોહનીય અનેક પ્રકારની એટલે કઈ કઈ પ્રકારની ? જે ત્યાગ કર્યો એ મોહનીય, પેલાં કપડાં પહેરે છે એ મોહનીય, આ બધું કરે છે એ બધી જ મોહનીય.

**પ્રશ્નકર્તા :** ઠંડી પડતી હોય અને ઓઢવાનું સાંભરે એ ય મોહનીય ?

**દાદાશ્રી :** મોહનીય.

**પ્રશ્નકર્તા :** એટલે જે જે બાબત આત્મા ચૂકાવે...

**દાદાશ્રી :** એ મોહનીય. અનેક પ્રકારની મોહનીય હોય. આ જે લોકો મોહ છોડવા નીકળ્યા છે ને, તે ય એક પ્રકારની મોહનીય ! છોડવા નીકળે મોહનીય અને છોડવાની ક્યાં જરૂર હતી ? તું તારી જગ્યાએ જતો રહેને ?

**પ્રશ્નકર્તા :** એટલે ધ્યેયવાળો મોહનીય ખસેડવામાં ના જાય. પોતે છે તે રૂપ થાય.

**દાદાશ્રી :** અનેક પ્રકારની મોહનીય છે.

**પ્રશ્નકર્તા :** પણ આ પ્રકૃતિ તો મોહનીયવાળી જ કહેવાય ને ?

**દાદાશ્રી :** બધી મોહનીય જ હોય.

**પ્રશ્નકર્તા :** પેલું જંગલમાં જાય, વાઘ-સિંહ બેઠા હોય ત્યાં ય પોતાની સ્થિરતા ડગે નહીં.

**દાદાશ્રી :** એ બધો ય મોહ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ પણ મોહ ?

**દાદાશ્રી :** જો આ ભગવાનને પૂછે છે કે, સાહેબ, આ હું કરી રહ્યો છું એ શું કહેવાય ? તો કહે, આ મોહ છે. પણ આ મોહ એ ધ્યેયને માટે છે.

**પ્રશ્નકર્તા :** મોહ ખસેડવાના પ્રયત્નો કરે છે, ત્યાગ કરવાનો પ્રયત્ન કરે છે, એમાં ધ્યેય ન કહેવાય ?

**દાદાશ્રી :** એને ધ્યેય શી રીતે કહેવાય ? એ તો શું છે ? એકને ખસેડે તો બીજાને જ સંઘરે.

આ હું જ્ઞાની પુરુષ છું, તો ય હું આ જે ફરું છું એ બધો મોહ જ કહેવાય. અને આપણે કોઈક પૂછીએ ભગવાનને કે સાહેબ, આને શું કહેવાય ? તો કહે, આ મોહ કરે છે.

**પ્રશ્નકર્તા :** હવે આપનું તો ધ્યેયપૂર્વકનું હોય.

**દાદાશ્રી :** ધ્યેયપૂર્વક નહીં, ધ્યેયરૂપ જ થઈ ગયો હોઉં તો ય પણ આ ક્રિયા બહાર દેખાતી એ તો મોહની જ હોયને !

**પ્રશ્નકર્તા :** તો આ મોહની ક્રિયા થતી હોય અને ધ્યેયસ્વરૂપ રહેવું એ કેવી રીતે બની શકે ?

**દાદાશ્રી :** બન્યું જ છેને !

**પ્રશ્નકર્તા :** કેવી જાગૃતિપૂર્વક હોય ?

**દાદાશ્રી :** આ ક્રિયા ડિસ્ચાર્જ છે. એટલે એની મેળે જ થયા કરે. પોતાને કરવી ના પડે. કરવી પડે ત્યાં આગળ છે તે મોહ. એ ધ્યેયપૂર્વક ના કહેવાય.

ધ્યેયરૂપ થાય તો કશું છે જ નહીં. પુદ્‌ગલ મોહી જ હોય અને તે પુદ્‌ગલના સ્વભાવમાં જ છે. પુદ્‌ગલ પુદ્‌ગલના સ્વભાવમાં છે અને આત્મા આત્માના સ્વભાવમાં રહે છે જ મહીં, બેઉ જુદા છે.

## ધ્યેય, નિશ્ચય ને નિયાણું...

**પ્રશ્નકર્તા :** ધ્યેય અને નિશ્ચય, એ બે ને કંઈ સંબંધ ખરો ?

**દાદાશ્રી :** નિશ્ચય તો નાનું કહેવાય. ધ્યેય તો જુદી વસ્તુ. નિશ્ચય તો જુદા જુદા કરવા પડે. ધ્યેય તો એક જ આત્મા પ્રાપ્ત કરવાનો ને મોક્ષે જવાનો જે કહો તે, એક જ શબ્દ ધ્યેય. નિશ્ચય તો જાતજાતના.

**પ્રશ્નકર્તા :** નિશ્ચય બધા વ્યવહારિક પણ હોય ?

**દાદાશ્રી :** નિશ્ચય એ ગણતરીમાં જ ગણાય.

**પ્રશ્નકર્તા :** આ નિયાણું કહે છે, મોક્ષનું નિયાણું.

**દાદાશ્રી :** નિયાણું એટલે અત્યાર સુધી બધું જે જે કર્યું હોય આપણે, આત્મા માટે તપ-જપ બધું કર્યું હોય, તે આપણે કર્યું એટલે આપણી પાસે છે સિલ્લક, એને જેના માટે વાપરવી હોય તેમાં વાપરવાની છૂટ હોય આપણને. એટલે કહીએ કે અમેરિકા ખલાસ થઈ જાય, એવું નિયાણું કરેને એટલે પછી બધી આપણી સિલ્લક ત્યાં વપરાઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે સંસાર હેતુમાં વપરાઈ જાય, નિયાણું.

**દાદાશ્રી :** હા, પોતે આમ અહંકાર કરે ને તે વપરાઈ જાય. આમ કરી નાખું, એમાં વપરાઈ જાય પછી.

**પ્રશ્નકર્તા :** ત્રણ શબ્દો મોક્ષનું નિયાણું, શુદ્ધાત્માનો નિશ્ચય અને કલ્યાણની ભાવના, એટલે કે આ ત્રણનો શું સંબંધ એમ ?

**દાદાશ્રી :** નિયાણું મોક્ષનું કરવું, નહીં તો કોઈ જોડે ચડસાચડસી થઈ જાય. મોક્ષ સિવાય બીજું કંઈ જ જોઈએ નહીં એવું નિયાણું હોય. એટલે આપણી બધી કમાણી એમાં વપરાય પછી.

'હું શુદ્ધાત્મા છું' એ નિશ્ચય ડગવો ના જોઈએ. એ જે નિર્ણય થયો છે એ નિર્ણય બદલાવો જોઈએ નહીં.

**પ્રશ્નકર્તા :** અને જગત કલ્યાણની ભાવના એમ.

**દાદાશ્રી :** બસ, આપણું જે કલ્યાણ થયું એવું લોકોનું હો.

**પ્રશ્નકર્તા :** આ મહાત્માઓને શુદ્ધાત્માનો ધ્યેય પ્રાપ્ત થયો છે, મોક્ષનો ધ્યેય, તો આ ધ્યેયમાંથી ચલિત થાય, તો ફરી ધ્યેયમાં સ્થિર થવું હોય તો કેવી રીતે બની શકે ?

**દાદાશ્રી :** ચલિત થાય, એનું નામ ધ્યેય ના કહેવાય. ધ્યેય એટલે બધું જ મારું આ, સર્વસ્વ બધું.

**પ્રશ્નકર્તા :** એટલે પહેલાં ધ્યેય મજબૂત થવાની જરૂર. તો એ મજબૂત કેવી રીતે થઈ શકે ?

**દાદાશ્રી :** ધ્યાતા છે તે ધ્યેયનું ધ્યાન કરી અને ધ્યેય સ્વરૂપ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એમાં ધ્યાતા કોણ ?

**દાદાશ્રી :** પોતે.

**પ્રશ્નકર્તા :** અને ધ્યેય ?

**દાદાશ્રી :** આત્મસ્વરૂપ.

**પ્રશ્નકર્તા :** એ ધ્યેયસ્વરૂપ થવા માટે કેવી રીતે ધ્યાન કરે ?

**દાદાશ્રી :** આ આજ્ઞા આપી છે. એ 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યાન રહેવું જોઈએ.

❖❖❖❖❖

# [૧૧]

# સત્સંગનું માહાત્મ્ય !

## બી વાવ્યા પછી પાણી ના છંટાય ત્યાં...

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી પણ 'હું શુદ્ધાત્મા છું' એવો આઈડિયા લાવવો પડે છે એ થોડું અઘરું છે.

**દાદાશ્રી :** ના, એ થવું જોઈએ. રાખવું પડે નહીં, એની મેળે જ રહે. એ છે તે એને માટે શું કરવું પડે ? એ પછી મારી પાસે આવવું-જવું પડે, અને પાણી જે છાંટવાનું એ છંટાતું નથી. એટલે આ બધું એ અઘરું થઈ જાય છે. આપણે ધંધા ઉપર ધ્યાન ન રાખીએ તો શું થાય ધંધાનું ?

**પ્રશ્નકર્તા :** ડાઉન થઈ જાય.

**દાદાશ્રી :** હા, એવું આ પણ છે. જ્ઞાન લઈ આવ્યા, એટલે આને પાણી છાંટવું પડે, તો છોડવો ઊંચો થાય. છોડવો હોયને નાનો, તેનેય પાણી છાંટવું પડે. તે કોઈ દહાડો મહિને-બે મહિને જરા પાણી છાંટીએ આપણે.

**પ્રશ્નકર્તા :** ઘેર છાંટીએ છીએ.

**દાદાશ્રી :** ના, પણ એ ઘેર છે તે એવું ના ચાલે. એ ચાલતું હશે ?

રૂબરૂ જ્ઞાની અહીં આવ્યા હોય ને આપણે એની વેલ્યુ જ ના હોય ! સ્કૂલમાં ગયેલા કે નહીં ગયેલા ? કેટલાં વર્ષ ગયેલા ?

**પ્રશ્નકર્તા :** દશ વર્ષ.

**દાદાશ્રી :** ત્યારે શું શીખ્યા એમાં ? ભાષા ! આ અંગ્રેજી ભાષા હારુ દશ વર્ષ કાઢ્યા, તો અહીંયા મારી પાસે તો છ મહિના કહું છું. છ મહિના મારી પાછળ ફરેને તો કામ થઈ જાય.

## નિશ્ચય સ્ટ્રોંગ તો અંતરાય બ્રેક !

**પ્રશ્નકર્તા :** બહારના પ્રોગ્રામ નક્કી થયેલા છે. એટલે આવવાની તકલીફ પડે એવી છે.

**દાદાશ્રી :** એ તો આપણો ભાવ સ્ટ્રોંગ હોય તો પેલું તૂટી જાય. મહીં આપણો ભાવ સ્ટ્રોંગ છે કે ઢીલો છે એ જોઈ લેવાનું. એના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું.

## ગેરન્ટી સત્સંગથી, સંસાર નફાની !

મારે ત્યાં બધા વેપારીઓ આવે છે ને, તે બહુ ઊંચા વેપારી હોય. તે કલાક દુકાને મોડા જાયને, તે રૂપિયા પાંચસો-હજારનું નુકસાન થાય એવા. તે મેં કહ્યું, અહીંયા આવશો તેટલો વખત નુકસાન નહીં જાય અને જો વચ્ચે રસ્તામાં કોઈ દુકાનમાં અડધો કલાક ઊભા રહેશો, તો તમને નુકસાન થશે. અહીં આવશો તો જોખમદારી મારી. કારણ કે આમાં મારે કંઈ લેવા-દેવા નથી. માટે અહીં તમારા આત્મા માટે જ આવ્યા છો. એટલે કહું છું બધાને, તમને ખોટ નહીં જાય કોઈ રીતે, અહીંયા આવશો તો.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિવાળાને બુદ્ધિનો ત્યાગ કરી શકાય તોય એ ઘણું કહેવાય !

**દાદાશ્રી :** એ તો એમનેય બુદ્ધિ હેરાન તો કરે-છેતરે. આમ કરે, તેમ કરે. પણ એ અમને છોડતાં જ નથીને !

એવું છેને, આ શુદ્ધાત્મા પદ તો કોઈ છોડેય નહીંને ! અહીં તો રોજ ચીપિયા માર માર કરે તો ય આ પદ ના છોડવું જોઈએ !

## દાદાના સત્સંગની અલૌકિકતાઓ !

એ જો કર્મના ઉદય બહુ ભારે આવે ત્યારે આપણે સમજી લેવાનું કે આ ઉદય ભારે છે, માટે શાંત રહો. ઉદય ભારે એટલે પછી તો ટાઢો પાડી દઈને સત્સંગમાં જ બેસી રહેવું. એવું ચાલ્યા જ કરે. કેવા કેવા કર્મના ઉદય આવે એ કહેવાય નહીં.

અહીં બેઠા એટલે કંઈ ન કરો તોય મહીં ફેરફાર થયા જ કરે. કારણ કે સત્સંગ છે. સત્ એટલે આત્મા, એનો સંગ ! આ પ્રગટ થયેલું સત્, તે તેના સંગમાં બેઠા એ છેલ્લામાં છેલ્લો સત્સંગ કહેવાય. બીજા બધા સત્સંગ ખરા પણ છેલ્લામાં છેલ્લો સત્સંગ નહીં. જેમ આ બોમ્બે સેન્ટ્રલ છે, પછી આ ગાડી આગળ જવાની નહીં !

**પ્રશ્નકર્તા :** વિશેષ જાગૃતિ વધે એનો ઉપાય શું ?

**દાદાશ્રી :** એ તો આ સત્સંગમાં પડ્યા રહેવું તે.

**પ્રશ્નકર્તા :** આપની પાસે છ મહિના બેસે ત્યારે એનું સ્થૂળ પરિવર્તન થાય, પછી સૂક્ષ્મમાં ફેરફાર થાય, એવું કહો છો.

**દાદાશ્રી :** હા, ખાલી બેસવાથી જ ફેરફાર થયા કરે.

**પ્રશ્નકર્તા :** સ્થૂળ પરિવર્તન એટલે શું ?

**દાદાશ્રી :** સ્થૂળ પરિવર્તન એટલે બહારના ભાગની એને મુશ્કેલીઓ બધી ઊડી ગઈ, અંદરની રહી ફક્ત ! પછી ફરી જો એટલો સત્સંગ થાય તો અંદરનીય મુશ્કેલીઓ ઊડી જાય. બેઉ ખલાસ થઈ ગયું, તો સંપૂર્ણ થઈ ગયો. એટલે આ પરિચય કરવો જોઈએ. બે કલાક, ત્રણ કલાક, પાંચ કલાક. જેટલા જમે કર્યા એટલો તો લાભ. લોકો જ્ઞાન મળ્યા પછી એમ સમજી જાય છે કે હવે આપણે કામ તો કંઈ રહ્યું જ નહીં !

પણ પરિવર્તન તો થયું જ નથી !

**પ્રશ્નકર્તા :** મહાત્માઓએ શું ગરજ રાખવી જોઈએ, પૂર્ણપદ માટે ?

**દાદાશ્રી :** જેટલું બને એટલું દાદાની પાસે જીવન કાઢવું એ જ ગરજ, બીજી કોઈ ગરજ નહીં. રાત-દહાડો, ગમે ત્યાં પણ દાદાની પાસે ને પાસે રહેવું. એમની વીસીનીટીમાં(દ્રષ્ટિ પડે એમ) રહેવું.

**પ્રશ્નકર્તા :** આપણે આ જે સત્સંગ કરીએ છીએ એ પુણ્યના ખાનામાં જાય કે શુદ્ધ કર્મના ખાનામાં જાય ?

**દાદાશ્રી :** એ તો એવું છેને કે આ જે શુદ્ધ થયા છે, અહંકારથી વિમુક્ત થયા છે, એને શુદ્ધના જ ખાનામાં જાય. અને જેને અહંકાર છે, 'આ હું છું' ત્યાં સુધી આનું ફળ જો જોઈતું હોય તો પુણ્ય એકલું જ હોય. અને જો આ પ્રમાણે વર્તે તો મુક્તિ ય પામી જાય. બાકી, ફળ તો બહુ મોટી પુણ્યૈ બંધાય. સાચા આત્માની વાત સાંભળવી, એની પર થોડી ઘણી શ્રદ્ધા બેસવી, એ કંઈ જેવી તેવી વાત છે ?

આપણે અહીં સત્સંગ કરીએ છીએને, આ જે વાતચીત થાય છેને, તે ઘડીએ દેવો સાંભળવા આવે છે ! આવી વાત તો દુનિયામાં ક્યારેય બની જ નથી. આ શેની વાત ચાલે છે ? અહીં આગળ સંસારની કિંચિત્‌માત્ર વાત નથી, આ વાતમાં સંસારનો ભાગ બિલકુલ નથી એક સેન્ટ પણ.

## સત્સંગીની ગાળો ય હિતકારી !

તારે દાદા યાદ રહ્યા કરે છે કે ?

**પ્રશ્નકર્તા :** દસ ટકા વ્યવહાર-ધંધો કરું, બાકી નેવું ટકા દાદાનું નિદિધ્યાસન રહ્યા કરે છે.

**દાદાશ્રી :** બરોબર. એટલે નેવું ટકા રહે અહીં ને દસ ટકા જેવું જ સર્વિસમાં રહેતા હોય છેને ! ત્યારે ખરું. કામ કાઢી નાખ્યું છેને !

**પ્રશ્નકર્તા :** હવે તો અમે છૂટા જ થઈ ગયા છીએ. હવે દેખાય જ

છે, છૂટું જ લાગે છે.

**દાદાશ્રી :** હા, પણ હજુ આ જગતનો ભો ખરોને, કુસંગ તમને મળી આવે તો. નર્યું કુસંગનું જ વાતાવરણ છે. એટલે કુસંગમાં જો કદી તરબોળ થઈ જાય, તો થોડો માર ખઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ હવે જોઈએ જ નહીંને, કુસંગ જ ના જોઈએ હવે.

**દાદાશ્રી :** એ ના જોઈએ પણ અહીં કોઈ માણસ એવા ઝંપલાઈ જાય ને તો પડી જાય, માટે કુસંગથી છેટા રહેવું, એવું અમારું કહેવાનો ભાવાર્થ છે. બાકી કોઈ આમાં નામ ના દે એવું આ જગત છે. અત્યારે આ જે ગોઠવણી કરે ને, તેમાં એટલું આ ચેતવું. બીજું બધું વ્યવસ્થિતમાં છે, જ્યાં ચિંતા કરવાની જગ્યા નથી.

કુસંગ થઈ જાય તો પછી ભાંજગડ પડી જાય કોઈ ફેરો. તેય થોડો ટાઈમ માટે સત્સંગની વધારે પુષ્ટિ મળે તો પેલું ઊડી ય જાય. તે કો'ક ફેરો જોખમ છે. હંમેશાં અપવાદ તો હોયને ! માટે કુસંગથી છેટા રહેવું.

**પ્રશ્નકર્તા :** કુસંગ તો જોઈએ જ નહીં હવે.

**દાદાશ્રી :** પણ તોય જેમ બનેને તેમ, વધારે સત્સંગીઓમાં પડી રહેવું. ભલે ગાળો દે તોય એની જોડે પડી રહેલા સારા. ગાળો દે તોય વાંધો નહીં, સત્સંગીઓને ત્યાં.

## ન રખાય વિશ્વાસ વિષીલા સર્પનો !

**પ્રશ્નકર્તા :** પણ કુસંગ, કુસંગ તરીકે અસર ના થતો હોય તો એ કુસંગ કહેવાય નહીંને ?

**દાદાશ્રી :** તોય એ વિશ્વાસ રખાય નહીં એનો. સાપ પાળ્યો હોય તો એનો વિશ્વાસ રખાય નહીં. ક્યારે એના સ્વભાવમાં જતો રહે એ કહેવાય નહીં. એ તો આ સત્સંગ સારો આપણો, ગમે તેવો ગાંડોઘેલો હોયને, આમની જોડે પડી રહેવાનું થાય તોય વાંધો રાખવો નહીં. કારણ

કે આ સત્સંગ છેને ! કુસંગ ક્યારે કૈડી ખાય એ કહેવાય નહીં. એકાદ અવળો વિચાર મહીં પેસી ગયો તો એ વીસ વર્ષેય ના નીકળે. મહીં ઊગવા માંડ્યો તો ઝાડ થાય મોટું. એ કુસંગની વાતો બધી મીઠી હોય, એકદમ પેસી જાય એવી.

તું મુંબઈમાં ઓબેરોય હોટલમાં જઈને એક વાર ચા પી આવ. જોજે, કેટલી બધી મન ઉપર ખરાબ અસર થઈ જશે ?! અને એ લોક બધાં ભેગા થાય એ નહીં, પણ પરમાણુ બધાની અસર તો રહે.

**પ્રશ્નકર્તા :** ખાલી એક ચાની આટલી અસર થતી હોય, તો...

**દાદાશ્રી :** એકલી ચાની અસર નહીં, ત્યાં જઉં, પગથિયાં ચઢ્યો ત્યાંથી જ અસર થયા કરે. આટલી લસણની કળી ઘીમાં નાખે ને, તો બહાર શું થાય ?

## કુસંગમાંથી સત્સંગમાં ખેંચે પુણ્ય !

**પ્રશ્નકર્તા :** કુસંગમાંથી સત્સંગમાં જવું એ પ્રજ્ઞાનો પુરુષાર્થ કહેવાય ?

**દાદાશ્રી :** ના, પ્રજ્ઞા ત્યાં આગળ આવતી જ નથી. ત્યાં તો એવું કંઈક પુણ્ય કર્યું હોય, તે પુણ્ય તે ઘડીએ જોર કરે.

બાકી, મૂળ આત્મા તો કોઈ પણ સંગનો સંગી થતો નથી. અસંગ જ છે, સ્વભાવથી જ અસંગ છે. તેને લોક અસંગ થવા માટે દોડધામ કરે છે. વ્યવહારિક રીતે સત્સંગ હોવો જોઈએ. કારણ કે કુસંગ અને સત્સંગ બે પ્રકારના જે ભાવ હોય છે, તેમાં જે અહીં સત્સંગની અંદર પડેલો હશે, તેનો કો'ક દહાડો નિવેડો આવશે. કુસંગમાં પડેલાનો નિવેડો ના આવે.

## વસો મહાત્માઓના વાસમાં !

પ્રશ્નકર્તા : એટલે દાદાના મહાત્માઓને આ પ્રશ્ન પણ ગોઠવવો પડશે. વ્યવહાર કેવી રીતે રાખવો ? અને જેનું લાંબું આયુષ્ય હોય તો કઈ

રીતે બાકીનું આયુષ્ય જળવાઈ રહે અને આ શુદ્ધાત્માનો ઉપયોગ રહે !

દાદાશ્રી : ના, એ તો પાછલું આયુષ્ય તો છે તે જ અહીં આગળ, જ્યાં બધા સત્સંગીઓ રહેતા હોય, મહાત્માઓ રહેતા હોયને, એમની જોડે જ રહેવું જોઈએ. એટલે કુસંગથી છેટા, એનું નામ સત્સંગ.

પ્રશ્નકર્તા : પણ એમાં ટકી રહેવાય ?

દાદાશ્રી : ટકી રહેવાયને ! કશું નુકસાન થાય નહીં ને ખોટ ના આવે, નફો થયા કરે.

પ્રશ્નકર્તા : દાદા, બે રીતે એમાં ભયસ્થાનો છે કે પાછળ જે ફાઈલ મૂકીને આવ્યા હોય એ બધી ખેંચ્યા કરતી હોય, ફાઈલો જો વ્યવસ્થિત ન થઈ હોય, જો પોતાની આર્થિક વ્યવસ્થા પણ કંઈક ન થઈ હોય તો દાદા ત્યાંથી પાછો ખેંચીને લઈ જાય.

દાદાશ્રી : એ તો આવે. આવે-જાયને તો એને પાછું નિવેડો લાવતો જાય. પોતે છૂટવા માટે જે પ્રયત્ન કરે છેને, એના બધા પ્રયત્ન છૂટવા માટે સફળ થાય છે.

પ્રશ્નકર્તા : એને સંજોગો મળી આવે !

દાદાશ્રી : બંધાવું છે તેને, જેને બધી શંકા છે તેને આ બધું બાઝી પડે. બાકી તો આમ મહીં કશું વસ્તુ બાંધતી નથી. ગમે એટલું એ કરે તોય !

**પ્રશ્નકર્તા :** અક્રમમાં તો બંધાય જ નહીંને કર્મ.

**દાદાશ્રી :** અક્રમની જે પાંચ આજ્ઞા પાળતો હોય, એને બંધાય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** પૂરેપૂરી આજ્ઞા ન પળાતી હોય ને ભાવમાં હોય તો ?

**દાદાશ્રી :** સિત્તેર ટકા પળાતી હોય તોય ચાલે.

**પ્રશ્નકર્તા :** પણ એક રીતે તો દાદાજી આપે જ્યારે જુદું પાડ્યું કે તું આત્મા છું ને આ અનાત્મા છે, ત્યારથી જ ચાર્જ બંધ થઈ ગયું ને ભાવકર્મ ઉડાડી દીધું.

**દાદાશ્રી :** ના, પણ તોય આ બહાર છે તે આ કુસંગ ખરોને ! નર્યો કુસંગ છે. એટલે પાંચ આજ્ઞામાં રહે તો એ વાડ છે. વાડ તૂટી તો એ જ્ઞાનને ખલાસ કરી નાખે, ધૂળધાણી કરી નાખે.

આ કાળ કેવો છે કે બધે કુસંગ છે. રસોડાથી માંડીને ઓફિસમાં, ઘરમાં, રસ્તામાં, બહાર, ગાડીમાં, ટ્રેનમાં, એવી રીતે બધે જ કુસંગ જ છે. કુસંગ છે એટલે આ જ્ઞાન મેં તમને બે કલાકમાં આપેલું એ આ કુસંગ ખઈ જાય. કુસંગ ના ખઈ જાય ? તો એને માટે પાંચ આજ્ઞાઓની પ્રોટેક્શન વાડ આપી કે આ પ્રોટેક્શન કર્યા કરશો તો મહીં દશામાં મીનમેખ ફેરફાર નહીં થાય. એ જ્ઞાન એને આપેલી સ્થિતિમાં જ રહેશે. એટલે આ આજ્ઞા એ તમને પાળવા માટે આપી. એટલો ભાગ તમારી પાસે રાખ્યો. આમ એકલા રહ્યા કરો તો દર વખતે તો પ્રોટેક્શન રહે નહીંને ! એ ટોળું, આખું ગામ જ સત્સંગનું હોય તો પ્રોટેક્શન રહી શકે.

❖❖❖❖❖

## [૧૨]

# નિર્ભયતા, જ્ઞાનદશામાં !

### છૂટે જ્ઞાનીના સંગથી તમામ ભયો !

**પ્રશ્નકર્તા :** દાદા, ભયની ગાંઠ કેવી રીતે ઓગાળાય ?

**દાદાશ્રી :** આપણું જ્ઞાન મળ્યા પછી ભય બધા ઓછા થઈ જાય.

**પ્રશ્નકર્તા :** કાલ્પનિક રીતે કોઈને આમ ભય રહેતા હોયને ?

**દાદાશ્રી :** ના. ઘણાખરા ભય, એટલે જે મોટા હાઉ, ભય લાગતા હતા, એ બધા ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** પણ આમ બિલકુલ નિર્ભય ક્યારે થાય ?

**દાદાશ્રી :** નિર્ભય તો, જ્ઞાની પુરુષની જોડે રહેવું પડે. બે મહિના-ચાર મહિના ભેગા રહેવું પડે. જોડે ને જોડે રહેને એટલે પેલો ભય પછી ઊડી જાય બધો. ભય એ પોતે કંઈ 'વસ્તુ' નથી, સમજફેરથી છે. પણ તે જ્ઞાની પાસે રહેવાથી માલૂમ પડી જાય કે આ સમજફેર થઈ અને પેલું એકલા રહેવાથી સમજફેરનું ત્યાં ગૂંચાઈ જાય.

**પ્રશ્નકર્તા :** જે ભરેલો માલ હોયને, એ ભરેલો માલ નીકળતો...

**દાદાશ્રી :** આ નવો માલ નથી, ભરેલો માલ છે એટલે નીકળી

જવાનું એ બધું. આપણે અહીં માર્ગ જ એવો છેને કે બધું નીકળતું જ જાય. એક પછી એક નીકળતું જાય. નીકળ્યા જ કરે બધો !

નિર્ભય બધું સંપૂર્ણપદ આપ્યું. માર્ગ જ એવો સુંદર ને સ્વતંત્ર, ઇન્ડિપેન્ડન્ટ માર્ગ. એક તો કેટલા બધા ભય કાઢવા માટે તો 'વ્યવસ્થિત' આપી દીધું. કેટલા બધા ભય દૂર કરી દીધા ! કોઈ ભય રાખવાનું કારણ નથી.

**પ્રશ્નકર્તા :** કેટલા બધા ભય કાઢવા માટે વ્યવસ્થિત આપ્યું, પણ બધા જ ભય કાઢવા માટે વ્યવસ્થિત છેને ?

**દાદાશ્રી :** હા. પણ તે વ્યવસ્થિત જેટલું સમજાતું જાયને તેમ બીજા ભયો જતા જાય અને વ્યવસ્થિત સંપૂર્ણ સમજાય એટલે કેવળજ્ઞાન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હા. એટલે સંપૂર્ણ વ્યવસ્થિત સમજાય, એટલે બધા પ્રકારનો ભય જતો રહેને ?

**દાદાશ્રી :** જવા જ જોઈએ. વ્યવસ્થિતને જેમ છે તેમ જાણવું, તેથી બધા ભય જતા રહે. આટલે સુધી તો જાણ્યું આપણે. હવે જોડે બેસવાથી જાણતા જઈશું. કોઈ વખત પંદર દહાડા ભેગું રહેવાનું થાય તો ઘણું બધું જાણી લેવાય. તૈયારી કરી રાખી હોય તો પછી પંદર દહાડા ભેગું રહેવાનું થાય. જોડે બેસવાનું, જોડે ખાવાનું, જોડે પીવાનું, જોડે સૂઈ જવાનું, જોડે વાતો કરવાની. એક જ મકાનમાં હોઈએ.

ચકલાં ફફડે એમ તરફડાટ-તરફડાટ. ઘણા ખરાં તરફડાટ ઊડી ગયા છેને ? આ જ્ઞાનથી ઊડી ગયાને બધા ?

**પ્રશ્નકર્તા :** હા, ઊડી ગયા બધા.

## ભયની સાથે રક્ષણ હોય જ !

**દાદાશ્રી :** હવે જ્ઞાન વધે છે કે નહીં, તે બધું કહોને. એવી વર્ધમાન સ્થિતિ કહોને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનની તો વર્ધમાન સ્થિતિ છે. પણ જેટલી જાગૃત અવસ્થા થાય, તો એનો ભય એય વધારે પેદા થાયને ?

**દાદાશ્રી :** પણ જેટલા ભય દેખાય, તેટલું એમાં રક્ષણ મળેને પાછું. એવું છે, જેટલી જાગૃતિ તેટલા ભય ને એનું રક્ષણ મળેને, એની મેળે જ ભાન ઉત્પન્ન થાય. એટલે જેટલી જાગૃતિ છે એટલા ભય દેખાડે છે અને એટલી જ નિર્ભયતાની જગ્યા દેખાડી દે છે. ઘરમાં સાપ પેઠો હોય, એ જોયો તેને તો ઊંઘ ના આવે. એ સાપ નીકળી જાય એવું જુએ તો ઊંઘ આવે.

## નિજઘરમાં સદાય નિર્ભય !

પ્લેનમાં જવું પડે છે ને, તે બેઠા પછી લોકો સિગારેટ ફૂંકે છે. આપણા મહાત્માઓના મનમાં વિચાર આવે કે ક્યારે તૂટી પડશે શું કહેવાય ? માટે આપણે આત્મામાં રહો. વિમાનમાં ભય લાગે ખરો ?! ભયમાં મજા આવે ખરી ?

**પ્રશ્નકર્તા :** એમાં તો મજા આવે જ નહીંને !

**દાદાશ્રી :** ત્યારે શેમાં મજા આવે છે તમને ? કઈ જગ્યાએ ભય નથી એ મને કહો ! નિર્ભય જગ્યા ખોળી કાઢો તમે.

રસ્તામાં આવતા હોય, તમે રોડ ઉપર છેટા હો, તો પેલો ઊંધી ગાડી ફેરવીને આવીને કચડી જાય. સેફસાઈડ ક્યાં છે તમારી ?! ઓન્લી ફોર 'આઈ', ધેર ઈઝ ઓલરાઈટ, સેફસાઈડ એન્ડ 'માય' ઈઝ અનસેફ. એટલે મજા આવે આમાં ?

કારખાનું ક્યારે બળી જાય ? આજે શેઠ મજા કરતા હોય ને કાલે ખલાસ થઈ જાય. બને એવું કે ના બને ? તે ઘડીએ સમાધાન કેવી રીતે મેળવવું ?

રાત્રે તમારે ઘેર જવું પડે છે કે ગમે ત્યાં સારું લાગે, જ્યાં આનંદ આવે ત્યાં બેસી રહો ? સાડા બાર વાગે બહુ આનંદ આવતો હોય, તો એ જગ્યા છોડી દેવી પડે અને ઘેર જવું પડેને કે ના જઈએ તો ચાલે ?

**પ્રશ્નકર્તા :** એકાદ દિવસ હોય તો ચાલે, પણ રોજ તો ના ચાલે એવું.

**દાદાશ્રી :** એવું આ તમારે 'ઘેર' (મોક્ષે) તો જવું જ જોઈએને, 'આ' (સંસાર) છે એ તમારું ઘર ન્હોય. અહીં આગળ મોજમજા કરો, એકાદ દહાડો હોય તો ઠીક છે, પણ રોજ ?! એટલે આ તમારે ઘેર જવું પડે. પોતાને ઘેર જાય ત્યારે સેફસાઈડ થાય. એ હું બધાને કહું છું કે ભઈ, ઘેર જાવ, ઘેર જાવ. આ ઘર ન્હોય, શ્વાસ લેવા જેવી જગ્યા ન્હોય આ. મજા તો બહુ પડે. મને હઉ મજા પડતી હતી પણ શું થાય ! પ્લેનમાં બેસું તો આ લોકો સિગરેટના ધુમાડા કાઢે, એ શેના ધ્યાનમાં છે, એ હું સમજી જઉં. અને અમને મનમાં એમ થાય કે ક્યારે તૂટી પડશે ! એટલે એવું ભયપૂર્વક બેસવું પડે. ગાડીમાં બેસીએ તોય મનમાં એમ થાય કે આ ક્યારે અથડાશે, ક્યારે એક્સિડન્ટ થશે ? એટલે જ્યાં જોઈએ ત્યાં ભય, ભય ને ભય દેખાય અમને.

આપણું સ્વરૂપ તો કોઈ કશું નામ ના દે, ભય જેને અડે નહીં, વીતરાગ, નિર્ભય ! કૃષ્ણ ભગવાને ગીતામાં કેવું સરસ કહ્યું છે કે આત્મા વીતરાગ છે, નિર્ભય છે !

## ભો વગરના હોય જ્ઞાની !

જ્યારે છેવટનો ભય જશે ત્યારે કામ થશે. લોકોને ભય ના જાય. ગમે ત્યાં પણ એ ભય જાય નહીં. નિરંતર તરફડાટ, ભય રહ્યા જ કરે.

રસ્તામાં જવાનું હોય, કોઈ કહેશે, આગળ બહારવટિયો મળે એવું છે. હવે ત્યાં ગયા વગર ચાલે એવું ના હોય, એટલે મહીં શું થાય પછી ? જ્ઞાન સાંભળ્યું એટલે તરફડાટ. આપણા જગતમાં તરફડાટ કેમ આવ્યો ? આ જગત આપણું, માલિક આપણે અને તરફડાટ કેમ આવ્યો ? કારણ કે એને પારકું જગત દાબી રાખવું છે. નહીં તો તરફડાટ હોતો હશે જરાય ? ચોર-બહારવટિયા બધા આવે, એ તો એમનો ધંધો છે. એમાં તરફડાટ શો ? ધંધો નહીં એમનો ? વેપાર છે અને તે આપણે ઘરાક સારા હોઈએ તો આપણને માલ આપે. નહીં તો માલ ના ય આપે ! કહેશે કે બળ્યો, આમને ક્યાં આપીએ માલ ! નકામો જાય !!

કોઈ પણ પ્રકારનો ભય ના રહેવો જોઈએ. ભય છે ત્યાં સુધી કશું પામ્યા નથી. હવે તમને તો જ્ઞાન મળ્યા પછી ભય ઉત્પન્ન થાય તો તમારે

એને જ્ઞાને કરીને ફેરવી નાખો એટલે નીકળી જાય. આત્માને ભય શો ? આત્મા એ કંઈ ચોરી જવાની વસ્તુ ના હોય. એને કોઈ ગોળીબાર કરી શકે નહીં. એને કોઈ કશું કરી શકે નહીં. એને ભય ક્યાં રહ્યો ? ત્યારે કહે, 'લૂંટાઈ જવાનો ભય તો પણ આ ચંદુભાઈને છે, ગજવું જેનું છે તેને, એના માલિક તમે થયા છો. એમ ને ? અને એ જાણે કે ચિંતા-ઉપાધિ કરીએ તો પછી ના લૂંટે, નહીં ? તારા માથે ઉપાધિ જોઈને વહેલો લૂંટશે, મૂઆ. મારી મારીને દમ કાઢી નાખશે !

અને મને તો ફોજદારેય એવું કહેતા'તા, કોટડીમાં ઘાલી દઈશ. ત્યારે મેં કહ્યું લઈ જાવને, મારે ઘેર તો એકલો હતો તે બારણું વાસવું પડે. આ સિપાઈઓ રોજ વાસી આપશે, ખરેખર પણ અંદરેય એવું. એ તો ચમક્યો. આવું બે-ત્રણ વખત શબ્દ બોલ્યોને, તો એ ચમક્યો અને પછી એણે બીજા ફોજદારને કહ્યું કે કોઈ મોટા પ્રધાનનો સગો છે આ. આવું બોલતું હશે કોઈ ? કોઈ રાજા ય દુનિયામાં ના બોલ્યો હોય. વડાપ્રધાનનેય આંબી જાય ! આ ફેક્ટ વસ્તુ કહું છું. ભય તો ક્યાં ગયો, પણ ચા પાઈ કન્ટ્રાક્ટર જાણીને. દસેક મળશે એવી આશા રાખતો'તો. એ તો ગયા ખાતે જ ને ! અરે મૂઆ, અમારી પાસે આશા રાખી ? સતી પર આશા રાખે. સતી ને સતો બે, એની પર તમે દાનત બગાડી ? જ્યાં ભગવાનનેય છેટું ઊભું રહેવું પડે. ભગવાનનેય મર્યાદા સાચવવી પડે, બહુ છેટું ઊભું રહેવું પડે !!

## સ્થિરને ન હલાવી શકે કોઈ !

આપણે સ્થિર હોઈએને, તો દુનિયામાં કોઈ શક્તિ આપણું નામ દે એવી નથી. આપણે સહેજ હાલ્યા તો બીજી બધી શક્તિ ખઈ ગઈ. આપણે હાલવાની જરૂર નથી. મહીં ભય લાગે તોય દાદા માથે છે ને, મને કંઈ થાય નહીં એમ કરીને રહો. આપણે હાલવાનું નહીં, તો કોઈ શક્તિ નામ નહીં લે. શક્તિ શું જુએ છે કે હાલ્યો ?! હાલ્યો એ જોઈ લે. સહેજે હાલવાની જરૂર નહીં ! આપણે હાલીએ તો ચંદુભાઈનું આવી બને. આપણે હાલીએ જ નહીં તો ?

**પ્રશ્નકર્તા :** તો કશું ના આવે.

**દાદાશ્રી :** હાલવાના સંજોગો તો હોય જ, એનું નામ સંસાર. સંસાર શેનું નામ કહેવાય કે નિરંતર હાલવાના સંજોગો જ હોય. હલાવ હલાવ હલાવ કરે, પણ હાલનારને હલવા દેવું, આપણે ના હાલવું. સ્થિરતા રહેને એવી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કોઈ ભય લાગતો નથીને ? આ બધાને ભય લાગતો નથી, તો એ અજાયબી છેને ! કારણ કે સ્થિરતા હોય એટલે પછી ભય ના લાગે.

**પ્રશ્નકર્તા :** એવા બે-ચાર જણ પોલીસવાળા ઓળખાણમાં રાખવા જોઈએ કે મહાત્માઓને આવી આવીને ટેસ્ટ કરી જાય.

**દાદાશ્રી :** આપણા અમુક મહાત્માઓનો ટેસ્ટ થઈ જાય. એ બધા તૈયાર થઈ ગયા. કોઈ ચીજથી ડરે નહીં. કારણ કે રાત-દહાડો તૈયાર કરેલા, ગોદા મારી મારીને !

**પ્રશ્નકર્તા :** એ તો ટેસ્ટિંગનો સામાન પણ મળતો રહેને !

**દાદાશ્રી :** હા. એટલે મને ખાતરી થઈ ગઈ કે આ લોકો તૈયાર, રેડી ! ગમે તે કરોને ! ફાંસીની સજા માટે તૈયાર થાય એવા તૈયાર થયા છે.

'ચંદુભાઈ છે કે ?' કરીને હાથકડી લઈને આવે તો ?

**પ્રશ્નકર્તા :** તો 'લઈ જા' કહું.

**દાદાશ્રી :** એમ ? યાદ ના આવે કે આ લોકો શું મને કહેશે, એ બધું. અમે ફોજદારને કહ્યું હતું કે 'સારું થયું દોરડું લઈને આવવું હતુંને, વાંધો નહીં. ઊલટાં લોકો કહેશે, અંબાલાલભાઈ આવા છે. તે લોકોને આનંદ થાય બિચારાને !' એટલે ફોજદાર તો ગભરાઈ જ ગયો. એટલે બધી પરિસ્થિતિ માટે તૈયાર થાવ. ગમે તે પરિસ્થિતિ આવે. કારણ કે વ્યવસ્થિત છેને ! વ્યવસ્થિતની બહાર નથીને કશું ? હવે સમભાવે નિકાલ તો કરવો પડેને ? તો શું જવાબ આપીએ એ લઈને આવ્યો હોય તો ? એ જાતે લઈને આવ્યો છે ?! ના, એનેય બાય ઓર્ડર ! કો'કનો ઓર્ડર છે.

**પ્રશ્નકર્તા :** એના હાથમાં નથી કંઈ.

**દાદાશ્રી :** એનેય બાય ઓર્ડર અને પેલો ઓર્ડર કરનાર સાહેબના હાથમાંય કંઈ નથી, બધું આપણા કર્માધીન.

**પ્રશ્નકર્તા :** આમાં તો અંદરનું પરમાણુ ન હલવું જોઈએ.

**દાદાશ્રી :** એક પરમાણુ હાલવું ના જોઈએ. એ જ વાત હોવી જોઈએ. જગત આખું ભડકીને પરસેવો થઈ જાય, વગર ઉનાળે. શિયાળાને દહાડે પરસેવો થાય ! મારી-ઠોકીને કડક કરું છું તે, મારી જોડે બેસી રહેલા બધા. આમથી આમ અથાડું, આમથી આમ અથાડું. ભય રાખવા જેવી ચીજ જ ક્યાં છે ?

## કોઈ ભય ના પામે, એવું જીવન બનાવો !

કારણ કે મેં તો જગત નિર્દોષ જોયેલું, દોષિત કોઈ છે જ નહીં. એ જોયેલું મેં ! આ જગતમાં કોઈ જીવ દોષિત નથી, એ મારી દ્રષ્ટિમાં રહ્યા જ કરવાનું નિરંતર. જે કંઈ દોષ છે તે મારા જ કર્મનું પરિણામ છે.

કોઈ જીવ એવો નથી કે તમારી ચીતરેલી ડિઝાઈનને તોડી નાખે. તમારી ડિઝાઈન જ છે આ બધી. કોઈનીય ડખલ નથી. અડધોઅડધ લૂંટનારા એ રસ્તા ઉપર હોય તોય લાખો રૂપિયાના દાગીના પહેરીને તમે જઈ શકો પણ કોઈ તમારું નામ ના લે એવું આ જગત છે. કોઈ રીતે ભડકવાની જરૂર નથી.

જ્યાં પોતે પોતાનો ભડકાટ કોઈને લાગે નહીં એવું કરી નાખ્યું હોય, તેને આ દુનિયામાં કોઈ રીતે ભડકવાની જરૂર નથી. પોતાનો ભડકાટ લાગવો ના જોઈએ. આ તો ચકલીએ જતાં પહેલાં ઊડી જાય. અલ્યા મૂઆ, એવો કેવો પાક્યો કે ચકલી ઊડી જાય !? પછી એની ચંચળતા - ના ચંચળતા એ જુદી વસ્તુ છે. પણ ચકલાનેય થોડો વિશ્વાસ આવે, જાનવરને પણ વિશ્વાસ આવે. ના આવવો જોઈએ !? અત્યારે લાખ સાપ આવેને તો એ જુએ છે શું કે આ કેવો પોઈઝનસ માણસ છે એ જુએ છે, આંખો તરફ. એ પોતે તો પોઈઝનસ છે એવું જાણે જ છે, પણ જો

એ પોઈઝનસ હોય તો 'ડંખ મારું' કહેશે. અને એનામાં કંઈ એ ના દેખાય, તો એ કંઈ કર્યા વગર ચાલ્યો જાય છે.

**પ્રશ્નકર્તા :** બીજાને ભડકાવી મારે એ શું કહેવાય ? કેવું ફળ આવે ?

**દાદાશ્રી :** એનાથી આપણે ભડકવાની જરૂર છે નહીં. બીજાને ભડકાવવાની ઈચ્છા જ ના હોય. કોઈ ભય ના પામે એવું જીવન હોવું જોઈએ. એવું જીવન અહીં બનાવો. જોડે શું લઈ જવાનું છે, નકામું ભય પમાડીને ?

## મહાત્માઓને ભય નહીં પણ ભડકાટ !

આપણે હવે શુદ્ધાત્મા પદને પામ્યા છીએ. શેની ખોટ રહી છે હવે ? કશાની ખોટ રહી નથી.

**પ્રશ્નકર્તા :** ખોટ કોઈ દેખાતી નથી. પરંતુ જરા ભય રહે છે.

**દાદાશ્રી :** એ ભય નથી રહેતો દુનિયામાં. આ જ્ઞાન ના આપીએ તેને ભય લાગે. આખું જગત ભયમાં સપડાયેલું છે. અને આપણા મહાત્માઓ આ જ્ઞાન પછી ભયમાં ન હોય, પણ ભડકાટમાં હોય. ભય એ અજ્ઞાનથી છે. ભડકાટ એ દેહનો ગુણ છે.

**પ્રશ્નકર્તા :** ભડકાટ એટલે શું ?

**દાદાશ્રી :** દેહનો ગુણ છે એટલે એક રમકડામાં ચાવી આપી હોય, તે જેવી ચાવી આપી હોય તેવું જ રમકડું ચાલે. એનો મૂળ ગુણ નથી. તેવી રીતે દેહમાં ભડકાટ વણાઈ ગયેલો છે. એટલે આપણે ના કરવું હોય તોય થઈ જાય છે. અહીંયાં કોઈ ભડાકો કરે તો આપણી આંખ બંધ આમ ના થવું હોય તો થઈ જાય, એવું એ ભડકાટ છે. તે જ્ઞાન આપ્યા પછી ભડકાટ રહે અને અજ્ઞાન હોય તો ભય રહે. ભય અજ્ઞાનથી છે.

આ જગતને ભય રહે છે, તે અજ્ઞાનનો ભય છે. અજ્ઞાનનો ભય ગયો એટલે ભય રહ્યો નહીં, ભડકાટ રહ્યો.

અત્યારે કોઈ નવી જાતનો અવાજ થાયને ત્યાં અમારું શરીર હઉ કંપી જાય, આમ આમ. હવે કો'ક કહેશે કે ભઈ, દાદા ખરેખર કંપ્યા છે. ત્યારે કહે, ના, દાદા મહીં પેટમાં પાણી હાલે એવા નથી ! પણ આ ભડકાટ. એ સંગી ચેતના કહેવાય છે. સંગી ચેતના કેવી ? સંગથી પોતે ચેતન ભાવને પામેલી છે.

## ચાર જીત્યા તેણે જીત્યું જગત !

જે ચાર બહારવટિયાથી ડગતો ના હોય, પણ પંદર-વીસનું ટોળું બૂમ પાડવા આવે ને જો ધ્રૂજી જાય તો પછી થઈ રહ્યુંને, ખલાસ થઈ ગયુંને ! જે ચારથી ના ડગ્યો તો ચાલીસથી ના ડગ્યો ને ચાલીસથી ના ડગ્યો, એ ચાર હજારથી ના ડગ્યો ને ચાર હજારથી ડગ્યો નહીં એટલે ચાર લાખથી ના ડગ્યો, ને ચાર કરોડથી ના ડગ્યો અને છેવટે આનો અંત આવશે ! ચાર અબજથી માણસ વધારે નથી. જે કોઈથી ડગ્યો નહીં એટલે ડગે જ નહીં ! જે ડગી ગયો નથી, એને મૂઆ ચારનો શો હિસાબ તે ? આવાં ચાર લાખ હોય તોયે શો હિસાબ ને ચાર અબજ હોય તોયે શો હિસાબ ? દાદા એ જ કહેવા માગે છેને કે ભઈ, આટલો આ અજ્ઞાનનો ભય ગયો કે સર્વ ભય ગયા. ભય અજ્ઞાનનો છે. ભય બીજા કોઈ છે જ નહીં. લોકોનો ભય શું રાખવાનો ? આ તો બિચારાં ભમરડાં છે, એ એમની મેળે ફર્યા કરે છે. કોઈકને વાગીય બેસે, કો'ક ફેરો. પણ એમની પોતાની સત્તા નથી કોઈની. 'હું ચંદુભાઈ છું' ત્યાં સુધી ભયવાળા છો. 'હું શુદ્ધાત્મા છું' તો નિર્ભય છો. આપણે શુદ્ધાત્મા, પછી રહ્યો આ પડોશી. તે પાડોશીને કોઈ વઢવા આવે તો ન્યાયથી છે.

## દુઃખ ન ખસે ત્યારે ખસે પોતે !

આ તો બહુ ફૂલ જેવો સુંવાળો છે, હં કે ! પણ એ મારી પાસે શીખી ગયો કે બહુ ભય આવે કે તરત નિર્ભય થઈ જાય. અને થોડોક ભય હોયને, બે મચ્છર કરડતાં હોય, તો આખી રાત એમાં મચ્છરમાં કાઢે. અને હવે બધા સો મચ્છરાં હોયને, તો સૂઈ જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એ સમજાવોને, એ કેમ પુદ્ગલમાં પેસી જાય ?

બે-ત્રણ મચ્છરાં હોય તો કેમ આખી રાત મચ્છરાંમાં જાય ?

**દાદાશ્રી :** આ દુઃખ ખસેડવું છે, એટલે લાવ ખસેડવા જઉં અને આ ખસેડવું જ નથી એટલે મૂકે બાજુએ અહીંથી.

**પ્રશ્નકર્તા :** પહેલાં પેલું દુઃખ ખસેડવા જાય, પછી પોતે જ ખસી જાય.

**દાદાશ્રી :** ખરું કહ્યું. દુઃખ ના ખસે તો પોતે ખસી જાય ! અને આપણો આ આત્મા પ્રાપ્ત થયેલાનો નિયમ શો હોય છે કે જ્યારે એ બહુ મુશ્કેલીમાં મૂકાય છે, ત્યારે પોતાની ગુફામાં જ પેસી જાય છે, આત્મા. બહાર સહન ન થઈ શકે એવું દર્દ હોય, એ દુઃખ સહન ના થાય એવું હોય, ત્યારે ગુફામાં પેસી જાય. અને આપણા લોકોને જ્યારે મુશ્કેલી નથી હોતીને ત્યારે બહાર ફરવા નીકળે. ત્યારે તે આ ચારો ચરે છે એ. એ મુશ્કેલીમાં તો અંદર પેસી જાય. એ મુશ્કેલી નથી, તેનો આ દુરુપયોગ થાય છે.

**પ્રશ્નકર્તા :** તો મુશ્કેલી ન હોય ત્યારે જ ધ્યાન બહુ રાખવું પડે ને ?

**દાદાશ્રી :** હા. ત્યારે વધારે ધ્યાન રાખવું જોઈએ પણ તે બળ્યું નથી રહેતું, તે પણ આમ ને આમ ઉકેલ આવશે. કારણ કે માર્ગ સરળ છેને ? વૈજ્ઞાનિક માર્ગ છે આ !

અત્યારે કોઈ એકદમ કહે કે તમારા પાંચ લાખ રૂપિયા ધીરેલા, તે ગયા. એટલે પછી શૉક લાગે એવું થાય કે આત્મામાં પેસી જાય. સહન ના થાયને ? આ આત્માનો આ મુખ્ય ગુણ બહુ સારો છે.

**પ્રશ્નકર્તા :** આત્માની અંદર ગુફામાં પેસી જાય એવું હોય તો એનાથી ઉત્તમ શું ? નહીં તો જ્ઞાન ન લીધું હોય તો કંઈનું કંઈ થઈ જાય.

**દાદાશ્રી :** હા !

## બોમ્બ પડે ત્યારે જ્ઞાન પૂર્ણ !

અજાયબ જ્ઞાન આપેલું છે. રાતે જ્યારે જાગો ત્યારે હાજર થઈ જાય

કે 'હું શુદ્ધાત્મા છું'. તમે જ્યાં કહેશો ત્યાં હાજર થશે. અને બહુ મુશ્કેલી આવે તો નિરંતર જાગૃત રહેશે. બહુ મોટી મુશ્કેલી આવી અને એથી વધારે મુશ્કેલી આવી, બોમ્બ પડવા માંડ્યા'તા તો પછી ગુફામાં પેસી જશે. કેવળજ્ઞાની જેવી દશા થઈ જશે. બહાર બોમ્બ પડવા જોઈએ તો કેવળજ્ઞાન જેવી દશા થઈ જાય એવું જ્ઞાન આપેલું છે.

છતાં આપણે કહીએ, 'બોમ્બ પડે તો સારુંને !' ત્યારે લોકો કહેશે, 'ના, ના પડવા દેશો ભાઈસા'બ, બોમ્બ ના પડવા દેશો.' 'અલ્યા, કેવળજ્ઞાની જેવી દશા થાય એવું છે, પડવા દેને અહીંથી !' અને બે મચ્છરાં હોયને મચ્છરદાનીમાં, તો આખી રાત જાગે. 'અલ્યા, કેમ પાછો ઉઠ્યો ?' 'લાઈટ કરી તો મચ્છરા પેસી ગયા.' 'મેર ગાંડીયા, આ મચ્છરાં છે તો ગુફામાં ના રહેવા દે ને બોમ્બ છે તે ગુફામાં રહેવા દે તો કયું સારું ?! બોમ્બ પડે એ ! પણ બા ! ઝટ ઉકેલ આવી જાય. આમ ટપલે ટપલે માથું કાણું થાય, એના કરતાં ઉડાડ એક ફેરો સડસડાટ ! ટપલે ટપલે કાણું થાય, કહોવાય, સડાય, એના કરતાં ઉકેલ લાવી નાખને ! ત્યારે કહેશે, 'આ બોમ્બ પડવાનો છે. હે ભગવાન, હમણે બોમ્બ ના પડશો !' અલ્યા મૂઆ, પડવા દેને, તૈયાર થા !

આપણે માંગીએ તો ય નથી પડે એવા. અને કિંમતી બોમ્બ કોણ નાખે ? કિંમતી બોમ્બ છે, બધા પડતા હોય તો આપણા મહાત્મા ધન્ય દિવસ કહી, ગુફામાં પેસી જાય. કેવળજ્ઞાન થઈ જાય. કેવળજ્ઞાન થાય એવું નથી, પણ ગુફામાં પેસી જાય.

બોમ્બ પડે ત્યારે આત્માનો ભૂક્કો ના થાય, પણ બધી વાસનાઓનો ભૂક્કો થઈ જાય. અજ્ઞાની, જેને જ્ઞાન ના મળ્યું હોય તે મૂઓ, 'મારો છોકરો પૈણાવાનો હતો, બંગલો બાંધવો'તો, બધી વાસના અધૂરી રહી.' તે મૂઆ અધૂરી વાસનાએ મરેને, તે જનાવર થાય પાછો. એકને બોમ્બ પડે તો જનાવર થાય મૂઓ અને એકને બોમ્બ પડે તો મોક્ષના જેવું થાય, કારણ કે વાસનાઓ ફ્રેક્ચર થઈ જાય. એ જાતે ફ્રેક્ચર કરે એવો છે નહીં !

## મૃત્યુ સમયે, જ્ઞાનમાં કે ભયમાં ?

આ આત્મા આપેલો છેને, તે ભય આવે ત્યારે અંદર પેસી જાય.

ભય ના હોયને, ત્યારે તો બહાર જરા એ લઈ આવે, તે લઈ આવે. પણ બોમ્બ પડવા માંડ્યા કે મહીં પેસી જાય. ભય ના હોય એવી જગ્યા ખોળે, તે મહીં જ પેસી જાય. એટલે આ ભયમાં બહુ સુંદર રહે. મરતી વખતે સુંદર રહે છે અગર તો મરવા જેવો ભય હોયને ત્યારે બહુ સુંદર રહે.

**પ્રશ્નકર્તા :** ભય આવે તો આત્મામાં પેસી જાય ?

**દાદાશ્રી :** એ તો જે બાહ્ય ભાવ છેને એ બધા આત્મામાં પેસી જાય, જાગૃતિ જે બાહ્ય વર્તે છે એ જાગૃતિ આત્મામાં પરોવાઈ જાય અને 'હું શુદ્ધાત્મા છું' થઈ જાય. પછી તો બહારનું પેલું એ છોડી નાખે બધા, બધા કાગળો લખવાનું બંધ કરી દે અને જ્યાં સુધી ભય ના આવેને, ત્યાં સુધી તો કહેશે, 'આ હેંડો, થોડી જલેબી લઈ આવું છું, થોડો નાસ્તો લઈ આવું.' અને ભય આવ્યો કે મહીં ઘરમાં પેસી જાય અને મરણનો ભય આવે તે ઘડીએ 'ઘર'(આત્મા)માં હોય છે.

**પ્રશ્નકર્તા :** એટલે ભયમાં જાગૃતિ હજારો ગણી વધી જાય ?

**દાદાશ્રી :** વધે ખરી, જાગૃતિ વધે, પણ એ હંમેશાં જ્ઞાતા-દ્રષ્ટા તરીકે ભાવ રહેવાનોને ! પણ તે જ્યારે બહાર આફત આવશે, તે ઘડીએ અંદર પેસી જશે. અને અંદર પેસી જાય ત્યારે સંપૂર્ણ આનંદ જ હોય. દુઃખ જ ના રહેને !

આ જ્ઞાન મળ્યા પછી કોઈ પણ ભય એને સતાવી ના શકે. નિરંતર નિર્ભય રહી શકે. બને કે ના બને ? કોઈ નિર્ભય જોયેલા ?

**પ્રશ્નકર્તા :** નિર્ભય આપ જે સેન્સમાં કહો છો, એ સેન્સમાં નથી જોયા.

**દાદાશ્રી :** નિર્ભય હોય નહીં. એ તો આ કૃષ્ણ ભગવાન થઈ ગયા, આ મહાવીર ભગવાન થઈ ગયા. બાકી કોઈ હોય નહીં. માણસનું શું ગજું નિર્ભય થવાનું ? એટલે વીતરાગતા હોય તો જ નિર્ભય થવાય. રાગ-દ્વેષ ન હોય ત્યારે નિર્ભયતા થાય.

## ત્યારે વિજ્ઞાન થાય પૂરું !

કોઈ પણ સંયોગમાં ભય ના લાગે, ગમે તેવા એટમબોમ્બ નાખે, ગમે તે એ થાય પણ ભય ના લાગે. મહીં પેટમાં પાણી ના હાલે ત્યારે જાણવું કે વિજ્ઞાન પૂરું થઈ ગયું છે. અગર તો જેણે આવું લક્ષ બાંધ્યું હોય કે કોઈ પણ સંજોગોમાં મને ભય ન લાગવો જોઈએ, તે રસ્તે ચાલે છે, તે માણસને વિજ્ઞાન પૂરું થવાની તૈયારી છે.

ભય ના લાગવો જોઈએ. કોઈ રસ્તે ભય ના લાગવો જોઈએ. કારણ કે જ્યાં માલિક જ તમે છો, ભય વળી કોનો તે ? માલિક છો, દસ્તાવેજ છે, ટાઈટલ છે, બધું જ તમારી પાસે છે પણ તમને ખબર નથી, તે શું થાય તે ?

એટમબોમ્બ પડવાના હોય, તોયે પણ એટમબોમ્બ નાખનારો ભડકે પણ જેની પર પડનારો છે એ ભડકે નહીં, એટલી બધી તાકાતવાળું વિજ્ઞાન છે આ !

❖❖❖❖❖

## [૧૩]

# નિશ્ચય-વ્યવહાર

### ઉચિત વ્યવહાર - શુદ્ધ વ્યવહાર

**પ્રશ્નકર્તા :** દાદા, અક્રમની અંદર તો આપણો જે વ્યવહાર છે તે બધોય આપે એને નિકાલી જ કીધોને ?

**દાદાશ્રી :** આપણો વ્યવહારને ? એ ભલે નિકાલી કહ્યો કે ગ્રહણીય કહ્યો. એનો સવાલ નથી તમારે, પણ આપણો વ્યવહાર છે આ. ઉચિત વ્યવહાર. ઉચિત વ્યવહારથી માંડી અને ઠેઠ શુદ્ધ વ્યવહાર સુધીનો વ્યવહાર છે આપણો.

**પ્રશ્નકર્તા :** એ બેનો, 'ઉચિત' અને 'શુદ્ધ'નો ફોડ પાડોને !

**દાદાશ્રી :** ઉચિતથી શરૂઆત થાય. ઉચિત એટલે ખોડ કાઢવા જેવો નહીં. કોઈ ગાળો ભાંડતો હોય સામસામી તોય પણ એ વ્યવહાર ઉચિત છે. ત્યાંથી આગળ પછી શુદ્ધ વ્યવહાર.

**પ્રશ્નકર્તા :** એ કેવું ? આપે ઉચિત વ્યવહારની વ્યાખ્યા કહી કે, 'કોઈ ખોડ ના કાઢે' અને આ બીજી બાજુ કહ્યું કે ઉચિત વ્યવહાર એટલે કોઈ ગાળો ભાંડે તોય એ ઉચિત વ્યવહાર કહેવાય.

**દાદાશ્રી :** અહીં તમે ચિડાયા હોયને કોઈની જોડે તોય આપણે અહીં બધાં સમજે, 'નિકાલ કરતાં હશે, કંઈક સમભાવે..' એવું જ કહેને ?

બધાં નોટડાઉન ના કરે, નહીં ? તમે નોટડાઉન કર્યું એવું કોઈનું કંઈ ?

**પ્રશ્નકર્તા :** ના. નોટડાઉન ના થાય.

**દાદાશ્રી :** એનું શું કારણ છે ? કેમ ઉચિત વ્યવહાર છે એ ? ત્યારે રાગ-દ્વેષ રહિત છે, રાગ-દ્વેષ નથી. રાગ-દ્વેષ રહિત વ્યવહાર, પછી મારંમાર હથોડા મારતા હોય પણ એ ઉચિત વ્યવહાર કહેવાય. એમાં તિરસ્કાર જરાય નથી આવતો. એવું બને ખરું ?

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, અમારે મહાત્માઓ માટે તો આ જ વસ્તુને કે આપે અમને આત્મા આપ્યો. હવે અમારો વ્યવહાર શુદ્ધ થવો જોઈએને ?

**દાદાશ્રી :** થઈ ગયો છેને ! પણ ઉચિતથી માંડીને શુદ્ધ વ્યવહાર સુધી થઈ ગયો છે.

**પ્રશ્નકર્તા :** હવે એ વ્યવહારને શુદ્ધ વ્યવહાર રાખવાનો એવું કંઈ જુદું છે ?

**દાદાશ્રી :** હા. શુદ્ધ વ્યવહાર તો એ શુદ્ધ વ્યવહાર જ રહ્યો. પણ એ શુદ્ધ દેખાય નહીં ત્યાં સુધી એ ઉચિતથી માંડીને શુદ્ધ સુધીનો એનો ભેદ છે. છે તો શુદ્ધ જ, પણ ઉચિત શુદ્ધથી માંડીને શુદ્ધ શુદ્ધ સુધીનો ભેદ છે.

એવું છેને, આપણો આ શુદ્ધ વ્યવહાર જ કહેવાય. પણ શુદ્ધ વ્યવહાર દેખાવમાં નથી આવતો ત્યાં સુધી ઉચિત વ્યવહાર કહેવાય. અને દેખાતો થાય ત્યારે શુદ્ધ કહેવાય. ઉચિત વ્યવહાર બહાર લોકોને હોય નહીં. બહાર તો જે એ ચીડાવાનું હોય તો ચીડાય ને રડવાનું હોય તો રડે અને હસવાનું હોય તો હસેય ખરો.

એટલે આપણો વ્યવહાર ઉચિત વ્યવહારથી બિગિનિંગ થાય છે અને અંતે શુદ્ધ વ્યવહાર સુધી પહોંચે ! શુદ્ધ નિશ્ચય અને શુદ્ધ વ્યવહાર. હવે જેટલો વ્યવહાર શુદ્ધ થયો એટલો શુદ્ધ નિશ્ચય તમારી પાસે પ્રગટ થઈ ગયો. સંપૂર્ણ શુદ્ધ વ્યવહાર થશે એટલે શુદ્ધ નિશ્ચય, સંપૂર્ણ. એટલે પૂર્ણાહુતિ !

હવે આ આપણો ઉચિત વ્યવહાર છે પણ લોકોને કેમ સમજાય ? આપણો વ્યવહાર મોક્ષ માટે ઉચિત વ્યવહાર છે, પણ લોકોને અનુચિત લાગે.

હવે શુદ્ધ વ્યવહાર એટલે શું ? આ ભઈ મારું અપમાન કરે છે, એ એમનો વ્યવહાર અશુદ્ધ છે. પણ મારે એમને શુદ્ધાત્મા ભાવે જોઈ અને એમની જોડે શુદ્ધ વ્યવહાર રાખવાનો. મારો વ્યવહાર ના બગડવા દેવો. કારણ કે એ જે ગાળ ભાંડતો હોય, એ જે કંઈ આ આવું અપમાન કરે છે એ પોતે નથી કરતો આ, આ મારા કર્મના ઉદયો એની મારફત નીકળે છે. માટે હી ઈઝ નોટ રિસ્પોન્સિબલ એટ ઓલ. એ તમે સમજી ગયાને ! હવે એ શુદ્ધાત્મામાં હોય યા ના પણ હોય, પણ એને શુદ્ધાત્મા તરીકે આપણે જોવો જોઈએ અને નિર્દોષ જોવો જોઈએ, એનું નામ શુદ્ધ વ્યવહાર. દોષિતને ય નિર્દોષ જોતાં આવડ્યું. બધું જગત જેને દોષિત કહે છે તેને આપણે નિર્દોષ જોઈએ એ એવી રીતે, પોતે શુદ્ધ છે ને સામો શુદ્ધ જ છે, એવી દ્રષ્ટિ જેની છે એ શુદ્ધ વ્યવહાર !

આ પાંચ આજ્ઞા પાળેને એ બિલકુલ શુદ્ધ વ્યવહાર. પાંચ આજ્ઞા એટલા માટે જ છે. આ ઉચિત વ્યવહાર છેને, તે શુદ્ધતાને પકડે એટલા માટે છે. અને આ પાંચ આજ્ઞા નથી પળાતી એ ઉચિત વ્યવહારમાં જાય છે.

**પ્રશ્નકર્તા :** આપણે ત્યાં એ પ્રમાણે જ ચાલે છેને ! પણ ઉચિતની જે ભૂમિકા કીધી તમે, પણ એમાં તમે શુદ્ધની વાત કરી તે ?

**દાદાશ્રી :** આ પછી અમારો વ્યવહાર શુદ્ધની નજીકનો હોય બિલકુલ. એને શુદ્ધ કહે તો ચાલે. પણ શુદ્ધની નજીકનો હોય, સહજાસહજ.

**પ્રશ્નકર્તા :** ત્યારે પરફેક્ટ શુદ્ધ કેવો હોય ? પહેલાં એ કહો.

**દાદાશ્રી :** કિંચિત્‌માત્ર શબ્દથી પણ કોઈને નુકસાન ના થાય, મનથી નુકસાન નહીં, મનથી નુકસાન તો તમેય નથી કરતા પણ શબ્દથી અને દેહથી નુકસાન ન કરે એ બિલકુલ શુદ્ધ વ્યવહાર.

**પ્રશ્નકર્તા :** ત્યારે તમે જે કહો છો, તમારો લગભગ શુદ્ધ, તો એ અને સંપૂર્ણ શુદ્ધ, બેનો તફાવત શું ?

**દાદાશ્રી :** આ કોઈ ફેરો અમે કહીએ છીએને, ચાર ડિગ્રી ઓછી તે એનો ફેર પડે.

## નીકળતો માલ એ નહીં વ્યવહાર !

આ જૂનો પડી રહેલો માલ નીકળે. તેને જ જો વ્યવહાર કહે, પણ આ જૂનો માલ તો પછી ગંધાય. એટલે ભરેલો માલ તે વ્યવહાર નથી. વ્યવહાર કયો છે ? અત્યારે 'એ' શેમાં છે તે વ્યવહાર. અત્યારે આ ભાઈ છે તે કો'કને ટૈડકાવતો હોય, તો હું એને વઢું નહીં. હું જાણું કે એ ટૈડકાવવામાં નથી એ પોતે. કારણ કે ટૈડકાવવા પાછળ પોતાને પસ્તાવો થાય છે, આ ખોટું થયું, આવું ના થવું જોઈએ.

હવે આ ઊંડાણ સુધી એ લોકોને સમજણ પડે નહીંને ? આ કેટલી બધી ઊંડાઈ છે આની, તે લોકોને સમજણ પડે નહીં. એવું આમ દેખાય તે તો ઉપરછલ્લું જુએને ? સુપરફલ્યુઅસ જુએને એ તો. હવે આ ઊંડાઈ એટલે એ એમને ગાળો ભાંડતા હોયને તોય હું જાણું કે એ એમાં નથી. એ પોતે ગાળો ભાંડતો નથી અત્યારે. પોતે પસ્તાવો કરે છે એટલે વ્યવહાર એનો ઊંચો છે. પણ આ તો માલ પાછલો ભરેલો તે નીકળી જાય છે. એને કાઢવો તો પડશે જ ને ?

**પ્રશ્નકર્તા :** આપે સુંદર દ્રષ્ટાંત આપેલું. તાનસાનું પેલું પાણી જે છે, ત્યાંથી બંધ કરી દીધો પેલો કૉક. પાઈપમાં ભરેલું પાણી નીકળે છે.

**દાદાશ્રી :** આ લોકોને આવકનો એ તો કૉક બંધ થઈ ગયો, પણ જાવકનું તો રહ્યુંને ! હવે પાણી જતું હોય, તેમાં થોડો ડામર પડ્યો હોય તો ડામરવાળું નીકળે. એમાં કંઈ હવે તે ઘડીએ એને વઢવાનું હોય ? એ તો મૂઆ પહેલાં ભર્યું હતું તે અત્યારે નીકળ્યું છે, તેમાં તું શું કરવા વઢું છું ? ખાલી તો કરવું પડશેને ?

એટલે આ બધાનો ઉચિત વ્યવહાર. કારણ કે તમને ગુસ્સો થતાંની સાથે અંદર શું થાય છે ? આ ના થવું જોઈએ. એવું થાય છેને ? આ એક બાજુ છે તે ગુસ્સો કરે છે અને એક બાજુ એ પોતે છે તે 'આમ ન

થવું જોઈએ' એવું મહીં પસ્તાવો થયા કરે. એ અભિપ્રાય ફેરફાર થઈ ગયો, એ વ્યવહાર તમારો. આમ ન થવું જોઈએ, એનું નામ ઉચિત વ્યવહાર. ત્યારે લોક બહારનું જુએ. એટલે મને કહે છે, તમારા મહાત્માઓમાં કોઈ બહારનો વ્યવહાર બહુ ફરતો નથી. ત્યારે મેં કહ્યું, 'એ નહીં ફેરવવાનો અમારે'. ત્યારે કહે છે, 'એવું તો ચાલતું હશે ?' ત્યારે મેં કહ્યું, 'એ બધું તો અમારે ચાલે, ભઈ'. કારણ કે એને સમજણ પાડવા બેસું તો ના પડે અને મારે ટાઈમ બગડે ચાર કલાકનો.

## નક્કી કર્યું તે જ વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** પણ આપણો જે વ્યવહાર છે અને પરમાર્થ મૂળ વ્યવહાર જે કીધો છે, એ કેવો ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. આપણો વ્યવહાર તો શુદ્ધ વ્યવહાર છે એટલે પરમાર્થ મૂળની વાત જ ના રહી. પરમાર્થ મૂળ વ્યવહાર તો કયો કહેવાય ? સદ્વ્યવહાર. એટલે પરમાર્થ સુધી જવાનું, એ તો સદ્વ્યવહારમાં. આપણે તો સદ્વ્યવહાર નહીં, આપણો આ તો શુદ્ધ વ્યવહાર હોય. તે કાચો પડતો હશે, એનો સદ્વ્યવહાર થઈ જતો હશે. પણ સદ્વ્યવહારથી નીચે ના જાય. આપણે ત્યાં શુદ્ધ નિશ્ચય ને શુદ્ધ વ્યવહાર છે. કારણ કે પાંચ આજ્ઞા એ શુદ્ધ વ્યવહાર રૂપે આપેલી છે.

સામો ગાળો ભાંડશે, પણ તું ફાઈલનો સમભાવે નિકાલ કર. પછી આ સામો અવળું બોલી જતો હોય, તોય પોતે નક્કી કર્યું હોય કે મારે સમભાવે નિકાલ કરવો છે. એ નક્કી કર્યું છે, એ જ વ્યવહારમાં ગણાય છે. આ બોલ્યો એ વ્યવહારમાં ગણાતું નથી. વઢમ્વઢા, મારામારી થઈ તે વ્યવહાર નથી, પણ 'મારામારી નથી કરવી' એવું એણે જે નક્કી કર્યું છે, કે સમભાવે નિકાલ કરવો છે, એ જ એનો વ્યવહાર છે.

**પ્રશ્નકર્તા :** આ તમે જે કહ્યું, એ આશયને પહોંચે કેટલા ?

**દાદાશ્રી :** આશયને પહોંચે તો ઓછાં પણ તોય કંઈક હપૂચું સાવ વેરાન થઈ ગયેલું, એમાંથી કંઈક તો ઊગશે ખરુંને !

**પ્રશ્નકર્તા :** વ્યવહાર જે ડિસ્ચાર્જ રૂપે છે, તો પછી એ શુદ્ધ વ્યવહાર કરવાની કે થવાની વાત કેવી રીતે આવી ?

**દાદાશ્રી :** એ ડિસ્ચાર્જ રૂપે છે. તે આપણે જ્ઞાન આપ્યું હોય તેના માટે છે. અને છતાંય આપણો અંદરનો જે વ્યવહાર છે, તે આદર્શ છે. આ બહારના ભાગનો ડિસ્ચાર્જ છે. અંદરનો શુદ્ધ વ્યવહાર છે.

**પ્રશ્નકર્તા :** અંદરનો વ્યવહાર એ જરા સ્પષ્ટ કરો, એ જરા સમજાયું નહીં.

**દાદાશ્રી :** એ છે તે 'આમ ન હોવું જોઈએ' એ વ્યવહાર છે. બહાર ગુસ્સે થતા હોય એ જોડે જોડે અંદર 'આમ ન હોવું' એ વ્યવહાર છે. આ શુદ્ધ વ્યવહાર છે. આત્મા જાણકાર અને 'આમ ના હોવું જોઈએ' એ વચ્ચે હોય છે.

**પ્રશ્નકર્તા :** આમ ન હોવું જોઈએ, એ કહેનાર કોણ ?

**દાદાશ્રી :** એ બધું આ પ્રજ્ઞામાંથી છે, પણ તે શુદ્ધ વ્યવહાર છે એ જાતનો. એટલે કોઈ ગાળ દેતું હોય તો પણ અંદર આપણો એના તરફનો વ્યવહાર ઊંચો હોય. મન બગાડ્યા વગરનો વ્યવહાર હોય.

## જ્ઞાની જ પમાડે શુદ્ધ વ્યવહાર !

શુદ્ધ વ્યવહાર પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે. અમારી આજ્ઞા પાળે તો વ્યવહાર છે એ બધો શુદ્ધ જ છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ વ્યવહાર લાવવો છે કોઈ માણસને, તો એમાં જ્ઞાનીની પ્રત્યક્ષ હાજરી તો જોઈશે જ ને ?

**દાદાશ્રી :** જ્ઞાની વગર તો આ થાય કેવી રીતે ? જ્ઞાની વગર આત્મા જ પ્રાપ્ત ના થાયને ! પછી આગળ વાત જ નહીં. પણ શુદ્ધ વ્યવહાર તમને બધાંને ઉત્પન્ન થશે. કોઈને પાંચ વર્ષે, કોઈને દસ વર્ષે, કોઈને પંદર વર્ષે પણ જેમ આજ્ઞા પાળશોને તેમ વ્યવહાર શુદ્ધ થતો જશે. શુદ્ધ વ્યવહાર એટલે કંઈ કોઈનેય ત્રાસ ના થાય, અડચણરૂપ ના થાય એવો ! એટલે જ્ઞાની વગર શુદ્ધ વ્યવહાર હોય જ નહીંને ! સદ્‌વ્યવહારેય જ્ઞાની વગર નથી.

**પ્રશ્નકર્તા :** આ પચ્ચીસ વર્ષ પછી જ્ઞાની ના હોય તો પછી શુદ્ધ વ્યવહાર બંધ થઈ જશે.

**દાદાશ્રી :** આ બધાંને તો, હું ના હોઉં તોય થયા કરશે. એનું જ્ઞાન છે ને, પાછળ લગામ છે પછી. અને જેને જ્ઞાની પુરુષ જોડે સંબંધ થયો છે, એને જ્ઞાની પુરુષ આખી જીંદગી, પોતે હોય ત્યાં સુધી રહેશે જ જોડે જોડે. એટલે એને કશું કલ્પના જ કરવા જેવી નથી. જેને નથી સંબંધ થયો કે નથી ઓળખાણ થઈ, તેને માટે બીજા રસ્તા મળી આવશે.

**પ્રશ્નકર્તા :** પછી શુદ્ધ વ્યવહાર બંધ થઈ જશે ?

**દાદાશ્રી :** ના, એ તો પેલા ક્રમિકના જ્ઞાનીઓ પાકે તોય શુદ્ધ વ્યવહાર ચાલુ રહેશે. તીર્થંકરો આવે છે ત્યારે બબ્બે લાખ માણસોને શુદ્ધ વ્યવહાર હોય છે. બાકી ભગવાન મહાવીર તો શુદ્ધ વ્યવહારપૂર્વક જ હતા. અને ભગવાનનાં 'ફોલોઅર્સ' બધા જે હતા, જે મોક્ષે ગયા, તેય શુદ્ધ વ્યવહાર-પૂર્વક ગયા. શુદ્ધ વ્યવહાર સિવાય તો મોક્ષે જાય નહીંને !

## આત્મા જાણે ને વ્યવહાર ચાલે !

જગતનો કલ્પિત વ્યવહાર છે. સહુ સહુની કલ્પનામાં આવ્યો, એ કલ્પિત વ્યવહાર. આપણે અહીં શુદ્ધ વ્યવહાર છે. એટલે જે વ્યવહારમાં ક્રોધ-માન-માયા-લોભ વપરાવાનાં ના હોય, એ શુદ્ધ વ્યવહાર કહેવાય. આપણે ત્યાં ક્રોધ-માન-માયા-લોભ વપરાય જ નહીં. અને જે ગુસ્સો કરો એ ક્રોધ નથી એવું આપણે સાબિત કરી આપ્યું, એટલે આપણો વ્યવહાર એ શુદ્ધ વ્યવહાર છે.

પછી તમારી વાઈફને તમે વ્યવહારિક દ્રષ્ટિએ વાઈફ કહો, પણ તે મહીં તમે એવું જાણતા હોય કે આ 'ફાઈલ નંબર ટુ' છે ! અને તમે છોકરાંનેય 'ફાઈલ નંબર થ્રી' કહ્યું. આ દેહને 'ફાઈલ નંબર વન' કહે. એટલે 'ફાઈલ' કહ્યું ત્યારથી જ આત્મા ને દેહ બે જુદાં રહે છે જ. એ વાત બધાંને ધ્યાનમાં જ રહે છે. ચોખ્ખી ઊઘાડી દીવા જેવી સ્પષ્ટ વાત ! એટલે બહુ સુંદર વાત છે આ, એની સમાધિ જો નિરંતર રહે છેને, આઘીપાછી થતી નથીને !

ખાઓ-પીઓ છો તો ય તમારો શુદ્ધ વ્યવહાર છે કે અશુદ્ધ ? શુદ્ધ વ્યવહાર. કારણ કે તમારે ખાવાનું જ નહીંને ! આપણો વ્યવહાર શું કહે છે ? આહારી આહાર કરે છે. એટલે બહુ સુંદર વિજ્ઞાન છેને આપણું ? નહીં તો કલાકેય સમાધિ કેવી રહે ? જ્ઞાન વગર તો કોઈનો ય મોક્ષ થાય નહીં. આ બહાર છે એ શુભાશુભનો વ્યવહાર કહેવાય, એ જ્ઞાનેય ના કહેવાય.

શુદ્ધ વ્યવહાર એટલે આત્મા કંઈ પણ ડખો ના કરે. આત્મા જાણ્યા કરે ને વ્યવહાર ચાલ્યા કરે, એનું નામ શુદ્ધ વ્યવહાર. પછી એ ગમે તે હોય, ડૉક્ટરનું દવાખાનું ચલાવતા હોય કે ખેતી કરતો હોય કે વ્યાપાર હોય એ જોવાનું નથી. આત્મા કયાં વર્તે છે એટલું જ જોવાનું છે. બીજી હિંસા ખરી રીતે તો રિયલી સ્પિકિંગ છે જ નહીં. કોઈ જીવ મરતોય નથી ને જન્મ પામતોય નથી. આ તો બધાં પુદ્ગલનાં પૂતળાં ઊભાં થાય છે ને સ્પંદનો વાગે છે. તે એ સામાં બીજા સ્પંદનો મારે છે. પણ એમાં પેલાને એવી ભ્રાંતિ છે કે 'આ હું છું' એટલે જ પોતાને એનો દોષ બેસે છે !

શુદ્ધ વ્યવહાર કોનું નામ કહેવાય કે વ્યવહારમાં મમતા નહીં, એનું નામ શુદ્ધ વ્યવહાર. પછી ગમે તેવો હોય, એની સાથે આપણે જરૂર નથી. જો વ્યવહારમાં મમતા હોય ત્યાં કષાય હોય અને તે શુદ્ધ વ્યવહાર કહેવાય નહીં.

## નથી શુદ્ધ વ્યવહાર આત્મજ્ઞાન વિના !

**પ્રશ્નકર્તા :** પણ જો આત્માની પ્રતીતિ બરોબર બેસે, તો જ શુદ્ધ વ્યવહાર થઈ શકે.

**દાદાશ્રી :** હા, અને નહીં તો વ્યવહાર શુદ્ધ થઈ શકે જ નહીં. શુદ્ધ વ્યવહાર ક્યારે કહેવાય એ કહું તમને ? ગધેડામાં આત્મા દેખાય, કૂતરામાં આત્મા દેખાય, બિલાડીમાં આત્મા દેખાય, ઝાડમાં આત્મા દેખાય, એવું બધાને આત્મારૂપે જુએ ત્યારે એ શુદ્ધ વ્યવહાર છે.

## શુભનો કર્તા, તે સદ્વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** લૌકિક વ્યવહારમાં, સદ્વિચાર ને સદાચારની વાત જે થાય છે, એ પાંચ આજ્ઞામાં રહીએ તો એ નિરંતર હોય જ ને ?

**દાદાશ્રી :** પાંચ આજ્ઞા નિરંતર પાળતો હોય તો સદાચારમાં એ પોતે ના ય હોય, સદ્વ્યવહારે ના હોય પણ શુદ્ધ વ્યવહાર તો હોય જ. પાંચ આજ્ઞા પાળીએ એટલે વ્યવહાર શુદ્ધ જ હોય. સદાચાર એ શુભ વ્યવહાર છે. સદાચાર અને સદ્વ્યવહાર, એ બેઉ અહંકારના આધીન છે અને શુદ્ધ વ્યવહાર નિર્અહંકારના આધીન છે. શુદ્ધ વ્યવહારમાં શું શું બને કે ચંદુલાલ છોકરાને ટૈડકાવે, પણ તમે પોતે અંદર કહો કે 'ચંદુલાલ, આ શું કરો છો ?' હવે અહીં તમારો શુદ્ધ વ્યવહાર છે.

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધ વ્યવહારમાં શું શું કરવાનું હશે ?

**દાદાશ્રી :** કરવાનું કશું હોતું જ નથી. કર્તાભાવ એ ભયંકર ભ્રાંતિ છે. અને જે કર્તાવાળા છે, શુભના કર્તા છે એ સદ્વ્યવહાર અને અશુભના કર્તા છે એ અસદ્વ્યવહાર. અને તમે કોઈ ચીજના કર્તા નથી, તે આ તમારો શુદ્ધ વ્યવહાર છે. કોઈ કર્મના કર્તા નથી એવું તમને ભાન રહે છેને ? એ ભાન રહ્યું એટલે શુદ્ધ વ્યવહાર થયો. વ્યવહાર શુદ્ધ થયો એટલે નિશ્ચય શુદ્ધ થયો.

એટલે આપણે આ પાંચ આજ્ઞા પાળે એ શુદ્ધ વ્યવહાર છે, બિલકુલ શુદ્ધ વ્યવહાર. સદ્વ્યવહાર તો એથી નીચેનો સ્તર કહેવાય, ઘણો નીચેનો. જગતે શુદ્ધ વ્યવહાર જોયો જ નથી. સદ્વ્યવહાર સુધી આવેલું જગત.

## સદ્વ્યવહારની ઊંડી સમજ !

**પ્રશ્નકર્તા :** સદ્વ્યવહારની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** જેમાં પોતાના કષાયો સામાને નુકસાન ના કરતા હોય, પોતાનાં કષાયો પોતાને એકલાને નુકસાન કરે, પણ બીજા કોઈને નુકસાન ન કરે એ સદ્વ્યવહાર. અને બીજાને કષાયો નુકસાન કરે, એ શુભાશુભ વ્યવહાર. ઘડીમાં કષાયો ફાયદોય કરે ને ઘડીમાં નુકસાન કરે તે શુભાશુભ વ્યવહાર. આ શુભાશુભ વ્યવહાર એ તો વ્યવહારેય નથી. વ્યવહાર સદ્વ્યવહાર જોઈએ. શુદ્ધ વ્યવહાર તો જાણે કે જ્ઞાની પુરુષની પાસે એમની આજ્ઞા પાળવાથી થાય, પણ સંસારમાં સદ્વ્યવહાર જોઈએ. હવે

સદ્વ્યવહાર એ કેવો હોય કે લોકો દુઃખ આપે તો પોતે જમે કરી લેવા અને પોતે કોઈને દુઃખ આપવું નહીં એવો ભાવ હોવો જોઈએ. અજાણપણે અપાઈ જાય, બાકી મનમાં એવો ભાવ હોય, કે દુઃખ તો આપવું જ નથી. પણ છતાં અપાઈ જાય એ બધું પૂર્વકર્મના ઉદયના આધીન છે. ત્યારથી એ સદ્વ્યવહાર કહેવાય અને શુદ્ધ વ્યવહાર તો કષાયરહિત હોવો જોઈએ.

શાસ્ત્રોના આધારે એટલે મહાન પુરુષો જે બોલેલા, તેના આધારે વ્યવહાર રાખવો તે સદ્વ્યવહાર. શું વ્યવહાર રાખે ? ત્યારે કહે છે કે મોક્ષે જવાનો રસ્તો, મોક્ષમાં જવાના સાધનો એ બધું, એ વ્યવહારમાં પડે ત્યારે સદ્વ્યવહારમાં પડ્યો કહેવાય અને સંસારમાં સદ્વ્યવહાર, શુભ વ્યવહારને કહેવાય છે. હેતુ પર આધારીત છે. સંસારમાં પડેલાં આવો સદ્વ્યવહાર કરે, તેને શુભ વ્યવહાર કહેવાય છે. અને આ સદ્વ્યવહાર એ અધ્યાત્મ વ્યવહારને કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** સદ્વ્યવહારનું ફરી એક વખત કહો.

**દાદાશ્રી :** મોક્ષે જવાના સાધનો બધા વ્યવહારમાં હોય, એ સદ્-વ્યવહાર અને સંસારના ભૌતિક સાધનો હોય એ શુભ વ્યવહાર. સદ્-વ્યવહાર સંસારમાં હોય નહીં. સદ્વ્યવહાર એટલે શું કે દયા, શાંતિ, સમતા, ક્ષમા, સત્ય, ત્યાગ, વૈરાગ એ બધો સદ્વ્યવહાર કહેવાય. પેલો સામો કરે કે ના કરે પણ પોતાનામાં આ ગુણ હોય, એ સદ્વ્યવહાર.

## શુદ્ધ વ્યવહાર અહંકાર રહિત !

ખરો યથાર્થ વ્યવહાર કોને કહેવાય ? શુદ્ધ વ્યવહારને. નિશ્ચય પ્રાપ્ત થાય પછી જે બાકી રહે, એનું નામ શુદ્ધ વ્યવહાર. 'જે વ્યવહાર નિર્અહંકારી હોય છે, જેમાં અહંકારનો છાંટોય ના હોય એ શુદ્ધ વ્યવહાર.' શુદ્ધ વ્યવહાર અને સદ્વ્યવહારમાં ફેર છે. સદ્વ્યવહાર અહંકાર સહિત હોય અને શુદ્ધ વ્યવહાર અહંકાર રહિત હોય. આપણે આ અહંકાર રહિતનો વ્યવહાર કહેવાય. ભલેને તે આમ દેખાવમાં ખરાબ દેખાતો હશે, ખરબચડો દેખાય, પણ તે અહંકાર રહિત કહેવાય છે. એટલે આપણો આ તો શુદ્ધ વ્યવહાર કહેવાય છે, સદ્વ્યવહાર નહીં.

શુદ્ધ વ્યવહાર એટલે અંદર નિરંતર સંયમ રહે. આંતરિક સંયમ, બાહ્ય સંયમ ના પણ હોય. બાહ્ય સંયમ તો આ બહાર જગતમાં બધે હોય, ત્યાગીઓને હોય. આંતરિક સંયમ હોય તો જ મોક્ષ થાય, પછી બાહ્ય સંયમ ના હોય તો પણ ચાલે. આંતરિક સંયમ ઊભો થઈ ગયો એટલે કલ્યાણ થઈ ગયું.

## ફેર, શુભ અને શુદ્ધ વ્યવહારમાં !

**પ્રશ્નકર્તા :** શુદ્ધ વ્યવહાર અને શુભ વ્યવહાર, આમાં ફેર શું ?

**દાદાશ્રી :** શુભ વ્યવહાર તો અજ્ઞાની અને જ્ઞાની બન્ને કરી શકે. કારણ કે જ્ઞાનીને શુભ વ્યવહાર કરવાનો હોતો નથી, થઈ જાય એની મેળે. અને પેલો કરે છે એ. અહંકાર ખરોને એટલે શુભ વ્યવહાર કરે. એટલે તમે છે તે એમને કહો કે તમે અમને નુકસાન કરો છો. મારે તમારી જોડે કામ નથી કરવું, તો પેલો ભઈ શું કહે ? નુકસાન થયું હોય તે ભૂલી જાવ, પણ હવે નવેસરથી આપણું સારું કામ કરોને ! એટલે આપણે અશુભ કર્યું, પણ પેલો શુભ કરે છે. જ્યાં ચીઢાવાનું ત્યાં ચીઢાતો નથી ને ઊલટું આપણને વાળી લે છે. હમણાં અત્યાર સુધી જે થયું એ ભૂલી જાવ અને નવેસર જાણે કશું થયું ના હોય, કશું ગુનો ના કર્યો હોય, આવું ભૂલાડી દેને ? તો ગાડી આગળ ચાલે, નહીં તો ગાડી ઊભી રહે ડીરેલ થઈને. ડીરેલમેન્ટ થયેલા તમે જોયેલા બધા ? એટલે આ એ શુભ વ્યવહાર અજ્ઞાની અને જ્ઞાની બન્ને કરી શકે છે. જ્ઞાનીને સહજભાવે થાય છે, અજ્ઞાનીને કરવું પડે છે.

વ્યવહાર જાગૃતિપૂર્વકનો હોય, તેને આત્માનો ઉપયોગ કહેવાય. પછી શુભાશુભ વ્યવહાર જાગૃતિપૂર્વકનો હોય તો ય આત્માનો ઉપયોગ. અને શુદ્ધ વ્યવહાર હોય તેય જાગૃતિ છે. પેલો શુદ્ધ વ્યવહાર એ આત્માના અનુભવ સહિતનો વ્યવહાર છે અને પેલો શુભ વ્યવહાર આત્માના અનુભવ સિવાયનો વ્યવહાર છે. પણ આત્માનો સ્વીકાર કરેલો છે, ત્યાર પછી જાગૃતિ આવે.

## શુભ, અશુભ અને અશુદ્ધ વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** અશુભ વ્યવહાર એ શું ? શુભની સામે અશુભ ?

**દાદાશ્રી :** અશુભ વ્યવહાર તો આ બધાં ચાલે છેને ! ગજવાં કાપી જાય છે, આ માર મારે, ગાળો ભાંડે છે. અશુભ વ્યવહારથી તો કંટાળો જ આવે. એ કંટાળો આવે, તે શુભ જતું રહ્યું. તે વકીલ તેથી રાખવા પડે.

**પ્રશ્નકર્તા :** અશુદ્ધ વ્યવહારની અંદર શુભ અને અશુભ બે વ્યવહાર આવી જાય ?

**દાદાશ્રી :** ના, અશુદ્ધ વ્યવહાર તો હોય જ નહીં. બહુ જૂજ માણસને હોય. યુઝલેસ, સાતમી નર્કે જવા જેવા માણસો. આ તો શુભ અને અશુભ. અશુભેય સારો. અશુભ વ્યવહાર એટલે પાપી અને શુભ વ્યવહાર એ પુણ્યશાળી. પણ એ પાપી થઈને પાછો પુણ્યશાળી થાય કોઈક દહાડો. પણ અશુદ્ધ વ્યવહારવાળાનું તો ઠેકાણું જ ના પડે.

## શુદ્ધ સિવાયનો બધો વ્યવહાર અહંકારી...

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે જે પેલો 'વ્યવહાર મૂળ વ્યવહાર' જે કીધો છે અને 'પરમાર્થ મૂળ વ્યવહાર' જે કીધો છે, એ રીતે 'વ્યવહાર મૂળ વ્યવહાર' એટલે શુભ-અશુભ વ્યવહાર ?

**દાદાશ્રી :** હા, વ્યવહાર મૂળ વ્યવહાર એ તો શુભાશુભ વ્યવહાર કહેવાય અને આ પરમાર્થનો વ્યવહાર હોયને ત્યાં પાછો અહંકાર હોય, પોઈઝનસ હોય. ક્રમિક માર્ગમાં પરમાર્થ વ્યવહાર હોય, તે પણ પોઈઝનસ હોય.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થયોને કે નિશ્ચય પ્રાપ્ત થયા વગરનો વ્યવહાર એ અહંકારી વ્યવહાર એવું થયુંને ?

**દાદાશ્રી :** અહંકારી જ કહેવાયને ! ત્યારે બીજું શું કહેવાય ? આ શુભાશુભ વ્યવહાર એટલે અહંકારી વ્યવહાર.

**પ્રશ્નકર્તા :** તો સદ્વ્યવહારમાં અહંકાર હોય ?

**દાદાશ્રી :** હા, સદ્વ્યવહારમાં અહંકાર હોય. અને અહંકાર ના હોય તો સહજ ભાવે હોય.

**પ્રશ્નકર્તા :** સદ્વિચાર ને સદ્વ્યવહારમાં અહંકાર ના હોય તે વધારે સારું ને ?

**દાદાશ્રી :** અહંકાર ના હોય તો તો એના જેવું ઉત્તમ કોઈ નહીંને ! અહંકાર જ પોઈઝનસ છે.

**પ્રશ્નકર્તા :** એ સદ્વ્યવહારમાં અહંકાર છે ત્યાં સુધી એ કચાશ તો ખરીને ?

**દાદાશ્રી :** કચાશ એટલે કેવી કચાશ ? આ કાચા બટાકાનું શાક ખઈએ એવી કચાશ !

**પ્રશ્નકર્તા :** દાદા, સદ્વ્યવહારમાં અહંકાર તો હોય જ ને ? જ્ઞાન નથી થયું ત્યાં સુધી.

**દાદાશ્રી :** હા, એ તો હોય જ. આપણને અહંકાર વગર સહજભાવે એ વ્યવહાર હોય ને આપણો જે નિકાલી વ્યવહાર છેને, તે સહજભાવે છે.

## કષાયો વિરમે પછી શુદ્ધ વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** આ શુભ વ્યવહાર ને આ અશુભ વ્યવહાર. એ પણ વ્યવહાર શબ્દ જ મૂક્યો છેને ત્યાં ?

**દાદાશ્રી :** એ વ્યવહાર છે જ ક્યાં ? એ વ્યવહાર કહેવાય નહીં. એ તો કહે એટલું જ છે, નામ જ પાડી દીધું છે. બાકી શુભાશુભ વ્યવહાર એટલે અહંકારી વ્યવહાર.

**પ્રશ્નકર્તા :** હવે ક્રમિક માર્ગમાં આ બધું કરતાં કરતાં કેટલાંય જન્મ વહ્યા જાય. જ્યારે અહીંયા તમે શું કરો છો ? પહેલાં છૂટું પાડી દીધું પછી

કહે કે હવે તારો શુદ્ધ વ્યવહાર રાખજે, શુભ વ્યવહાર રાખજે, સદ્‌વ્યવહાર રાખજે....

**દાદાશ્રી :** એ બધું આમાં તમને આવડી જશે હવે. શુભ વ્યવહાર અને સદ્‌વ્યવહાર સહજભાવે ઉત્પન્ન થશે અને શુદ્ધ વ્યવહાર પોતાના પુરુષાર્થથી થશે.

શુદ્ધ વ્યવહાર ક્યારે ગણાય કે જ્યારે આજ્ઞાપૂર્વક જીવન થાય છે અને કષાયો જ્યારે અસર કરતાં નથી, કષાયો જ્યાં આગળ શાંત થઈ ગયા છે, ત્યાં આગળ શુદ્ધ વ્યવહાર જાણવો.

નિશ્ચય શુદ્ધ છે. વ્યવહાર શુદ્ધિ શેને કહેવી ? કષાયરહિત વ્યવહાર એ વ્યવહારશુદ્ધિ છે. પછી જાડો હોય કે પાતળો હોય કે ઝીણો હોય, કાળો હોય કે ગોરો હોય એ એમને જોવાની જરૂર નથી પણ કષાયરહિત છે કે ? ત્યારે કહે, હા, ત્યારે એ શુદ્ધ વ્યવહાર છે.

ભાદરણ જવાનું હતું, તે મોટર અહીં આગળ ઊભી રહી. તે પાંચ-છ કલાક મોડી થઈ, તો ય કોઈના પેટમાં પાણી હાલ્યું નથી. હા, તે પેલા ભાઈને કહેતા'તા કે અમે તો સંસ્થાવાળા તો કલાક-અડધો કલાક મોડું થાય તો વઢંવઢા કરીએ, આ તો એક માણસને કિંચિત્‌માત્ર પેટમાં પાણી નથી હાલ્યું, પાંચ-પાંચ કલાક લેટ થયું તોય ! આ છે તે શુદ્ધ વ્યવહાર કહેવાય.

અહીં કોઈ આવ્યો હોય અને આચાર જરા અવળો હોય, તે બીજાને ખસેડી નાખીને વિધિ કરી લે. પણ એમાંય કષાય નથી. તે આચાર અવળો-સવળો હોય. અહીં ખસેડી નાખવું એ ખોટું ના કહેવાય ? અમે બધું સમજીએ, અહીં બેઠાં બેઠાં બધું જ જાણીએ કે કોણ શું કરે છે, પણ અમે જાણીએ કે ભલેને તારો આચાર વાંકો છે પણ મહીં કષાય નથીને ? અવળો આચાર એ પ્રકૃતિ છે, પ્રકૃતિ ગુણ છે. ગોથું મારતી વખતે ના નામ લઈએ તો ય ગોથું માર્યા વગર રહે નહીં, એટલે અહીંથી આમ બે જણને ખસેડી નાખીને બધાં વિધિ કરવા બેસી જાય.

અમારે તો કેટલાંય પ્રસંગ થવાનાં ને ! અરે, હું તો દાઢી કરતો

હોઉં તોય આમ પગ નીચે રાખ્યો હોયને તો લોકો વિધિ કરવા બેસી જાય. એમ નહીં કે આ હલશે તો શું થશે ? અરે, જમતી વખતે વિધિ નથી છોડતાંને ? છતાંય શુદ્ધ વ્યવહાર છે. અમે જાણીએને કે આ કષાયરહિત પરિણામ છે. એને મન બગડ્યા વગર કહ્યું હોય, કે હમણે વિધિ નહીં કરવાની, જતાં રહો, તોય કશું નહીં.

હવે કષાય ક્યાં ઊભા થાય ? જ્યાં કાયદા હોય ત્યાં કષાય થાય. 'એય જમતી વખતે જવાનું નહીં, ત્યાં ગડબડ કરશો નહીં.' મન મહીં અવળું ફરે, પછી કષાય બચાવ ખોળે. એટલે અહીં તો કષાય જ નહીંને ! જ્યારે આવવું હોય ત્યારે પાછાં આવે. અને વખતે મહીં ભૂલ થઈ હોયને, તે તરત પાછો પ્રતિક્રમણ કરતો જ હોય. પ્રતિક્રમણ કરે કે નહીં તરત ? અને એની મેળે જ થઈ જાય પ્રતિક્રમણ.

## વિધ વિધ દાખલાઓ વિધ વિધ વ્યવહારના !

**પ્રશ્નકર્તા :** આ અશુદ્ધ વ્યવહાર, અશુભ વ્યવહાર, શુભ વ્યવહાર, શુદ્ધ વ્યવહાર, એના એક એક સહેજ નાના નાના દાખલા આપો.

**દાદાશ્રી :** અશુદ્ધ વ્યવહાર એટલે શું ? તે આખો દહાડો હિંસાઓ જ કર્યા કરે. માણસ થઈ અને આખો દહાડો હિંસામાં જ વર્તે. છેલ્લી ગ્રેડનો નાલાયકીનો વ્યવહાર. નાલાયકીની પણ છેલ્લી ગ્રેડ. એટલે કોઈ માણસ, માણસને મારી નાખીને એનું માંસ ખઈ જાય ત્યારે આપણે કહેવું પડે, આનો વ્યવહાર જ અશુદ્ધ છે.

કોઈ જીવને, હરણાંને મારે તો પોતાના શોખની ખાતર જ મારે એ અશુદ્ધ વ્યવહાર છે. પણ એ બધું લાગુ કોને થાય છે ? જે બહુ વિચારવાન નથી, વગર કામના મૂર્ખાઈ કરે છે, ફુલિશનેસ કરે છે, ત્યાં આગળ બધો આ અશુદ્ધ વ્યવહાર થાય છે.

હવે હરણું જો પોતાના છોકરાંઓને ખવડાવવા માટે મારે તો અશુભ વ્યવહાર કહેવાય. હિંસા કરતી વખતે ભાનમાં હોય એને કે આ હું ખોટું કરી રહ્યો છું.

અને ત્રીજા માણસે પોતાના છોકરાંઓને ખવડાવવા માટે હરણું માર્યું, પણ બહુ પસ્તાવો કર્યો. અરેરે.. મારે ભાગે આ ક્યાંથી આવ્યું ? તે અશુભમાંથી માઈનસ થયું. એટલે શુભાશુભ ભેગું એટલે મિક્ષ્ચર. જુઓને, આમ ભાવ કેટલું બધું કામ કરે છે !

પછી શુભ વ્યવહાર એટલે હિંસા સામો કરતો હોય તોય પણ એ ના કરે. અને એક શુદ્ધ વ્યવહાર. વચ્ચે સદ્વ્યવહાર ખરો આ સાધુઓને. સાધુના બધા જ વ્યવહાર શુભની ઉપર.

અને શુદ્ધ વ્યવહાર, તે આપણો આ શુદ્ધ વ્યવહાર કહેવાય. શુદ્ધ નિશ્ચય આમ હંડ્રેડ પરસેન્ટ છે, શુદ્ધાત્મા, એટલે વ્યવહાર પણ શુદ્ધ છે. શુદ્ધ વ્યવહાર એટલે શું કે ચંદુભાઈ સામાને ગાળો દેતા હોય અને તે તમે છે તે ચંદુભાઈને ત્રાહિત માણસ હોય એવી રીતે જુઓ તો એ શુદ્ધ વ્યવહાર કહેવાય. એટલે ગાળો દેતી વખતે હંમેશાં જોઈ શકાય નહીં, પણ અમુક વ્યવહાર સુધી માણસ જોઈ શકે છે. પોતે પોતાના વ્યવહારને જોવું, એ શુદ્ધ વ્યવહાર. એવી ઈચ્છાવાળા છે આપણા મહાત્માઓ. જેટલું બને એટલું એમાં પ્રયત્ન કરે છે, નહીં તોય વ્યવહારને જાણે છે તો ખરાં જ કે આ વ્યવહાર છે, આ હું ન્હોય. ત્યાંથી શુદ્ધ વ્યવહાર પકડાય છે.

## શુદ્ધ વ્યવહારના પાયા પર શુદ્ધ નિશ્ચય !

શુદ્ધ વ્યવહાર ઉપર શુદ્ધ નિશ્ચય ઊભો રહ્યો. તે સામો વ્યવહાર શુદ્ધ હોવો જોઈએ, ને ઉપર શુદ્ધ નિશ્ચય હોવો જોઈએ. વ્યવહાર નથી ત્યાં નિશ્ચય નથી !

**પ્રશ્નકર્તા :** તો દાદા, આમાં પહેલો નિશ્ચય આવી જાય, પછી વ્યવહાર ચાલુ થાયને ?

**દાદાશ્રી :** ના, બેઉ સાથે જ હોય. બે જુદા પડે નહીં કોઈ દહાડોય.

**પ્રશ્નકર્તા :** પણ નિશ્ચય પહેલાં પ્રાપ્ત થાય, તે પછી વ્યવહારને ?

**દાદાશ્રી :** એ તો વ્યવહારની હાજરીમાં જ નિશ્ચય પ્રાપ્ત થઈ જાય.

નિશ્ચય પ્રાપ્ત થવો એટલે અનુભવ થવો. અનુભવ ના થાય તો નિશ્ચય પ્રાપ્ત થયો નથી.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ વ્યવહાર જેને કહીએ છીએ, એ તો અનુભવ થયા પછી જ આવેને ?

**દાદાશ્રી :** ત્યાર પછી શુદ્ધ વ્યવહાર આવે.

**પ્રશ્નકર્તા :** એટલે નિશ્ચયનું જ્ઞાન ના હોય ત્યાં સુધી શુદ્ધ વ્યવહાર ગણાય જ ક્યાંથી ?

**દાદાશ્રી :** નિશ્ચય શુદ્ધ છે માટે વ્યવહાર શુદ્ધ થઈ ગયો. એટલે એનું બેઝમેન્ટ ક્યારે થાય કે નિશ્ચયમાં આવે તો જ વ્યવહાર શુદ્ધ થાય. એટલે જે વ્યવહાર હતો તે નિશ્ચયમાં આવ્યા પછી શુદ્ધ જ થઈ ગયો ને અત્યારે બેઝમેન્ટ શુદ્ધ વ્યવહારનો છે.

બેઝમેન્ટ ના હોતને તો શુદ્ધ નિશ્ચય જે કહે છેને કે મેં આત્મા પ્રાપ્ત કર્યો છે, તો શેની ઉપર બેઠો છે તારો આત્મા, એ મને કહે. કોઈ કહેશે, 'વ્યવહારની શી જરૂર છે ?' ત્યારે કહે, 'આત્મા ય ગયો, બા. વ્યવહાર નથી ત્યાં આત્મા નથી.' એટલે આ વ્યવહાર વગર ચલાવ્યુંને લોકોએ કે વ્યવહારની કંઈ જરૂર નથી. ઉપાદાનની જ જરૂર છે, નિમિત્તની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** હવે વ્યવહાર આખો ડિસ્ચાર્જ વસ્તુ કહી આપણે, તો પછી એના બેઝમેન્ટ ઉપર નિશ્ચય ઊભો રહ્યો એ કેવી રીતે બની શકે છે ?

**દાદાશ્રી :** વાંધો શું આવે છે પણ ? આ વ્યવહાર છે ત્યાં સુધી બેસેને ! નહીં હોય ત્યારે પછી વ્યવહાર છેય નહીંને, જરૂરે નથીને ! જે આ ડિસ્ચાર્જ કર્મો છે, ત્યાં સુધી આત્મા ફિલ્મ જોયા કરશે. પછી તેને આખા જગતની ફિલ્મ જોયા કરવાની છે. પણ આ કર્મો ખપે ક્યારે ? શુદ્ધની જોડે જ હોય ત્યારે.

વ્યવહાર ચોક્કસ જોઈશે. ત્યાં આગળ કોઈ બૂમ પાડે કે સાહેબ, આત્મા-બાત્મા થઈ ગયો, હવે વ્યવહારની શી જરૂર છે ?

**પ્રશ્નકર્તા :** એ તો બહારના લોકોની વાત થઈ.

**દાદાશ્રી :** અહીંના લોકોની. બહારના લોકોને શું છે ભાંજગડ ? જ્યાં નિશ્ચય જ નથી ત્યાં આગળ, બહારના લોકોને તો વ્યવહાર જ છેને ! આ તો નિશ્ચયવાળાને માટે કહ્યું. વ્યવહાર સહિત નિશ્ચય હોવો જોઈએ. વ્યવહારના બેઝમેન્ટ ઉપર નિશ્ચય હોવો જોઈએ. જ્યાં નિશ્ચય છે પણ વ્યવહાર નથી ત્યાં નિશ્ચયે નથી. એટલે આપણો આ અક્રમ માર્ગ છે, એ તો વ્યવહારના બેઝમેન્ટ ઉપર નિશ્ચય ઊભો રહ્યો છે. એટલે શુદ્ધ વ્યવહાર અને શુદ્ધ નિશ્ચય છે. બીજે બધે આત્માની વાત હોય, કોઈ વખતે ત્યાં વ્યવહાર નથી હોતો. વ્યવહાર ના હોય, તે આત્માની પૂર્ણ દશા નથી.

નિશ્ચયને નિશ્ચયમાં રાખવો ને વ્યવહારને વ્યવહારમાં રાખવો, એનું નામ શુદ્ધ વ્યવહાર. છતાં વ્યવહારને અને નિશ્ચયને લાગતું-વળગતું નથી.

## પાંચ આજ્ઞામાં સંપૂર્ણ વ્યવહાર ધર્મ !

જ્યાં શુદ્ધ વ્યવહાર નથી, જ્યાં વ્યવહારનું ફાઉન્ડેશન જ નથી, ત્યાં નિશ્ચય જેવી કોઈ વસ્તુ જ નથી. અને વ્યવહાર શુદ્ધિ વગર નિશ્ચય કોઈ દહાડો કામ કરે જ નહીં.

શુદ્ધ વ્યવહારના આ બેઝમેન્ટ ઉપર શુદ્ધ નિશ્ચય ઊભો છે. શુદ્ધ વ્યવહારનું બેઝમેન્ટ જેટલું કાચું એટલું નિશ્ચય પામશો નહીં. કારણ કે નિશ્ચયનો નિયમ એવો છે કે શુદ્ધ વ્યવહાર થાય તો જ નિશ્ચય શુદ્ધ થાય. અને આપણે અહીં તો 'ફૂલ' વ્યવહાર સાથેનો ધર્મ છે. 'ફૂલ' નિશ્ચય અને 'ફૂલ' વ્યવહાર. અમારી જે પાંચ આજ્ઞા આપી છેને, એ સંપૂર્ણ વ્યવહાર ધર્મ છે.

એટલે આપણે તો શું કહીએ છીએ કે આપણે શુદ્ધ વ્યવહાર અને શુદ્ધ નિશ્ચય એવો માર્ગ છે આ, અક્રમ વિજ્ઞાન છે. અમે જે આજ્ઞા આપી છે એ આજ્ઞાને આધીન તમારો શુદ્ધ વ્યવહાર છે. પછી ન પાળે, ઓછી પાળે એ વાત જુદી છે. પણ આજ્ઞાધીન વ્યવહાર છે એ શુદ્ધ વ્યવહાર છે.

## ડ્રામેટિક એ જ શુદ્ધ વ્યવહાર !

હું તો શું કહું છું, આત્મા ક્યારે તદ્દન સાચો પ્રાપ્ત થયો એમ કહેવાય કે શુદ્ધ વ્યવહાર હોવો જોઈએ. વ્યવહાર ડ્રામેટિક હોવો જોઈએ. કો'ક કહેશે, 'ચા પીવી પડશે તમારે'. ત્યારે એ ના પાડે કે હું નથી પીતો. એ પેલા બાથંબાથામાં આવ્યા. પેલો કહે 'ના, પીવી પડશે.' પેલો કહે, 'નથી પીવી.' તે કપ પડી ગયા, કપ ને રકાબી ય બેઉ ભાંગી ગયા. આવો વ્યવહાર હોવો જોઈએ ? હું તો કહું કે 'લાવ બા, કેટલી પીવું ?' તો કહે, 'એક રકાબી'. તે પી લઈએ. ના પીતા હોય તોય ચા પીએ. કેવો સુંદર ડ્રામા દેખાય !

અને આપણો વ્યવહાર તો અસલ વ્યવહાર છે, શુદ્ધ વ્યવહાર છે. શુદ્ધ વ્યવહાર ઉપર શુદ્ધ નિશ્ચય છે. શુદ્ધ વ્યવહાર એટલે તમારે ઘેર બહારના લોકો આવેને, તે એમને જ્ઞાન ના હોય તેને તમે કહો કે 'ભઈ, જરા ચા-બા પીને જાવ.' 'અલ્યા, તમારે શી જરૂર હવે ? તમે તો જ્ઞાની થઈ ગયા.' ત્યારે કહે, 'ના, વ્યવહાર છેને ?' બહારવાળા એમને એમ બૂમ પાડવા ના જોઈએ કે 'ચંદુભાઈ તો દાદાની પાછળ પડ્યા છે ને, તે હવે વ્યવહારનું ધ્યાન જ નથી રાખતા.' એવું ના હોવું જોઈએ. વ્યવહાર ડ્રામેટિક હોવો જોઈએ, બધી બાબતોમાં. છોડી પૈણાવીએ ઉપર ટોપી-બોપી પહેરીને ટીલાં-ટપકાં કરી, નવું ધોતિયું-બોતિયું પહેરીને !

## ન અટકે હવે મોક્ષનું ગાડું !

વ્યવહારમાં તો રચ્યા-પચ્યા રહેવું જોઈએ અને નિશ્ચયને છોડવું ના જોઈએ ને વ્યવહારમાં રચ્યા-પચ્યા રહીને નિશ્ચયને ધ્યાનમાં રાખવો જોઈએ.

તમે ચંદુભાઈ છો અને ડાકોરનો છું એ ભૂલવું ના જોઈએ અને તમે નવસારી નોકરી કરવા જાવ તો કહો કે હું નવસારીનો છું, પણ તેથી તમારું મૂળ એ ના છૂટવું જોઈએ. બાકી જેટલા વેષ આવે એટલા કરવા જ પડેને ? એ તો છૂટકો નહીં એવું કહીએ. પાછા આપણે જ બધા વેશ ઊભા કરીએ છીએ. એ તો હવે સારું થયું આ જ્ઞાન મળ્યું. તે વેશ બંધ થઈ જશે, નહીં તો વેશ જ ચાલ્યા કરે છે. આમ કરતાં કરતાં આપણું ગાડું મોક્ષે જશે. બે બળદ જોડ્યા છેને ! બે કયા બળદ ? વ્યવહાર અને નિશ્ચયના. એ જેણે બે બળદ રાખ્યા છે, તેનું કોઈ દહાડો ગાડું અટકશે નહીં.

## અક્રમ વિજ્ઞાન વ્યવહારને કરે પાર !

આપણા આ વીતરાગ વિજ્ઞાનમાં, આપણું અક્રમ વિજ્ઞાન એ સંપૂર્ણ વ્યવહાર-નિશ્ચયનો માર્ગ છે. કારણ કે વ્યવહાર બિલકુલે ય સંયમપૂર્વક થાય છે. વ્યવહાર કેવો થાય છે ? ગાળ ભાંડે તે ચંદુભાઈ, પોતે ના કહે છે, 'એમ નહીં હોવું જોઈએ.' એ સંયમ તમારો. અને તમારા સંયમની કિંમત છે, ચંદુભાઈના સંયમની કિંમત નથી. એટલે આ સંયમપૂર્વકનો વ્યવહાર છે એટલે આ વ્યવહારને શુદ્ધ વ્યવહાર અમે કહીએ છીએ અને શુદ્ધ વ્યવહારના બેઝમેન્ટ ઉપર શુદ્ધ નિશ્ચય કમ્પ્લિટ ઊભો રહ્યો છે. શુદ્ધ વ્યવહાર છે, ત્યાં આત્મા છે. જ્યાં સંયમપૂર્વકનો વ્યવહાર નથી, ત્યાં આત્મા પ્રાપ્ત થશે એવું માની શકાય નહીં. વ્યવહાર સંયમપૂર્વકનો હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે મહાત્માઓને સમજવામાં જરા ગરબડ થાય છે.

**દાદાશ્રી :** ના. આ જ્ઞાન આપ્યા પછી તમારો શુદ્ધ વ્યવહાર જ હોય છે, પણ એ માને છે અવળું. ક્રિયા હિંસક દેખાય છે અને વ્યવહાર શુદ્ધ જ છે.

**પ્રશ્નકર્તા :** દાદાનું જ્ઞાન મળ્યા પછી અંદરથી સંયમ પરિણામ ઉત્પન્ન થાય છે.

**દાદાશ્રી :** સંયમ જ છે. પોતે જુદો જ છે. એટલે મહીં સંયમ પરિણામને લીધે એ શુદ્ધ વ્યવહાર જ કહેવાય છે. આ પરિણામ, એની પર સંયમ હોવાથી એ શુદ્ધ જ કહેવાય છે. આ અલૌકિક વિજ્ઞાન છે ! એ તો વ્યવહારમાં આમ આરપાર નીકળી જવો જોઈએ. આપણું જ્ઞાન વ્યવહારને આરપાર કરે એવું છે. અલૌકિક વિજ્ઞાન છે, વિજ્ઞાન જો જાણવામાં આવે તો કલ્યાણ થઈ જાય આખા જગતનું !

## ગાળો ભાંડનારામાં ય દેખાય શુદ્ધાત્મા !

અમારે વ્યવહાર કેવો છે ?

**પ્રશ્નકર્તા :** ટોપ, ઊંચામાં ઊંચો.

**દાદાશ્રી :** એટલે એવું જોઈએ. એટલે આ ભવમાં એ પોતે સમજ્યા છે. છતાં એ વ્યવહાર ઊંચો છે તે ફીટ થઈ ગયો, તે આવતા ભવમાં એવો થઈ જાય.

અને બીજા જે હિસાબ આપે, તે આપણો હિસાબ છે. કોઈ છે તે માળા ચડાવવા આવે, પગે લાગે તેય આપણો હિસાબ. અને પછી કોઈ મારતો હોય તેય આપણો હિસાબ. તમને કોઈ ગાળ ભાંડે, તે ફેરો એનામાં શુદ્ધાત્મા જ તમને દેખાવો જોઈએ. પેલું વ્યવહાર ના દેખાય. વ્યવહાર તમારો હિસાબ છે. તમારો જે હિસાબ હતો ભોગવવાનો, તે પૂરો થઈ રહ્યો છે. તેથી એ એનો વ્યવહાર કરી રહ્યો છે, પણ એ પોતે તો શુદ્ધ જ છે. એટલે એમના તરફ શુદ્ધતાની દ્રષ્ટિ રહે તો એ શુદ્ધ નિશ્ચય કહેવાય. આપણે શુદ્ધ અને જગત શુદ્ધ. જેટલો શુદ્ધ ઉપયોગ, એનું નામ શુદ્ધ નિશ્ચય, એ જ શુદ્ધ આત્મરમણતા અને તો જ શુદ્ધ વ્યવહાર રહે. જેટલો શુદ્ધ નિશ્ચય હોય એટલી વ્યવહાર શુદ્ધતા રહે. નિશ્ચય એક બાજુ કાચો, અશુદ્ધ થાય એટલી વ્યવહાર અશુદ્ધતા.

## નિશ્ચય પ્રાપ્તિ પછી જ શુદ્ધ વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** એવી રીતે પણ કહ્યું છેને કે નિશ્ચય પ્રાપ્ત થયા પછી બાકી રહ્યો એ શુદ્ધ વ્યવહાર, એને જ વ્યવહાર કહેવાય છે ?

**દાદાશ્રી :** હા, નિશ્ચય પ્રાપ્ત થયા પછી. પણ ના થયો હોય ત્યાં સુધી બધો વ્યવહાર અટકે છે. ત્યાં સુધી વ્યવહારને વ્યવહારેય નથી કહેવાતો.

**પ્રશ્નકર્તા :** સમજાયું નહીં જરા. પેલું કહ્યુંને કે 'નિશ્ચય પ્રાપ્ત થયા વિનાના વ્યવહારને વ્યવહાર નથી કહેવાતો', તો કહે છે કે 'પહેલો તો વ્યવહાર ને પછી નિશ્ચય પ્રાપ્ત થયોને ?

**દાદાશ્રી :** પહેલો વ્યવહાર હતો જ નહીં. જગતના લોકો વ્યવહાર કહે છે, એ તો સમજ્યા વગરની વાત કરે છે. વ્યવહાર એટલે આધારિત હોવો જોઈએ. શાથી આ વ્યવહાર એ ખરેખર વ્યવહાર ન્હોય ? ત્યારે

કહે, 'આ જે વ્યવહાર છેને, તે આધારિત છે' એટલે જો નિશ્ચય પ્રાપ્ત થયો હોય, 'હું તો આત્મા થઈ ગયો, તો હવે શું રહ્યું ?' ત્યારે કહે, 'વ્યવહાર બાકી રહ્યો.' 'તને આત્મા પ્રાપ્ત થયો, હવે એકદમ મોક્ષે જતા રહે ?' 'ના, બા, હજુ વ્યવહાર તો બાકી રહ્યો.' એટલે ત્યારથી વ્યવહારની શરૂઆત થાય. મહીંથી નિશ્ચય કાઢી લીધો, એ બાકી રહ્યો તે વ્યવહાર.

તારો ઊભો કરેલો વ્યવહાર છે આ. યુ આર રિસ્પોન્સિબલ. એટલે આનો નિવેડો લાવીને નિકાલ કરી નાખ બધો.

**પ્રશ્નકર્તા :** અને નિશ્ચય પ્રાપ્ત થયા પછીનો શુદ્ધ વ્યવહાર કહેવાયને ?

**દાદાશ્રી :** હા, પછી શુદ્ધ વ્યવહાર કહેવાય. વ્યવહાર-નિશ્ચય વગર કોઈ પણ મોક્ષમાર્ગ ના હોય. વીતરાગો વ્યવહાર ને નિશ્ચય બંને પાંખેથી મોક્ષે ગયેલા !

## ન ઘટે ખેંચ, વ્યવહારની !

નિશ્ચય ના આવ્યો તો વ્યવહાર ગયો નકામો. વ્યવહાર નિશ્ચયને લાવવા માટે છે અને જો નિશ્ચય આવ્યો નહીં તો નકામો ગયો. અને નિશ્ચય આવ્યા પછી વ્યવહારની ખેંચ હોય નહીં. ખેંચ તૂટી જાય. દર વર્ષે અમુક જગ્યાએ આપણે જતા હોઈએ એટલે જવું જ પડે, એવું-તેવું ખેંચ નહીં. એવા સંજોગો બાઝે તો જવાનું. બીજે જવાના સંજોગો બાઝે તો ત્યાં બીજે પણ જાય, તેનો વાંધો નહીં પણ તે વ્યવહારની ખેંચ ના હોય.

નિશ્ચય આવ્યો નહીં હાથમાં, તો વ્યવહારની કિંમત જ નથી. બાકી વ્યવહારની કિંમત નિશ્ચય આવ્યા પછીની છે. ગવર્નરની સહી વગરની નોટો એ બધી નકામી નોટો.

આપણે જાન તો પાંચસો માણસની લઈ ગયા પટેલની, વરરાજા ગુમ થયો તો આપણે કોને ત્યાં જવું ? પેલા લોકોને ત્યાં જઈએ ત્યારે કહે, 'વરરાજા વગર શું કરવા આવ્યા છો ? જાવ, લઈને આવો.' એટલે આ વ્યવહાર બધો વરરાજા વગરની જાન જેવું છે. વ્યવહાર સાચવે ક્યારે ? વર સાથે જાન જાયને ત્યારે. જાનની કિંમત છે કે વરની ?

**પ્રશ્નકર્તા :** વરની જ ને !

**દાદાશ્રી :** જાનમાં વર લંગડો હોય તોય ચાલે અને જાનૈયા રૂપાળા હોય તોય ના ચાલે.

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવહાર એ પહેલી જરૂરિયાત છે.

**દાદાશ્રી :** હા, એટલે વ્યવહારની જરૂર છે, છતાં વળગી રહેવાનું નથી એને. વળગી રહેવાનું નિશ્ચયને, પણ જરૂર આની છે.

વ્યવહાર વગરનો નિશ્ચય પાંગળો છે. ચાર પાયા વગરનો પલંગ શું કામનો ? આત્મા આવો છે, આત્મા તેવો છે, આમ છે, તેમ છે, તો પણ એ છે એ શબ્દ બોલવાથી કંઈ દા'ડો વળી ગયો નથી. એ તમારો વ્યવહાર દેખાડો ? વ્યવહારનું બેઝમેન્ટ હોય તો જ નિશ્ચય દીપે. વ્યવહાર આપણો આદર્શ હોવો જોઈએ.

## ઠેઠ સુધી રહ્યો વ્યવહાર !

વ્યવહાર સિવાય જે નિશ્ચય છે એ નિશ્ચય ખોટો છે. 'આપણું' વિજ્ઞાન સમભાવે નિકાલ કરવો, એ બેઝમેન્ટ ઉપર ઊભું રહેલું છે.

વ્યવહાર શુદ્ધ હશે એટલે નિશ્ચયમાં આવી ગયો જ જાણો ! નિશ્ચયમાં કશું કાચું ના રહેવું જોઈએ. નિશ્ચય એટલે નિશ્ચય. એમાં કશું કચાશ ના રાખવી જોઈએ. પણ વ્યવહારમાંય કાચું રહે તો ભૂલ કહેવાય. વ્યવહાર ચોખ્ખો, નિર્મળ જોઈએ. વીતરાગ, રાગ-દ્વેષ વગરનો, સહેજે કોઈને દુઃખ ના થાય. વ્યવહારમાં કાચું રહે તો નિશ્ચયમાં પણ કાચું પડી જાય છે. અકષાયી વ્યવહાર તે સાચો વ્યવહાર છે. પોતાના સ્વરૂપનું લક્ષ એ નિશ્ચય છે અને એનાથી મોક્ષ થાય. હવે લોકો વ્યવહાર છોડીને ભાગ્યા. તે રાંડેલા રહ્યા. બૈરી ના હોય તો શું કરો ?

વ્યવહાર છોડવાનો ક્યારે કહ્યો છે ? ભગવાને એવું નથી કહ્યું, આ તો હું કહું છું કે જ્યારે આ ખોરાક બંધ થઈ જાય ત્યારે વ્યવહાર છોડી દેજો. વ્યવહાર જો નથી તો નિશ્ચય છે જ નહીં. વ્યવહાર છે તો નિશ્ચય

છે, નહીં તો વ્યવહાર તમે દૂર કરશો તો નિશ્ચય છે જ નહીં. આપણે તો પાંચ વાક્યો છેને, તે સંપૂર્ણ વ્યવહાર છે અને તે શુદ્ધ વ્યવહાર છે. છતાંય જલેબી ખાવા દઈએ છીએ, દહીંવડા ખાવા દઈએ છીએ !

**પ્રશ્નકર્તા :** પણ આજે વ્યવહારમાં કોઈના લગ્નમાં દાદાજી જાય કે આમ છે, તેમ છે. પણ દીક્ષા લીધા પછી જ્યારે બધું છોડી દીધું, ત્યાર પછી તો એ વ્યવહારમાં નહીં જતા હોયને ક્યાંય ? એટલે એ આપણામાં ને એમાં આટલો ફરક છેને ?

**દાદાશ્રી :** વ્યવહાર જ હતોને, નિશ્ચયમાં આવ્યા જ ક્યાં હતા ? એટલે લોકોને એમ લાગે કે આ બધું છોડી દીધું, પણ એ તો કર્મના ઉદયથી છૂટી ગયું. હવે મારે આ કર્મના ઉદયથી છૂટી ગયું એટલે ઘેર ના જઉં. પણ તે આ વ્યવહાર નથી ? હવે આ બીજા ઘરોમાં જ ફરું છુંને ! જ્યાં સુધી આ દેહમાં છું ત્યાં સુધી વ્યવહાર.

**પ્રશ્નકર્તા :** પણ દાદાનો જે વ્યવહાર છે એવો જ મહાવીર ભગવાનનો વ્યવહાર હતો, એમ પૂછું છું.

**દાદાશ્રી :** એમને વ્યવહાર જરા ઊંચો હતો. તીર્થંકર ભગવાન હતા, તે મૂળથી જ, જન્મથી જ વ્યવહાર ઊંચો હતો. જન્મથી જ ત્રણ જ્ઞાનના ધર્તા હતા એ. એટલે એમની વાત તો થાય જ નહીં આપણાથી. બહુ સુંદર, એ તો એમની વાતની સરખામણી ના કરી શકાય !

## વ્યવહાર-નિશ્ચયને નહીં કોઈ સગાઈ !

**પ્રશ્નકર્તા :** સત્‌જ્ઞાન જાણનાર કોણ ?

**દાદાશ્રી :** એ છે તે જાણનારો, આ જે જાણવાની ઈચ્છા ધરાવેને તે. જેને ઈચ્છા છે જાણવાની તે. આત્માને એવી ઈચ્છા નથી. વ્યવહાર આત્માને ઈચ્છા છે આ જાણવાની. એટલે એની ઈચ્છા છે.

**પ્રશ્નકર્તા :** બંને જુદા છે કે એક છે ?

**દાદાશ્રી :** વ્યવહારથી જુદા છે, નિશ્ચયથી એક છે. જ્ઞાન મળ્યા પછી

તું એક જ થઈ ગયો હવે. હમણે તું ત્યાં ગયો ત્યાં બે દેખાતા હતા જુદા. અહીં પાછો બેસી ગયો તો એક થઈ ગયું પાછું.

વ્યવહાર તો જુદો છે જ ને ! આ તમે જુદા બેઠા છો ને આ સાહેબ જુદા બેઠા છે, એક જ જગ્યામાં બે ના રહી શકે ? એનું નામ વ્યવહાર જુદો. અને નિશ્ચય એક જ છે. આત્મા એક જ સ્વભાવનો છે, એક જ સરખો છે.

વ્યવહાર વગર નિશ્ચય નકામો છે, લંગડો કહેવાય. વ્યવહાર સારો જોઈએ પછી ન રહે એ વાત જુદી છે, પણ આપણે સારો રાખવો. ન રહે એ 'વ્યવસ્થિત'ના તાબામાં છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર ને નિશ્ચય બે જુદા લાગતા નથી, એક જ છે, તો પછી એ વ્યવહારની વાત કરવાની જરૂર જ શું ?

**દાદાશ્રી :** વ્યવહારના આધાર ઉપર તો આપણે રહીએ છીએ. ખાવું-પીવું એ બધો વ્યવહાર નથી બાકી ?

**પ્રશ્નકર્તા :** તો આ વ્યવહાર ક્યાંથી આવ્યો ? એનું બેઝીઝ શું છે ?

**દાદાશ્રી :** બધાં આ આપણા જ કર્મો છે. જે કર્મો બધાં ખપાવાનાં બાકી રહ્યાં છે તે. મોક્ષે જતાં જેટલો હિસાબ ચોખ્ખો કરવાનો બાકી રહ્યો છે, એ વ્યવહાર છે.

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહાર કોના આધારે છે, નિશ્ચયના આધારે નહીં ?

**દાદાશ્રી :** નિશ્ચય તો જુદી વાત છે જ, પણ વ્યવહારનો આધાર કંઈ નિશ્ચય ના કહેવાયને ! વ્યવહાર બધો ઈફેક્ટ છે. એટલે કૉઝિઝના આધારે વ્યવહાર થયેલો છે ને આ ઈફેક્ટ છે એટલે ભોગવે જ છૂટકો થાય એ. આમાં તો ચાલે જ નહીંને ! એટલે આપણે કહેલું કે આ ફાઈલોનો બધો સમભાવે નિકાલ કરો, આપણે જ્ઞાતા-દ્રષ્ટા !

**પ્રશ્નકર્તા :** પણ સારો વ્યવહાર એ નિશ્ચયમાંથી જન્મે છેને ?

**દાદાશ્રી :** ના. નિશ્ચયમાંથી જન્મે ત્યારે તો પાછો નિશ્ચય એની

મધર કહેવાય. નિશ્ચય તો એનો સગો જ નથી. નિશ્ચય કોઈની મધરેય થતું નથી ને ફાધરેય નહીં.

દેહ અને આત્મા બેય જેમ એકબીજાની જોડે જ છે, એવું આ વ્યવહાર ને નિશ્ચય બે જોડે જ રહેવા જોઈએ. આત્મા નિશ્ચય છે અને દેહ એ વ્યવહાર છે, બન્નેનું કામ પૂરું થવું જોઈએ. દેહનો ભાગ ભજવે એ બધો વ્યવહાર કહેવાય. એટલે સંપૂર્ણ નિશ્ચય થઈ જાય, પછી એને વ્યવહારની જરૂર નથી રહેતી. પણ જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી વ્યવહારની જરૂર છે. નજીકમાં જ મુક્તિ થવાની હોય તો થોડો વ્યવહાર હોય. વધુ છેટે બહુ વારે મુક્તિ થવાની હોય તો વધુ વ્યવહાર હોય. પણ વ્યવહાર તો હોવો જ જોઈએ. વ્યવહાર વગર તો ચાલે જ નહીંને !

**પ્રશ્નકર્તા :** દેહ છે ત્યાં સુધી વ્યવહારની જરૂર ખરીને ?

**દાદાશ્રી :** દેહ છે ત્યાં સુધી વ્યવહાર રહે જ. આપણે ના રાખવો હોય તોય રહે. મહાવીર ભગવાન છે તે ત્યાં આગળ ઉપદેશ આપતા હતા તેય પણ દેહ છે ત્યાં સુધી એ વ્યવહાર હતો અને અત્યારે એમને કહીએ કે હવે ઉપદેશ આપો, તો શી રીતે આપે ?

**પ્રશ્નકર્તા :** દેહ અનાદિકાળથી છે ? ક્યાંથી આવ્યું એ ?

**દાદાશ્રી :** અનાદિકાળથી હોય એ વસ્તુ ક્યાંથી આવ્યું કહીએ ત્યારે તો એનું આદિ થઈ ગઈ કહેવાય.

**પ્રશ્નકર્તા :** દેહ અનાદિકાળથી છે કે નહીં ?

**દાદાશ્રી :** અનાદિકાળથી જ છેને, આ અનાદિકાળની વળગણ છે. આ દેહ એટલે વળગણ. મન-વચન-કાયાના વળગણ છે. તે એમાં ઝાડને છે તે મન નથી હોતું. એમને આ કાયા એકલી જ હોય છે અને મહીં મન બહુ જૂજ હોય છે. તે કોઈ કાપે ત્યારે ખબર પડે. ત્યાં સુધી એવી ખબર ના પડે આમ. અમુક ઝાડ જ એવાં હોય છે આસોપાલવ જેવાં, એને સ્ત્રીઓ હાથ અડાડે ત્યારે મહીં ખીલી ઊઠે છે અને આ લજામણીને હાથ અડાડીએ એટલે લજાઈ જાય.

**પ્રશ્નકર્તા :** અને પાછો દેહ અનાદિકાળ સુધી રહેવાનો ?

**દાદાશ્રી :** અજ્ઞાનતાથી દેહ ઊભો રહ્યો છે. અજ્ઞાન જશે એટલે દેહેય છૂટી જશે ને આ વ્યવહારેય છૂટી જશે. અજ્ઞાનથી આ વ્યવહાર ઊભો રહ્યો છે. પોતાના સ્વરૂપનું અજ્ઞાન તેનાથી આ ઊભું રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** તો વ્યવહાર અને નિશ્ચય બેઉમાંય જાગૃતિ રાખવી પડશેને ?

**દાદાશ્રી :** ના. નિશ્ચયમાં તમારે કશું કરવાનું નહીં. નિશ્ચયમાં મારે જોવાનું, તમારે વ્યવહાર એકલો જ. નિશ્ચયમાં તમારે જોવાનું નહીં.

વ્યવહારમાં વીતરાગતા ના આવતી હોય, તો એ નિશ્ચય પ્રાપ્ત થયો નથી ! નિશ્ચય તો શુદ્ધ જ છે પણ તમને લાભ નહીં મળે. જેટલો તમે વ્યવહાર શુદ્ધ કરશો એટલો લાભ તમને પ્રગટ થશે.

**પ્રશ્નકર્તા :** અને નિશ્ચય થયા વિના વ્યવહાર આવતો જ નથી.

**દાદાશ્રી :** એ વ્યવહારની કિંમત જ નથી. જ્યાં સુધી ઉપર નિશ્ચયની મહોર વાગી નથી, ત્યાં સુધી વ્યવહારની કિંમત જ નથી.

## ન ઉડાડાય વ્યવહારને !

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવહાર ઉડાડી દે, તે ચાલે એવું જ નથી.

**દાદાશ્રી :** વ્યવહાર વગર નિશ્ચય શી રીતે ? નિશ્ચય એટલે શું ? કોઈ બીજી અનિશ્ચયવાળી વસ્તુ હોવી જોઈએ તો નિશ્ચય. એકલો નિશ્ચય હોતો હશે ? એક અનિશ્ચયવાળી વસ્તુ હોય તો નિશ્ચય. એક છે તે તકલાદી વસ્તુ હોય તો બીજી પરમેનન્ટ વસ્તુ હોય, સનાતન વસ્તુ હોય.

**પ્રશ્નકર્તા :** જ્યાં કલ્ચર્ડ મોતી હોય, ત્યાં સાચાં મોતી છે.

**દાદાશ્રી :** અત્યારે બધાં કલ્ચર્ડ મોતી હોય, તો આપણે એમ સમજી જઈએ કે પહેલાં કો'ક દા'ડોય સાચાં હશે ખરાં, નહીં તો કલ્ચર્ડ બને નહીં. એના પરથી આ સમજી લેવાનું. એટલે આ વ્યવહારવાળાએ શું કહ્યું કે નિશ્ચયની જરૂર નથી. નિશ્ચયવાળાએ શું કહ્યું કે વ્યવહારની જરૂર નથી.

તે બેઉ રખડી મર્યા. હિન્દુસ્તાનમાં બન્નેવ રખડી મર્યા છે. આત્માની વાતો કરે પણ ભટક ભટક કરવાનું, અનંત અવતાર સુધી છૂટે નહીં. જ્યાં વ્યવહાર ને નિશ્ચય સમાનતાપૂર્વક છે, પદ્ધતસર છે ત્યાં જ મોક્ષ.

વ્યવહારનો પણ નિશ્ચય થઈ જાય તો ભૂલ થઈ જાય, રખડી મરવાનો ધંધો. એ જો નિશ્ચયનો જ નિશ્ચય થઈ ગયો તો કલ્યાણ થશે. વ્યવહારનો નિશ્ચય કરવા જતાં કંઈક રખડી મરેલાં.

**પ્રશ્નકર્તા :** કારણ કે એ વ્યવહાર એના હાથમાં જ નથી, એ તો પરસત્તા છે.

**દાદાશ્રી :** હા, પરસત્તા છે. કર્મો આપણને સ્વસત્તા મનાવડાવે. જે ક્યારેય પોતાની સત્તામાં નથી આવ્યો એને. તેને તો સ્વચ્છંદ કહ્યો !

**પ્રશ્નકર્તા :** નિશ્ચયનો નિશ્ચય એટલે શું, દાદા ?

**દાદાશ્રી :** નિશ્ચય એટલે આ જે ખરી તારવણી છે. અને વ્યવહાર એટલે ઉપલક અને નિશ્ચય એ આત્મા. શુદ્ધ વસ્તુ નિશ્ચય કહેવાય, તત્ત્વ વસ્તુ નિશ્ચય કહેવાય અને અવસ્થાઓ વ્યવહાર કહેવાય. જે અવિનાશી હોય, તેને નિશ્ચય કહેવાય. એનો જ જો નિશ્ચય બેસી ગયો એટલે કામ થઈ ગયું અને આખું જગત બધું વ્યવહારનો જ નિશ્ચય બેઠો છે, તેની રઝળપાટ છે. હવે આત્મા થઈ ગયો, કહેશે. પુદ્ગલને જ આત્મા માને. કોઈ ક્રિયાજડ થઈ રહ્યા. ક્રિયાજડ એ કોને કહ્યા ? ત્યારે કહે, ક્રિયાને જ આત્મા માન્યો. દેહાધ્યાસને જ આત્મા માને એ રઝળપાટ. હવે દેહાધ્યાસ છૂટે તો નિશ્ચય હાથમાં આવે. એનો નિશ્ચય બેસી ગયો કે થઈ રહ્યું. તમારે નિશ્ચય તો કેવો બેઠો, પાછો ડગે નહીં એવો !

## પુદ્ગલ વ્યવહાર ને ચેતન નિશ્ચય !

જે નિશ્ચયમાં વિસ્તાર કરવા ગયા, તે વ્યવહાર કાચો પડી ગયો. તેનો મોક્ષ નહીં થાય. જે વ્યવહારનો વિસ્તાર કરવા ગયા, તે નિશ્ચય કાચો પડ્યો. તેનોય મોક્ષ નહીં થાય. વ્યવહાર અને નિશ્ચય બન્નેમાં જે ઉદાસીન છે, તેનો મોક્ષ થશે.

એક પક્ષમાં નહીં પડવું જોઈએ. આ શરીરમાં બન્ને રહ્યા છે, વ્યવહાર અને નિશ્ચય. એક જગ્યામાં બન્ને રહ્યા છે. પુદ્ગલ વ્યવહાર છે, ચેતન નિશ્ચય છે. કોઈનેય કશું વધતું-ઓછું છે જ નહીં. આ પુદ્ગલ જ્ઞેય ને દ્રશ્ય છે અને ચેતન જ્ઞાતા ને દ્રષ્ટા છે. બીજું કશું ફેર નહીં. આ બેની સમજ નહીં હોવાથી ભ્રાંતિ ઊભી થઈ છે. ત્યારે કહે, પુદ્ગલ પોતે જ જાણનારો થઈ ગયો, એણે જાણ્યું, 'આ હું જ જોઉં છું.' અલ્યા ભઈ, તો કરે છે કોણ ? ત્યારે કહે, 'કર્યું ય મેં'. કરવું અને જાણવું બે ભેગું થવું, એનું નામ બન્ને ધારા એક થવી. સ્વપરિણામ અને પરપરિણામ બે ધારા ભેગી ચાલી, એનું નામ ભ્રાંતિ. બન્ને ધારા નિજ નિજરૂપે રહે, એનું નામ જ્ઞાન. બન્ને ધારા પોતપોતાના સ્વભાવમાં જ રહે. જોનારી ધારા જોયા કરે, તે જોવાનું અને દ્રશ્ય દ્રશ્યભાવને છોડે નહીં !

## સ્વભાવિક એટલે નિશ્ચય ને વિભાવિક એ વ્યવહાર !

વ્યવહાર શું છે, એટલું જ જો સમજે તોય મોક્ષ થઈ જાય ! આ વ્યવહાર બધો રિલેટિવ છે અને ઓલ ધીસ રિલેટિવ્સ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ અને રિયલ ઈઝ ધી પરમેનન્ટ. આત્મા એકલો જ આ જગતમાં નથી. બીજી બધી વસ્તુઓ પણ જગતમાં જ છે. જેટલી રિયલ છે એ બધી પરમેનન્ટ છે અને જેટલી રિલેટિવ છે એ બધી ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે. એટલે આ રિલેટિવ એ બધો વ્યવહાર છે અને વ્યવહાર બધો નાશવંત છે. એ નાશવંત પોતાપણાનો આરોપ કરવો એ રોંગ બિલિફ છે. 'હું ચંદુભાઈ છું, આ બઈનો હું ધણી છું' એમ તમે નિશ્ચયથી માનો છો એ રોંગ બિલિફો છે !

**પ્રશ્નકર્તા :** નિશ્ચય એટલે શું ?

**દાદાશ્રી :** નિશ્ચય એટલે શું કે જે સ્વભાવિક ચેન્જેબલ. દરેક વસ્તુ ચેન્જ થયા જ કરે છે. એટલે એના પર્યાય બદલાયા કરે પણ સ્વભાવિક બદલાયા કરતાં હોય એ નિશ્ચય અને વિભાવિક બદલાયા કરતા હોય એ વ્યવહાર. આ પુદ્ગલની વિભાવિક દશા છે. એટલે એ વ્યવહારમાં આવ્યું અને આત્માનું સ્વભાવિક છે, એ નિશ્ચય કહેવાય. એટલે સ્વભાવિક એના દ્રવ્ય-ગુણ-પર્યાયમાં આવે, ત્યારે એ નિશ્ચય કહેવાય.

**પ્રશ્નકર્તા :** અવિનાશી ભાગને નિશ્ચય કહ્યો.

**દાદાશ્રી :** હા. અને વિનાશીને વ્યવહાર કહ્યો. અવિનાશી, વ્યવહારમાં કશું કરતો નથી અને વ્યવહાર અવિનાશીને કશું કરતો નથી. બેઉ જુદેજુદા છે !

## વ્યવહાર હોય વ્યવહારના કરનારા સહિત !

**પ્રશ્નકર્તા :** અમે નિશ્ચય અને વ્યવહારમાં ગૂંચવાઈએ છીએ.

**દાદાશ્રી :** હં. બરોબર. શી બાબત ? શાથી ગૂંચાવ છો ? નિશ્ચય એ નિશ્ચય છે અને વ્યવહાર એ વ્યવહાર છે. વ્યવહાર દ્રશ્ય અને જ્ઞેય છે અને નિશ્ચય એ દ્રષ્ટા અને જ્ઞાતા છે. બેઉ જુદી જ વસ્તુ છે પછી ગૂંચાવાની જરૂર જ ક્યાં રહી ?

**પ્રશ્નકર્તા :** વ્યવહાર કરવા જઈએ તો નિશ્ચયમાંથી ચૂકી જવાય છે.

**દાદાશ્રી :** ના ચૂકાય. કારણ કે વ્યવહાર છે એ એના જાણનાર સહિત છે. જાણનાર ના હોય તો વ્યવહાર પણ ના હોય. વ્યવહાર છે તો એનો જાણકાર હોવો જોઈએ અને નિશ્ચય છે એટલે પોતે જાણવા જવું ન પડે. નિશ્ચય પોતે જાણકાર હોય જ પછી. આપણે શા સારુ જાણવા જવું પડે ? આપણે વ્યવહારના જાણકાર છીએ.

**પ્રશ્નકર્તા :** પણ વ્યવહાર ઓછો થાય તો નિશ્ચય તરફ એકાગ્રતા આવે.

**દાદાશ્રી :** એવું નહીં, નિશ્ચય શું કહે છે ? ધેર ઈઝ નો કંડીશન ઈન નિશ્ચય. કંડીશન (શરત) પણ નથી એમાં. કંડીશન નહીં હોય ત્યારે એ નિશ્ચય રહેશે. કોઈ પણ પ્રકારની કંડીશન ના હોય.

આ બધા વ્યવહારનું કાર્ય કરવામાં તન્મયાકાર હતા અને પોતે નિશ્ચયમાં રહેતા હતા, એ જોયું કે ના જોયું ?

હવે જો નિશ્ચય જાણકાર છે ને વ્યવહાર કરનાર છે, તો વ્યવહાર

એને કરનારા સહિત હોય. વ્યવહારનો કરનારો હોય તો જ એ વ્યવહાર હોય, નહીં તો વ્યવહાર શી રીતે હોય ? એ કરનારને તમે ઓળખતા નથી, એટલે એમ જાણો કે હું જ કરવા બેસું છું આ. પણ વ્યવહાર કરનારો હોય જ.

એટલે વ્યવહાર, વ્યવહારના કરનારા સાથે જ હોય છે. જેમ આપણે જમવું હોયને તો આંગળા એની મેળે જ કામ કર્યે જ જાય. તમે નિશ્ચયમાં રહો એ બધું કામ કર્યે જશે. અને જો તમે આમાં પેઠા તો ભૂલચૂક થશે પાછી. વ્યવહારને વ્યવહાર રહેવા દો, બહુ જ સુંદર કરશે. કારણ કે મિકેનિકલી છે. મિકેનિકલીમાં ભૂલ ના થાય. પણ મિકેનિકલમાં પોતે પાછો આમ હેન્ડલ મારે છે. અરે મૂઆ, એ ના મારીશ. એ ચાલે જ છે. પણ આ ડખો કરે !

આ જગત આખું ડખો જ કરે છેને ? વ્યવહાર ચાલ્યા જ કરે છે. એની મહીં ડખો જ કર્યા કરે છે. આમ વ્યવહારમાં કરનારા જોડે હોય જ. વ્યવહાર પોતે જ એમ કહે કે અમારે હવે જમવા જવું છે. ત્યારે આપણે કહીએ, ચાલ. પણ એ વ્યવહાર જ જમી રહ્યો છે. ઈન્ફર્મેશનો હઉ આપે. અમારે ભૂખ લાગી છે, ઈન્ફોર્મ કરે છે. તૃષા લાગી હોય તેય ઈન્ફોર્મ કરે. વ્યવહાર પોતે જ ઈન્ફોર્મ કરે. તે વ્યવહારને જોયા કરવાનો. ભૂખ લાગી. શું ખાય છે ? શું નહીં ? બે હાથે જમે છે કે એક હાથે જમે છે ? ઉતાવળ છે તો કહે, ‘લાવને બે હાથે ખઈ જઈએ ?’ ના !

આ થાક લાગે છે, ત્યારે કંઈ આપણે ઊંઘી જવાનું છે ? એ થાક લાગે છેને ? તે આપણને ઈન્ફોર્મ કરે છે કે હું આ સૂઈ જઉં છું. ત્યારે આપણે કહીએ, ‘સૂઈ જાવ, હા, જરા પથારીમાં ઓશિકું એક છે, ભઈ, બે લો નિરાંતે. હંઅ.. આરામથી સૂઈ જાવને ! ચાદર બદલવી હોય તો બદલી નાખો.’ એ એની મેળે જ આ બધો વ્યવહાર અને વ્યવહારનો કરનારો, વ્યવહારની સહિત હોય જ. નહીં તો વ્યવહાર કેમ કરીને હોય ? વ્યવહાર હોઈ શકે નહીં !

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, આખો જ ફરક આવી ગયો કે વ્યવહાર હું કરતો નથી. અને આ વ્યવહાર હું કરું છું એમ કરીને ચાલતા હતા.

**દાદાશ્રી :** નહીં, પણ આ 'હું' કરવાનો સવાલ જ નથી. હું કરતો નથી અને તેય કરતો નથી એ પણ સવાલ નથી. વ્યવહાર કરનારો એ હોય જ, તેને આપણે જોયા કરવાનું. કોણ કરે છે આ ?

આપણું જ્ઞાન એવું છે કે વ્યવહારના કરનારાને દેખાડશે કે આ બન્યું, જુઓને. આ વાક્ય ઘણું ઊંચું છે, સમજવા જેવું છે. આજે જ વાક્ય નીકળ્યું, અમેય વિચારમાં પડી ગયા ! અમારે ખ્યાલમાં હતું પણ શબ્દરૂપે ન હતું. એ તો પૂછવું પડે ત્યારે. આ તો વગર પૂછે ના નીકળે. પણ પૂછીને લેવાનું, આ રેડિયો ન્હોય.

વ્યવહાર વ્યવહારના કરનારાના સહિત જ હોય. એટલે પછી એમાં ડખો જ ના રહ્યો ને આપણે જાણ્યું કે ઓહો, વ્યવહારનો કરનારો છે. પછી આ ક્યાં આપણે ડખો રહ્યો ? એ જોયા કરીએ એટલે વ્યવહારનો કરનારો કર્યા જ કરતો હોય. પણ પેલું વચ્ચે ડહાપણ કરવા જતા હતા મહીં, વ્યવહારના કરનારાના આવતા પહેલાં પેસી જાય. એટલે વ્યવહારનો કરનારો બહાર ઊભો રહે બિચારો !

વાક્ય ઘણું સરસ છે. કોઈ કોઈ વખત નીકળી જાય છે આવું. આ 'જ્ઞાન' અમારા લક્ષમાં ખરું પણ એ જ્ઞાન શબ્દમાં આવેલું નહીં. વ્યવહાર, વ્યવહારના કરનારા સહિત જ હોય. એટલે તમારે ડખો નહીં કરવાનો કંઈ. વ્યવહારમાં ઉતરવું જ ના પડે. નિશ્ચય-વ્યવહાર આવ્યા એટલે ત્યાં આગળ વ્યવહાર જુદો જ પડે.

**પ્રશ્નકર્તા :** પછી આગળ એમ નહીં કહો કે એનો કરનારો હું નથી.

**દાદાશ્રી :** ના, એવું કહીએ ત્યાં તો ઉપાધિને ! વ્યવહાર કરનારા સહિત જ હોય, એમ કહ્યું એટલે ત્યાંથી સમજી જવાનું. એ પાછા હું નથી કહેવામાં શું થાય છે, પેલા બધાને રીસ ચઢે. અમે કોઈ દા'ડો એવું ના બોલીએ કે આ હું નથી કરતો. એ પેલા બધા નહીં કરે પછી. એમેય આ આપણે 'હું નથી કરતો ને હું કરું છું' એ કહેવાનું તે આપણા પાસે હતું જ ક્યાં આગળ ? આપણે જ્ઞાતા-દ્રષ્ટાવાળાને આ વાત, આ શબ્દ ક્યાંથી હોય ! જ્ઞાતા-દ્રષ્ટા થયા પછી આપણી ભાષા જ બદલાઈ જવી જોઈએ.

વાક્ય ઘણું ઊંચું છે કે વ્યવહાર, વ્યવહારના કરનારા સહિત જ હોય. એટલે બોજા વગરની વાત થઈ. વ્યવહાર નિર્બોજ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, હું શું સમજ્યો છું કે, એ કરનારો વ્યવસ્થિત જ છેને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત છે, પણ તે આ એના કરનારા સહિત જ છે.

**પ્રશ્નકર્તા :** હા, એ ખરું દાદાજી, પણ વ્યવહારનો કરનારો કોણ છે ?

**દાદાશ્રી :** એ જ એની સહિત જ છે, એટલે આ જે તમને મનમાં પીડા છે કે આ હવે હું તન્મયાકાર થઈ ગયો, એ ખોટું છે. એ વ્યવહારનો કરનારો જ તન્મયાકાર છે. તમે કરનારા નથી તો તન્મયાકાર થાવ શી રીતે ?

**પ્રશ્નકર્તા :** જેનો વ્યવહાર વ્યવહાર નથી, એનો નિશ્ચય નિશ્ચય નથી.

**દાદાશ્રી :** એ જ આ વાતને લાગુ થાય છે. વ્યવહાર વ્યવહાર નથી એટલે વ્યવહારમાં હું કરું છું એમ માને છે એ વ્યવહાર વ્યવહાર નથી. વ્યવહાર, વ્યવહાર સહિત જ હોય. એટલે એનો કરનારો પણ સહિત હોય. અને તો જ નિશ્ચયમાં હોય. નહીં તો રફે-દફે થઈ ગયું. અહીંનું ત્યાં ને ત્યાંનું અહીં.

**પ્રશ્નકર્તા :** જેણે વ્યવહારને વ્યવહારરૂપે રહેવા નથી દીધો...

**દાદાશ્રી :** એને નિશ્ચય રહે જ નહીં !

## ન કપાય વ્યવહાર અધવચ્ચે !

**પ્રશ્નકર્તા :** પણ મહાવીર ભગવાને સંસાર છોડ્યા પછી, વ્યવહાર-માં હતા જ નહીંને કે હતા ?

**દાદાશ્રી :** સંસાર છોડ્યો જ નથી એમણે. એ તો ઉદય આવેને, જ્ઞાનીથી માંડીને તીર્થંકર સુધીના બધાં ઉદયાધીન વર્તતા હોય. પોતાપણું ના હોય. એટલે જેમ ઉદય આવે તેમ વર્તે. એમને એવું નથી કે આમ

જ કરવું. એટલે ભગવાન મહાવીર વ્યવહારમાં ઠેઠ સુધી, એકત્રીસ વર્ષ સુધી રહ્યા હતા. પદ્ધતિસર સાસરી હઉ કહેતા હતા અને છોડી(દીકરી) થયેલી, એ તે કંઈ વ્યવહાર કર્યા વગર છોડી થાય ? વ્યવહાર નથી નડતો તમારો, તમે વ્યવહારથી ભાગો છો, એ નડે છે. અને તમારી પલાયનવૃત્તિ હોય છે, ક્યાંથી ભાગી છૂટવું દુઃખના માર્યા ! અમે જો ઘરમાં રહ્યા, અમને છે કંઈ પલાયનવૃત્તિ, ભાગેડુ થવાની વૃત્તિઓ થાય છે કે લાવ, ભાગી છૂટીએ હવે અહીંથી !

આ ભઈ કહે છે, આ હું વકીલાત છોડી દઉં. એટલે જે વ્યવહાર છોડી દેવા માટે તૈયારી કરી એટલે આપણે જાણીએ કે આમનો નિશ્ચય બરોબર નથી. વ્યવહાર છોડી દે એટલે કાલ નિશ્ચયે છોડી દે. જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી વ્યવહાર છે અને ત્યાં સુધી વ્યવહારનું બેઝમેન્ટ હોવું ઘટે. દેહ ના હોય ને છોડી દે ત્યારે વાત જુદી છે. શું છોડી દેશો પણ ? વધારાના નખ કાપી નાખશે પણ પેલા નખ કાપી નંખાય ? તમારા વાળ હજુ જે મહીંથી નીકળ્યા નથી, તેને કપાય ? જેટલા નીકળ્યા છે, એને તોડી નાખો. પણ મહીં જે હજુ અંદર છે, તેને કાપી નંખાય ? શું છોડી દેશો તે ? છોડી દેશે એટલે ફરી આવશે વારંવાર. એટલે વાત સમજો.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે આમ તો આ પ્રપંચ છૂટે તો સારું એવા ભાવ હોવા ઘટે, પણ હું કાલે છોડી દઉં એ નહીં. આ ભેદ સમજવાનો છે.

**દાદાશ્રી :** જેને સંડાસ જવાની શક્તિ નથી તે બૂમાબૂમ કરે, હું આમ કરું ને તેમ કરું ! એટલે સમજવું જોઈએ. જ્યાં શક્તિ નથી ત્યાં શક્તિનો આરોપ શા માટે કરે છે તે ! જ્યાં અનંત શક્તિ છે ત્યાં આગળ, ત્યાં બોલને, 'હું અનંત શક્તિવાળો છું.' નથી શક્તિ ત્યાં આરોપ કરીને શું ફાયદો થાય ?

## વ્યવહાર નિકાલી બાબત !

**પ્રશ્નકર્તા :** આપે તો જ્ઞાન આપ્યા પછીથી અમને એવું બતાવ્યું કે હવે આ તમારો વ્યવહાર બધો નિકાલી છે.

**દાદાશ્રી :** હા, નિકાલી છે. તેથી આ અક્રમ વિજ્ઞાનના પ્રતાપે મોક્ષે જવાયને ?! નહીં તો મોક્ષે કેવી રીતે જાય ? જ્યાં વ્યવહાર નિકાલી હોય નહીં, ત્યાં મોક્ષે કેવી રીતે જાય તે ? અને રાગ-દ્વેષ રહિત કરે એવું આ વિજ્ઞાન છે ! રાગ-દ્વેષ રહિત રહી શકે. થાળી ઉઠાવી લે તોય અંદર એને માટે દ્વેષ ન થાય, તો રાગ તો હોય જ નહીંને ! દ્વેષ તો, હું જ્ઞાન આપું છું ત્યારથી જતો રહે છે !!

આ તમારે તો અંદર જે આંતરિક સંયમ છે, એ જ વ્યવહાર છે અને તે શુદ્ધ વ્યવહાર છે. હવે બહારનો વ્યવહાર એ નિકાલી વ્યવહાર છે. ખાલી સમભાવે નિકાલ જ કરવા જેવો છે, બીજું કશું કરવા જેવું નથી.

વ્યવહાર નિકાલી બાબત છે, નિશ્ચય ગ્રહણીય બાબત છે. ગ્રહણ કરવા જેવો નિશ્ચય છે, પેલો નિકાલ કરી નાખવાનો. ચીકણું હોય, મોળું હોય, જાડું કે પાતળું હોય, પણ પકડીને રાખવા જેવું નથી.

## સેંટ્રિંગ એ વ્યવહાર, સ્લેબ એ નિશ્ચય !

સ્લેબ નિશ્ચય છે આપણો અને સેંટ્રિંગ એ વ્યવહાર છે. હવે એ સેંટ્રિંગ તો કરવું પડે. પણ સેંટ્રિંગ કાઢી નાખવાનું એવું જાણવાનું. પેલો સ્લેબ રહેવા દેવાનો છે પછી. એટલે આવી રીતે આ સેંટ્રિંગ નિકાલી છે એવું સમજમાં આવે. છોડી દેવાનું છે એવું ના કહેવાય. નિકાલ કરી નાખવાનો છે. પછી ભાંગી કરીને ટુકડા કરીને ગમે તેમ નિકાલ કરી નાખવાનો. પૈસા આવ્યા એટલે સાચા, ના આવ્યા તો કંઈ નહીં. આપણે સ્લેબ જ કરવો'તોને !

એટલી સમજ બેસવી જોઈએને ! વ્યવહાર-નિશ્ચયના ભેદની વાત સમજવી પડેને ! અત્યારે તો વ્યવહારનો પક્ષપાત જ ચાલી રહ્યો છેને ? વ્યવહાર કરે તો જ નિશ્ચય થાય, કહે છે. એટલે સેંટ્રિંગ કરીને ઉપર ફર્યા કરે છે નિરાંતે. આ ચાલશે હવે, કહે છે. સ્લેબનું જાણતા જ નથી.

**પ્રશ્નકર્તા :** બરાબર, દાદા. દાદા પાસે આવીએ અને એ જે પછી દ્રષ્ટાંત મળેને, એ દ્રષ્ટાંતથી વાતને વધુ પકડાય છે !

**દાદાશ્રી :** હું દ્રષ્ટાંત આપુંને, તેનાથી વાત પકડાઈ જાય કે શું શું વળગ્યું હતું ને શું નહતું વળગ્યું, એ ખબર પડે.

જો આપણું જ્ઞાન છે તે સેંટ્રિંગની જોડે સંબંધ ધરાવે છે કે નથી ધરાવતું ? સામા માણસને સમજમાં, ગેડમાં બેસે એટલા માટે દાખલો આપ્યો. આવો દાખલો કોઈ જગ્યાએ વાંચવામાં નહીં આવ્યો હોય !

આપણો બધો વ્યવહાર નિકાલી છે. એક વસ્તુ જે નિકાલ કરવાની હોયને, તેની ઉપર આપણો પ્રેમ હોય નહીં. રહેવા દેવાનું છે, તેની પર પ્રેમ હોય. છતાંય નિકાલ કરેને, તેને ય રંગાવે તો ખરા જ. રંગાવવું તો પડેને એને આખું. કો'ક એને જુએ તો ય ખોટું દેખાયને ! ના રંગાવવું પડે ?

નિશ્ચય હાથમાં આવ્યો હોય તો ખરા-ખોટા વ્યવહારને તમે ચીકણો ના કરશો. ખરો-ખોટો કરી ચીકણો કરશો તો નિશ્ચય રહી જશે. એટલે એમાં સેંટ્રિંગ જ કર્યું છે. એકલું મજબૂત કર્યું છે એને રંગ્યું, કર્યું ને કહેશે, કેવું સરસ સેંટ્રિંગ બનાવ્યું !

તમે જોયેલું કે સેંટ્રિંગ ? આ ટેકા મૂકીને આમ સેંટ્રિંગ પાટિયાં-બાટિયાં મૂકે છે, એ શા હારુ શોભા હશે ? શેના હારુ કરે છે ? આમ ટેકા મૂકીને, પાટિયાં ઉપરથી ગોઠવે. પણ શેને આધાર આપવાનો ? કોને ઉપર બેસાડવાના છે, લોકોને ?

ના, એ સ્લેબ ભરવા માટે. અને પછી કાઢી લેવાનું. આ સ્લેબ ભરવાનો હોય ને ત્યાં ટેકા મૂકીને ઉપર પાટિયાં ગોઠવીને તૈયાર કરે. એટલે આપણે જાણીએ કે આ શું કર્યું પાછું નવું ? ત્યારે કહે, સ્લેબ ભરે ઉપર, એના પર આધાર લઈને. પછી બધું કાઢી લે. થોડાક દહાડા થાયને એટલે કાઢી લે. તે આ વ્યવહારનું નિરૂપણ કર્યું. મેં શું કહ્યું કે વ્યવહારના બેઝમેન્ટ ઉપર નિશ્ચય રહ્યો છે. એટલે વ્યવહાર ચોખ્ખો જ જોઈશે. છતાં વ્યવહારની ખેંચ નહીં કરવાની, નિશ્ચયની ખેંચ કરવાની. વ્યવહાર એ નિકાલી છે.

અત્યારે લોકો વ્યવહારમાં જ ચોંટી પડ્યા છે. ત્યારે મહીં કેટલાક લોકો કહે છે વ્યવહાર-નિશ્ચય બે સમતુલા રાખવી જોઈએ. એકલા

વ્યવહારમાં જ ખેંચીને બેસી નહીં રહેવું જોઈએ. એટલે નિશ્ચય તરફ તમારું વલણ અને પેલું નિકાલી બાબત પણ જરૂર ખરી.

ત્યારે આ દાખલો આપ્યો કે આ સેંટ્રિંગ કરે છે એ વ્યવહાર છે. એ પોતાનું કામ કાઢી લેવા માટે. શું કામ કાઢી લેવું છે ? ત્યારે કહે, સ્લેબ કરવો છે. એવી રીતે આમાં પોતાનો નિશ્ચય, આત્મા પ્રાપ્ત કરવા માટે આ વ્યવહારનું સેંટ્રિંગ કરીને પછી કાઢી લેવાનું માળખું. નિકાલ કરી નાખવાનો છે પછી.

આ બધું જગત આ ઝીણી વાત નહીં સમજાવાથી વ્યવહારને વળગી રહ્યું છે. પણ વધુ પકડ્યું હોય ને મૂળ વસ્તુ રહી જાય. તેથી આપણે કહ્યું ને કે વ્યવહાર નિકાલી છે, આત્મા ગ્રહણીય છે.

ત્યારે ત્યાં આવીને કો'ક કહે, આ ટેકા સાગના કેમ નથી ? અલ્યા, મેલને મૂઆ, સ્લેબ ભરવા હારુ આ ટેકા છે. આ કંઈ કાયમને માટે છે ? એટલે વ્યવહાર નિકાલી છે આ. તે લોકોએ સાગ તે કેવું લાવ્યા ? સરસ સાગ લાવીને ટેકા કરે છે. પછી સ્લેબ ભરાશે તો ભરાશે પણ અત્યારે તો લાવે છે. તે લોકોએ ઓરનામેન્ટલ લાકડાં મૂકવા માંડ્યા અને રંગવા માંડ્યાં, પોલીશ હઉ કરવા માંડી, એ જાણે કે બનાવવાનું એટલું જ છે, બીજું કશું કામ નથી. અને આપણે શું જાણીએ કે અમારે તો સ્લેબ ભરવો છે, આ લાકડાં ક્યાં પકડીએ ! વ્યવહાર ના હોય તો કામ થાય નહીં. કારણ કે દેહ છે ત્યાં વ્યવહાર હોવો જ જોઈએ. એટલે વાત સમજવાની છે. મૂળ રસ્તો આપણે સમજીએ તો રસ્તા ચૂકી ના જઈએ.

આ વ્યવહાર તો આદર્શ હોય યા ના પણ હોય. એ તો જેવો ભરેલો માલ છે તેવો નીકળે. ડામર નાખેલો હોય પછી આપણે કહીએ કે ઘી નીકળતું નથી, આ ડામર નીકળે છે ! તે બન્યું એ કરેક્ટ છે. એટલે કરુણાજનક સ્થિતિ છે. તે કો'ક માણસનો સારો માલ નીકળે, તેથી કરી એ વ્યવહાર સારો કરતો નથી, છે ભરેલો માલ. છેવટે એ બધો માલ સમભાવે નિકાલ કરવાનો.

## આદર્શ વ્યવહાર ત્યાં પૂર્ણાહુતિ !

હવે જ્ઞાન મળ્યા પછી વ્યવહાર દહાડે દહાડે આદર્શ થતો જાય. અત્યારે આદર્શ નથી એટલો ભાગ તમને ખૂંચ્યા કરે છે. કયો કયો ભાગ ખૂંચે છે ? વ્યવહારનો જે ભાગ આદર્શ નથી, તે તમને ખૂંચે છે. એટલે પછી એ ખૂંચેલો ભાગ નીકળી જશે અને આદર્શ રહેશે.

વ્યવહાર આદર્શ થયો એ સંપૂર્ણ શુદ્ધાત્મા થઈ ગયો. પછી આજ્ઞા પાળવાની ના રહી, આજ્ઞા પૂરી થઈ ગઈ. ત્યાં સુધી જવાનું. વ્યવહાર આદર્શ થઈ જવો જોઈએ. આ તો ક્રમિક માર્ગમાં અમુક લોકોએ વ્યવહાર આખો ઉખાડીને ફેંકી દીધો. જરૂર જ નથી. વાતેય ખરી. ક્રમિક માર્ગ જ એવો છે. જો વ્યવહારમાં ચિત્ત ગયું તો પેણે રહી જાય. કારણ કે એ માર્ગ કેવો ? જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ નથી. આપણો જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ છે અને વ્યવહાર આદર્શ જોઈએ આપણે ત્યાં. અને ત્યાં તો વ્યવહારમાં ઉતરે જ નહીંને ! બીજી વાત જ ના કરે. હું તો એને જ્ઞાનની વાતેય કરું, લગ્નની બાબત હોય તોય વાત કરું. એટલે બહારના જે જ્ઞાનીઓનાં અનુભવ છેને, તે તો અહીં આવેને એટલે ક્રમિક માર્ગના અનુભવીઓ કહેશે કે આ જ્ઞાની ન્હોય. કારણ કે એણે જોયેલા હીરામાં, આવો હીરો જોયેલો નહીં.

**પ્રશ્નકર્તા :** એવું થાય છે.

**દાદાશ્રી :** બહુ બુદ્ધિમાં ગૂંચાયેલો હોય, તેને આવું થાય. કારણ કે વ્યવહારમાં હાથ ઘલાય નહીંને જ્ઞાનીથી. અને અમે તો બધી બાબતમાં હાથ ઘાલીએ છીએ !

## આવો હોય આદર્શ વ્યવહાર !

વ્યવહાર આપણો આદર્શ હોવો જોઈએ. આદર્શ વ્યવહાર જે કોઈ જૈનનો ના હોઈ શકે, કોઈ સાધુનો ન હોઈ શકે એવો વ્યવહાર. અમારો વ્યવહાર તીર્થંકર જેવો હોય, આદર્શ ! વ્યવહાર જ બરોબર ના હોય તો એને શું કરવાનું ? વ્યવહાર કેવો જોઈએ ? આદર્શ જોઈએ. લોકો ખુશ થઈ જાય એવો જોઈએ. ના જોઈએ ? તમારો વ્યવહાર ફર્યો નહીં, આપણે અહીં આવ્યા પછી ?

**પ્રશ્નકર્તા :** ફરી ગયો દાદા, ઘણો ફરી ગયો.

**દાદાશ્રી :** એ ફરી જાય. હવે કો'ક ચિડાયને તોય તમે એને પ્રેમથી બોલાવ્યા કરો. નહીં તો દુનિયાનો વ્યવહાર કેવો ? એ ચિડાય તો આપણે ચિડાવું, એ હસતો આવે તો આપણે હસતા જવું. તો મૂઆ વ્યવહાર જ જો આમ રાખી મેલશો તો ખાલી ક્યારે થાય આ ? એ તો નિશ્ચય લાવીએ કે ભઈ, એ ચિડાય ને આપણે નહીં ચિડાવાનું તો ખાલી થાય. એ ચિડાય ને આપણે ચિડાઈએ તો ચાલુ જ થઈ ગયુંને ? એવું જ હતુંને ? પેલો ચિડાતો આવ્યો, આંખ જોઈ કે તૈયાર ! હવે આપણું વિજ્ઞાન શું કહે છે ? એ ચિડાતો આવ્યો એટલે આપણે ઠંડા. આદર્શ વ્યવહાર હોય. તમને લાગે છે વ્યવહાર આદર્શ હોય એવું ?

**પ્રશ્નકર્તા :** આ પહેલી બે આજ્ઞાની અંદર જ આખો વ્યવહાર આદર્શ આવી જાય છે. આમ શુદ્ધાત્મા દેખાય અને આમ છે તે પેલા ઉદયકર્મ દેખાય.

**દાદાશ્રી :** હં. આદર્શ વ્યવહાર આવે. શુદ્ધ વ્યવહાર હોય તો જ શુદ્ધ નિશ્ચય છે, નહીં તો નિશ્ચય નથી એમ મનાય. સમભાવે નિકાલ કરતો ના હોય અને પછી કહેશે, 'અમને નિશ્ચયથી આત્મા પ્રાપ્ત થઈ ગયો છે. એ ચાલે નહીં, બેઝમેન્ટ જોઈશે. આજુબાજુવાળા બૂમ પાડે અને આ કહેશે, 'હું આત્મા થયો', શી રીતે ચાલે ? મારી જોડે રહેનાર બધાં હોય એને પૂછીએ, 'દાદાજી, તમને હેરાન કરી નાખતા હશે ?' ત્યારે કહે, 'ના'.

અથડાવાની જગ્યાએ ના અથડાય તો પછી થઈ રહ્યું ! એટલે ત્યાં તપાસ કરવી, અથડાવાની જગ્યાએ અથડાય છે કે નહીં ? એ સાચો વ્યવહાર. અને અથડામણ થાય તોય માફી માંગે સામસામી. એ સામો માણસ જાણે નહીં તોય માફી માંગે પણ પહોંચી જાય છે. એની ગેરહાજરીમાં તમે માફી માંગો તોય પહોંચી જાય એવો આપણે સુંદર વ્યવહાર છે, શુદ્ધ વ્યવહાર છે.

આદર્શ વ્યવહાર એટલે આજુબાજુ પાડોશમાં પૂછો, ઘરમાં પૂછો, 'એની વ્હેર'(ગમે ત્યાં) ક્યાંય પણ પૂછો, તો અમારો વ્યવહાર આદર્શ હોય.

ઘરમાં, સ્ત્રી જોડે, સગાંવહાલાંમાં બધે કોઈ જગ્યાએ કોઈને દુઃખદાયી ના હોય એવો વ્યવહાર હોય, નહીં તો પછી એ તો નિશ્ચય જ કેમ પામ્યો છે ? વ્યવહાર આદર્શ જોઈએ. અને નહીં હોય તો આદર્શ એનો ધ્યેય હોવો જ જોઈએ ! જેટલો વ્યવહાર આદર્શ એટલો નિશ્ચય પ્રગટ થવા માંડ્યો.

હું એક ફેરો એક પ્રધાનને ત્યાં ગયો હતો. તે એમના ડોશીમાને પૂછ્યું તો કહે કે 'જવા દોને એમની વાત ! આખો દહાડો મને આવડું આવડું બોલે છે !' હવે આને તે કેમ પ્રધાન કહેવાય ? વ્યવહાર કેટલો ખરાબ કહેવાય ? આમ બહાર છે તો મોટી મોટી વાતો કરે અને ઘરમાં બધો વ્યવહાર બરાબર ના હોય, તે શું કામનું ? કોઈને સહેજ પણ ત્રાસ ન થાય ને આપણો વ્યવહાર ઘરમાં સુંદર રહે એવો આદર્શ વ્યવહાર હોવો જોઈએ. પહેલું ઘેર ચોખ્ખું થવું જોઈએ. જેમ 'ચેરિટી બીગિન્સ ફ્રોમ હોમ' એવો આદર્શ વ્યવહાર 'બીગિન્સ ફ્રોમ હોમ' હોવું જોઈએ.

અમારો વ્યવહાર સુંદર હોય. હું આખો દહાડો આદર્શ વ્યવહારમાં જ રહું છું. આજુબાજુ પૂછવા જાવને તો બધાય કહેશે, કોઈ દહાડો એ લડ્યા જ નથી. કોઈ દહાડો બૂમ પાડી જ નથી. કોઈ દહાડો કોઈની જોડે ગુસ્સે થયા નથી. એવું બધા કહે તો એ આદર્શ કહેવાય કે ના કહેવાય ? મારે ઘેર વાઈફને પૂછવા જાવ તો કહે કે એ તો ભગવાન જ છે ! અરે, એ તો અમારાં દર્શન હઉ કરે. અહીં પગે માથું અડાડીને દર્શન કરે. વ્યવહાર આદર્શ-શુદ્ધ લાગે, પછી શું ભાંજગડ છે !

તોય એક ફેરો કોઈને વ્યવહારમાં મારી કંઈ ભૂલ દેખાઈ. તે મને કહે છે કે 'તમારે આમ કરવું જોઈએને ? આ તમારી ભૂલ કહેવાય.' મેં કહ્યું કે 'ભઈ, તમે તો આજે જાણ્યું, પણ હું તો નાનપણથી જાણું છું કે આ ભૂલવાળો છે' ત્યારે કહે કે, 'ના, નાનપણમાં એવા નહોતા, હમણે થયા છો'. એટલે આ બધું પોતપોતાની સમજણથી છે. એટલે અમે અમારું પહેલું જ દેખાડી દઈએ કે અમે જ કાચા છીએ પહેલેથી ! એટલે અથડામણ થાય જ નહીંને, પેલાને ય ટાઈમ બગાડવાનો રહ્યો જ નહીં ! ને એને દુઃખે ય થવાનું રહ્યું નહીં !

## ભગતોનો વ્યવહાર...

વ્યવહારનાં બેઝમેન્ટ વગર નિશ્ચય કરનારા માણસો એ બધા ભગત કહેવાય. ભગત વ્યવહારમાં ઘેલો હોય. જમવાના ટાઈમે ઠેકાણું ના પડે. બપોરે ત્રણ વાગેય જમવાનું ઠેકાણું ના પડે. ભગતને એની વાઈફે કહ્યું કે આ સો રૂપિયા લો અને દસ રૂપિયાની ખાંડ લાવો અને નેવું રૂપિયા પાછા લઈ આવો. છોકરાંની ફી આપવાની છે. 'આ હમણે લઈને આવું' કહે છે. હવે પેલી ખાંડ છે તે ચા મૂકવાની હતી. તે એની વાઈફ 'ખાંડ લઈને વહેલા પાછા આવો, એટલે ચા મૂકીએ' કહે છે. ભગત બહાર નીકળ્યો, ખાંડની દુકાન આવી તે પહેલાં જ ભગતને બીજો ભગત, 'જય હરિ, જય હરિ નારાયણ' કરતો મળી ગયો. પેલો ભગત તો બિચારો ભૂલી ગયો, ખાંડ લાવવાનું. ભજન ક્યાં છે ? પેણે છે ? તે ભજનમાં બેસી ગયો, હડહડાટ. ઘેર બૈરી ચા મૂકવા માટે ખાંડની રાહ જોઈને બેસી રહી અને છોકરાંની ફી આપવાની'તી. તે પેલા નેવું આવે તો ફી આપેને ! તે છોકરાંને દશ વાગી ગયા, તે સ્કૂલમાં જવાયું નહીં. ફી વગર શી રીતે જાય ? માસ્તરે કહ્યું'તું કે કાલે ફી લઈને આવજે. તે દસ વાગ્યા, અગિયાર વાગ્યા, બાર વાગ્યા હોય તોય ભગત ના આવ્યો. તે અઢી વાગે જ્યારે ત્યાં બંધ થયું ત્યારે આવ્યો. તે ખાંડ વગર, ચા વગર રહ્યું. તે આ ભગત તો બધા આવા હોય ! ભગતનો વ્યવહાર ગાંડો હોય. અને જેનો વ્યવહાર ગાંડો, એનો મોક્ષ ક્યારેય થાય નહીં.

વ્યવહાર આદર્શ હોવો જોઈએ. આ જગતના લોકોનો વ્યવહાર આદર્શ હોય જ નહીં. એને તો વ્યવહાર જ ક્યાં છે ? બને કે ના બને એવું ? એ ઘેલા કહેવાય ભગત. અને આ તો બેઝમેન્ટ ! વ્યવહાર બિલકુલ કરેક્ટ રાખે. વ્યવહાર બગડ્યો એટલે પછી નિશ્ચય બગડી જાય. અને એ વ્યવહારના ફાઉન્ડેશન ઉપર આપણે આ માર્ગ રહેલો છે અને સંપૂર્ણ આદર્શ વ્યવહાર ! મારો આ વ્યવહાર આદર્શ ગણાય છે. કારણ કે હું ચિડાઉં નહીં. કોઈ ઊંધું બોલે તો ય ચિડાઉં નહીં.

## વ્યવહારના ડેકોરેશન પણ અહંકારથી !

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દ્રષ્ટિ જીવનો અને મિથ્યા દ્રષ્ટિ જીવનો જે

વ્યવહાર છે, તે જોનારને જરા મૂલ્યાંકન કરતી વખતે મેળ બેસે નહીં. હવે સમ્યક્ દ્રષ્ટિ જીવ જે છે, તેણે આ વ્યવહાર કરતી વખતે ઉપયોગ કેવી રીતે ને કઈ જાતનો રાખવો ? એ વ્યવહારમાંથી પાછા આવી જવું કે પછી વ્યવહાર ડિસ્ચાર્જ છે, એમ કરીને કર્યે જવું ?

**દાદાશ્રી :** ના, ના. કશું પાછાંય હટવાનું નથી ને બીજી ભાંજગડે ય નથી. એવું છેને, સમ્યક દ્રષ્ટિ અને મિથ્યા દ્રષ્ટિ બન્નેને વ્યવહાર હોય છે. અને વ્યવહાર ઉદયકર્મના આધીન છે. જે વસ્તુ તમારી સ્વાધીનતામાં છે નહીં એને માટે તમારે ક્યાં, કેવી રીતે રહેવું ને કેવું નહીં, એ પૂછવાનું હોય ખરું ? મિથ્યાત્વી હો કે સમ્યક્ત્વી હો, બન્નેને વ્યવહાર ઉદયકર્મને આધીન છે. મિથ્યાત્વીનો વ્યવહાર જરા સારો દેખાય. એનું કારણ કે એ અહંકારથી ડેકોરેશન કરે છે, એ બીજા અવતારની જવાબદારી લે અને આપણે ડેકોરેશન ના કરીએ. પણ સરવાળે છે તે આપણું જ ચઢે. છેવટે પેલો જ કહે કે તમારી જોડે મારે તો અનુકૂળ સારું રહે છે. પેલાનું ડેકોરેશનવાળું એટલે એનું સારું લાગે. પણ એને આવતા ભવની એની જવાબદારી છે. આપણે જવાબદારી નથી. એટલે ડેકોરેશનનો આપણી પાસે સામાન નથી, એટલે શી રીતે શણગારીએ ? પેલો તો બધું શણગારીને બેઠો હોય. હવે હું આ શણગારવા જાઉં, તે શી રીતે દહાડો વળે ? ડેકોરેશનનો સામાન નહીંને ત્યાં આગળ ? અને પેલા તો શણગારેને ! અહંકાર શું ના કરે ? અરે, હું તને મારો પ્રાણ આપી દઉં, એવું હઉ કહે ! હવે આવું બધું પેલાને રૂપાળો દેખાય ! અને આપણે તો એવું કશું બોલાય નહીં. નાગું કશું બોલાય નહીં આવું. એ મસ્કાવાળો શબ્દ આપણાથી બોલાય નહીં. એ તો મસ્કોય બોલે ને બધુંય બોલે. અને પછી સાંજે પાછાં લડેય ખરાં. અને અહીં આપણી પાસે લઢવાડ ના દેખે. એટલે છેવટે એ કહે કે ના, માણસ તો આ સારા !

આત્મજ્ઞાન કોને કહેવાય છે કે આત્મજ્ઞાનીનો વ્યવહાર જગતના મનુષ્યો કરતાં ઊંચામાં ઊંચો હોય. આત્મજ્ઞાન વ્યવહાર સહિત હોવું જોઈએ. અને વ્યવહાર સુંદર હોવો જોઈએ. લોક વખાણે એવો વ્યવહાર જોઈએ કે ગાળો ભાંડે એવો વ્યવહાર જોઈએ ? તમને કેવું લાગે છે,

વ્યવહાર કેવો જોઈએ ? વ્યવહાર ઊંચો, આદર્શ હોય તો જાણવું કે આત્મજ્ઞાન છે એ, નહીં તો આત્મજ્ઞાન કહેવાય નહીં.

## મહાત્માઓનો લોક વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** તો દાદા, લોકોને ઉપકારક થવા માટે મહાત્માઓને આ બાબતમાં કંઈક માર્ગદર્શન આપોને. કારણ કે આ લોકો તો વ્યવહાર જ જુએ છે.

**દાદાશ્રી :** વ્યવહાર જુએ, પણ આપણે એવું છેને, માર્ગદર્શન એ હોવું જોઈએ કે પોતાનામાં ભલે વ્યવહાર ગમે તે હોય પણ સંયમમાં આવેલો હોવો જોઈએ. સંયમ સુધી તો જવું જ પડશેને ! પુરુષાર્થ થવો જોઈએ સંયમનો. સંયમ પોતાના હાથમાં છે. વ્યવહાર એટલે આચાર ને વાણી, એ બધું પરાધીન છે પણ સંયમ તો પોતાના હાથમાં છેને ! સંયમ હોયને તો લોક ખુશ થઈ જાય. પેલા સો માણસ ઉગ્ર થયા હોય ને આપણે ઉગ્ર ન થઈએ, શાંત રહીએ, તો ખુશ ના થઈ જાય ? છાપ ના પડે કે ધેર ઈઝ સમથિંગ. એટલે આ ધીમે ધીમે આપણા મહાત્માઓમાં આવશે, શક્તિઓ આવશેને ! આ આંતરિક શક્તિ ઉત્પન્ન થઈ છે એમને. પણ બાહ્યસુખ, બાહ્યશક્તિઓ બહાર પ્રગટ થશે તેમ તેમ આ લોકો એક્સેપ્ટ કરશે. નહીં તો એક્સેપ્ટ કેમ કરે તે ? બહારની શક્તિઓ પ્રગટ થાય નહીં, તો શી રીતે એક્સેપ્ટ કરે ?!

## વીતરાગો વધુ ઉપકારી વિશ્વ કાજે !

આ હું લગ્નમાં આવું તેથી લગ્ન મને ચોંટી ગયું ? આ અમે લગ્નમાં જઈએ પણ સંપૂર્ણ વીતરાગ રહેવાય. જ્યારે મોહના બજારમાં જઈએ ને ત્યારે સંપૂર્ણ વીતરાગ થઈ જવાય અને ભક્તિના બજારમાં જઈએ ત્યારે જરા વીતરાગતા ઓછી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ત્યારે ઉપકારક દશા તો પેલીને કે જ્યાં મોહની વચ્ચે જ્યારે વીતરાગનું કેવું દર્શન મળે જોવાનું !

**દાદાશ્રી :** કો'કનાં લગ્નમાં જુઓને, તો તમને ખબર પડે, સંપૂર્ણ

વીતરાગતાને ! ભાંજગડ જ નહીંને ! તો જ દર્શન કરેને ! વીતરાગતા હોય તો દર્શન થાય, નહીં તો થાય નહીં.

નવી જાતનું કરી બતાવ્યુંને ? લગ્નમાં જતાંય મોક્ષ થાય ! રાગ-દ્વેષ નહીં એ વ્યવહાર. એ વ્યવહારનો વાંધો જ નથી. ક્રમિક માર્ગમાં સિનેમામાં ગયો તો આ સિનેમા પર રાગ-દ્વેષ અને આપણે કહીએ, અક્રમનો વ્યવહાર નિકાલી છે. આપણે કહીએ, એ નિકાલ કરવા ગયો'તો. પેલો ગ્રહણ કરવા ગયો'તો ને આ નિકાલ કરવા ગયો'તો.

લગ્નનાં, વ્યવહારનાં પ્રસંગો પતાવવાનાં છે. તે વ્યવહારથી હુંય પતાવું છું ને વ્યવહારથી તમેય પતાવો છો, પણ તમે તન્મયાકાર થઈને પતાવો છો ને હું એને જુદો રહીને પતાવું છું. એટલે ભૂમિકા ફેરવવાની જરૂર છે, બીજું કશું ફેરવવાની જરૂર નથી. ભગવાન મહાવીરેય થોડોક કાળ સુધી વ્યવહારમાં રહ્યા હતા. જન્મથી જ 'જ્ઞાની' હતા એ, છતાંયે વ્યવહારમાં ભઈ જોડે, માબાપ જોડે રહ્યા. સ્ત્રી જોડે પણ રહ્યા, દીકરી પણ થઈ. વ્યવહારમાં રહ્યા છતાં તીર્થંકર ગોત્ર પૂરું કર્યું અને એટલી શક્તિ તમારામાં ય છે પણ એ શક્તિ આવરણમુક્ત થઈ નથી. એ આવરાયેલી પડી છે.

એટલે લગ્નમાં જઈએ-કરીએ, પણ એ એમ નથી કહેતા કે તમે તન્મયાકાર રહો. તમારો મોહ તમને તન્મયાકાર કરે છે. નહીં તો તમે તન્મયાકાર ના રહો, તેથી કરીને તમને કોઈ વઢે નહીં કે તમે કેમ તન્મયાકાર નથી રહેતા. અમે પણ લગ્નમાં જઈએ છીએ. પણ મને કોઈ વઢે નહીં. એ તો જાણે એમ કહે કે તમે મારું કલ્યાણ કરી નાખ્યું. એ તન્મયાકાર રહો તો કંઈક ભૂલ થઈ જાય. તો લોક તમારી જોડે બૂમાબૂમ કરે.

એટલે વધુ ઉપકારી કોણ છે ? જે તન્મયાકાર નથી રહેતા, તે સંસારને વધુ ઉપકારી છે. પોતાને ઉપકારી છે અને પરને પણ ઉપકારી છે. બધી રીતે ઉપકારી છે. તમને પણ અમે તન્મયાકાર ન રહેવાય એવો રસ્તો કરી આપ્યો છે. પોતાની ભૂમિકામાં રહેવાય, પારકી ભૂમિકામાં ના જવાય એવું આપણું આ જ્ઞાન છે. પારકી ભૂમિકા એટલે ચંદુભાઈ.

## મહાત્માઓનો નિકાલી વ્યવહાર !

**પ્રશ્નકર્તા :** મહાત્માઓનો વ્યવહાર નિકાલી રહ્યો. તો નિકાલી એ વ્યવહાર અને મહાત્માઓનો આત્મા ગ્રહણીય થયો. તો આ ભૂમિકામાં વ્યવહારને કેટલો સંભાળવો ? વ્યવહાર ક્યાં સુધી સંભાળવો ?

**દાદાશ્રી :** વ્યવહાર ના હોય તો આપણે જોવાનું શેમાં રાખીએ ? સદ્‌વ્યવહાર પર રાગ નહીં, અસદ્‌વ્યવહાર પર દ્વેષ નહીં. સદ્ હો કે અસદ્ હો, પણ વ્યવહાર હોવો જોઈએ. જ્ઞેય ના હોય તો જ્ઞાતા જુએ શું ? વ્યવહાર એ જ્ઞેય છે, નિશ્ચય એ જ્ઞાતા છે.

વ્યવહારને કેટલો સંભાળવો ? વ્યવહાર સંભાળવા જશો તો નિશ્ચય રહી જશે. વ્યવહાર શું થઈ રહ્યો છે એ 'જોયા' કરવું. રાગ-દ્વેષ ન થવો જોઈએ, એ સંભાળવાનું. બીજું કશુંય નહીં સંભાળવાનું. છોકરાથી કશી ભૂલ થઈ ગઈ અને આપણાથી એકાદ ધોલ વાગી ગઈ એ વ્યવહાર, તે 'આપણે' 'જોયો' કે છોકરાને ધોલ મારી દીધી. તો પણ એ ધોલ મારી એની પર દ્વેષ નહીં અને છોકરા ઉપર રાગ નહીં. ચંદુભાઈને કહીએ, પ્રતિક્રમણ કરો. એટલે ઉકેલ આવે ને ઝટપટ ! અને પછી ઘરના માણસ ન્યાય કહે, 'બહુ ખોટું કહેવાય, તમારામાં અક્કલ નથી.' ત્યારે આપણે મનમાં ને મનમાં કહેવું, 'ચંદુભાઈ, પહેલેથી જ અક્કલ ક્યાં હતી ? હું તો પહેલેથી ઓળખું તમને. એ તો સારું છે, આજે બધા કહે છે !' આપણે મનમાં ને મનમાં કહેવું, નહીં તો પાછા એ ઝાલી પડે. રોજ ગા ગા કરે.

ભાઈ, નભે કે ના નભે ? ઉકેલ લાવોને જ્યાં ત્યાં, એક અવતાર માથે જડ્યા હોય તો માથે જડેલાની જોડે ઉકેલ ના લાવવો જોઈએ ? એટલે વ્યવહાર શું થઈ રહ્યો છે એ 'જોવું'. એમાં રાગ-દ્વેષ ના થવો જોઈએ.

વ્યવહાર એટલે જ્ઞાની શું સમજે કે બેબી પૈણી, તે પણ વ્યવહાર અને બેબી બિચારી રાંડી, તે પણ વ્યવહાર. 'રિયલ' ન હોય આ. એ બન્ને વ્યવહાર છે, 'રિલેટીવ' છે અને કોઈથી ફેરવી ના શકાય એવું છે પાછું ! માટે આને જોયા કરો ! હવે આ લોક શું કરશે ? જમાઈ મરી ગયોને, પાછળ માથાં ફોડે ! તે ઊલટા ડૉક્ટરને બોલાવવા પડે. એટલે એ રાગ-દ્વેષને આધીન છેને ! વ્યવહાર વ્યવહાર સમજાયો નથી તેથીને !

અહીં ગમે તે વ્યવહાર કરીએ તો પણ કોઈના તરફની બૂમ ના આવે, તો એ યથાર્થ વ્યવહાર કહેવાય. પણ તે યથાર્થ ક્યારે કહેવાય ? ભગવાનના કહ્યા પ્રમાણે હોય ત્યારે, ભગવાનની આજ્ઞાપૂર્વક હોય ત્યારે, એમાં ક્રોધ-માન-માયા-લોભ ન હોય. ત્યાં આગળ વ્યવહાર સારો ચોખ્ખો હોય. અગર તો જ્યાં આગળ ક્રોધ-માન-માયા-લોભ ઉપર સંયમ રહેતો હોય ત્યાં સુધી ભગવાને ચલાવી લીધેલું છે !

## અક્રમમાં વ્યવહાર બરફ જેવો !

**પ્રશ્નકર્તા :** આજે અમે વ્યવહારમાં કામ કરીએ અને કોઈ માણસ ખોટું કરતો હોય તો એ ફંકશનલી ખોટો છે કે સાચો છે એવું તો અમારે વ્યવહારમાં રાખવું જ પડેને ?

**દાદાશ્રી :** વ્યવહારમાં એવું છેને, જ્યાં સુધી તમારી દ્રષ્ટિમાં તમને એ વાત ગમે છે, ત્યાં સુધી તમે વ્યવહાર કરો. જ્યારથી તમારો એ વ્યવહાર ઊડી જશે એટલે એ વસ્તુ તમને ગમશે જ નહીં.

વ્યવહારનો સ્વભાવ કેવો છે ? આ અક્રમ માર્ગનો વ્યવહાર કેવો છે ? અક્રમ માર્ગનો વ્યવહાર બરફ જેવો છે. એટલે એક મણનો મોટો બરફ હોય તો એ લાવ્યા પછી કહેશે કે 'અમે તો વ્હેર દબાવીશું', ત્યારે હું કહું કે 'તમને ફાવે તે દબાવજોને પણ છેવટે એ ઓગળીને ખલાસ થઈ જશે.' એ તમે ગમે એટલો બચાવવા પ્રયત્ન કરશો પણ એક દહાડો ઓગળીને ખલાસ થઈ જશે.

વ્યવહાર એક અવતારમાં ચોખ્ખો થવો જોઈએ. છેલ્લા અવતારમાં તો વ્યવહાર ચોખ્ખો જ હોવો જોઈએ. ત્યાં કંઈ પોલંપોલ ચાલે નહીં. અત્યારે પોલ ચાલશે. પણ આ એકાવતારી જ્ઞાન છે. બહુ લોભિયા હોય તો ત્રણ અવતાર કરશે, પાંચ અવતાર કરશે.

વ્યવહારનો વાંધો નથી, વ્યવહારમાં એકરૂપ થઈ જવાય છે તે વાંધો છે. એકરૂપ પોતાના સ્વરૂપમાં હોવો જોઈએ અને વ્યવહાર તો ઉપલક છે, સુપરફ્લ્યુઅસ છે.

## અનંત અવતારથી, કરોડો જીવો ખેંચે તને દોરડાથી !

ભગવાન એટલું જ કહે છે કે વ્યવહારમાં કોઈને બાધકરૂપ ના થાય એવો વ્યવહાર હોવો જોઈએ. વ્યવહારને લોકોએ રિયલ માન્યો તો ય વ્યવહાર આવડ્યો નહીં. વ્યવહારના પક્ષમાં થઈ ગયા તોય વ્યવહાર પૂરો ચોખ્ખો થયો નહીં. વ્યવહાર કેવો હોવો જોઈએ ? આદર્શ હોવો જોઈએ. લોકોને એમ લાગે કે કહેવું પડે ! આ તો ઘેર ઘેર ડખા થયા કરે છે. ડખો થાય, એને વ્યવહાર કેમ કહી શકાય ? વ્યવહારનો અર્થ શો ? આપીને લો, નહીંતર તો લઈને આપો, ચોક્કસ. એનું નામ વ્યવહાર ! વ્યવહાર તો લેવા-દેવાનો વ્યવહાર છે. હું કોઈને આપતો નથી અને હું કોઈનું લેતોય નથી. મને કોઈ આપતું નથી અને હું મારા સ્વરૂપમાં રહું છું.

**પ્રશ્નકર્તા :** હું તો આપના ચરણમાં આવી ગયો, છેવટે એ જ રહ્યું, એ જ ઉપાય રહ્યો.

**દાદાશ્રી :** બસ. એવું કોઈ પણ એડજસ્ટમેન્ટ હોવું જોઈએ આપણું કે નિરંતર આપણી રક્ષા થાય બધી રીતે, વ્યવહાર-નિશ્ચયમાં. વ્યવહારથી ડાઘ પડતા બંધ થાય અને નિશ્ચયથી ડાઘ પડતા બંધ થાય અને બોજારહિત થઈએ, હલકાં ફૂલ જેવા. અહીં મુક્તિ અનુભવીએ. જેટલા ખૂણા તૂટ્યા, જેટલા ખેંચાણ તૂટ્યા એટલા તો છૂટા થયાને, મુક્ત થયાને ! જેટલાં ખેંચાણ બધાં છૂટ્યા, કરોડો જીવો ખેંચે છે આપણને દોરડેથી. અને જેટલાં દોરડાં છૂટી ગયા એટલા છૂટા થયાને ! જેટલા બાકી છે, તે પછી છોડશે. રસ્તો આ છે, આનાથી છૂટી જશે બધું.

એવું છેને, આપણો માર્ગ સરળ છે, સહજ છે. ધંધો ચાલતાં, ઘરના માણસને હરકત કર્યા વગર, કામ નીકળે એવું છે. બધાંને સમાધાન કરી, સંતોષ કરો પછી મોક્ષે જવાનું. કોઈની ડખલ રહે ને આપણે મોક્ષે જઈએ એવું બને જ નહીંને !

આપણે અહીં આ શુદ્ધ વ્યવહાર કહેવાય છે આપણો. લોક કહેશે, તમારો વ્યવહાર બરોબર નથી પણ આ અમારો શુદ્ધ વ્યવહાર છે. આચારસંહિતાની કિંમત તમને ભલે હો. એક આચારસંહિતાની કિંમત

જગત આખાને હોય. કારણ કે આચારસંહિતા એ જ એમનું બીજ છે. જ્યારે આપણે આચારસંહિતા ફળરૂપે કાઢી નાખ્યું છે, બીજરૂપે નથી. એટલે નિકાલ કરી નાખવાનો અને એમનું સંસારનું બીજ આચારસંહિતા છે. એટલે એ એમ જ કહે ને કે આચાર તો જોઈશે જ અને આપણું આ તો જુદું છે, એ એમને શી રીતે ફીટ થાય ? ના થાય. એ ફીટ થશે, ત્યારે તમારો આચાર બધો મારી પેઠ ખાલી થઈ જશે. ત્યારે કહેશે, 'ના, આ તો સાચું કહે છે.' આ આચાર જ ખાલી થઈ જવાના.

**પ્રશ્નકર્તા :** આ તો કર્તાભાવને કાઢીને આચાર ખાલી થાય છે.

**દાદાશ્રી :** હા. તે જ કહું છુંને ! કર્તાભાવ કાઢીને આચાર ખાલી થઈ જશે. ત્યારે લોકો કહેશે, 'શું વાત કરો છો ! કેવું સુંદર છે !' મને બધાં કહે છે કે, 'તમારા ભક્તોનું સાહેબ અમને માન્યામાં નથી આવતું, પણ તમારું માન્યામાં આવે છે.' કારણ કે મારું બધું ખાલી થઈ ગયેલું છે. બાકી માન્યતા તો મારીય એ છે કે નિકાલ જ કરવાનો. અક્રમ વિજ્ઞાન છે આ તો !

## વિરોધીને પણ માન તે શુદ્ધ વ્યવહાર !

જુઓને, અમે મંચ પર બેઠા હતાને, અમારે દ્વેષ હોય નહીં. આવા વ્યવહારમાં તો અમારે આવવાનું ના હોય બનતાં સુધી, પણ હોય તેને અમે તરછોડીએ નહીં. બધું ત્યાંય એવું નાટક ભજવીએ. અમારે આમ કરવું ને તેમ કરવું એવું નહીં. આપણે વ્યવહારને તરછોડવાનો નહીં. જે વ્યવહાર બન્યો, એમાં 'અંબાલાલ મૂળજીભાઈ' એ વ્યવહાર સત્તાને આધીન છે. 'અમે' નિશ્ચય સત્તાને આધીન છીએ. 'અમે' તો નિશ્ચય સત્તામાં જ છીએ, સ્વસત્તાધારી છીએ. એટલે વ્યવહારને કિંચિત્‌માત્ર તરછોડ ના વાગવી જોઈએ.

એટલે કે વ્યવહાર ઉદયકર્મને આધીન છે પણ વ્યવહાર સત્તા અમે ક્યારે કબૂલ કરીએ કે આદર્શ હોય તો, નહીં તો નહીં. એટલે વ્યવહારને કિંચિત્‌માત્ર છંછેડાય નહીં. કોઈને સહેજ પણ દુઃખ તો ના થાય, એ છેલ્લી 'લાઈટ' કહેવાય. વિરોધીને પણ શાંતિ થાય. આપણો વિરોધી હોયને, એ

એમ તો કહે કે, 'ભાઈ, આમને અને મારે મતભેદ છે પણ એમના તરફ મને ભાવ છે, માન છે.' એવું કહે છેવટે !

આ 'વિજ્ઞાન' વ્યવહારને છંછેડતું નથી. દરેક 'જ્ઞાન' વ્યવહારને તરછોડે છે. આ વિજ્ઞાન વ્યવહારને કિંચિત્‌માત્ર તરછોડતું નથી. અને પોતાની 'રિયાલીટી'માં સંપૂર્ણ રહીને વ્યવહારને તરછોડતું નથી ! આ વ્યવહારને તરછોડે નહીં તે જ સૈદ્ધાંતિક વસ્તુ હોય. સૈદ્ધાંતિક વસ્તુ કોને કહેવાય કે જે ક્યારેય પણ અસિદ્ધાંતપણાને ના પામે. કોઈ પણ જગ્યાએ અસિદ્ધાંતપણાને ના પામે, તેનું નામ સિદ્ધાંત કહેવાય, કોઈ એવો ખૂણો નથી કે અસિદ્ધાંતપણાને પામે. એટલે આ 'રિયલ સાયન્સ' છે, 'કમ્પ્લિટ સાયન્સ' છે. વ્યવહારને કિંચિત્‌માત્ર ના તરછોડાવે ! જે જ્ઞાન વ્યવહારને તરછોડે, એ જ્ઞાન નિશ્ચયને પામે નહીં.

**પ્રશ્નકર્તા :** એ તો સીધી વાત છે.

**દાદાશ્રી :** એટલે અમારો વ્યવહાર આદર્શ જ હોય. જગતે જોયો ના હોય એવો અમારો વ્યવહાર હોય. અમારો વ્યવહાર મનોહર હોય. જેનું વર્તન પણ મનોહર હોય, વિનય પણ મનોહર હોય. વ્યવહારને ખસેડીને કોઈ છે તે આત્મા પામેલો નહીં. અને જે પામવાની વાતો કરે છે એ છે તે શુષ્કજ્ઞાન છે. તરછોડ્યો એટલે રહ્યું જ ક્યાં ? નિશ્ચય ક્યાં રહ્યો ?

**પ્રશ્નકર્તા :** વ્યવહારને તરછોડે તો ઓટોમેટિક નિશ્ચયને તરછોડાય જ જાય છે.

**દાદાશ્રી :** નિશ્ચય ઉત્પન્ન જ ના થાયને, વ્યવહાર તરછોડેલો હોય તો. વ્યવહાર એટલે બેઝમેન્ટ છે, તો બેઝમેન્ટ કાચું તો નિશ્ચય ઊભો નહીં રહે.

## વ્યવહાર સત્તા માન્ય જ્ઞાનીને ય !

વ્યવહાર સત્તાને માન્ય કરીએ છીએ. વ્યવહારને સમભાવથી 'નિહાળીએ' છીએ ! વ્યવહાર સત્તાને માન આપવાનું એટલે શું ? આ કોઈ શેઠ છે, તે કેટલોય પૈસો ધર્મમાં ખર્ચે છે. એટલે એ અહીં આવે તો

આપણે તેમને 'આવો પધારો' કહીને ગાદી પર બેસાડીએ, એ બધું વ્યવહાર સત્તાને માન આપ્યું કહેવાય. પણ દ્રષ્ટિમાં અમારી તે ઘડીએ સમભાવ રહે. પછી આ મોટા શેઠ હો કે એનો ડ્રાયવર હો, દ્રષ્ટિમાં સમભાવમાં અમારે ફેર ના પડે ! વ્યવહાર સત્તા તો ભગવાને એક્સેપ્ટ કરવાની કહેલી છે. શ્રેણિક રાજા હતા, તેમને ભગવાન મહાવીરેય રાજા કહીને બોલાવતા. કારણ કે એમની એ જગ્યા છે, એ પદવાળા છે, એવી પુણ્યૈ છેને ! પણ દ્રષ્ટિ તો સમભાવ !

વ્યવહાર સત્તાને એક્સેપ્ટ કરવી જ પડે. ધર્મમાં પૈસાની મદદ કરતા હોય તેય એક્સેપ્ટ કરવું પડે. ધર્મમાં દેહની સેવા કરતાં હોય તોય એક્સેપ્ટ કરવું પડે. જેની જેની વધારે સેવાઓ હોય તેય એક્સેપ્ટ કરવી પડશેને ? પણ દ્રષ્ટિમાં સમભાવ હોય ! અમારે બધાંની ખબર પૂછવાની. મગજ મેડ થઈ ગયેલું હોય, તેનેય એની ખબર પૂછવાની. કારણ કે મગજ મેડ છે, આત્મા મેડ નથી ! મગજ તો એક અવતાર પૂરતું જ કે અમુક ટાઈમ પૂરતું જ હોય છે ને આત્મા તો પરમેનન્ટ છે.

## રસાળવો વ્યવહાર, જ્ઞાનીનો !

અક્રમ વિજ્ઞાન શું કહે છે કે વ્યવહાર તો બધાય રાખે છે, પણ વ્યવહાર રસાળવો રાખો, રસાળવો.

ઘરમાં કેવો વ્યવહાર હોય છે ? રસાળવો વ્યવહાર ! એટલે મારો સ્વભાવ તો, હું નિરંતર વ્યવહાર રસાળવો જ રાખતો. જોડે બેઠો હોય તેની જોડેય રસાળવો. કોઈને કોઈ ખોટ ગઈ નથી કોઈ જાતની. રસાળવા વ્યવહારમાં મને ખોટ આવી નથી. વ્યાપારીને ત્યાં જઉં તોય વ્યાપારીની જોડે રસાળવો વ્યવહાર. એનો પોલિશ્ડ હોય પણ મારો વ્યવહાર સારો હોય. એના પોલિશ્ડનેય ઓળખું, પાછો રસાળવાને ય ઓળખું. મારા જેવો રસાળવો મળે, તેનેય ઓળખું પાછો. ઓળખવાનો સ્વભાવ ખરો બીજે.

**પ્રશ્નકર્તા :** રસાળવો વ્યવહાર એટલે કેવો હોય ? જરા વધારે વિગતવાર સમજાવો.

**દાદાશ્રી :** ગપોટી ના જાય મારી પાસે. એ ગપોટે નહીં મારી પાસે. ગપોટે શબ્દ વાપરો કે ના વાપરો ? એ બહુ જૂના જમાનાનો શબ્દ છે. ગપોટે એટલે દશ લાઈન બોલવાની હોય ને એમાં ચાર લાઈન ભૂલી જઈને આગળની બોલે ત્યારે બીજા છોકરા શું કહે આણે ગપોટી ચાર લાઈન. એટલે આટલું ગપોટી લીધું. બોલવાનું હોયને, તેમાં આટલું ગપોટ્યું.

એટલે આપણો વ્યવહાર રસાળવો હોવો જોઈએ એવું મારું કહેવાનું. સામો માણસ કેવો વ્યવહાર રાખે છે, એને સમજી જઉં હું કે આ ગપોટ્યું એણે. પણ આપણે તો રસાળવો રાખવો, એ મુખ્ય વાત. આ ઘરમાં વ્યવહાર રસાળવો જ હોય છે. નથી હોતા ? ઘણા કાયદા જોતા નથી. રસાળવો એટલે શું ? અંદર કપટ વગરનું, શુદ્ધતાવાળો. એટલે આપણો વ્યવહાર રસાળવો હોવો જોઈએ. સમભાવે નિકાલ કરવાથી રસાળવો ગુણ ઉત્પન્ન થાય છે. તે આપણા મહાત્માઓને રસાળવો છે જ. પગ-બગ ખૂબ દબાયો હોયને તોય અવળું ના બોલે એનું. સમભાવે નિકાલ તો કરે રોજ. આટલા બધા લોકો છે પણ કંઈ અથડામણ થઈ નથી કોઈની.

**પ્રશ્નકર્તા :** રસાળવો વ્યવહાર એટલે સિન્સિયર વ્યવહાર ?

**દાદાશ્રી :** એ તો આ બધા કારકૂનો લખે છેને સિન્સિયરલી ! પણ એ લુખ્ખો વ્યવહાર કહેવાય. અને રસાળવાની મહીં સિન્સિયારીટી આવી જાય ખરી, પણ સિન્સિયારીટીમાં રસાળવું ના આવે. સિન્સિયારીટીની ડોલ છે, એની મહીં રસાળવાની ડોલ આવી શકે નહીં, રસાળવાની ડોલમાં સિન્સિયારીટીની ડોલ આવી શકે.

એ રસાળવો શબ્દ જો યાદ રહે તો કામ કાઢી નાખશે. રસાળવો, એટલું મહીં યાદ રહેશેને તોય બહુ થઈ ગયું !

અમારો રસાળવો વ્યવહાર હોય. એટલે તમને શું લાગે કે આ કોઈ આપ્તજન લાગે છે, બીજા વાત કરે તો આપ્તજન નહીં લાગે. હું આમને ટૈડકાવુંને તોય રસાળવો વ્યવહાર. ટૈડકાવાનું તે તો મહીં માલ નીકળ્યો, તે સામાનો હિસાબ હોય તો શું થાય ? મારી ઇચ્છા નહીં ને !

## વ્યવહાર સ્પર્શે જ નહીં તે કેવળજ્ઞાન !

જે માણસને જેટલો વ્યવહાર સ્પર્શે નહીં એટલો વ્યવહાર વ્યવહાર કહેવાય. એમ કરતાં કરતાં આખો વ્યવહાર જ સ્પર્શે નહીં, એટલે થઈ ગયું કેવળજ્ઞાન ! જેટલો સ્પર્શ કરે નહીં, એ વ્યવહારને જ વ્યવહાર કહે છે. હજુ તો જે સ્પર્શ કરતો હોય, તે વ્યવહારને વ્યવહાર કેમ કહેવાય ? વ્યવહાર એટલે સ્પર્શે નહીં. લોકોને એમ લાગે કે આમણે કર્યું ને આપણને એમ લાગે કે 'આ ચંદુભાઈએ કર્યું, આપણે નથી કર્યું !' વ્યવહાર એટલે લોકને તો આ ભાઈએ શું કર્યું, એ દેખાય બધું, એટલે એ તો એમ જ કહેને !

આ તો ખાલી વ્યવહાર ઊભો થયેલો છે, સમસરણ માર્ગનો. જેમ અરીસા આગળ વ્યવહાર ઊભો નથી થતો ? અરીસામાં કશું દેખાય કે નહીં ? તો હવે એ એક્ઝેક્ટ વ્યવહાર નથી ? આપણે એક આંગળી ઊંચી કરીએ તો એ એક આંગળી ઊંચી કરે. આપણે બે ઊંચી કરીએ તો એ બે ઊંચી કરે, એક્ઝેક્ટ વ્યવહાર નથી ? એ વ્યવહારને ઘોળીને લોકો પી ગયા. એના જેવો જ આ વ્યવહાર છે, બીજું કશું છે નહીં. જેટલા રાગ-દ્વેષ ગયા, એટલો શુદ્ધ વ્યવહાર ઉત્પન્ન થઈ ગયો. સંપૂર્ણ રાગ-દ્વેષ ગયા એટલે બધો વ્યવહાર વ્યવહારરૂપે રહ્યો. ડખલોરહિત વ્યવહાર રહ્યો કહેવાય. આ લોકોને ધીમે ધીમે રાગ-દ્વેષ ઘટતા જાય છે ને અમુક અમુક બાબતમાં છૂટતા જાય છે ! અમુક જ બાબતમાં એટલે જેટલા રાગ-દ્વેષ છૂટે એટલો જ વ્યવહાર છૂટેને ? એકદમ છૂટતો નથી આ. ધીમે ધીમે અંશે અંશે છૂટે છે. એ સર્વાંશે છૂટકારો થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

**જય સચ્ચિદાનંદ**

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

# પાપો ભસ્મીભૂત કરાવે આપ્તવાણી !

પ્રશ્નકર્તાઃ આપ્તવાણી વાંચતાં જ બે કલાક સંસાર અદ્રશ્ય થઈ ગયો !

દાદાશ્રી : તે આવા બે કલાક આવતા જ નથી. સંસારમાં હાજરી તોડવી એ તો બહુ મોટી વાત છે અને આપ્તવાણી વાંચવામાં જગત ભૂલાય તો નર્યા પાપ ધોઈ નાખે. આમાં તો પાપો બધાં ભસ્મીભૂત થઈ જાય. કારણ કે આમાં તો નથી સંસારમાં ને નથી મોક્ષમાં, વચલા ગાળામાં હોય. આમાં સંસાર બિલકુલેય નથી. એટલે આપ્તવાણી કામ કાઢી નાખે એવી છે.

આ આપ્તવાણી લોકોને બહુ હેલ્પ કરશે, જો આગળ લોકોના હાથમાં આવશે તો ! કારણ કે દરેક ખૂણાની સમજ એમાં મુકેલી છે. એવો કોઈ ખૂણો નથી કે જે સમજ મૂકવાની બાકી રહી હોય. અને હજુતો આવી બધી ચૌદ સુધી આપ્તવાણીઓ આવશે, તે ઓર જાતની આવશે!

-દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ.' ની મહીં પ્રગટ થયેલા

## દાદા ભગવાનના
## અસીમ
## જય જયકાર હો

ISBN 818972577-7

9 788189 725778